# THE
# COUNT OF MONTE CRISTO.

# કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો

( ગુજરાતી ભાષાંતર )

: પુસ્તક પહેલું :

: દ્વિતીય આવૃત્તિ :

ललित–वाङ्मय–ग्रंथमाला–१७

# Count of Monte-Cristo

# કાઉન્ટ ઑફ મોન્ટે-ક્રીસ્ટો

( ડ્યૂમા )

( વૉલ્યુમ બીજું–ભાગ બીજો )

ગુજરાતી ભાષાંતરકર્તા
એક ગ્રેજ્યુએટ
અમદાવાદ

સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

કિંમત ત્રણ રૂપીયા

# પ્રકાશકના બે બોલ

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનો આ ચોથો ભાગ લલિત-વાઙ્મય-ગ્રંથમાળાના ગ્રાહકોને અર્પણ કરતાં અમને આનંદ થાય છે: સદર પુસ્તક આજે લગભગ બે વર્ષ ઉપર અમે છાપવું શરૂ કર્યું હતું અને આજે તે ચાર ભાગમાં સંપૂર્ણ થયું છે. ગ્રંથમાળાની શરૂઆતથીજ આ પુસ્તક પ્રકટ કરવાની અમને ઘણીજ અભિલાષા હતી; અને આમ નવ દસ વર્ષે પણ અમારી તે અભિલાષા પૂર્ણ થઇ તે માટે અમો પરમાત્માનો આભાર માનીએ છીએ: એકંદર ૧૪૦ ફૂર્મા એટલે ૨૨૪૦ પૃષ્ઠનું ગંજાવર વાંચન અમે અમારા ગ્રાહકોને માત્ર ૭ રૂપીયામાં આપ્યું છે.

વર્તમાન સમયના બજારના સંયોગો તરફ લક્ષ આપતાં અમને લાગે છે કે સદર પુસ્તક છાપવાનું મહાભારત સાહસ માથે ઉઠાવવામાં અમે ઘણીજ મોટી જવાબદારી વ્હોરી છે: પરંતુ સદર નવલકથાના નાયક કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો ઉર્ફે એડમન્ડના છેલ્લા સદુપદેશ **આશા** અને **ધૈર્ય**માં અમને વિશ્વાસ છે; અને અમારી ગ્રંથમાળાના જે અલ્પ-સ્વલ્પ ગ્રાહકો રહ્યા છે તે તરફ જોતાં અમારો તે વિશ્વાસ ગેર નહિ નીવડે એવી અમને આશા છે.

અમે સદર પુસ્તકના પહેલા ભાગની પ્રસ્તાવનામાં વચન આપ્યા મુજબ ભાષાંતર કર્તાની પ્રસ્તાવના વિગેરે ન આપવા માટે ઘણાજ દીલગીર છીએ: ભાષાંતરકર્તા ગૃહસ્થની ઇચ્છા મુજબ અમો એમની કોઇપણ જાતની ઓળખાણ ન આપતાં માત્ર એટલું જણાવવું વ્યાજબી માનીએ છીએ કે, સદર ભાષાંતરકર્તા ગૃહસ્થ એક

ગ્રેજ્યુએટ હોઈ એમની સરકારી નોકરીની અત્યંત જવાબદારીવાળી જગા પર છે: આ ભારે જવાબદારીવાળી જગાના આજ કેટલાએ લાંબા વખતથી ચાલ્યા આવતા કામના ભારે દબાણને લીધે, તેમજ કાર્યભારની અસરથી લથડપથડ ચાલતી પ્રકૃતિને વશ થઈ તેઓથી એક અક્ષર પણ અંતઃકરણની અત્યંત તીવ્ર ઇચ્છા છતાં લખી શકાયો નથી. સદર ચોથો ભાગ આજ ઘણા વખતથી તૈયાર થયો હતો છતાં માત્ર આ પ્રસ્તાવના માટેજ પ્રકટ કરી શકાયો નહોતો; અને આવી રીતે છેવટે અમારે તે લેખકની પ્રસ્તાવના વિનાજ પ્રકટ કરવો પડયો છે. છતાં ભાષાંતરકર્તાની ઇચ્છા છે કે મોડેવહેલે પણ એક સારી પ્રસ્તાવના સદર પુસ્તક વિષે લખવી અને તે સદર પુસ્તકના તમામ ગ્રાહકોમાં વ્હેંચવી. અમો પણ તેમની તે ઇચ્છા સાથે સંમત થઇએ છીએ; અને અંતે ભાષાંતરકર્તા ગૃહસ્થ અને વસંત પ્રીન્ટીગ પ્રેસના માલીક તથા મેનેજરનો અત્યંત આભાર માનીએ છે: કારણ કે સદર પુસ્તક પ્રકટ થવામાં આ ત્રણે ગૃહસ્થોનોજ મોટે ભાગે મહત્ત્વનો હીસ્સો છે:

હવે પછી કયું પુસ્તક પ્રકટ કરવું એ બાબતનો જોકે અમે કાંઈએ નિશ્ચય કર્યો નથી; પરંતુ ઘણે ભાગે સત્તરમી સદીનું ફ્રાન્સનો બીજો ભાગ પ્રકટ કરી તે પુસ્તક પૂરૂં કરવાની ધારણા છે.

કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી

# અનુક્રમણિકા



<u>પૃષ્ઠ ૭૦ માં</u>

પ્રકરણ ૪ થું ને બદલે પ્રકરણ ૩૬ મું વાંચવું

Count of Monte-Cristo

# કાઉન્ટ ઑફ મોન્ટે-ક્રીસ્ટો



| | |
|---|---|
| વૉલ્યુમ પહેલું | ભાગ ૧ લો |
| ” ” | ભાગ ૨ જો |
| વૉલ્યુમ બીજું | ભાગ ૧ લો |
| ” ” | ભાગ ૨ જો |

કુલ પૃષ્ઠ સંખ્યા ૨૨૪૦ : પાકાં પુંઠાં

**કિંમત દરેક ભાગની ત્રણ રૂપીયા.**

લલિત-વાઙ્મય-ગ્રંથમાલા ઑફીસ

સાંકડીશેરી, ખીજડાની પોળ

**અમદાવાદ**

છપાય છે! છપાય છે!!

મહાકવિ કાલિદાસ કૃત

# મેઘદૂત

( આવૃત્તિ ત્રીજી )

ભાષાંતર કર્ત્તા

સ્વ: કીલાભાઇ ઘનશ્યામ

સમશ્લોકી ભાષાંતર–લાંબી વિદ્વત્તાભરી પ્રસ્તાવના અને ઉપયોગી ટીકા–ટીપ્પણીઓ સાથેનું આ ભાષાંતર ગુજરાત્તી સાહિત્યમાં અનન્ય છે.

:: સુંદર નવ ચિત્રો :: જાડા ગ્લેઝ કાગળ ::

:: અપટુડેટ બાઇંડીંગ ::

# Count of Monte-Cristo

# કાઉન્ટ ઑફ મોન્ટે-ક્રીસ્ટો

( વૉલ્યુમ બીજું-ભાગ બીજો )



# પ્રકરણ ૩૨ મું.

બીજે દિવસે સવારમાં બરાબર આઠ વાગે આલ્બર્ટ બ્રોકમ્પના ઘર આગળ આવી પહોંચ્યો. તે આવે એટલે તુરત તેને અંદર લઇ આવવાનો નોકરને હુકમ મળ્યો હતો.

"હું આવી પહોંચ્યો છું." આલ્બર્ટે બ્રોકમ્પને કહ્યું.

"દોસ્ત, હું તારી જ રાહ જોયા કરતો હતો."

"બ્રોકમ્પ, મિત્ર, તારા તરફથી મને સંપૂર્ણ ખાત્રી છે. તેં મને બોલાવવાને મોકલ્યું એ વળી મારે માટેના તારા અથાગ સ્નેહની એક વધારાની સાબીતી છે. ત્યારે દોસ્ત, હવે કહે જોઇએ, આવો ભયંકર ઘા કોણ કરે છે, તેનો કાંઇ ખ્યાલ તને આવે છે કે?"

"હું ધારૂં છું કે મને કાંઇક પત્તો મળ્યો છે ખરો."

"પણ પહેલાં તો મને આ ભયંકર અને ક્રૂર કાવતરાની બધી હકીકત જણાવ."

શોક અને લજ્જાના ભાર તળે દબાઇ ગએલા પેલા યુવાનને બ્રોકમ્પે નીચે પ્રમાણે બનેલી હકીકતનું વર્ણન કરી બતાવ્યું:—

"બે દિવસ પહેલાં બીજા એક વર્તમાનપત્રમાં પેલો લેખ પ્રસિદ્ધ થયો. તેમાં વધારે ગંભીર બાબત તો એ હતી કે જે પત્ર સરકારના હથીઆર તરીકે જાણીતું હતું, તેમાં તે પ્રગટ થયો હતો. તે પત્ર મળ્યું તે વખતે બ્રોકમ્પ નાસ્તો લેતો હતો. તે લેખ તેના વાંચવામાં આવતાની સાથેજ બ્રોકમ્પે ગાડી મંગાવી, અને તે તે પત્રના અધિપતિની ઓફીસમાં ગયો. તે પત્ર, અને બ્રોકમ્પ જે પત્ર ચલાવતો હતો તે પત્ર, એ બન્નેના વિચારો અને નીતિ પરસ્પર એક બીજાથી વિરૂદ્ધ

હતાં, છતાં પણ બન્ને પત્રના અધિપતિઓ પરસ્પરના અંગત મિત્રો હતા. બોકેમ્પે કાઉન્ટ મોર્સર્ફના સંબંધમાં પ્રગટ થએલા પેલા લેખના સંબંધમાં વાત છેડી.

" મિત્ર, મને લાગે છે કે આવો લેખ તમારા પત્રમાં પ્રગટ કરીને બદનક્ષી માટેની ફોજદારી ફરીઆદની જવાબદારી તમે તમારા માથા ઉપર વ્હોરી લો છો. " બોકેમ્પે કહ્યું.

" ના, ના. બીલકુલ નહિ. તે લેખની સાથે તેની સત્યતા પુરવાર કરવાની તમામ સાબીતીઓ અમને મળી ચુકેલી છે. તેથી અમને ચોક્કસ ખાત્રી છે કે કાઉન્ટ મોર્સર્ફ લગાર ચુંચાં પણ કરી શકે તેમ નથી. વળી એવા ભયંકર બદમાસો અને નીચ ગુન્હેગારોને ઉઘાડા પાડવા, અને તેમને જે માન મળે છે તેને માટે તેઓ કોઇ પણ રીતે લાયક નથી એમ બતાવવું, એ તો એક દેશસેવાનું કાર્ય છે."

બોકેમ્પ તો સ્તબ્ધજ બની ગયો.

"ત્યારે આટલી બધી ચોક્કસ અને ખરેખરી બાતમી તમને આપનાર કોણ છે ? " તેણે પુછ્યું. " કારણ અમારા પત્રમાં એક વખત એ બાબતનો ઇશારો આવી ગયા પછી તેની સત્યતાની સાબીતીના અભાવે અમારે એ વિષય પડતો મૂકવાની જરૂર પડી. ખરૂં પૂછાવો તો તમારા કરતાં અમને આ બાબતમાં વધારે રસ પડે તેવો છે; કારણ કાઉન્ટ મોર્સર્ફ એ એક ઉમરાવ છે, અને અમારૂં પત્ર તો પ્રજાકીય પક્ષનું છે."

" અરે, આ વાત તો તદ્દન સ્હેલી છે. અમારે આવું ખોટું ધાંધળ કરવાની, અગર ખોટી અફવા ઉડાવી કોઇની આબરૂ ઉઘાડી પાડવાની કાંઇ જરૂર નહોતી. અમારી પાસે તો એક ખાસ માણુસ તે લઇને આવ્યો હતો. ગઇ કાલેજ તે માણુસ 'યેનીના' થી અહિં

આવી પહોંચ્યો, અને એ બાબતના કાગળોનો એક મોટો થોકડો લઇને અમારી પાસે આવ્યો. પ્રથમ તો અમે તે લેવાની ચોખ્ખી ના પાડી એટલે તે લઇને તે બીજા પત્રની ઓફિસ તરફ જવા નિકળ્યો. ગમે તે કોઇ પણ પત્રમાં તેને તે લેખ પ્રગટ કરાવવાનો તો હતો જ."

આથી હવે બોકેમ્પનો કાંઇ પણ ઉપાય રહ્યો નહિ. તેણે તુરતજ આલ્બર્ટને સંદેશો મોકલાવ્યો. તે સંદેશો લઇને માણસ આલ્બર્ટના તરફ રવાના થયા પછી કેટલાક નવિન બનાવો બની ગયા હતા, તેની ખબર આલ્બર્ટને મોકલવાનું શકય નહોતું. તેજ દિવસે દિવાને ખાસ–ઉમરાવોની સભામાં એક જબરી ધમાલ ચાલી રહી હતી. ગમે તેવા મહત્વના વિષયો ચર્ચાવાના હોય તો પણ સાધારણ રીતે ઉમરાવોની સભામાં શાંતિ સુવ્યવસ્થા અને વિવેક જળવાઇ રહેલાં જોવામાં આવતાં; પરંતુ આજે તો દરેક જણ હમેશના ઠરેલા સમય પહેલાં આવી પહોંચેલો હતો. અને તેમના પૈકીના એકના સંબંધમાં જાહેર પ્રજાનું ધ્યાન જે બનાવથી ખેંચાઇ રહ્યું હતું, તે શોકજનક બનાવની જ જ્યાં ત્યાં વાતો ચાલી રહી હતી. કેટલાક પેલો લેખ વાંચતા હતા, તો કેટલાક તેના ઉપર વિવેચન કરતા હતા. કેટલાક તેના સંબંધમાં ચર્ચા અને વાદવિવાદ ચલાવી રહ્યા હતા, તો કોઇક વળી પોતાની સ્મરણશક્તિની મદદથી એવા કેટલાક બનાવોની યાદ કરાવી રહ્યા હતા, કે જેથી લેખમાં લખાએલી બાબતોને ટેકો મળતો હતો. કાઉન્ટ મોર્સર્ફને માટે તેના સોબતીઓને કાંઇ પ્રીતિની લાગણી નહોતી. આ કારણને લીધે પોતાનાં માન અને આબરૂ જાળવવાને મોર્સર્ફને કેટલીક વખત મગરૂરી ભરેલું અને ઉદ્ધત વર્તન કરવાની જરૂર પડતી. આનું પરિ-

ગામ એ આવ્યું કે દિવાને ખાસમાંના કેટલાક જુના અને ખરા ઉમરાવો તેના તરફ હસતા, તો તેમાંના કેટલાક બુદ્ધિમાન પુરૂષો તેને પોતાનાથી દૂર રાખતા. જ્યારે તેઓમાંના બીજા કેટલાક પ્રમાણિક ઉમરાવો તેને ધિક્કારતા હતા. ઉમરાવ મંડળમાં કાઉન્ટની સ્થિતિ આવી હતી. આથી એક વખત જ્યાં પ્રભુની ખફગી તેના ઉપર ઉતરી કે દરેક જણ તેના સામે થવાને તૈયાર થઇ ગયો. મોર્સર્ફ એકલોજ આ બધાથી અજ્ઞાત હતો. જે વર્તમાન પત્રમાં તેની આબરૂ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો, તે પત્ર તે મંગાવતો નહોતો. તે દિવસે સવારે તે કેટલાક બીજા મહત્વના વ્યવસાયમાં ગુંથાયેલો હતો. આથી પોતાના માથા પર આવી પડનારી ભયંકર આફતથી તે પોતે તદ્દન અજ્ઞાત હતો. તે તો બિચારો પોતાના હમેશના વખતે આવી પહોંચ્યો. તેનો દેખાવ હમેશના જેવોજ મગરૂર અને ઉદ્ધત હતો. તે ગાડીમાંથી ઉતર્યો, અને સભાસ્થાનમાં દાખલ થયો. તેના મિત્રોની અતડાશ તેના બીલકુલ સમજવામાં આવી નહિ. તે આવી પહોંચ્યો તે પહેલાં અડધા કલાકથી કામકાજ શરૂ થઇ ગયું હતું.

દરેક જણના હાથમાં પેલું વર્તમાનપત્ર હતું, છતાં હમેશની માફક તે દિવસે પણ હુમલો કરવાની જોખમદારી પોતાને માથે લેવાને કોઇ તૈયાર નહોતું. છેવટે એક પ્રમાણિક અને આબરૂદાર ઉમરાવથી વધુ વખત શાંતિ રાખી શકાઇ નહિ. મોર્સર્ફનો તે માણસ જાહેર શત્રુ હતો. તે પોતાની જગાએથી ઉઠયો, અને એટલા ધીમા પગલાથી અને એવી ગંભીરતાથી ભાષણ કરવાની જગાએ જઇને ઉભો રહ્યો, કે જે ક્ષણની રાહ જોવાતી હતી, તે ક્ષણ આખરે આવી પહોંચી હતી, એમ સર્વ કોઇને ખાત્રી થઇ. આસપાસ

ચારે બાજુએ ગંભીર શાંતતા પથરાઇ ગઇ. જે ઉમરાવ ભાષણ કરવાને ઉઠયો હતો, તે હમેશાં જ્યારે બોલવા ઉઠતો, ત્યારે તેના તરફ કોઇ ઝાઝું લક્ષ આપતું નહિ; છતાં આજે તે ભાષણ આપવાની જગોએ જઇને ઉભો રહેતાં, દરેકે દરેક જણનું ધ્યાન તેની તરફજ કેમ ખેંચાઇ રહ્યું હતું, તેની મોર્સર્ફને કાંઇ સમજ પડી નહિ. ભાષણકર્તાએ શરૂઆત કરી. જે વિષય ઉપર તે બોલવાને ઉઠયો હતો, તે વિષય અતિ મહત્વનો જણાવી, તમામ સભ્યોને તેના ઉપર ખાસ ધ્યાન આપવાને તેણે ઉપોદ્‌ઘાતમાં વિનંતિ કરી. ત્યાં સુધી પણ મોર્સર્ફને કાંઇ શંકા પડી નહિ; પણ જ્યારે ભાષણમાં યેનીનાનું નામ લેવાયું ત્યારે તે એકાએક ચમકયો, અને જ્યારે કર્નલ ફરનાન્ડનું નામ સાંભળ્યું, ત્યારે તો તેનો ચ્હેરો એટલો બધો ફીકકો પડી ગયો, કે દરેક સભ્યની નજર તેના તરફ દોરાઇ અને દરેકના હૃદયમાં કંપારી વછૂટી. ભાષણ કર્તાએ તે પછી પેલો લેખ વાંચી બતાવ્યો. સભાસ્થાનમાં કોઇક અજબ શાંતિ પથરાઇ ગઇ. લેખ વંચાઇ રહ્યા પછી જ્યારે ભાષણ કર્તાએ પોતાનું ભાષણ આગળ ચલાવ્યું, ત્યારે દરેક જણનું મન તેમાંજ પરોવાઇ ગયું. તેણે પોતાની શંકાઓ અને કેટલી હકીકતો જણાવી. તે વિષય ઉપર ચર્ચા કરીને કાઉન્ટ મોર્સર્ફની અને આખા ઉમરાવ મંડળની આબરૂ બચાવવાની તેણે સુચના કરી. જે ખોટી અફવાથી મોર્સર્ફ જેવા એક ઉમરાવની આબરૂને ધોકો પહોંચાડવામાં આવ્યો હતો, તેથી આખા ઉમરાવ મંડળની પણ ઘણી નાલાસ્તી થતી હતી. આ બધાં કારણો જણાવી અંતમાં આ વિષયની તપાસ તુરતજ હાથ ઉપર લેવાને તેણે દરખાસ્ત આગળ કરી. મોર્સર્ફ તો તે અણધાર્યા ભયંકર હુમલાથી એવો બ્હાવરો બની ગયો, કે તે

ભાગ્યેજ કાંઇ બોલી શકયો. કોઇ તદન નિર્દોષ મનુષ્યના ઉપર એકાએક હુમલો થાય, તો તેનામાં પણ આવી ભીરૂતા દૃષ્ટિગોચર થાય. આથી સભ્યોમાંના કેટલાક તેની દયા ખાવા લાગ્યા; કારણ કે જે મનુષ્યો ખરેખરજ ઉદાર પ્રકૃતિના હોય છે, તેઓ પોતાના શત્રુના ઉપર પણ ભયંકર આફત આવી પડેલી જુએ છે, ત્યારે પોતાની શત્રુતા ભૂલી જાય છે.

સભાના અધ્યક્ષે પછી મત લીધા. જેના પરિણામે તપાસ ચલાવવાનો નિશ્ચય થયો. તેના સામે મૂકવામાં આવેલાં તહોમતોના સંબંધમાં પોતાના બચાવ માટે તૈયાર થવાને કાઉન્ટને કેટલીક મુદત જોઇશે એમ તેને પૂછવામાં આવ્યું. આ સમય દરમ્યાન મોર્સર્ફની હિંમત તાજી થઇ હતી.

"ગૃહસ્થો," મોર્સર્ફે જવાબ આપ્યો. "કોઇક મારા દુષ્મનો અંધારામાં ભરાઇ રહીને, મારી ગેરહાજરીમાં મારી અજાણમાં મારા ઉપર છૂપી રીતે હુમલો કરી રહ્યા છે એમ આ ઉપરથી જણાય છે. આવા હુમલાથી પ્રથમ તો હું જરાક ચમકયો ખરો, પણ આવા હુમલાનો તો તુરતજ અને તેટલોજ ભયંકર પ્રતિકાર કરવો જોઇએ. ખરી અફસોસની વાત તો એ છે કે મારા દુષ્મનો ખુલ્લા પડીને મારી સામે આવીને ઉભા રહેતા નથી, એટલે તેમની સાથે યુદ્ધમાં ઉતરીને, મારૂં લોહિ રેડીને મારો બચાવ કરવાની, અને હું નિર્દોષ છું, એમ મારા ઉમરાવ બંધુઓને બતાવી આપવાની મને તક મળતી નથી! મારા જેવા એક સિપાઇ બચ્ચાને પોતાના બચાવ માટે આવો રસ્તો લેવો પડે છે, એટલીજ માત્ર એક મને દિલગીરી થાય છે."

આ શબ્દોએ ત્હોમતદારના લાભમાં સારી અસર કરી.

"આથી મારી માગણી એવી છે કે આ બાબતની તપાસ તુરતા તુરતજ હાથ ઉપર લેવી જોઇએ અને મારે પોતાને મારા બચાવમાં જે જે પુરાવો રજુ કરવાનો છે તે હું કરીશ."

"ઠીક; તમને કયો દિવસ અનુકુલ આવશે ?" અધ્યક્ષે મોર્સ-ર્ફને પૃછયું.

"આજેજ શરૂ થવા દો. હું તો તૈયાર છું." કાઉન્ટે જવાબ આપ્યો.

અધ્યક્ષે બધા સભ્યોનું ધ્યાન ખેંચવાને ઘંટડી વગાડી.

"આજેજ તપાસ શરૂ કરવામાં આવે તો બધા સભ્યોની તે માટે સંમતિ છે કે ?"

"હા. હા." બધાએ એકે અવાજે જવાબ આપ્યો. તે પછી મોર્સર્ફ જે પુરાવા રજુ કરે, તે તપાસવા માટે બાર સભાસદોની એક સમિતિ નિમવામાં આવી. તેજ દિવસે સાંજના આઠ વાગે તપાસ શરૂ કરવાનું નક્કી થયું. જો એક દિવસમાં કામ પુરૂં ન થાય તો તે પછી દરરોજ તેજ વખતે કામ પાછું હાથમાં લેવું એવું ઠર્યું. તે પછી મોર્સર્ફે જવાને માટે પરવાનગી માગી. કોઇક વખત આવી વિપત્તિ આવી પડશે એવી શંકાથી તેણે પ્રથમથીજ પોતાના બચાવની તૈયારીઓ કરી રાખી હતી.

આલ્બર્ટ બધું સાંભળ્યા કરતો હતો. ઘડીમાં તેનામાં કાંઇક આશા આવતી, તો ઘડીમાં તેને ક્રોધ વ્યાપી જતો, તો કેટલીક વખતે તેને ઘણી શરમ લાગતી અને તેથી તે થરથર કાંપતો.

તેના પિતાએ કરેલા ગુન્હાઓથી તે વાકેફગાર થએલો હતો;

આથી તેના મનમાં એકજ પ્રશ્ન રમી રહ્યો હતો, અને તે એ કે જો તે ખરેખર ગુન્હેગારજ હતો તો પછી તે પોતાનું નિરપરાધીપણું કેવી રીતે સાબીત કરવા માગતો હતો.

બોક્રેમ્પ વાત આગળ ચલાવતાં જરા ખમચાયો.

"પછી શું થયું?" આલ્બર્ટે પૂછ્યું.

"પછી શું થયું? તેં મારા ઉપર એક ખરેખરી દુઃખદાયક ફરજ નાંખવા માંડી છે. તારે બધું જ જાણવાની જરૂર છે?"

"ખાસ જરૂર છે. બીજાના મ્હોએથી સાંભળવાને બદલે તમારા પોતાના જ મ્હોએથી સાંભળવાની મારી વધારે ઇચ્છા છે."

"ત્યારે તો જરા હિંમત રાખ. દોસ્ત, હાલ તારે હિંમતની જેટલી જરૂર છે, તેવી તારી આખી જીંદગીમાં કદી જરૂર પડી નહિ હોય, અગર હવે પછી કદી ભાગ્યેજ પડશે."

આલ્બર્ટે મ્હો ઉપર હાથ ફેરવી જરા હિંમત લાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું. "ચાલવા દો."

"સાંજ પડી. પેરીસ શહેરમાં સૌ કોઇ સાંજ પડવાની આતુરતાથી રાહ જોતું હતું. એક યુવાન ઉમરાવ મારો મિત્ર હતો. તેની લાગવગથી સભા વખતે સભાસ્થાનમાં હાજર રહેવાની મારે માટે ખાનગી રીતે વ્યવસ્થા થઇ. તે સાત વાગે મારે ત્યાં મને તેડવાને આવ્યો. અમે બન્ને સાથે તેની ગાડીમાં સભાસ્થાનમાં ગયા. એક ખીજમતદારને તેણે આજ્ઞા કરી, અને ઉપરની 'ગેલેરી'માં એક થાંભલાના ઓથે મને તેણે બેસાડયો, કે જ્યાંથી મારાથી સભામાં જે કાંઇ ચાલી રહ્યું હતું, તે સૌ જોઇ શકાય તેમ હતું. જ્યારે મારા તરફ કોઇનું પણ ધ્યાન ખેંચાય તેમ નહોતું.

" આઠ વાગ્યા. સૌ કોઇએ તે પહેલાં આવીને પોતપોતાની બેઠક લઇ લીધી હતી. બરાબર છેલ્લો ટકોરો થતાં જ કાઉન્ટ મોર્સર્ફ આવી પહોંચ્યો. તેના હાથમાં કેટલાક કાગળો હતા; તેનો ચ્હેરો તદન શાંત હતો. તેનો લશ્કરી પોષાક તેની સુંદરતામાં વધારો કરતો હતો. તેની હાજરીની અસર ઘણી સારી થઇ. વધારામાં તેની તપાસ માટે જે કમીટી નિમાઇ હતી તેમાં બધાજ સભ્યો ઘણા ઉદાર રાજનીતિજ્ઞ પુરૂષો હતા. તેમાંના કેટલાક તો તે આવી પહોંચતાં જ તેની સાથે હસ્તધૂનન કરી તેનું સ્વાગત કરવાને તેના સામા આવ્યા."

આ સાંભળીને આલ્બર્ટનું હૃદય ભરાઇ આવ્યું. તેના પિતાની પડતીના સમયે જે લોકોએ તેના તરફ આવી માનની લાગણી પ્રદર્શિત કરી હતી, તેમને સ્નેહનાં આલિંગન આપવાને, અને તેમનો આભાર માનવાને તેનું અંતઃકરણ તલપી રહ્યું.

" એટલામાં " બોચેમ્પ આગળ ચલાવ્યું. " એક દરવાને એક પત્ર લાવીને અધ્યક્ષનાં હાથમાં મૂકયો. "

" મોં. કાઉન્ટ ઓફ મોર્સર્ફ, " અધ્યક્ષે પેલો પત્ર પોતાના હાથમાં લઇ બેદરકારીથી તેની સીલ તોડતાં કહ્યું. " હવે આપને આપના બચાવમાં જે કાંઇ કહેવાનું હોય, તે ખુશીની સાથે કહો. બચવાના જે કાંઇ પુરાવા રજુ કરવા હોય તે રજુ કરવાને આપને છૂટ છે. "

" કાઉન્ટે ઘણી જ ખુશીથી, છટાદાર ભાષામાં પોતાનો બચાવ શરૂ કર્યો. તેણે કેટલોક દસ્તાવેજી પુરાવો રજુ કરીને એવું સાબીત કરી બતાવ્યું કે 'યેનીના'ના વઝીર "અલ્લી તેબેલીન પાશા "નો તેની અંતિમ ઘડી સુધી મૉર્સર્ફના ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો; અને તેથી

જ સુલતાનની સાથે સંધિ કરવાનું જીવની જોખમદારીનું કામ પણ કાઉન્ટને જ સોંપવામાં આવ્યું હતું. અલ્લી પાશા જે વીંટીથી કાગળો અને દસ્તાવેજો ઉપર પોતાની મોહોર કરતો, તે વીંટી કાઉન્ટના ઉપરના તેના ભરોસાને લીધે જ પાશાએ તેને આપી હતી, કે જેની મદદથી દિવસે યા રાતે ગમે તે વખતે અને ગમે તે ઠેકાણે–પાશાના જનાનામાં સુદ્ધાંત–કાઉન્ટ મોર્સર્ફ જઇ શકતો. કાઉન્ટના ઉપર અલ્લી તેબેલીનનો એટલો બધો વિશ્વાસ હતો કે પાશાના અંતઃપુરમાં જવાની પણ કાઉન્ટને છૂટ હતી. કાઉન્ટ સંધિનું કહેણ લઇને સુલતાનની હુઝુરમાં ગયો. દુર્ભાગ્યે સંધિ થઇ શકી નહિ, અને કાઉન્ટ જ્યારે પોતાના આશ્રયદાતાનો બચાવ કરવાને પાછો ફર્યો, ત્યારે તો અલ્લીપાશાનો અમર આત્મા આ ફાની દુનીઆનો ત્યાગ કરી ગયો હતો. "પણ," કાઉન્ટે છેવટે કહ્યું. "અલ્લીપાશાનો મારા ઉપર એટલો પ્રેમ અને વિશ્વાસ હતો કે તેણે પોતાની માનીતી બેગમ તથા તેની પુત્રીને મરણ સમયે મારી સંભાળમાં–મારા સંરક્ષણમાં સોંપ્યાં હતાં."

આ શબ્દો સાંભળીને આલ્બર્ટ એકાએક ચોંકી ઉઠયો. હૈદીએ પોતાનો જે ઇતિહાસ તેને સંભળાવ્યો હતો, તેનું તેને એકાએક સ્મરણ થઇ આવ્યું, અને તેના આખા શરીરે પસીનો છૂટયો.

"વારૂ, મારા પિતાના ભાષણની શું આસર થઇ ?" તેણે આતુરતાથી પૂછ્યું.

"તે સાંભળીને મને ઘણું લાગી આવ્યું. એટલું જ નહિ, પણ કમીટીના તમામ સભાસદોને પણ કાઉન્ટને માટે સારો મત બંધાયો." બોશેમ્પે આગળ ચલાવ્યું.

૧૧ ૧૪૧૧૧

"દરમ્યાનમાં જે પત્ર તેના હાથમાં આવી પડયો હતો તે પત્ર કમીટીના અધ્યક્ષે ધીમેથી ખોલ્યો, અને બેદરકારીથી તેના તરફ નજર કરી. પણ પહેલી લીટી ઉપર દૃષ્ટિ પડતાં જ તે તરફ તેનું ધ્યાન ખેંચાયું. તેણે તે પત્ર ફરી ફરીને કેટલીક વખત વાંચ્યો, અને કાઉન્ટ મોર્સર્ફના તરફ પોતાની દૃષ્ટિ સ્થિર કરતાં પૂછ્યું:—

"કાઉન્ટ, તમે હમણાં એમ કહ્યું ને કે 'યેનીના'ના વઝીર પાશા અલ્લી તેબેલીને પોતાની સ્ત્રી અને પુત્રીને તમારા સંરક્ષણમાં સોંપ્યાં હતાં?"

"હા જી." મોર્સર્ફે ઉત્તર આપ્યો. "પરંતુ તે બાબતમાં પણ દુર્ભાગ્યે મારો પીછો છોડયો નહિ. કમનસીબે હું સુલ્તાનની પાસેથી પરત આવ્યો, ત્યારે પાશાની માનીતી બેગમ વાસીલીકી અને તેની પુત્રી હૈદી ગુમ થઇ ગયાં હતાં."

"તમે તેમને ઓળખતા હતા ખરા કે?"

"પાશાના મારા ઉપર વિશ્વાસને લીધે અને મારી અને તેની મિત્રતાને લીધે મારો અને તેમનો ઘણી વખત મેળાપ થતો. મેં તેમને કાંઇ પચીસ ચાલીસેક વખત નજરે જોયાં હશે."

"વારૂ ત્યારે, પછી તેમનું શું થયું તેનો તમને કાંઈ ખ્યાલ છે?"

"હા જી. મેં સાંભળ્યું છે કે તેઓ કમનસીબ અને ગરીબાનો ભોગ થઇ પડયાં. મારી તે વખતની સ્થિતિ કાંઇ સારી નહોતી. તેમને માટે મારૂં અંતર ઘણું બળતું હતું, પણ તેમની શોધ કરવા માટે મારી પાસે પુરતું દ્રવ્ય નહોતું. વળી મારી પોતાની જીંદગી પણ તે વખતે મોટા ભયમાં હતી."

આ સાંભળીને અધ્યક્ષે ભવાં ચઢાવ્યાં.

“ ગૃહસ્થો ! ” તેણે કમીટીના સભ્યોને કહ્યું, “ કાઉન્ટ મોર્સર્ફનો બચાવ તો તમે હમણાં સાંભળ્યો. વારૂ કાઉન્ટ, તમે જે આ બધી હકીકત કહી તે સાબીત કરવાને તમે કોઇ સાક્ષીઓ રજુ કરી શકો તેમ છે કે ? ”

“ ના જી. કમનસીબે મારાથી તે બની શકે તેમ નથી. ” કાઉન્ટે જવાબ આપ્યો. “ જે લોક વઝીરના અંગત સંબંધમાં આવેલા હતા, અગર જેઓ હું તેના દરબારમાં હતો ત્યારે ત્યાં મને ઓળખતા હતા, તેઓ બધા અત્યાર સુધીમાં કાં તો મરણ પામ્યા હશે, અગર તો તેઓ પૈકીના કોઇક જુજબાજ માણસો જીવતા હશે, તો તેમનો અત્યારે પત્તો લાગવો મુશ્કેલ છે. વળી મારા પોતાના દેશી બંધુઓ પૈકી તો હું એકલોજ માત્ર તે યુદ્ધમાંથી બચેલો છું. મારા તે વખતના માલીક પાશા અલી તેમેલીનના આ પત્રો મારી પાસે છે, અને તે તો મેં આપના આગળ રજુ કરેલાજ છે. આ વીંટી છે, એ તેની મારા ઉપરની ખાસ મહેરબાનીની નિશાની છે. આમ છતાં એક ખાસ ખાત્રી લાયક પુરાવો મારા લાભમાં છે. મારા ઉપર અંધારામાં રહીને મારા દુશ્મનો હુમલો કરે છે, અને મારા જેવા એક સિપાઇ બચ્ચાનાં માન અને આબરૂને ધૂળમાં મેળવવાને કોઇક અજ્ઞાત શત્રુઓ પ્રયત્ન કરી રહ્યા છે; આમ છતાં પણ મારા વિરૂદ્ધ જુબાની આપવાને એક પણ સાક્ષી આગળ આવતો નથી. માત્ર આજ સાબીતી એકલી મારા જેવા પ્રમાણિક સૈનિકનાં વચન ઉપર વિશ્વાસ રાખવાને, અને મારી નિર્દોષતા સાબીત કરવાને બસ છે એમ મારૂં માનવું છે. ”

"આ ભાષણની સભાના સભ્યો ઉપર ઘણી સારી અસર થઇ. કાઉન્ટનો બચાવ તેમને પસંદ પડયો, અને તેના કહેવા ઉપર વિશ્વાસ આવવા લાગ્યો. આજ વખતે જો બીજો કાંઇ અણુચિન્તવ્યો બનાવ બન્યો ન હોત તો તારા પિતાનો જ વિજય થયો હોત; કારણ તે પછી તો માત્ર કમીટીના સભ્યોના મત લેવાનું જ બાકી રહ્યું હતું. પરંતુ એટલામાં તો તેમનો અધ્યક્ષ બોલી ઉઠયો:—

"ગૃહસ્થો, આપને અને કાઉન્ટ મોર્સર્ફ તમને, મારે એક વિશેષ વિનંતિ કરવાની છે. હાલમાં જ એક માણસ અહિંઆં આવી પહોંચ્યો છે. તે આ કામનો એક અતિ મહત્વનો સાક્ષી છે. ઘણી ઘણી અગત્યની બાબતો જાણે છે, અને પોતાની જુબાની આપવાને તૈયાર છે, એમ તેનું કહેવું છે. તો હું ધારૂં છું કે આપ સર્વ તેની જુબાની સાંભળવાને ના પાડશો નહિ જ. કાઉન્ટને ન્યાય આપવાની ખાતર આ અનાયાસે-પોતાની મેળેજ આવીને હાજર થએલો સાક્ષી શું કહેવા માગે છે તે આપણે સાંભળી લેવું જોઇએ. કાઉન્ટ, આપને એથી ખોટું તો નહિંજ લાગે ? મને ખાત્રી છે કે તે આપણા મિત્રની નિર્દોષતા સાબીત કરી આપવાનેજ આવી પહોંચ્યો હોવો જોઇએ." તેણે ફરીથી સભાને સંબોધીને કહ્યું: "આ મારા હાથમાં જે પત્ર છે તે હમણાંજ મને મળ્યો છે. તેમાં તેજ બાબતનો ઉલ્લેખ છે. આ પત્ર વાંચવો કે તેને બાજુ ઉપર મૂકવો ? આ બાબત વિચારમાં લેવાની જરૂર નથી શું?"

કાઉન્ટ મોર્સર્ફના મુખનો રંગ ઉડી ગયો. તે હાથ ઘસવા લાગ્યો.

કમીટીએ પેલો પત્ર વાંચવો એવો નિશ્ચય કર્યો. કાઉન્ટ વિચારમાં

નિમગ્ન થઇ ગયો. તે બિચારો તો કાંઇજ બોલી શકયો નહિ. અધ્યક્ષે તે પછી પેલો પત્ર વાંચ્યો.

" અધ્યક્ષ સાહેબ—

લેફ્ટેનન્ટ જનરલ સેનાપતિ કાઉન્ટ ઓફ મોર્સફના એપીરસ અને ગ્રીસમાંના વર્તનના સંબંધમાં તપાસ કરવાને નિમાએલી ખાસ ન્યાયાધીશીને હું કેટલીક મહત્વના માહિતી આપી શકું તેમ છે. "

અધ્યક્ષ આટલું વાંચીને અટક્યો અને કાઉન્ટના તરફ નજર કરી. તે વધારે ને વધારે ગભરાવા લાગ્યો. પછી અધ્યક્ષે પોતાના સોબતીઓ તરફ જોયું.

"ચલાવો, આગળ ચલાવો. પત્ર પૂરો કરો."

ચારે બાજુએથી અવાજ આવ્યો. અધ્યક્ષે આગળ ચલાવ્યું;—

"અલ્લીપાશાના મરણનો તમામ બનાવ મારી જાણમાં બનેલો છે. પાશાનું અવસાન મારી હાજરીમાંજ થયું હતું. પાશાની માનીતી બેગમ વાસીલીકી અને તેની વ્હાલી પુત્રી હૈદીના તમામ ઇતિહાસથી હું વાકેફ છું. તેમનું છેવટ શું થયું તે હું ખાત્રીબંધ કહી શકું તેમ છે. કોર્ટની સેવામાં હું હાજર છું. મારૂં કહેવું સાંભળવાને કમીટીને મારી નમ્ર વિનંતિ છે. આ પત્ર આપ સાહેબના હાથમાં આવશે તે જ વખતે હું સભાસ્થાનની બહાર હાજર હોઇશ. "

" અને આ સાક્ષી, અગર આ મારો કટ્ટો દુશ્મન પાછો નવિન કોણ પેદા થયો છે ? " કાઉન્ટે પૂછ્યું. તેના અવાજમાં ફેરફાર થઇ ગએલો જણાતો હતો.

"સાહેબ, હમણાંજ તે માલુમ પડશે." અધ્યક્ષે જવાબ આપ્યો. "ત્યારે આ સાક્ષીને સાંભળવાનો કમીટીનો વિચાર છે કેમ ?"

"હા. હા." બધા એકે અવાજે બોલી ઉઠયા.

અધ્યક્ષે ઘંટડી વગાડી. સિપાઇ આવીને હાજર થયો.

"બહાર કોઈ છે કે ?" "હા. જી." "કોણ છે ?"

"એક કોઇક સન્નારી છે, અને તેની સાથે તેનો નોકર છે."

સભ્યો એક બીજાના સામે જોઇ રહ્યા.

"તે સન્નારીને અંદર આવવા દે." અધ્યક્ષે નોકરને હુકમ કર્યો.

પાંચ મિનિટ પછી સિપાઈ ફરીથી પાછો સભાસ્થાનમાં દાખલ થયો. બધાની દૃષ્ટિ બારણા તરફ વળી. "હું પણ" બોકેમ્પે આલ્બર્ટને કહ્યું, "બધાની માફક આતુરતા અને ચિન્તાથી બારણા તરફ જોઇ રહ્યો. સિપાઇની પાછળ પાછળ એક સ્ત્રી ચાલતી હતી. તેણે એક મોટા બુરખાથી પોતાનું આખું અંગ ઢાંકી દીધું હતું. તે કોઇ યુવાન અને સુંદર સ્ત્રી હોય એમ અનુમાન થતું હતું.

અધ્યક્ષે તે સ્ત્રીને પોતાનો બુરખો દૂર કરવાને વિનંતિ કરી. જ્યારે બુરખો કાઢી નાંખ્યો, ત્યારે ગ્રીસ દેશના પોષાકમાં સજ્જ થએલી એક લલિત લલના—એક પરમ સૌન્દર્યવતી યુવતી દૃષ્ટિગોચર થઇ."

"ઓહો ! ત્યારે તો તે પેલીજ !" "કોણ ?"

"હૈદી." "તમને કોણે કહ્યું ?" "અનુમાનથી મેં જાણ્યું. પણ બોકેમ્પ, આગળ ચાલવા દો. જુઓ, હું તદ્દન શાંત છું અને સહન કરવાની શક્તિ પણ ધરાવું છું."

"કાઉન્ટ તો" બેડેમ્પે આગળ ચલાવ્યું. તે સુંદરી ઉપર નજર પડતાં જ આશ્ચર્યચકિત અને ભયભીત થઇ ગયો. તેના મુખથી કાઉન્ટનો ન્યાય થનાર હતો. કમીટીના સભ્યોને બધાને આ બનાવ એટલો બધો વિચિત્ર અને આશ્ચર્યકારક લાગ્યો, કે કાઉન્ટની સહિસલામતીની વાત તો તેઓ વિસરી ગયા. અધ્યક્ષ પોતે જાતે તે યુવતીને સામો લેવા ગયો અને તેને પોતાની નજીકની એક ખુરશી ઉપર બેઠક લેવા વિનંતિ કરી. પણ તેણે વિવેક પૂર્વક તેનો આભાર માની બેસવાની ના પાડી. કાઉન્ટ તો ગભરાઇને પોતાની ખુરશી ઉપર ફસડાઇ પડ્યો. તેના પગ ગળી ગયા, અને તેનાથી વધુ વખત ઉભા રહી શકાયું નહિ."

'બાઇસાહેબ," અધ્યક્ષે કહ્યું. "યેનીનાના બનાવોના સંબંધમાં આ કમીટીને કાંઇ અગત્યની માહિતી આપવાનું આપે વચન આપ્યું છે. અને વધારામાં આપે જણાવ્યું છે કે તે બનાવો આપે નજરે જોએલા છે નહિ વારૂ?"

"હા જી. હું જાતે તે વખતે હાજર હતી, અને મેં તે તમ મ બનાવો મારી પોતાની નજરે જોએલા છે."

"પણ મને લાગે છે કે તે વખતે તો આપની ઉમ્મર ઘણી નાની હોવી જોઇએ!"

"તે વખતે હું ચાર વરસની હતી; પણ તે બનાવોની સાથે મારે અતિ ઘણો નિકટનો સંબંધ હોવાથી તેની કાંઇ પણ વિગત મારી સ્મૃતિ બહાર ગએલી નથી."

"આપને તે બનાવો સાથે કેવી રીતનો સંબંધ હોઇ શકે? આપ પોતે કોણ છો કે તે બનાવોએ આપના મન ઉપર એટલી બધી ઉંડી અસર કરી દીધી છે?"

" તે બનાવો ઉપર જ મારા પિતાની જીંદગીનો આધાર હતો." પેલી યુવતીએ જરા જુસ્સાથી પણ મધુર અવાજે જવાબ આપ્યો. " હું કોણ છું ? ' ચેનીના'ના પાશા નામદાર અલ્લી તેબેલીન, અને તેમની માનીતી બેગમ વાસીલીકીની હું પુત્રી થાઉં છું. મારૂં નામ હૈદી છે."

તે યુવતીના કપોલ ભાગ ઉપર અભિમાન અને લજ્જાની મિશ્ર લાગણીથી એક અદ્દ્ભૂત પ્રકારની લાલિમા–રતાશ પ્રસરી રહી. તેનું ભવ્ય કપાલ, સુંદર ઘાટીલું મુખ, અને તેજસ્વી આંખોથી બધા અંજાઇ જ ગયા. ચાલતા વિષય ઉપર તેણે જે અતિ અગત્યનું અજવાળું નાંખ્યું, તેની કમીટીના સભ્યો ઉપર અવર્ણનીય અસર થઇ. કાઉન્ટના ગભરાટનો તો પાર જ રહ્યો નહિ.

માથા ઉપર વજ્ર પડવાથી અગર તો પગ નીચેની જમીન ફાટવાથી પણ તેના કરતાં વધારે ગભરામણ થાય નહિ.

' બાઇ માહેબ, " અધ્યક્ષે અતિશય માનથી તે સુંદરીને નમન કરતાં કહ્યું. " માત્ર એક જ પ્રશ્ન આપને પૂછવાની હું રજા માગું છું. માત્ર એકજ પ્રશ્ન અને તે પણ છેલ્લો જ. આપે હમણાં જે કાંઇ કથન કર્યું તેની સત્યતા આપ પુરવાર કરી શકશો ? આ પ્રશ્ન પૂછવા માટે હું આપની ક્ષમા માગું છું; પણ ન્યાયની ખાતર તેવો પ્રશ્ન પૂછ્યા સિવાય ચાલે તેમ નથી."

" જી હા સાહેબ." પોતાના ખીસ્સામાંથી એક સુગંધીથી મ્હેકી રહેતી નાની સરખી થેલી કાઢતાં હૈદીએ જવાબ આપ્યો. " જુઓ, આ મારા જન્મનું પ્રમાણપત્ર. આ દાખલા ઉપર મારા પિતાની પોતાની, તેમજ તેમના દરબારના મુખ્ય મુખ્ય અમલદારોની સહિઓ તપાસી લો. મારી માતા પોતે ક્રિશ્ચિઅન હોવાથી મારા

જન્મ વખતે તેણે મારા પિતાને વિનવીને મને ક્રિશ્ચિયન તરીકે ઉછેરવાની પરવાનગી માગી લીધી હતી, અને મારા પિતાએ ઘણી ખુશીથી તેવી પરવાનગી આપી હતી. આથી હું બાલક હતી તે વખતે મારા ખ્રીસ્તી ધર્મ-નિવેશનાર્થે જલસંસ્કારની ( Baptism -બાપ્ટીઝમ ) ની ક્રિયા કરવામાં આવી હતી, તેનું આ બીજું પ્રમાણ-પત્ર. માસીડોનીઆ, અને એપીરસના મુખ્ય ખ્રીસ્તી ધર્માચાર્ય ( Arch Bishop-આર્ચ બીશપ ) … તેના ઉપર સહિ શિક્કા થએલા છે.

" આ બન્ને દાખલાઓ તપાસી જોવાથી આપની ખાત્રી થશે. આ ઉપરાંત વળી એક ત્રીજો અને વધારે મહત્વનો પુરાવો હું આપના આગળ રજુ કરૂં છું.

" મારા પિતાના ખાસ વિશ્વાસનું પાત્ર એક તેમનો ફ્રેંચ સેનાપતિ હતો. પરંતુ તે દુશ્મનોની સાથે મળી ગયો હતો. તેણે જે બદનામી ભરેલો છૂપો કરાર તેઓની સાથે કર્યો હતો, તેમાં દગાના બદલા તરીકે-લૂટના પોતાના ભાગ તરીકે બીજી લાંચો ઉપરાંત પોતાનાં રક્ષક, આશ્રયદાતા, અને હિતસ્વી માલિકની સ્ત્રી અને પુત્રીને મેળવવાનો હક્ક તેણે પોતાને સ્વાધીન રાખ્યો હતો. તે હક્કની રૂએ તે નિર્દોષ માતા પુત્રીને પોતાને કબજે લઇને ' આર્મીનીઆ' ના ગુલામોના પ્રખ્યાત વ્યાપારી 'એલ કોબીર'ને ચાર લાખ ફ્રાંકની કિંમતે તેણે ગુલામ તરીકે વેચી દીધાં હતાં. આ વાત સાબીત કર-વાને માટે નામદાર સુલતાનના જ દરબારના દફતરમાંનો સરકારી સહિ શિક્કા સાથેનો આ દાખલો તપાસી જોવાને મારી આપ સાહેબોને વિનંતિ છે."

આ ભયંકર ત્હોમત સાંભળીને કાઉન્ટનું મુખ એકાએક શ્યામ બની ગયું. તેની આંખોમાંથી ખૂન વરસી રહ્યું. કમીટીના સભ્યો બધા શાંતિથી એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યા હતા, પરંતુ તેઓની શાંતિનો જ વધારે ભય લાગતો હતો.

હૈદી પોતાની તમામ વાત શાંતિથી કહી રહી હતી, પણ તેની શાંતિ ક્રોધના કરતાં પણ વધારે ભયંકર હતી. તેણે પોતાના વેચાણનો દાખલો અધ્યક્ષના હાથમાં મૂકયો. તે એરેબીક ભાષામાં લખાએલો હતો. તેનું ભાષાન્તર કરનાર દુભાષીઓ ત્યાં હાજર જ હતો. વળી કમીટીમાંનો એક સભ્ય ઇજીપ્તની ચઢાઇમાં ગએલો તે વખતે એરેબીક ભાષા શિખેલો. દુભાષીઓ પેલો દસ્તાવેજ વાંચીને તેનું ભાષાન્તર કરતો ગયો તે વખતે પેલો સભ્ય પણ તેની સાથે સાથે તે ભાષાન્તર બરાબર કરતો હતો કે કેમ તે જોતો ગયો. દુભાષીઓ ભાષાન્તર કરીને મોટેથી વાંચવા લાગ્યો.

"હું નીચે સહિ કરનાર ગુલામોનો વ્યાપારી, અને નામદાર સુલતાનના જનાનો વ્યવસ્થાપક, યેનીનાના પાશા અલી તેબેલીન અને તેની માનીતી સ્ત્રી વાસીલીકીની પુત્રી મનાતી હૈદી નામની એક નાની અગીઆર વરસની ગુલામડીના છૂટકારા માટે, નામદાર સુલતાનની વતી, ફ્રેંચ ઉમરાવ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો પાસેથી આઠ લાખની કિંમતનું એક નીલમ લીધા બદલની આ પાવતી લખી આપું છું. વઝીર અલ્લી તેબેલીનની નોકરીમાંના ફરનાન્ડ મોંડીગો નામના તેના એક ફ્રેંચ સૈનિક પાસેથી આજથી લગભગ સાતેક વરસ ઉપર આ છોકરી તથા તેની મા વાસીલીકીને મેં ગુલામ તરીકે વેચાણ રાખી હતી. આ બન્ને મા દીકરીને નામદાર સુલતાનના ફરમાનની રૂએ જ તેઓ નામદારના જનાના માટે ચાર લાખ

ફ્રાંકની કિંમતે ખરીદ કરી હતી. વાસીલીકી કોન્સ્ટાન્ટીનોપલ આવતાં રસ્તામાં જ મરણ પામી હતી.

" આ દાખલો નામદાર સુલતાનના હુકમથી આજરોજ હિજરી સન ૧૨૪૭ ના માહેની તારીખના રોજ આપવામાં આવેલો છે.

( સહિ ) એલ. કોબીર

" આવા દાખલા કાયદેસર ગણવાને માટે વેચાણ કરી આપનારે તેના ઉપર સરકારી મોહોર–છાપ લગાડી આપવાની હોય છે. તે પ્રમાણે આના ઉપર પણ નામદાર સુલતાનની ખૂદની મોહોર–છાપ લગાડી આપવામાં આવશે."

અને તે વ્યાપારીની સહિની નજીકમાંજ નામદાર સુલતાનની ખૂદની મોહોર–છાપ લગાડેલી હતી.

આ કાગળ વંચાઇ રહ્યા પછી ચારે બાજુ એક અતિ ભયંકર શાંતતા પથરાઇ ગઇ. કાઉન્ટ તો માત્ર હૈદીની તરફ જ જોઇ રહ્યો હતો. તેની આંખોમાંથી ભયંકર ખૂન વરસી રહ્યું.

" બાઇ સાહેબ," અધ્યક્ષે પૂછ્યું. " આ સંબંધમાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને પૂછવામાં આવે તો આપને કાંઇ વાંધો છે?"

" સાહેબ," હૈદીએ જવાબ દીધો. " મારા આશ્રયદાતા કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો હાલ પેરીસમાં નથી. તેઓ ત્રણ દિવસથી નોરમન્ડી ગએલા છે."

" ત્યારે આ પગલાં ભરવાને આપને કોણે સલાહ આપી? આપનો ઉંચો દરજ્જો, અને આપના ઉપર વીતેલી આફતો જોતાં આપે જે પગલાં ભર્યાં છે તે તદન યોગ્ય જ છે."

" સાહેબ," હૈદીએ જવાબ આપ્યો. " આ પગલાં મારે

સ્વાભિમાન અને શોકને લીધે લેવાં પડયાં. હું ખ્રીસ્તી હોવા છતાં મારે વૈર લેવાનો પ્રસંગ આવ્યો છે, અને તેમ કરવા હું લલચાઉં છું તે માટે પ્રભુની ક્ષમા માગું છું! પણ મારા બેહેસ્તનશીન માનવંતા પિતાનું વૈર લેવાનો હમેશાં લાગ શોધ્યા કરતી હતી. હું ફ્રાંસમાં આવી પહોંચી, ત્યારે તે દગલબાજ સૈનિક પેરીસમાં હોવાની મને બાતમી મળી. ત્યારથી મેં તેના ઉપર બારિક દેખરેખ રાખી હતી. હું મારા આશ્રયદાતા કાઉન્ટ મોન્ટેક્રિસ્ટોને ત્યાં એકાન્ત જીવન ગાળું છું. પણ માત્ર તેમ મારી ઇચ્છાને લીધે જ કરૂં છું. શાન્તિ અને નિવૃત્તિમાં ગત સમયનું સ્મરણ તાજું રાખતાં હું એકાન્ત જીવન ગાળું છું. પરંતુ મારા આશ્રયદાતા મારા માલિક કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો તો મને એક પુત્રી કરતાં પણ વધારે સ્નેહથી પાળે છે. મારે કાંઇ વાતની કમીના નથી. જગતમાં શું ચાલી રહ્યું છે, તે પણ મારી જાણ બહાર જતું નથી. મારા એકાન્ત ઘરમાં મને સર્વ કાંઇ બાતમી મળે છે. દાખલા તરીકે તમામ વર્તમાનપત્રો, માસિક, તેમજ નિયમિત અને અનિયમિત મુદતે પ્રગટ થતાં પત્રો મને વાંચવા મળે છે. આ રીતે નવાજુની સમાચાર હમેશાં મારા જાણવામાં આવે છે. આથી જ ઉમરાવ મંડળમાં આજે સવારમાં જે બનાવ બન્યો, તે તુરત જ મારા જાણવામાં આવ્યો, અને આજે અત્યારે અહિંઆં આ બાબતમાં તપાસ માટે કમીટી મળવાની હતી, તે વાતની પણ મને ખબર પડી, અને મેં વેળાસર આપને પત્ર લખ્યો."

"ત્યારે તો" અધ્યક્ષે કહ્યું. "કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને આ બાબતની કાંઇ જ ખબર નહિ હોય!"

"તેઓ આ સંબંધમાં કાંઇ જ જાણતા નથી; અને મને

માત્ર એટલો જ ભય લાગે છે, કે મેં જે આ પગલાં લીધાં છે, તે તેઓને પસંદ પડશે નહિ. પણ," તે સુંદરીએ આકાશ તરફ નજર કરી હાથ જોડતાં કહ્યું. "આખરે આજે પણ મારા પિતાનું વૈર લેવાનો લાગ મને પ્રભુએ આપ્યો, તે માટે તે મહાન પરમાત્માનો હું આભાર માનું છું, અને એક ખ્રીસ્તી તરીકે તેની ક્ષમા માગું છું. આજનો દિવસ તો મારા જીવનમાં એક સોનાનો દિવસ હું માનું છું !"

બધો સમય કાઉન્ટ મોર્સર્ફ તો એક અક્ષરનો પણ ઉચ્ચાર કરી શક્યો નહિ. તેના સોબતીઓ તેના સામે જોઇ રહ્યા. એક સ્ત્રીની ફુંક માત્રથી તેને વિનાશ પામતો જોઇને સૌ કોઇ તેને માટે દયા ખાવા લાગ્યું. કાઉન્ટ મોર્સર્ફનું મુખ દુષ્ટતાથી બ્હીહામણું લાગતું હતું.

"કાઉન્ટ મોર્સર્ફ," અધ્યક્ષે તેને કહ્યું. "આ સન્નારીને તમે ઓળખો છો ? યેનીનાના પાશા અલી તેમેલીનની તેઓ પુત્રી થાય ને ?"

"ના. ના." મોર્સર્ફે ઉભા થવાનો પ્રયત્ન કરતાં કહ્યું. "મારા શત્રુઓએ મારા વિનાશ માટે આ એક નીચ ભયંકર કાવત્રું ઉભું કરેલું છે."

હેદી બારણામાંથી કોઇના દાખલ થવાની જાણે કે રાહ જોતી હોય તેવી રીતે જોઇ રહી હતી. ઉપરના કાઉન્ટના શબ્દો સાંભળતાં જ તે ફરીને કાઉન્ટના તરફ નજર કરતાં બરાડ મારી ઉઠી:–

"તું મને ઓળખતો નથી?" તે બોલી. "વારૂ, પણ સદ્‌ભાગ્યે હું તને સારી રીતે ઓળખું છું ! મારા પિતાના લશ્કરનો ઉપરી–

તેનો વિશ્વાસુ સેનાપતિ-ફરનાન્ડ મોંડીગો તુંજ છે! યેનીનાનો કિલ્લો તેં જ દુશ્મનોને સ્વાધીન કરી દીધો હતો! તને જ મારા પિતા અને તારા માલિકે સુલતાનની સાથે સંધિ કરવાને કોન્સ્ટાન્ટીનોપલ મોકલ્યો હતો. તું જ ત્યાંથી બીનશરતી માફીનું એક બનાવટી ખોટું ફરમાન લઇ આવ્યો હતો, અને તે ખોટું ફરમાન બતાવીને તેં જ દગલબાજીથી પાશાની વીંટી મેળવી હતી. એ વીંટીની મદદથી તેં જ જનાનાના વિશ્વાસુ રક્ષક સલીમને પ્રથમ છેતર્યો, અને પછી તેં પોતે જ સલીમના ઉપર ઓચિંતો ઘા કર્યો. અમને-મારી માતાને અને મને-ગુલામોના વ્યાપારી એલ. કોબીરને ગુલામ તરીકે વેચનાર પણ તું જ હતો! ખૂની! ખૂની! ખૂની! હજુ તો તારા કપાળ ઉપર તારા માલિકનું લોહી તાજું જ લાગેલું છે!

જુઓ, ગૃહસ્થો, જુઓ!"

આ શબ્દો એટલા બધા જુસ્સા અને સત્યથી પૂર્ણ હતા, કે દરેક જણની દૃષ્ટિ કાઉન્ટના કપાળ તરફ ગઇ. વળી વિશેષ આશ્ચર્યની વાત એ હતી કે જાણે અલી પાશાના રૂધીરથી હજુ પણ પોતાનું કપાળ ખરડાએલું હોય, તેમ કાઉન્ટ મોર્સર્ફે તે લુછી નાંખવાને પોતાના કપાળ ઉપર હાથ ફેરવ્યો.

"ત્યારે કાઉન્ટ મોર્સર્ફ પોતે જ પેલો ફ્રેંચ અમલદાર ફરનાન્ડ મોંડીગો હતો એમ આપ પ્રતિજ્ઞા ઉપર ખાત્રીથી કહો છો?" અધ્યક્ષે ફરીથી તેને પ્રશ્ન કર્યો.

"હા. હા. હું પ્રતિજ્ઞા ઉપર ખાત્રીથી કહું છું." હેદીએ ઉત્તર આપ્યો. પછી તે પોતાની સદ્‌ગત માતાને ઉદ્દેશી, આકાશ તરફ જોઇ, હાથ જોડીને બોલી: "અરે માતા, તેં જ મને કહ્યું હતું કે, દિકરી, તું સ્વતંત્ર હતી. એક વત્સલ પિતાના અંક ઉપર

તું કલ્લોલ કરતી હતી. એક મહારાણી જેવા દરજ્જાને માટે તું સરજાએલી હતી. જો, પેલા માણસના તરફ બરાબર જો! તેને ચોક્કસ નિહાળી લે! ઓળખી રાખ! તે જ માણસે દગાથી તારા પિતાનું ખૂન કર્યું છે! તારા પિતાના શિરને ભાલાની અણી ઉપર ચઢાવીને ઉંચું કરનાર માણસ પણ તે જ છે. આપણને ગુલામગીરીમાં લાવી મૂકનાર–ગુલામ તરીકે વેચનાર પણ તે જ છે! જો, તેને બરાબર નિહાળીને જો. તેનો જમણો હાથ બરાબર ધ્યાનમાં રાખી લે. તેના ઉપર એક મોટો ઘા પડેલો છે. જો તું કદાચ તેને વિસરી જાય, તો પણ એ હાથથી તું તેને ગમે ત્યારે પણ તુર્ત પીછાની શકીશ. એજ હાથમાં ગુલામોના વ્યાપારી એલ. કોબીરના પૈસા પડયા છે! હું તેને ઓળખું છું! અહા! વારૂ, હવે એ મને પીછાને છે કે નહિ તે જ જોવા દો ને?"

દરેક શબ્દ મોર્સર્ફને એકકેક ખંજરના ઘા જેવો લાગ્યો. શબ્દે શબ્દે તેની શક્તિ ક્ષીણ થતી ચાલી. તેના છેલ્લા શબ્દો સાંભળીને તે પોતાનો જમણો હાથ સંતાડવા લાગ્યો, અને નિરાશા અને દુઃખનો માર્યો ખુરશી ઉપર ઢળી પડયો. આ દેખાવથી તે કમીટીનો મત તદ્દન બદલાઇ ગયો.

"મોં. કાઉન્ટ મોર્સર્ફ," અધ્યક્ષે કહ્યું. "તમારે ગભરાઇ જવાનું કાંઇ કારણ નથી. તમે આ બધાં તહોમતોનો જવાબ આપો. આ ન્યાયાધીશી નિષ્પક્ષપાત અને સત્ય ન્યાય કરવાને બેઠેલી છે, તમારો બચાવ કરવાની તમને તક આપ્યા સિવાય તે તમારા શત્રુઓને તમને કચડી નાંખવા–છૂંદી મારવા દેશે નહિ. આ બાબતમાં વધારે તપાસ કરાવવાની તમારી ઇચ્છા છે? ઉમરાવ મંડળના

ગમે તે કોઇ બે સભ્યને ચેનીના તપાસ કરવા મોકલવાની જરૂર છે? બોલો, જવાબ આપો."

મોર્સર્ફ કાંઇ જ જવાબ આપી શક્યો નહિ.

પછી તો બધા સભ્યો ભયભીત થઇને એક બીજાના સામે જોઇ રહ્યા. કાઉન્ટનો ક્રોધી સ્વભાવ તેમને બધાને માલુમ હતો. તેના જેવા તામસી સ્વભાવના મનુષ્યનો બધો જુસ્સો અને પોતાનો બચાવ કરવાની તમામ હિંમત જતી રહેલી જોઇને, કમીટીના તમામ સભ્યોને કાઉન્ટના ગુન્હાની ખાત્રી થઇ ગઇ.

"કેમ ?" અધ્યક્ષે કાઉન્ટને ફરીથી પૂછ્યું. "તમારો શો જવાબ છે?"

"મારે કાંઇ જ જવાબ આપવાનો નથી." કાઉન્ટે ધીમા અવાજે ઉત્તર આપ્યો.

"ત્યારે શું અલી પાશાની પુત્રી જે હકીકત કહે છે, તે બધી સત્ય છે? તે તમારા ઉપર જે ત્હોમતો મૂકે છે, તેના સંબંધમાં તમે પોતે નિર્દોષ છો, એવું પ્રતિપાદન તમે કરી શકતા નથી? તમે નિરપરાધી છો, એવો જવાબ આપી શકતા નથી તો તમે ગુન્હા કબુલ કરો છો?"

કાઉન્ટે એવા દયામણા ચ્હેરે આસપાસ નજર કરી કે જે જોઇને હિંસ્ર પશુઓના મનમાં પણ તેને માટે દયા ઉત્પન્ન થાય; પણ તેના ન્યાયાધીશોને તેની હવે લેશ માત્ર પણ અસર થઇ નહિ. પછી તેણે ઉંચે દૃષ્ટિ કરી, પણ રખેને ઉપરથી આકાશ તુટી પડે અને પ્રભુના દરબારમાં પ્રભુના ન્યાયાસન આગળ તુરતાતુરત

ખડા થવાનો પ્રસંગ આવે, એવી બ્હીકથી પાછું નીચું જોયું. પછી ઝડપથી તેણે પોતાનો ઝભ્ભો કાઢીને ફેંકી દીધો, અને એક ગાંડા માણસની માફક સભાસ્થાનમાંથી બહાર નાઠો. બધા સ્તબ્ધ થઇ ગયા. કાઉન્ટ દોડતો દોડતો જઇને પોતાની ગાડીમાં ભરાઇ ગયો, અને ગાડીવાનને જેમ બને તેમ જલદીથી પોતાને ઘેર લઇ જવાને હુકમ કર્યો.

"ગૃહસ્થો," કાઉન્ટના ગયા પછી શાંતિ ફેલાતાં અધ્યક્ષે બધાનો મત પુછયો. "આ ઉપરથી આપનો બધાનો શો મત થાય છે? રાજદ્રોહ, જુલમ, વિશ્વાસઘાત, ઠગાઇ, અને દગલબાજી, જેવા મહાભયંકર ગુન્હાઓ કાઉન્ટ મોર્સર્ફે કર્યા છે એવું રજુ થએલા પૂરાવા ઉપરથી સાબીત થાય છે કે? તમે તેને ગુન્હેગાર માનો છો કે?"

"હા, હા, હા. કાઉન્ટ મોર્સર્ફ તેના ઉપર મૂકવામાં આવેલાં તમામ ત્હોમતોનો અપરાધી ઠરી ચુકયો છે." કમીટીના તમામ સભ્યો એકમતે એકે અવાજે બોલી ઉઠયા.

સભાનું કામકાજ પુરૂં થયું ત્યાંસુધી હૈદી ત્યાં હાજર રહી હતી. કાઉન્ટના ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ કમીટીએ કર્યો, તે તેણે સાંભળ્યો, છતાં તેના મુખ ઉપર તેથી કાંઇ પણ ફેરફાર થએલો જણાયો નહિ. પછીથી તેણે પોતાનો બુરખો ઓઢી લીધો, અને પોતાના ઉંચા દરજ્જાને છાજે તેવી દબદબા ભરેલી રીતે ઉમરાવ મંડળના સભ્યોને નમન કરીને તે ત્યાંથી ચાલતી થઇ.

---

## પ્રકરણ ૩૩ મું.

"પછી," ઓકેમ્પે આગળ ચલાવ્યું. "શાંતિ અને અંધકારનો લાભ લઇને કોઇ મને જુએ નહિ તેવી રીતે હું સભાસ્થાનમાંથી ચાલ્યો ગયો. તે વખતે મારૂં હૃદય આનંદ અને શોકના પરસ્પર વિરોધી ભાવોની મિશ્ર લાગણીથી ભરપૂર હતું. આલ્બર્ટ, ક્ષમા કરજે. તારે માટેના સ્નેહના કારણે મને અત્યંત દિલગીરી થતી હતી, પણ પેલી નિર્દોષ અને નિરાધાર સુંદરીને પોતાના પિતાનું વર લેવાનો લાગ મળ્યો, તે વિચારથી આનંદ થતો હતો. હા, આલ્બર્ટ, તે માત્ર પ્રભુનો જ ન્યાય હતો. તારા કુટુંબ પર પડેલો આ ઘા કોઇ દુષ્મને કર્યો હશે. તો પણ તે શત્રુ માત્ર ઇશ્વરેચ્છાનું એક નિમિત્ત કારણ જ બનેલો છે."

આલ્બર્ટે પોતાના બે હાથમાં પોતાનું માથું સંતાડી દીધું હતું. તેણે થોડીવાર પછી ઉંચું જોયું. તેની આંખોમાં આંસું ચાલ્યાં જતાં હતાં. તે ઓકેમ્પનો હાથ ઝાલી બોલ્યો: "મિત્ર, મારા જીવનનો અંત આવી પહોંચ્યો છે. તારી પેઠે શાંતિથી મારાથી કહી શકાય તેમ નથી કે કુદરતે આ ઘા કર્યો છે; પણ આવી રીતે ખૂનખાર દ્વેષથી અમારી પાછળ ખાઇપીને પડનાર કોણ છે, તે મારે શોધી કાઢવું જોઇએ. જ્યારે તેનો અને મારો ભેટો થશે, ત્યારે કાંતો તેને અગર મારે આ દુનીઆનો ત્યાગ કરવો પડશે. ઓકેમ્પ, મને આશા છે કે એક મિત્ર તરીકે તારી મદદની હું આશા રાખી શકું. જો તિરસ્કારને લીધે તારા હૃદયમાંની મારા માટેના પ્રેમની લાગણી હજી સુકાઇ ગઇ ન હોય, તો મને મદદ કરજે."

" તિરસ્કાર ! મારા મિત્ર ! આ આફતને અને તારે અંગત સંબંધ શું છે ? ના, ના. સુભાગ્યે હવે એવા જુના અને મૂર્ખાઇ ભરેલા વ્હેમો નિકળી જતા ચાલ્યા છે, કે જેને લીધે પિતાનાં કાર્યોને માટે પુત્રને જવાબદાર ગણુવામાં આવતો હતો. ના, ના. આલ્બર્ટ, મારી શિખામણુ માન. તું હજી યુવાન છે, ઘણો નાનો છે, તારી પાસે પૈસા પણુ છે. પેરીસ છોડીને થોડી વખત દૂર ચાલ્યો જા. દુનીઆના આ મહા નગરમાં કોઇપણુ બનાવ ભૂલાઇ જવાને વાર લાગતી નથી. આજકાલના ધાંધળીઆ જીવન, અને બદલાતા વિચારોમાં કોઇપણુ બનાવનું ચાર દિવસથી વધારે વખત સ્મરણુ રહેતું નથી. ત્રણુ ચાર વરસ પછી એકાદ રશીઅન રાજકુમારીની સાથે લગ્ન કરીને તેને લઇને અહિં પાછો આવજે; એટલે ગઇ કાલે જે અપમાનકારક બનાવ બન્યો છે, તે વિસારે નાંખીને ઉલટું સૌ કોઇ તને માન આપવાને તૈયાર હશે. "

"બોકેમ્પ, દોસ્ત," આલ્બર્ટે જવાબ આપ્યો. " તારો આભાર માનું છું; પણુ તારી આ શિખામણુ મને ગ્રાહ્ય નથી. મેં તને મારી ઇચ્છા જણુાવી છે. જોઇએ તો એને મારો નિશ્ચય સમજ. આ બનાવના સંબંધમાં તું જે વિચારો રાખે છે, તેવા વિચારો મારા રહી શકે તેમ નથી. તું જેને ઇશ્વરની ઇચ્છા અને કુદરતના બદલા તરીકે માને છે, તેનેજ હું કેવળ દ્વેષનું પરિણામ અને શત્રુનો ઘા સમજું છું. આ બાબત સાથે ઇશ્વરને કાંઇ સંબંધ હોય એમ મને લાગતું નથી. કારણુ સદ્‌ભાગ્યે જે ઘા કરવામાં આવ્યો છે, જે શિક્ષા થએલી છે, તે અદૃશ્ય અને અજ્ઞાત રીતે થએલાં નથી. મારો શત્રુ મને મળી આવશે જ; અને તેના ઉપર મારૂં વૈર હું વાળવાનો જ. બધા સ્વર્ગીય તરંગો, અને હવાઇ વિચારોની મારે જરૂર નથી. બોકેમ્પ,

તું મારો ખરો મિત્ર હોય તો જે શત્રુએ મારા ઉપર આ ઘા
ા છે, તેને શોધી કાઢવામાં મને મદદ કર."

"વારૂ ત્યારે તેમ." બોકેમ્પ જવાબ આપ્યો. "તારો જ્યારે
જ નિશ્ચય છે, તો હું તારી ઇચ્છાને આધીન છું. હું તને તારો
ન શોધી કાઢવામાં જરૂરથી મદદ કરીશ."

"વારૂ, જો, તું તેવું વચન આપે છે, તો આપણે અત્યારથી
આપણી તપાસ શરૂ કરીએ. એક ક્ષણ જાય છે, તે મને તો એક
જેવી લાગે છે. તે બદમાસને હજી શિક્ષા થઇ નથી, અને કદાચ
ામાંથી બચી જવાની તે આશા રાખતો હોય, પણ હું પ્રતિજ્ઞા
કહું છું, કે હું તેને શિક્ષા કર્યા સિવાય છોડનાર નથી."

"વારૂ, ત્યારે સાંભળ"

"મને લાગે છે કે તને અત્યાર આગમચ કાંઇક માહિતી
પણ છે."

"હું જે કાંઇ તને કહેવા માગું છું, તે સત્ય છે એમ તો
થી કરી શકાય તેમ નથી. એ તો માત્ર અનુમાન છે. એ રસ્તે
મ કરતાં કદાચ કાંઇ સત્ય વાત હાથ લાગી જાય."

"મને કહો ત્યારે, મારો જીવ અધીરો બની ગયો છે."

"યેનીનાથી હું પાછો આવ્યો, ત્યારે કેટલીક વાત મેં તને જાણી
નેજ કહી નહોતી; પણ હવે તે તને કહેવી જોઇએ એમ મને
છે." "ચાલવા દો ત્યારે."

"ત્યાં પહોંચતાં જ ત્યાંના મુખ્ય શરાફને ત્યાં હું તપાસ
માટે ગયો હતો. વાત કાઢતાંજ,–તારા પિતાનું નામ લેતા
ાંજ તે બોલી ઉઠ્યો: 'હા, હા, સમજ્યો, સમજ્યો. તમે અહિં

શા કારણે આવ્યા છો તે મને સમજાઇ ગયું.' 'કેવી રીતે?' મે પૂછ્યું.

'કારણ કે એક પખવાડીઆ ઉપર આ સંબંધમાં મને કાંઇક પૂછવામાં આવ્યું હતું.' 'કોણે પૂછ્યું હતું?' 'પેરીસના એક સારા શરાફે–અમારા આડતીઆએ.' 'તેનું નામ?' 'બેરન ડેંગ્લર્સ.' "

"એજ કે?" આલ્બર્ટ બરાડી ઉઠયો. "હા. હા. મારા પિતાનો પીછો પકડનાર તેજ છે. કાઉન્ટ ઓફ મોર્સર્ફની ચઢતી તેનાથી જોઇ શકાય તેમ નથી. વળી કાંઇપણ કારણ જણાવ્યા સિવાય મારો વિવાહ તોડી નાંખ્યો, તેનું પણ તેજ કારણ."

"આલ્બર્ટ, આ સંબંધમાં હજી બરાબર તપાસ કરવી જોઇએ. એકાએક વગર કારણે ગુસ્સે થઈ જવું–"

"અરે હા, હા. તેજ ખરૂં છે." પેલો યુવાન બોલ્યો.

"તેના ઉપર મારૂં વૈર હું વાળવાનોજ."

"આલ્બર્ટ, જરા વિચાર કર. તે એક વૃદ્ધ માણસ છે."

"તેણે જે રીતે મારા કુટુંબની આબરૂને માન આપ્યું છે, તેવીજ રીતે હું તેની વૃદ્ધાવસ્થાને માન આપીશ! મારા પિતાએ જો તેનો કોઇ જાતનો અપરાધ કર્યો હોય, તો તેની સાથે દ્વંદ્વ યુદ્ધમાં તે કેમ ઉતરતો નથી? ના. ના. તે બાયલો–હિચકારો–તેમની સામે થવાને ડરતો હતો!"

"આલ્બર્ટ, હજી પણ મારી સલાહ છે કે જે કરે તે વિચારીને કરજે."

"ના. ના. તમે જરાપણ ચિન્તા રાખતા નહિ. વળી તમને હું સાથે લઇ જનાર છું. કારણ આવી બાબતો સાક્ષીઓના રૂબરૂ

થવી જોઇએ. જો ડેંગ્લર્સ અપરાધી હશે, તો આજે સાંજ સુધીમાં કાંતો તે યમસદન પહોંચી જશે, અગર હું આ ફાની દુનીઆનો ત્યાગ કરીશ. ”

“ જો એવોજ નિશ્ચય થતો હોય તો તો પછી તેનો તુરત જ અમલ કરવો જોઇએ. ડેંગ્લર્સને ત્યાં તારે જવું જ છે? એમ હોય તો ચાલ ઉઠ. ”

ગાડી મંગાવીને તેઓ ત્યાંથી તરત જ ડેંગ્લર્સને ત્યાં ગયા. ડેંગ્લર્સના મકાન આગળ આન્ડ્રીઆ કેવલકેન્ટીની ગાડી અને નોકર તેમની દૃષ્ટિએ પડયાં.

“ ઓહો! ચાલો એ પણ ઠીક છે!” આલ્બર્ટે કહ્યું. “ જો ડેંગ્લર્સ મારી સાથે યુદ્ધમાં ઉતરવાની ના પાડશે, તો હું તેના જમાઇને પુરો કરી નાંખીશ; કારણ કે કેવલકેન્ટી તો લઢવાને ના પાડનાર નથી જ. ”

નોકરે અંદર જઇને આલ્બર્ટના આવી પહોંચ્યાની ખબર આપી. પહેલે દિવસે બનેલો બનાવ યાદ આવતાં ડેંગ્લર્સે તેને મળવાની ના પાડી; પણ એટલામાં નોકરની પાછળ જોરથી બારણું ધકકેલીને આલ્બર્ટ અંદર દાખલ થયો.

“ સાહેબ, ” ડેંગ્લર્સે જરા ગુસ્સાથી કહ્યું. “ મારા પોતાના ઘરમાં મારી ઇચ્છામાં આવે તેને જ દાખલ થવા દેવાનો મારો હકક નષ્ટ થયો છે કે શું? તમારૂં ભાન ઠેકાણે નથી એમ લાગે છે. મારી પરવાનગી સિવાય મારા મકાનમાં–”

“ ના, ના. મહેરબાન, ” આલ્બર્ટે ઠંડા કલેજે કહ્યું. “ કેટલાક સંજોગો એવા છે કે તે સંજોગોમાં કેટલાક માણસોને ઘરમાં

દાખલ થવાની ના પાડી શકાતી નથી. તેવા સંજોગોમાં અને તેવા માણસોને તો માત્ર હિચકારા, નીચ, અને બાયલાઓ જ પોતાના મકાનમાં દાખલ થવાની ના પાડી શકે છે. "

" વારૂ, તમે શા કામે આવેલા છો ? " ડેંગ્લર્સે પૂછ્યું.

" હું શા કામે આવેલો છું ? " આલ્બર્ટે આન્ડ્રીઆ કેવલકેન્ટીને જાણે જોયો જ ન હોય તેવી રીતે કહ્યું. " હું એવી દરખાસ્ત કરવાને આવેલો છું, કે આપણે બન્ને જણે એકાદ કોઇ એકાન્ત ખૂણામાં એક બીજાનો ભેટો લેવો. એવા મેળાપના સ્થાનમાંથી ભેગા મળનારા બન્ને માણસો જીવતા પાછા ફરી શકતા નથી, પણ એકને ત્યાંજ જમીનદોસ્ત થવું પડે છે. "

ડેંગ્લર્સનું મ્હો ફીકકું પડી ગયું. કેવલકેન્ટી જરા આગળ આવ્યો. આલ્બર્ટ તેના તરફ ફર્યો.

" અને તમે પણ, " આલ્બર્ટે આન્ડ્રીઆને કહ્યું. " ઇચ્છા હોય તો આવી જાઓ ! તમે પણ આ કુટુંબના જ એક માણસ છો, એટલે તમને પણ આ બીડું ઝડપી લેવાનો હકક છે. જેમને જેમને અને જેટલા જેટલાને ઇચ્છા હોય, તેમણે આવી જવું ! તમામની સાથે ટકકર લેવાને આપણે તૈયાર છીએ. "

આન્ડ્રીઆ તો મૂઢ જેવો ડેંગ્લર્સના સામેજ જોઇ રહ્યો. ડેંગ્લર્સ જરા હિંમત લાવીને બન્નેની વચ્ચે આવીને ઉભો રહ્યો. આન્ડ્રીઆ ઉપર આલ્બર્ટે કરેલો હુમલો જોઇને આ બધા જુસ્સાનું કારણ તે જુદું જ સમજ્યો.

" મેહેરબાન, " તેણે આલ્બર્ટને કહ્યું. " મેં તમને પડતા મૂકીને આ ગૃહસ્થને પ્રથમ પસંદગી આપી છે, તે માટે જો આ ગૃહસ્થ સાથે તકરાર કરવાને તમે આવ્યા હો, તો તો મારે આ બાબત પોલીસને સોંપવી પડશે. "

" તમારી ભૂલ છે સાહેબ. " આલ્બર્ટે જરા દિલગીરી ભર્યું હાસ્ય કરતાં જવાબ આપ્યો. " વિવાહની વાતનો અહિંઆં કાંઇજ સંબંધ નથી. મારે આ ગૃહસ્થને તે પ્રમાણે કહેવાનું કારણ એટલુંજ હતું, કે તેમની ઇચ્છા આપણી તકરારમાં વચ્ચે પડવાની મને જણાઇ. બાકી એક વાત તો તમારી ધારવી સાચી છે. આજે તો જેની તેની દરેકની સાથે લઢવાની જ મારી વૃત્તિ થઇ ગઇ છે. પણ, મોં. ડેંગ્લર્સ, સર્વ કોઇમાં આપનો હક્ક સૌથી પહેલો આવે છે. "

" મહાશય, " ડેંગ્લર્સે ભય અને ક્રોધથી ફીક્કો પડી જતાં કહ્યું. " હું તમને ચેતવું છું, કે એકાદ હડખાયો ગાંડો કુતરો મારા સામે થાય છે, તો હું તેને મારી નાંખ્યા સિવાય રહેતો નથી; અને તેમ કરવામાં કાંઇપણ ગુન્હો બનતો નથી, પણ ઉલટું જનસમાજના ઉપર એક જાતનો ઉપકાર થાય છે એમ મારૂં માનવું છે. હવે તમે પણ જો ઉન્મત્ત થઇને મને બચકું ભરવા આવશો, તો હું કાંઇ પણ દયા ખાધા સિવાય તમને પણ ઠાર કરી નાંખીશ. તમારા પિતાએ પોતાના નામને બટ્ટો લગાડયો, તે શું મારો વાંક છે ?"

"બાયલા ! હિચકારા ! બદમાસ !" આલ્બર્ટનો પિત્તો હાથથી ગયો. "હા. હા. તારોજ વાંક છે."

ડેંગ્લર્સ બેચાર ડગલાં પાછો હઠી ગયો.

"યેનીનામાં કોણે લખીને તપાસ કરાવી હતી ?" આલ્બર્ટે પૂછ્યું. "યેનીના?" "હા. હા. મારા પિતાની બાબતમાં યેનીના કોણે લખ્યું હતું ? "

"હું ધારૂં છું કે ગમે તે માણસ લખી શકે." ડેંગ્લર્સે જવાબ દીધો.

"ગમે તે માણુસ જાન્નહમમાં જાય ! માત્ર એકજ માણુસે લખ્યું હતું, અને તે માણુસ તુંજ છે."

"હા. હા. મેં લખ્યું હતું, મેં. પોતાની પુત્રીનું જેની સાથે લગ્ન થવાતું છે, તેના કુટુંબનો બધો ઇતિહાસ જાણવાનો કન્યાનાં માતા પિતાનો દરેક જાતનો હકક છે, એમ મને લાગે છે. તેવા પ્રકારનો માત્ર હક્કજ છે એમ નથી, પણુ કન્યાનાં માતા પિતાની તેવી ફરજ છે."

"પણુ તમે પોતે ત્યાંથી શું જવાબ આવશે, તે જાણુતા હતા છતાં તમારે લખવાનું કારણુ શું હતું ? તમે પોતે પ્રથમથી જાણીનેજ એવું કાવતરૂં કર્યું."

"મેં જાણી જોઇને તેમ કર્યું ! હું ખાત્રીપૂર્વક કહું છું," ડેંગ્લર્સને પોતાના માથા ઉપરથી ભય સરી જતો લાગ્યો, તેથી જરા હિંમત લાવતાં તે બોલ્યો. "કે જો અલ્લી પાશાનો ઇતિહાસ મને માલુમ હોત, તો હું યેનીના કદી પણુ લખત નહિ. હું પ્રતિજ્ઞા ઉપર સોગન લઇને આ વાત જણાવું છું."

"ત્યારે ત્યાં તપાસ કરવાને તમને કોણે આગ્રહ કર્યો ?"

"અરે એ તો સ્હેલામાં સ્હેલી બાબત છે. હું તમારા પિતાના પૂર્વ જીવનની વાત કરતો હતો. તેમની ઉન્નતિ શી રીતે થઇ એ વાત અંધારામાં રહી હતી એમ મેં જણાવ્યું. જે માણુસની સાથે વાત ચાલતી હતી તેણે મને પૂછ્યું કે તમારા પિતાએ દ્રવ્ય કયાં સંપાદન કર્યું હતું. મેં કહ્યું "ગ્રીસમાં." "ત્યારે જો વધારે જાણુવાની તમારી ઇચ્છા હોય તો 'યેનીના'માં તપાસ કરો." તેણે જવાબ આપ્યો.

"અને તમને આવી સલાહ આપનાર કોણ હતો ?"

"બીજો કોઇજ નહિ પણ તમારો મિત્ર કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો."

"યેનીનામાં તપાસ કરવાની વાત તમને કાઉન્ટ ઓફ મોન્ટે-ક્રિસ્ટોએ કરી?"

"હા. હા. અને તેથીજ મેં ત્યાં તપાસ કરી. અને જો તમારી ઇચ્છા હશે તો હું તમને ચાલેલો બધો પત્ર વ્યવહાર બતાવીશ."

આલ્બર્ટ અને બોકમ્પ એક બીજાના સામે જોઇ રહ્યા.

"સાહેબ," બોકેમ્પ અત્યાર સુધી તદન શાંત હતો, તે બોલ્યો: "કાઉન્ટની ગેરહાજરીમાં તમે કાઉન્ટના ઉપર આવું એક તહોમત મૂકો છો."

"હું કોઇના ઉપર તહોમત મુકતો નથી." ડેંગ્લર્સે જવાબ આપ્યો." હું તો માત્ર જે વાત બની હતી. તેજ તમને કહું છું, એટલુંજ નહિ પણ જે વાત મેં તમને કહી, તેજ કાઉન્ટની હાજરીમાં કહેવાને પણ તૈયાર છું."

"વારૂ, તમારી તપાસનો જવાબ શું આવ્યો તે કાઉન્ટ જાણે છે ?"

"અલબત, જાણે છેજ; કારણ મેં તેને તે બતાવ્યો છે."

"મારા પિતાનું પોતાનું નામ ફરનાન્ડ અને મારા પિતાની અટક મોન્ડીગો હતી એ વાત તે જાણે છે?"

"હા. કારણ મેં તે વાત તેને ઘણા સમય પહેલાં કહી હતી. મારી જગોએ બીજો ગમે તે કોઇ માણસ હોત તો તે એવીજ રીતે વર્ત્યો હોત. યેનીનાથી જવાબ આવ્યો તેને બીજે દિવસે

તમારા પિતા તમારે માટે મારી દિકરીના હાથની માગણી કરવા મારે ત્યાં આવ્યા ત્યારે મેં ચોખ્ખી ના પાડી, પણ તેમાં મેં કાંઇ પણ ખુલાસો કર્યો નહિ; તેમની આબરૂ ઉઘાડી કરી નહિ. છતાં જો ખરેખરૂં પૂછો તો તમારા કુટુંબની આબરૂ સાથે મારે શો સંબંધ? તેથી મારૂં ખીસ્સું ઓછુંજ હલકું ભારે થનાર હતું?"

આલ્બર્ટને શરમ લાગી. ડેંગ્લર્સનું કહેવું કેટલુંક સત્ય હતું. નાણાવટીએ પોતાનો બચાવ કરવામાં જરા હલકાપણું બતાવ્યું એ વાત ખરી, પણ તેના કહેવામાં સંપૂર્ણ નહિ તો કેટલીક સત્યતા તો રહેલી હતીજ. અંતઃકરણ ડંખવાને લીધે નહિ તો ભયને લીધે પણ તે સત્ય બોલતો હતો. વળી આલ્બર્ટને શું જોઇતું હતું? ડેંગ્લર્સ વધારે અપરાધી હતો કે મોન્ટેક્રિસ્ટો, તે જાણવાની તેને કાંઇ જરૂર ન હોતી. તેને તો માત્ર પોતાનો રોષ ઉતારવાને કોઇક આદમી જોઇતો હતો; તેને તો કોઇ તેની સાથે લઢનાર જોઇતો હતો, અને ડેંગ્લર્સ લઢવાને તૈયાર નહોતો.

વળી અત્યાર સુધી કેટલીક બાબતો જે તેને નહોતી સમજાતી, જે તે ભૂલી ગયો હતો, અગર જે તેની ધ્યાન બહાર ગઇ હતી, તે બધી તેને સ્પષ્ટ સમજાવા લાગી. મોન્ટેક્રિસ્ટો તમામ બાબત જાણતો હતો; કારણ તેણે અલ્લી પાશાની પુત્રીને વેચાથી લીધી હતી. બધું જાણીનેજ તેણે ડેંગ્લર્સને યેનીનામાં તપાસ કરવાની સૂચના કરી હતી. જવાબ આવી ગયા પછી આલ્બર્ટની ઇચ્છાથી તે આલ્બર્ટને હૈદીની પાસે લઇ ગયો હતો. ત્યાં અલ્લી પાશાના મરણની વાત મોન્ટેક્રિસ્ટોએ જાણી બુઝીનેજ કઢાવી હતી. હૈદીને વાત કરતાં તેણે અટકાવી ન હોતી; માત્ર આલ્બર્ટના પિતાનું નામ ગુપ્ત રાખવાને તેને કાઉન્ટે સુચના કરી હતી. વળી

હૈદીના આગળ આલ્બર્ટે પોતાના પિતાનું નામ કાઢવું નહિ, એવી શું તેણે આલ્બર્ટને વિનંતી કરી ન હોતી? છેવટે જ્યારે છેલ્લો ધા થવાનો સમય આવી પહોંચ્યો, ત્યારે તે જાણી બુજીનેજ આલ્બર્ટને નોરમન્ડી લઇ ગયો. આ બધું નાટક પ્રથમથી ગોઠવી રાખ્યા પ્રમાણેજ ભજવાતું હતું, એમાં કાંઇપણ શક નહોતો. આ ઉપરથી એ વાત ચોકકસ સાબીત થતી હતી, કે મોન્ટેક્રિસ્ટો આલ્બર્ટના પિતાના શત્રુઓ સાથે મળી ગએલો હતો. આલ્બર્ટ બોક્રેમ્પને બાજુ પર લઇ ગયો, અને આ બધા પોતાના મનના સંશયો તેને જણાવ્યા.

"તારૂં કહેવું બરાબર છે." બોક્રેમ્પે બધી હકીકત સાંભળ્યા પછી જવાબ આપ્યો. "ડેંગ્લર્સ તો બિચારો કાઉન્ટના હાથમાં એક રમકડું બની ગયો છે,–એક હથીઆર તરીકે જ તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે; એટલે જો તમારે કોઇનો જવાબ માગવો હોય તો તે માત્ર મોન્ટેક્રિસ્ટોનો જ માગવો જોઇએ."

આલ્બર્ટ પાછો ડેંગ્લર્સની પાસે ગયો.

"મહાશય," તેણે ડેંગ્લર્સને કહ્યું. "હું હજી તમારી છેવટની રજા લઇને જતો નથી. તમે જે વાત કહી તે બધી સત્ય છે કે કેમ તે બાબતની મારે ખાત્રી કરી લેવી જોઇએ. હવે હું કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનો ખુલાસો લેવા જાઉં છું." આટલું કહીને તેણે પેલા નાણાવટીને સલામ કરી, અને આન્દ્રીઆના તરફ નજર પણ નાંખ્યા સિવાય બોક્રેમ્પને લઇને ચાલતો થયો. ડેંગ્લર્સ તેને બારણા સુધી વળાવવા ગયો, અને આલ્બર્ટના પિતાની સાથે પોતાને કાંઇ અંગત દ્વેષ નહોતો, એમ આલ્બર્ટની ખાત્રી કરી આપવાને એક છેવટનો પ્રયત્ન તેણે કરી જોયો.



## પ્રકરણ ૩૪ મું.

ડેંગ્લર્સના ઘરમાંથી બહાર નિકળીને બોકેમ્પે આલ્બર્ટને જરા રોકયો. "સાંભળ," તેણે કહ્યું. "તારે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનો ખુલાસો માગવાનો છે."

"હા. હા. અને આપણે તેને ત્યાં જ જઇએ છીએ."

"તું જાય તે પહેલાં જરા વિચાર કરી જોજે."

"શો વિચાર કરવાનો છે?"

"તું જે પગલું ભરે છે, તેનું મહત્વ બરાબર વિચારી જોજે."

"શું ડેંગ્લર્સને ત્યાં જવું તેના કરતાં મોન્ટેક્રિસ્ટોને ત્યાં જવામાં કાંઇ વધારે ભય રહેલો છે?"

"હા. ડેંગ્લર્સ તો પૈસાનો લોભી છે, અને જે લોકો પૈસાના લોભી હોય, તે લોકો લઢવાને તૈયાર થતા પહેલાં ઘણો ઘણો વિચાર કરે છે; પણ કાઉન્ટ તો એક ખરો ઉમરાવ છે. તે લઢવામાં પાછો પડે તેમ નથી."

"મને માત્ર એકજ બાબતનો ભય લાગે છે; તે એ કે રખેને મારી સાથે લઢનાર કોઇ ન મળી આવે. હું તો લઢનારની જ શોધમાં છું. કાંતો તે નહિ કે હું નહિ!"

"એ બાબતનો ભય રાખવાનું કારણ નથી." બોકેમ્પે કહ્યું. "તે લઢવાને જરા પણ ના પાડનાર નથી. મને બ્હીક માત્ર એટલીજ છે, કે તેની સાથે લઢવાનું તને જરા ભારે પડશે."

"દોસ્ત," આલ્બર્ટે જરા હાસ્ય કરતાં કહ્યું. "મારે પણ તેજ જોઇએ છીએ. મારા પિતાને બદલે મારૂં મૃત્યુ થાય એને જ હું

મોટામાં મોટો આનંદ માનું છું; કારણ તેથી બધાની આબરૂ બચશે."

"પણ તેં તારી માતાનો કાંઇ વિચાર કર્યો? તારી માતા બિચારી શોકથી મરી જશે!"

"મારી ગરીબ બિચારી માતા!" આલ્બર્ટે કપાળે હાથ ફેરવતાં કહ્યું. "હા. હા. તે તો મરવાની જ; પણ બેઆબરૂ થઇને મરવું તેના કરતાં તેવી રીતે મરવું એ વધારે સારૂં છે."

"ત્યારે શું તારો પક્કો નિશ્ચય થઇ ગયો છે?"

"હા. હા. હવે વાર ન કરો. ચાલો જલદી કરો."

આ પછી તેઓ મોન્ટેક્રિસ્ટોને ત્યાં ગયા. બોકેમ્પનો વિચાર પોતે એકલાજ અંદર જવાનો હતો, પણ આલ્બર્ટે એવું કહ્યું કે તે વખતના જેવા અસાધારણ સંજોગોમાં એવો બધો શિષ્ટાચાર જાળવવાની કાંઇ જરૂર નહોતી. બોકેમ્પને તેની ઇચ્છાને માન આપવું પડયું. આ રીતે આલ્બર્ટ અને બોકેમ્પ બન્ને જણ સાથેજ અંદર ગયા. બેપ્ટીસ્ટીને તેમનું સ્વાગત કર્યું. કાઉન્ટ નોરમન્ડીથી તેજ વખતે આવી પહોંચ્યો હતો, અને કોઇને પણ મળવાની તેની ઇચ્છા નહોતી. તે વખતે કાઉન્ટ સ્નાન કરવામાં રોકાયો હતો.

"વારૂ, પણ, તે પછી?" આલ્બર્ટે પૂછ્યું.

"પછી શેઠ જમવા બેસશે." "વારૂ, જમ્યા પછી?"

"એક કલાક તેઓ આરામ લેશે." "પછી?"

"નાટકમાં જશે." "નાટકમાં જશે એવું તું ચોક્કસ જાણે છે?" આલ્બર્ટે બૅપ્ટીસ્ટીનને પૂછ્યું.

"ચોક્કસ. બરાબર આઠ વાગે ગાડી તૈયાર રાખવાને અમને વરદી મળેલી છે."

"ઠીક ત્યારે તો." આલ્બર્ટ બોલ્યો. "એટલું જ મારે જાણવાની જરૂર હતી." પછી બોકેમ્પને તેણે કહ્યું. "જો તમારે કાંઇ કામ હોય તો તે જલદીથી કરી નાંખો. આજ સાંજનું જે કાંઇ કામકાજ હોય તે કાલ ઉપર રાખો. તમારે મારી સાથે નાટકમાં આવવું પડશે. બની શકે તો રીનોડને લેતા આવજો."

આલ્બર્ટની રજા લઇને બોકેમ્પ ગયો. બરાબર પોણા આઠ વાગે તેને તેડવા આવવાનું વચન આપ્યું. આલ્બર્ટ પણ ઘેર ગયો. અને ફ્રાંઝ, ડીબ્રે, અને મોરેલને ઘણા અગત્યના કામે નાટકશાળામાં પોતાને મળવાને આલ્બર્ટે સંદેશા મોકલ્યા. પછી તે પોતાની માતાને મળવા ગયો. પેલો શરમ ભરેલો બનાવ બન્યા પછી તેની માતા પોતાના દિવાનખાનામાં જ ભરાઇ રહી હતી, અને કોઇને પણ મળતી નહોતી. એવા જાહેર અપકીર્તિના શોકકારક બનાવથી દુઃખી થતી તે પોતાની પથારીમાં પડી હતી. આલ્બર્ટને જોતાંની સાથેજ તે તેને બાઝી પડી, અને ચોધાર આંસુએ રોવા લાગી; તેથી તેનું હૈયું જરા ખાલી થયું. આલ્બર્ટ થોડી વાર તો કાંઇ પણ બોલી જ શકયો નહિ.

"માતા," તેણે થોડીક હિંમત લાવીને પૂછ્યું. "મારા પિતાનો કોઇ શત્રુ હોવાનું તમારા જાણવામાં છે?"

"દિકરા," તેણે જવાબ આપ્યો. "તારા પિતાના જેવી સ્થિતિના માણસોને છૂપા દુષ્મનોની કાંઇ ખોટ હોતી નથી. એવા છૂપા દુષ્મનોજ વધારે ભયંકર હોય છે."

"એ હું સમજું છું અને તેથીજ તમને પૂછું છું. તમારી સમજશક્તિ અને બુદ્ધિ વિશાળ છે, એટલે કાંઇ પણ તમારી ધ્યાન બહાર જાય તેમ નથી."

" એવું પૂછવાનું શું કારણ છે ?"

" કારણ, દાખલા તરીકે આપણે ત્યાં જ્યારે નૃત્ય સમારંભ હતો, ત્યારે કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટોએ કાંઇ પણ ચાખ્યું પણ નહોતું; કોઇ ચીજને હાથ પણ લગાડયો નહોતો."

મરસીડીસે ઉંચું જોયું.

" કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટો !" તે બોલી." તેં મને જે પ્રશ્ન હમણાં પૂછયો તેની સાથે કાઉન્ટને શો સંબંધ છે ?"

" બા, મોન્ટેક્રિસ્ટો એક પૌર્વાત્ય છે. પૂર્વ તરફના દેશોમાં એક એવો પ્રચલિત રિવાજ અગર માન્યતા છે કે, જેના ઘરનું માણસ અન્નોદક લે છે તેને તે પોતાનો મિત્ર ગણે છે. વૈર લેવાની છૂટ મળે એટલા સારૂ પૂર્વ તરફના દેશના લોકો પોતાના શત્રુઓને ત્યાં કદી અન્નોદકનું નામ માત્ર પણ લેતા નથી."

"તારૂં કહેવું શું એવું છે કે મોન્ટેક્રિસ્ટો આપણો દુશ્મન છે?" મરસીડીસના હોસ કોસ ઉડી ગયા, અને ભયભીત થઇને તેણે પૂછયુંઃ " તને કોણે એવું કહ્યું દિકરા? અરે, મને લાગે છે, કે આલ્બર્ટ, તું તો ગાંડો થઇ ગયો છે! તારૂં ભેજું જ ખસી ગયું છે! મોન્ટેક્રિસ્ટો તો આપણને હમેશાં માયાજ બતાવે છે, આપણા ઉપર માત્ર સ્નેહજ રાખે છે. દિકરા, હું તને નમ્ર વિનંતિ કરૂં છું કે તારા ભેજામાં એવો કાંઇ ગાંડો ઘેલો વિચાર-કાંઇ વિચિત્ર ભૂત ભરાયું હોય તો તેને દૂર કરી દેજે. મારી તને સલાહ છે—અરે હું તને કાલાવાલા કરીને કહું છું કે તેની સાથે તું મિત્રતા રાખ."

" માજી," આલ્બર્ટે કહ્યું. " મને લાગે છે કે તે મનુષ્યની

સાથે સમાધાનીથી વર્તવાને—તેની કૃપા—તેની મિત્રતા મેળવવાનો મને ઉપદેશ આપવા માટે આપને કાંઇક ખાસ કારણો હોવાં જોઇએ?"

"મારે કારણ હોવાં જોઇએ!" મરસીડીસે જરા શરમાતાં કહ્યું. તેના મુખ ઉપરથી ફરીથી પાછો રંગ ઉડી ગયો.

"હા, હા. ખચિત મને એમ લાગે છે."

મરસીડીસના શરીરમાં કંપ વછૂટયો. પોતાના પુત્રના ઉપર તેણે એક તીક્ષ્ણ દષ્ટિ ફેંકી.

"તું આજે વિચિત્ર વાતો કરી રહ્યો છે." મરસીડીસે કહ્યું. "તારા મગજમાં કાંઇ ભલતાજ વિચારો રમી રહ્યા લાગે છે. કાઉન્ટે એવું શું કર્યું છે? ત્રણ દિવસ ઉપર તો તું તેની સાથે નોરમન્ડી તેને ત્યાં હવા ખાવાને ગયો હતો; ત્રણ દિવસ ઉપર તો તેને આપણે આપણો એક ઉત્તમમાં ઉત્તમ મિત્ર ગણતા હતા!"

આલ્બર્ટના મુખ ઉપર એક વિષાદપૂર્ણ હાસ્ય છવાઇ રહ્યું. મરસીડીસે તે જોયું, અને એક સ્ત્રી અને માતાની નૈસર્ગિક પ્રેરણા શક્તિથી બધી વાત તુરતજ તેના સમજવામાં આવી ગઇ; પણ તે ડાહી હતી. તેનું મનોબળ પણ અસાધારણ હતું. આથી પોતાના હૃદયમાંથી શોક અને ભયની લાગણીઓને તેણે બહાર જણાવા દીધી નહિ.

આલ્બર્ટ પણ શાંત રહ્યો. એક ક્ષણ પછી મરસીડીસે કહ્યું—"તું મારી ખબર લેવા આવ્યો હતો. દિકરા, મારી તબીયત જોઇએ તેવી સારી નથી. આવા વખતમાં તો તારે મારી પથારી આગળ બેસીને મારા મનને શાંતિ આપવી જોઇએ. મારાથી એકલા રહી શકાય તેમ નથી."

"માજી," આલ્બર્ટે જવાબ આપ્યો. "તમે જાણો છો કે તમારી સેવામાં હાજર રહેવા મારો આત્મા હમેશાં તલ્પી રહે છે. તમારી આજ્ઞા શિર પર ચઢાવવી એ મારૂં પ્રથમ કર્તવ્ય છે, અને તે માટે હું તૈયાર છું; પણ જરૂરી અને મહત્વના કામે આજે સાંજના તો મારે બહાર ગયા સિવાય ચાલે તેમ નથી જ. તો તેટલા પુરતી મને ક્ષમા કરો."

"ઠીક," મરસાડીસે નિ:શ્વાસ મૂકતાં કહ્યું. "જા, આલ્બર્ટ, હું તારી પાસે ગુલામગીરી કરાવવા માગતી નથી."

આલ્બર્ટ ચાલ્યો ગયો. મરસીડીસે તુરતજ પોતાના એક વિશ્વાસુ નોકરને બોલાવ્યો, અને આલ્બર્ટ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેની પાછળ પાછળ ગુપ્ત રીતે જઇને તેની હિલચાલ ઉપર તપાસ રાખવાને, અને પછી તે બધી વાત પોતાને નિવેદન કરવાને તેણે હુકમ કર્યો. નોકરનું કામ તો ઘણું સ્હેલું થઇ પડયું. આલ્બર્ટે પોતાના ઓરડામાં જઇને અતિશય કાળજીપૂર્વક પોષાક ધારણ કર્યો. આઠમાં દસેક મિનિટ બાકી હતી તે વખતે બોકમ્પ આવી પહોંચ્યો. બન્ને જણા પછી આલ્બર્ટની ગાડીમાં નાટકશાળામાં ગયા. તેઓ ઘણા વહેલા આવી પહોંચ્યા હતા. રીનોડ પણ આવી પહોંચ્યો. બોકેમ્પે તેને બધી વાત સમજાવેલી હોવાથી આલ્બર્ટની પાસેથી વધારો ખુલાસો મેળવવાની તેને જરૂર રહી નહોતી. પિતાનું વેર વાળવાને તૈયાર થએલા પુત્રને અટકાવવાનું તેને યોગ્ય લાગ્યું નહિ; તેથી તેણે ઉલટું પોતાનાથી બનતી મદદ કરવાને વચન આપ્યું. ડીબ્રે હજી આવ્યો ન હોતો, પણ આલ્બર્ટને ખાત્રી હતી કે તે આવી પહોંચ્યા સિવાય રહેનાર નહોતો. ખેલ શરૂ થતા સુધી આ-લ્બર્ટે નાટકશાળામાં બહારની બાજુએ આમતેમ ફર્યા કર્યું. તેની

ધારણા એવી હતી કે મોન્ટેક્રિસ્ટોનો ત્યાંજ કોઇક જગાએ ભેટો થઇ જશે. એટલામાં ઘંટ થયો, અને આલ્બર્ટને બોકેમ્પ તથા રીનોડની સાથે પોતાની જગાએ જઇને બેસવું પડયું. છતાં તે મોન્ટેક્રિસ્ટોની હમેશની બેઠક તરફ ક્ષણે ક્ષણે નજર નાંખ્યા કરતો હતો. પહેલો અંક આવી રીતે પસાર થયો. બીજા અંકની શરૂઆતમાં મોન્ટેક્રિસ્ટો એકાએક પોતાની જગાએ આવીને દાખલ થયો. તેની પાછળ મોરેલ પણ દાખલ થયો. તેની બ્હેન અને બનેવી બીજી જગાએ બેઠેલાં હતાં.

કાઉન્ટે પોતાની જગા લેતાં આસપાસ ચારે તરફ દ્રષ્ટિ કરી તો એક ફીક્કા ચ્હેરા અને ખૂન વરસાવતી આંખો વાળા યુવાનને પોતાને શોધતો તેણે જોયો. આલ્બર્ટને કાઉન્ટે ઓળખ્યો, પણ તેના તરફ લક્ષજ આપ્યું નહિ. પોતાના સોબતીને કાંઇપણ ન કહેતાં મોન્ટે-ક્રિસ્ટો તો રંગભૂમિ તરફ ધ્યાન આપવા લાગ્યો. આલ્બર્ટના તરફ તે જોતો ન હોતો, છતાં તેને પોતાની ધ્યાન બહાર તો જવા દેતો નહોતો જ. બીજો અંક પૂરો થતાં કાઉન્ટે આલ્બર્ટને પોતાના બે મિત્રો સાથે પોતાની જગાએથી ઉઠીને જતાં જોયો. કાઉન્ટ તુરતજ સમજી ગયો. હવે બરાબર ધડાકો થવાનો સમય આવી પહોંચ્યો હતો. મોન્ટેક્રિસ્ટો મોરેલની સાથે વાતચીતમાં રોકાએલો હતો, પરંતુ પાસે આવતા તોફાનની સામે થવાને તે બરાબર તૈયાર હતો. આલ્બર્ટની જગાનું બારણું ખુલ્યું. કાઉન્ટે જરા ફરીને બારણા તરફ દ્રષ્ટિ કરી તો ક્રોધથી થરથર ધ્રુજતા આલ્બર્ટને તેણે જોયો. આલ્બર્ટના પાછળ બોકેમ્પ અને શાંતો રીનોડ હતા.

"સાહેબજી, આલ્બર્ટ, આવો, પધારો." વિવેકથી નમન કરતાં કાઉન્ટે આલ્બર્ટનું સ્વાગત કર્યું.

કાઉન્ટ પોતાની લાગણીઓ ઉપર અસાધારણ અંકુશ રાખી ાકતો હતો. તે તદ્દન શાંત હતો, જ્યારે આલ્બર્ટની આંખોમાંથી ામિ વરસતો હતો. આ પ્રકાર નજરે પડતાંજ મોરેલને આલ્બર્ટે ાટકમાં આવવાને આમંત્રણનો આગ્રહભરેલો જે પત્ર લખ્યો હતો યાદ આવ્યો, અને કાંઇક ભયંકર બનાવ બનનાર હતો એવું ાનુમાન થયું.

"મેહેરબાન," આલ્બર્ટે બરાડ મારી. "વિવેકનો દંભ બતાવાને, અગર ખોટી મિત્રતાનો ડોળ કરવાને અમે અહિંઆં આવેલા થી, પણ તમારી પાસેથી જવાબ મેળવવાને આવેલા છીએ."

"નાટકશાળામાં જવાબ!" કાઉન્ટે શાંત અવાજે કહ્યું. પેરીસના લોકોના રીતરિવાજથી જો કે હું બરાબર વાકેફગાર નથી, ા પણ હું એટલું તો ધારૂં છું, કે એવી જાતની માગણીને માટે ા જગા યોગ્ય સ્થળ નથી."

"છતાં, જો લોકો ઘરમાં ભરાઇ પેસે," આલ્બર્ટે કહ્યું. અને બીજાં બીજાં નજીવાં બ્હાનાં કાઢીને મળવાની ના પાડે, તો ે જગાએ લાગ મળે તેનો અમારે લાભ લેવો જોઇએ."

"મહાશય," કાઉન્ટે જવાબ આપ્યો. "મારો મેળાપ એટલો ધો મુશ્કેલ નથી. કારણ કે જો મારી સ્મરણશક્તિ મને ઠગતી ન ાય તો, ગઈ કાલે તો તમે મારે ત્યાં પરોણા તરીકે હતા."

"હા જી. ગઇ કાલે હું તમારે ત્યાં હતો," આલ્બર્ટે પ્રત્યુત્તર ાપ્યો. "કારણ કે તમે કોણ છો, અને કેવા માણસ છો, તે મને ાસુધી બીલકુલ માલુમ નહોતું. આજે જ મારા જાણવામાં ાવ્યું!"

આ શબ્દો આલ્બર્ટે એટલા બધા જુસ્સાથી કહ્યા કે આસપા-
ા બીજા તમામ લોકો સાંભળી શકે. આથી આ તકરાર તરફ
ુા લોકોનું ધ્યાન ખેંચાયું.

"તમે ક્યાંથી આવો છો અત્યારે મેહેરબાન ? તમારી અક્કલ
ણે નથી, તમારી બુદ્ધિ બ્હેર મારી ગઇ હોય એમ લાગે છે."
ન્ટે ઉત્તર આપ્યો.

"મારી અક્કલ ગુમ થઇ ગઇ હશે તો તેને માટે વાંધો નથી.
ારી દુષ્ટતા ઉઘાડી પાડવાને માટે, અને તેને માટે વૈર લેવા સારૂ
તૈયાર છું, એટલું તમને સમજાવવાને માટે મારામાં પુરતી અક્કલ
, એટલે બસ છે."

"તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી."
ટેક્રિસ્ટોએ કહ્યું, "શું કહેવું તે તમે પોતે પણ જાણતા
ો. યદ્દવા તદ્દવા ગમે તેમ બકયા જાઓ છો ! વળી તમે શું કહેવા
ગો છો તે જો તમે પોતે કદાચ સમજતા હશો, તો પણ તમે
ાટ એટલો બધો કરી મૂકો છો, કે તમારી અક્કલ ઠેકાણે નથી,
મજ હરકોઇને લાગ્યા સિવાય રહે જ નહિ. અહિં મારી જગામાં
ં ધાંધલ ચાલે તેમ નથી. આ જગા મારી પોતાની છે, એટલે
અહિંઆં ઘોંઘાટ અગર ધાંધળ કરવાનો કોઇને હક્ક હોય, તો
માત્ર મને જ છે. મેહેરબાન, જાઓ, ચાલ્યા જાઓ અહિંથી !"
ટેક્રિસ્ટોએ દમામથી આજ્ઞા કરી, આલ્બર્ટને બારણું બતાવ્યું.

"આહા ! તમને ઘરમાંથી બ્હાર કેમ કાઢવા તે હું જોઇ લઇશ !"
લ્બર્ટે પોતાના હાથનું મોજું ખેંચી કાઢી હાથમાં ચોળતાં કહ્યું.

"ઠીક ! ઠીક !" મોન્ટેક્રિસ્ટોએ શાંતથી કહ્યું. "તમારી ઇચ્છા
ી સાથે તકરાર કરવાની જ છે એમ મને સ્પષ્ટ જણાય છે, પણ

જુઓ, હું તમને એક સલાહ–એક શિખામણ આપું છું તે ભૂલતા નહિ. તકરારનો દેખાવ કરવો એ ટેવ સારી નથી. એવી રીતનો જાહેર દેખાવ કરવો એ દરેક માણસને છાજતું નથી. એ તો હલકા માણસનું કામ છે, વાઇકાઉન્ટ મોર્સર્ફ."

આ નામનો ઉચ્ચાર થતાં તમાસો જોવાને ભેગા થએલા તમાશગીરો આશ્ચર્યથી ગણગણાટ કરી રહ્યા. મોરેલે આલ્બર્ટને વાર્યો, જ્યારે શાતો રીનોડ, અને બોકમ્પે વાત વધી પડી જાહેરમાં એક બીજાના દરજ્જાને ન છાજે તેવું અસભ્ય વર્તન થશે એવા ભયથી આલ્બર્ટને પકડી રાખ્યો.

પણ પોતાની જગા ઉપરથી બીલકુલ ઉઠયા સિવાય, તેમજ જરાપણ નીચા નમ્યા સિવાય, મોન્ટેક્રિસ્ટોએ આલ્બર્ટના હાથમાંનું મોજું ઝુંટાવી લીધું.

"મેહેરબાન," પછી તેણે ગંભીર અવાજે આલ્બર્ટને કહ્યું. "તમે મારા તરફ આ તમારૂં મોજું ફેંકીને દ્વંદ્વ યુદ્ધની જાહેર માગણી કરી ચુકયા છો, એમ હું ગણું છું; એટલે હવે આ મોજું હું તમને બંદુકની ગોળીએ વિંટાળીને પરત આપીશ. બસ્સ! હવે એકદમ અહિંથી ચાલ્યા જાઓ, નહિ તો મારે મારા નોકરોને બોલાવીને તમને ધક્કા મારીને બહાર કાઢવાનો હુકમ કરવો પડશે."

આલ્બર્ટની આંખો ગુસ્સાથી ફાટી ગઇ હતી. તે પોતાનું સર્વ ભાન ભૂલી ગયો હતો, અને એક જંગલી પશુ જેવી અવસ્થામાં આવી ગયો હતો. મોરેલ, બોકેમ્પ, અને શાતો રીનોડ તેને જેમ તેમ કરીને ત્યાંથી લઇ ગયા. મોન્ટેક્રિસ્ટો તો જાણે કે કાંઇ બન્યુંજ ન હોય તેમ પાછો ફરીને રંગભુમિ તરફ ધ્યાન આપવા લાગ્યો.

તે મનુષ્ય ખરેખર પાષણ હૃદયી હોવો જોઇએ એમ સૌ કોઇને લાગ્યું.

થોડીવાર પછી મોરેલે પૂછ્યું, "તેને શું વાંકું પડયું છે ? તમે તેને શું કર્યું છે તે ?"

"મેં ? મેં પોતે તો કાંઇ જ કર્યું નથી."

"પણ આવો પ્રકાર બનવાનું કાંઇક પણ કારણ તો હોવું જોઇએ જ ?"

"અરે એ તો એના પિતાના કારણે ઘેલો બની ગયો છે. એની શુદ્ધિ બુદ્ધિ સર્વ જતી રહી છે."

"તેની સાથે તમારે શું સંબંધ ?"

"તેના પિતાનાં ભયંકર કારસ્તાનો આગળ લાવનાર હૈદી હતી."

"એમ !" મોરેલે કહ્યું, "તમારી સાથે જે ગ્રીક સુંદરી હમેશાં હોય છે, તે અલી પાશાની પુત્રી છે, એવું મેં સાંભળ્યું હતું ખરૂં, પણ મારા માનવામાં આવતું નહોતું."

"છતાં પણ તે વાત ખરી છે."

"ત્યારે તો હવે મને બરાબર સમજ પડી. આ તો બધી પહેલેથી ગોઠવણ કરી રાખેલી હતી એમ હવે જણાય છે."

"કેવી રીતે ?"

"આલ્બર્ટે પોતે જ મને આજે નાટકશાળામાં આવવાને ખાસ આગ્રહ કર્યો હતો, કે જેથી આવા પ્રસંગે મારી પણ હાજરી હોય."

" હશે કદાચ. " મોન્ટેક્રિસ્ટોએ પોતાની હમેશની શાંતિ જાળવી રાખતાં કહ્યું.

" પણ તમે તેને શું કરશો ? "

" મેકઝીમીલીયન, જેટલી ખાત્રીથી હું અત્યારે તમારો હાથ દબાવી રહ્યો છું, તેટલી જ ખાત્રીથી સવારમાં દસ વાગ્યા પહેલાં તો હું તેને દ્વંદ્વ યુદ્ધમાં યમસદન પહોંચાડી દઇશ—હું તેને ઠાર કરીશ."

મોરેલ તો થંડોગાર જ થઇ ગયો.

" કાઉન્ટ, " મોરેલે તેને જરા શાંત પાડવા માંડયો. " તેના પિતાનો તે એકનો એક લાડકો પુત્ર છે. "

" હવે એ વાત જવા દો. " કાઉન્ટે કહ્યું. " તેમાં મારે કાંઇ લેવા દેવા નથી. "

મોરેલને જરા આશ્ચર્ય લાગ્યું.

" કાઉન્ટ ! કાઉન્ટ ! "—તેણે કહ્યું.

" મોરેલ, " કાઉન્ટે તેને વચમાં જ અટકાવ્યો. " કેવું સુંદર સંગીત ચાલી રહ્યું છે ! જુઓ તો ખરા. રંગભૂમિ ઉપર બરાબર ધ્યાન આપો. "

હવે વધારે કહેવું મોરેલને નિરર્થક લાગ્યું.

એટલામાં બીજો અંક પૂરો થયો, અને બારણા ઉપર ટકોરો સંભળાયો.

" અંદર આવો. " મોન્ટેક્રિસ્ટોએ જેવાને તેવા જ શાંત અવાજે કહ્યું. તુરત જ બોકેમ્પ અંદર દાખલ થયો.

" સાંહેબજી, બોકેમ્પ, આવો, પધારો. " મોન્ટેક્રિસ્ટોએ જાણે તે દિવસે તે સમય અગમચ તેને જોયો જ ન હોય તેમ કહ્યું. " બેસો. "

"સાહેબ," બોકેમ્પે કહ્યું, "હમણાં જ હું આલ્બર્ટ સાથે બહાર નિકળ્યો હતો."

"એ ઉપરથી એમ જણાય છે બોકેમ્પ," મોન્ટેક્રિસ્ટોએ હસતાં હસતાં કહ્યું. "કે તમે કાંઇક ફલાહાર વિગેરેને માટે ગયા હશો. તમે આલ્બર્ટના કરતાં વધારે સારી શુદ્ધિમાં છો એ જોઇને મને ઘણો આનંદ થાય છે."

"સાહેબ," બોકેમ્પે કહ્યું. "આલ્બર્ટની ભૂલ હતી. તેણે ગુસ્સાનો દેખાવ કર્યો એ તેના જેવા માણસને છાજે નહિ. મને પોતાને તો ઘણું ખરાબ લાગ્યું છે, અને તેના વતી તમારી હું ક્ષમા માગું છું. હવે મારી તમને એકજ વિનંતિ છે, કાઉન્ટ, કે યેનીનાના બનાવની બાબતમાં તમે કાંઇક પણ ખુલાસો કરશો. હું ધારૂં છું કે એટલી ઉદારતા તો તમે બતાવશો જ."

મોન્ટેક્રિસ્ટોએ તેને ચુપ રહેવાને ઇશારત કરી.

"જુઓ," તેણે જરાવાર રહીને કહ્યું. "તેમ કરવામાં મારી આશાઓ ધૂળધાણી થઇ જાય છે."

"કેવી રીતે?"

"તમે બધાએ મળીને મારી ગણત્રી એક અસાધારણ પ્રકારના તુરંગી માણસ તરીકેની કરી છે; અત્યાર સુધી તમે મને અનેક પ્રકારની કાલ્પનિક ઉપમાઓ આપતા આવ્યા છો, છતાં હવે મારી ગણના એક સામાન્ય-સાધારણ માણસ તરીકે કરવા માગો છો. મારી પાસે ખુલાસો તમારે લેવો છે! મારો ખુલાસો! બોકેમ્પ, એ તો બધી હસવાની અને મશ્કરીની વાતો છે!"

"તેમ છતાં," બોકેમ્પે મગરૂરીથી-દમામથી કહ્યું. "કેટલાક એવા પ્રસંગો હોય છે, કે જ્યારે ન્યાયની ખાતર-સત્યની ખાતર-"

"મોં. બોકેમ્પ," કાઉન્ટે તેને અધવચમાં જ અટકાવીને કહ્યું. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો હજુ કોઇને નમ્યો નથી, અને નમ- નથી. તે તો પોતાની જાતને જ નમે છે. માટે હવે વધારે ા નહિ. મારી તમને ખાસ વિનંતિ છે, કે એ વાત જ હવે નહિ. હું હમેશાં મારી ઇચ્છા પ્રમાણે વર્તું છું; અને તે હમેશાં બરાબર જ હોય છે."

"સાહેબ," બોકેમ્પ બોલ્યો. "પ્રમાણિક માણસોની તરફ રીતનું વર્તન રખાય નહિ. પ્રમાણિક જામીનગીરી અમારે ે."

"મેહેરબાન," મોન્ટેક્રિસ્ટોએ દમામથી ઉત્તર આપ્યો. "હું જ જીવતો જીવંત જામીનગીરી તરીકે છું, પછી બીજી કેટલીક નગીરી જોઇએ છીએ? અમારા બન્નેની નસોમાં જે લોહી વહી છે, તે લોહી રેડવાની અમારી ઇચ્છા છે, એજ અમારી પર- ી જામીનગીરી છે. જાઓ, તમારા મિત્રને મારો આ સંદેશો ેા, અને કહેજો, કે આવતી કાલે સવારે દસ વાગ્યા પહેલાં ની નસોમાં કેવા પ્રકારનું લોહી વહે છે, તે હું જોઇ લઇશ."

"ત્યારે તો હવે યુદ્ધની તૈયારીઓ કરવાની જ રહે છે?"

"મને તેની લેશ માત્ર પણ દરકાર નથી." મોન્ટેક્રિસ્ટોએ ૫ આપ્યો. "માત્ર એટલા જ માટે અહિંઆં મને ડખલ કર- કાંઇ જ જરૂર નહોતી. હું ધારૂં છું, કે આ તમારા ફ્રાન્સ દ્વંદ્વ યુદ્ધમાં પિસ્તોલોનો ઉપયોગ થાય છે; સંસ્થાનોમાં તલ- વપરાય છે; જ્યારે અરબસ્તાનમાં ખંજરથી લઢે છે. તમારા કહેજો, કે જો કે અપમાન તો મારૂં પોતાનું થયું છે, એટલે

હથીઆરની પસંદગી સાધારણ નિયમ પ્રમાણે મારે જ કરવાની હોય, છતાં પણ, હથીઆરની પસંદગી કરવાની વાત હું તેને સોંપું છું; અને હું તો તે જે રીત કહેશે, તે રીતે જરા પણ આનાકાની અગર વાદવિવાદ કર્યા સિવાય, લઢવાને તૈયાર થઇશ; કારણ વિજય મને જ મળવાનો છે."

"વિજયની ખાત્રી છે?" બ્યુકેમ્પે આશ્ચર્ય પામતાં કાઉન્ટને પ્રશ્ન કર્યો.

"ચોક્કસ," મોન્ટેક્રિસ્ટોએ જરા ખભા ચઢાવતાં કહ્યું. "એમાં જરા પણ ફેર નહિ. તેમ ન હોત તો હું આલ્બર્ટની સાથે યુદ્ધમાં ઉતરત જ નહિ. હું તેને ઠાર કરીશ. મારે તેમ કર્યા સિવાય ચાલે તેમ નથી. હવે માત્ર એકજ લીટીથી મને કાલનો યુદ્ધનો સમય અને હથીઆરોની પસંદગી જણાવજો; કારણ રાહ જોતા બેસી રહેવાનું મને પસંદ નથી."

"એમ હોય તો આવતી કાલે સવારમાં આઠ વાગે 'બોઇડ-ડ-વીન્સેનીસ'માં મળવાનું અને પિસ્તોલોનો ઉપયોગ કરવાનો." "બ્યુકેમ્પે જરા ચિઢાઇને કહ્યું.

"ઘણું સારૂં." મોન્ટેક્રિસ્ટોએ ઉત્તર આપ્યો. "બધી ગોઠવણ થઇ ગઇ છે. હવે કાંઇ બાકી રહેતું નથી માટે હવે મને ખેલ જોવા દો. વળી તમારા મિત્રને જરા મેહેરબાની કરીને સમજાવી દેજો, કે હવે અત્યારે ફરીથી પાછો મારી પાસે આવે નહિં; કારણ તેના જંગલીપણાથી કદાચ તે પોતાને કાંઇક નુકસાન કરી બેસશે, એવી મને બ્હીક લાગે છે. તેને ઘેર જઇને નિરાંતે નિદ્રા લેવા દો."

ઓકેન્ગ તો કેવળ આભો થઇને ત્યાંથી ચાલતો થયો.

"હવે" મોન્ટેક્રિસ્ટોએ મોરેલને પૂછયું. "તમારા ઉપર મદદને માટે હું આધાર રાખું કે ન રાખું?"

"અલબત્ત." મોરેલે જવાબ આપ્યો. "હું આપની સેવામાં હાજર છુંજ: તોપણ—"

"શું છે?" "આનું ખરૂં કારણ શું છે તે મારે જાણવું જોઇએ."

"જાણ્યા સિવાય તમારે ચાલે તેમ નથી?" "ના."

"તે યુવાન (આલ્બર્ટ) પોતે પણ તે જાણતો નથી. તે તો બિચારો કાંઇ જાણ્યા અગર સમજ્યા સિવાયજ મરવાને તૈયાર થઇ ગયો છે. આનું ખરૂં કારણ તો માત્ર હું અને મારો પ્રભુ જ જાણીએ છીએ. એ સિવાય બીજા કોઇ પણ મનુષ્ય પ્રાણીને આ લઢાઇનું ખરૂં કારણ માલુમ પડયું નથી; છતાં મોરેલ, હું પ્રતિજ્ઞા ઉપર કહું છું, કે ઇશ્વર આપણાજ પક્ષમાં રહેનાર છે; કારણ કે મારી લઢત ન્યાયની છે"

"બસ્સ! થયું! હવે મારે વધારે જાણવાની કાંઇજ જરૂર નથી." મોરેલે કહ્યું. "વારૂ, તમારા તરફથી બીજો સાક્ષી કોણ છે?"

"પેરીસમાં કોઇ પણ એવો મારો ઓળખીતો, સંબંધી, અગર મિત્ર નથી, કે જેને હું તેવા પ્રકારનું માન આપી શકું. મારા હિતસ્વીમાં તો હું માત્ર તમને અને તમારા બનેવીને—એમેન્યુઅલને—એ બેનેજ ગણું છું. એમેન્યુઅલ એ કામ માથે લેશે કે?"

"હા. હા. તેના તરફથી હું વચન આપું છું."

"ઠીક ત્યારે, મારે પણ એટલુંજ જોઇએ છીએ. જુઓ ત્યારે કાલે સવારમાં બરાબર સાત વાગે તમે બન્ને મારે ત્યાં આવજો. કેમ આવશોને ?"

"જરૂરથી."

"થયું ત્યારે. હવે એ નક્કી થઇ ગયું. હવે એ બાબતનો વધારે ટકટકારો નહિ. જુઓ, હવે રંગભૂમિ તરફ ધ્યાન આપો. આપણો ઘણો સમય આજે નકામો ગયો છે.

---

## પ્રકરણ ૩૫ મું.

મૉન્ટેક્રિસ્ટો પોતાના હમેશના રિવાજ પ્રમાણે ખેલ પુરો થતાં પહેલાં જ ઉઠીને ચાલતો થયો. મોરેલે નાટકશાળામાંથી બહાર નિકળતાં જ રજા માગી લીધી. અને બીજે દિવસે સવારમાં સાત વાગ્યા પહેલાં એમેન્યુઅલને સાથે લઇને કાઉન્ટને ઘેર આવી મળવાનું વચન આપ્યું. પછી કાઉન્ટ તો હમેશની માફક શાંતિ અને આનંદથી ઘેર ગયો. ઘરમાં પેસતાં જ કાઉન્ટે કહ્યું: "અલ્લી, હાથીદાંતના સાથીઆવાળી મારી પિસ્તોલો લાવ."

અલ્લીએ પિસ્તોલોની પેટી લાવીને પોતાના શેઠને આપી. કાઉન્ટે તે હથીઆરોને બરાબર બારીકીથી તપાસી જોયાં; કારણ એટલા નાના સરખા હથીઆરને પોતાની જીંદગી સોંપવાની હતી.

આ પિસ્તોલો કાઉન્ટે પોતાને માટેજ ખાસ તૈયાર કરાવી હતી, અને તેમની મદદથી હમેશાં તે પોતાના નિશાન તાકવાના અભ્યાસને

તાજો રાખતો હતો. તેણે એક પિસ્તોલ પોતાના હાથમાં લીધી, અને એક લોખંડના પતરા ઉપર તેના પ્રયોગ કરી જોવાને નિશાન તાકવા લાગ્યો; એટલામાં તો તેના દિવાનખાનાનું બારણું ખુલ્યું, અને બેપ્ટી સ્ટીન અંદર દાખલ થયો.

બેપ્ટીસ્ટીન કાંઇ બોલે તે પહેલાં તો દિવાનખાનાના આગલા ખંડમાં બેપ્ટીસ્ટીનની પાછળ પાછળ આવતી એક બુરખાવાળી સ્ત્રીને કાઉન્ટે જોઇ. ટેબલ ઉપર ખુલ્લી તલવારો પડેલી હતી, અને કાઉન્ટ હાથમાં પિસ્તોલ લઇને ઉભો હતો. આ દૃષ્ય જોતાં જ તે સ્ત્રી એકાએક પરવાનગીની રાહ જોયા સિવાય દિવાનખાનાની અંદર ઘુસી.

બેપ્ટીસ્ટીન આભો બનીને પોતાના માલિકના તરફ જોઇ રહ્યો. કાઉન્ટે તેને બહાર જવાની ઇશારત કરી. બેપ્ટીસ્ટીન દિવાનખાનાની બહાર ગયો, અને બારણું બંધ કર્યું.

"બાઇ સાહેબ, આપ કોણ છો ?" કાઉન્ટે પૂછ્યું.

દિવાનખાનામાં બીજું કોઇ નહોતું, તેની ખાત્રી કરી લેવાને પ્રથમ તો તે સ્ત્રીએ ચારે બાજુએ એક તીક્ષ્ણ નજર નાંખી. પછી હાથ જોડીને ઘુંટણીએ પડતાં નિરાશા ભરેલા અવાજે બોલી: "એડમન્ડ, તમે મારા પુત્રનો વિનાશ તો નહિ જ કરો ?"

કાઉન્ટ એકદમ એક બે ડગલાં પાછો હઠી ગયો. તેના મુખમાંથી એક ન સમજાય તેવો ઉદ્‌ગાર નિકળી ગયો, અને હાથમાંથી પિસ્તોલ પડી ગઇ.

"બાઇ સાહેબ, આપે શું નામ લીધું ?" તેણે પૂછ્યું.

"તમારૂં જ !" બુરખો દૂર કરતાં તેણે જવાબ આપ્યો.

"તમારૂંજ! હરેક પ્રયત્ન છતાં જો હું કોઇ ચીજ ભૂલી શકી ન હોઉં તો તે માત્ર તમારૂં નામ જ છે. એડમન્ડ, આજે અત્યારે તમારા સામે કાઉન્ટેસ મોર્સર્ફ હાથ જોડીને ઉભી રહી નથી, પણ મરસીડીસ વિનંતિ કરી રહી છે."

"બાઈ સાહેબ, મરસીડીસ તો કયારનીએ સ્વધામ પહોંચી ગઇ છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "તેવા નામની કોઇ સ્ત્રીને હું ઓળખતો નથી."

"મરસીડીસ જીવે છે. મહાશય, એટલુંજ નહિ પણ તેની સ્મરણશક્તિ પણ જેવીને તેવીજ છે; કારણ તેણેજ માત્ર તમને જોતાંની સાથે ઓળખી કાઢયા છે; એડમન્ડ, અરે, તમને જોયા પહેલાં તમારો અવાજ સાંભળતાંજ તમને પિછાની કાઢયા છે. તે માત્ર તમારા અવાજ ઉપરથી તમને ઓળખી ગઇ છે; અને તે ક્ષણથી તે હમેશાં તમારી પાછળ પાછળ ભમે છે, તમારા ઉપર બારિક દેખરેખ રાખે છે, અને તમારાથી ભયભીત થઇને થર થર કાંપતી રહે છે. તેના પતિ કાઉન્ટ ઓફ મોર્સર્ફના ઉપર ઘા કરનાર કોણ છે, તેની તપાસ કરવાની તેને બીલકુલ જરૂર પડે તેમ નથી."

"ફરનાન્ડની વાત કરતાં હશો, બાઇ સાહેબ?" મોન્ટેક્રિસ્ટોએ પૂછયું. "જ્યારે આપણે ભૂતકાલનાં નામોનું જ સ્મરણ કરવા માડયું છે, ત્યારે તો બધાંજ નામો બરાબર યાદ કરીએ!"

મોન્ટેક્રિસ્ટોએ ફરનાન્ડના નામનો એટલા બધા તિરસ્કાર અને દ્વેષથી ઉચ્ચાર કર્યો, કે મરસીડીસનું આખું શરીર ભયથી કંપી ઉઠયું.

"જુઓ, એડમન્ડ, મારી જરા પણ ભૂલ થઇ નથી; મારા પુત્રને બચાવવાની વિનંતિ કરવા આવવાનું મને દરેક કારણ છે."

"અને બાઇ સાહેબ, આપના પુત્રના ઉપર મને દ્વેષ છે, અગર તેના તરફ હું વૈરભાવથી વર્તું છું, એવું આપને કોણે કહ્યું?"

"મને કોઇએ પણ કહ્યું નથી. હું પ્રતિજ્ઞા ઉપર કહું છું કે કોઇએ પણ મને તેમ કહ્યું નથી; પણ એક માતાની દૃષ્ટિમાં અસાધારણ તીક્ષ્ણતા રહેલી હોય છે. હું અનુમાનથી બધું સમજી ગઇ છું. આજે સાંજે તેની પાછળ પાછળ હું નાટકશાળામા આવી હતી, અને બધું મેં નજરે જોયું છે."

"જો આપે પોતે નજરે બધું જોયું હોય તો, આપ એ પણ જાણતાં હશો, કે ફરનાન્ડના પુત્રે મારૂં જાહેરમાં અપમાન કર્યું છે." મોન્ટેક્રિસ્ટોએ ભયંકર શાંતિથી કહ્યું.

"અરે, એડમન્ડ, દયા કરો!"

"તમે એ પણ જોયુંજ હશે, બાઇ સાહેબ, કે જો મારા મિત્રે તેને વાર્યો ન હોત, તો તેણે ત્યાંને ત્યાંજ મારી સાથે મારામારી પણ કરી હોત."

"એડમન્ડ, સાંભળો. મારો પુત્ર પણ તમે કોણ છો તે પામી ગયો છે. તેના પિતાના દુર્ભાગ્યનું કારણ તે તમનેજ માને છે."

"બાઇ સાહેબ, આપની ભૂલ થાય છે. એ દુર્ભાગ્ય નથી, પણ કરેલાં કર્મોનું ભોક્તૃત્વ છે, ગુન્હાઓની શિક્ષા છે, પાપનું પ્રાયશ્ચિત્ત છે. કાઉન્ટેસ, તમારા સ્વામીના ઉપર ઘા હું કરતો નથી, પણ પરમાત્મા તેને શિક્ષા કરે છે."

"વારૂ. પણ પરમાત્માના હથીઆર તમે શા માટે બનો છો?" મરસીડીસ રડવા લાગી. "ઇશ્વર જ્યારે ગઇ ગુજરી વિસરી જવાને તૈયાર છે, ત્યારે તમે શા માટે તે યાદ કરો છો? યેનીના, અને

તેના વઝીરની સાથે તમારે શું સંબંધ છે. એડમન્ડ? અલ્લી તે-એલીનને દગો દીધો તેમાં ફરનાન્ડ મોંડીગોએ તમારૂં શું બગાડયું છે?"

"બાઇ સાહેબ," મોન્ટેક્રિસ્ટોએ ઉત્તર આપ્યો. "એ બધા સાથે મારે પોતાને કાંઇપણ અંગત સંબંધ નથી. અલ્લી તેએલીનની પુત્રી અને ફ્રેંચ અમલદાર ફરનાન્ડ મોન્ડીગો પોતપોતાનું ફોડી લેશે. મારે તેમાં વચમાં પડવાનું કાંઇજ કારણ નથી એ આપનું કહેવું યથાર્થ છે. મેં જો કોઇના ઉપર વૈર લેવાને પ્રતિજ્ઞા કરી હોય, તો તે ફ્રેંચ અમલદાર ફરનાન્ડ મોન્ડીગો, અગર કાઉન્ટ ઓફ મોર્સર્ફના ઉપર નહિ, પણ મરસીડીસના ધણી પેલા મચ્છીમાર ફરનાન્ડના ઉપરજ."

"પણ મહેરબાન," કાઉન્ટેસે રૂદન જારી રાખ્યું. "ભવિતવ્યતાએ–કિસ્મતે મારી પાસે જે એક ભૂલ કરાવી, તે એકજ ભૂલને માટે કેટલું ભયંકર વૈર! કારણ એડમન્ડ, જો આમાં કોઇનો પણ દોષ હોય તો તે માત્ર મારોજ છે. તમારે જો કોઇના ઉપર વૈર લેવાનું હોય, તો તે મારા ઉપરજ છે; કારણકે તમારી ગેરહાજરી અને એકાન્ત મારાથી સહન થઇ શકયાં નહિ."

"પણ મારી ગેરહાજરીનું કારણ શું? તમે એકલાં કેમ પડયાં હતાં?"

"કારણ, એડમન્ડ તમે કેદ પકડાયા હતા, અને તમને કારાગૃહમાં પુરવામાં આવ્યા હતા."

"વારૂ, શા કારણે મને પકડવામાં આવ્યો હતો? અને મારે કારાગૃહમાં કેમ નિવાસ કરવો પડયો?"

"મને તો તેની કાંઇજ ખબર નથી." મરસીડીસે ઉત્તર આપ્યો.

"વાત ખરી છે, બાઇસાહેબ, આપને તેની કાંઇજ માહિતી નથી. નિદાન મારી પોતાની પણ તેવીજ માન્યતા છે. મને પકડવાનું અને કેદમાં નાંખવાનું કારણ એ હતું, કે તમારી સાથે જે દિવસે મારૂં લગ્ન થવાનું હતું, તેને પહેલે દિવસે ડેંગ્લર્સ નામના એક માણસે એક પત્ર લખ્યો, અને ફરનાન્ડ નામના ઇસમે પોતે તે ટપાલમાં નાંખ્યો. આ રહ્યો તે પત્ર જુઓ. તમારી જાતે ખાત્રી કરી લો."

મોન્ટેક્રિસ્ટોએ એક પેટી ખોલીને તેમાંથી એક પત્ર કાઢીને મરસીડીસના હાથમાં મૂક્યો. કાગળનો રંગ ઊડી ગયો હતો. જે શાહિથી તે લખેલો હતો, તે પણ ઘણી ઝાંખી થઇ ગઇ હતી. ડેંગ્લર્સે મેજીસ્ટ્રેટને જે પત્ર લખ્યો હતો, તેજ એ પત્ર હતો. કારાગૃહના તપાસણી અધિકારી મોં. બોવાઇલની પાસેથી બે લાખ ફ્રાંકના બદલામાં તે પત્ર મોંટેક્રિસ્ટોએ મેળવ્યો હતો. એ વાત આગળ આવી ગએલી છે જ. મરસીડીસના હાથમાં તે વખતે મોન્ટેક્રિસ્ટોએ જે પત્ર મૂક્યો તે એજ પત્ર હતો.

મરસીડીસે તે પત્ર અથથી તે ઇતિસુધી વાંચ્યો.

"અહા ! કેટલું ભયંકર ! કેટલી નીચતા ! કેવો દગો!" મરસીડીસ અશ્રુપાત કરતાં કરતાં બબડી." "અને આ પત્ર-"

"બાઇસાહેબ," મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "એ પત્રના મને બે લાખ ફ્રાંક બેઠા છે; પણ એથી હું તમને અત્યારે ખાત્રી કરી આપી શકું છું, એટલે તે રકમનો મને કાંઇજ હિસાબ નથી."

"અને આ પત્રનું પરિણામ—?"

"એ તો તમને માલુમ છે જ બાઇસાહેબ. તેના પરિણામે મને પકડવામાં આવ્યો, અને કારાગૃહમાં પૂરવામાં આવ્યો. પણ મારો કારાગૃહ–નિવાસ કેટલા વખત સુધી ચાલ્યો તે આપને માહિત નહિ હોય. આપને માલુમ નહિ હોય કે આપની પડોસમાંજ શાતો દ-ઇફના કિલ્લામાં ચૌદ વરસ મારે કેદખાનામાં વીતાડવાં પડયાં,—ચૌદ વરસ ! મારી જીંદગીનાં—મારી યુવાવસ્થાનાં ચૌદ ઉત્તમમાં ઉત્તમ વરસ મારે કેદખાનામાં સડવું પડયું. કેદખાનામાં દાખલ થયો તેજ દિવસે વૈર લેવાના મેં સોગન લીધા હતા, અને ચૌદ વરસ સુધી દરરોજ તે સોગન હું તાજા કરતો હતો. આમ છતાં મારા પિતા બિચારા ભૂખમરાથી મરણને શરણ થયા, અને મને દગો કરનાર મારા દુશ્મનની સાથેજ તમે લગ્ન કર્યું. એ બાબત તો મને બીલકુલ માહિતજ નહોતી."

'શું આ બધી વાત ખરી છે?" મરસીડીસે ધ્રુજતાં ધ્રુજતાં પૂછ્યું.

"ચૌદ વરસે જ્યારે હું કેદખાનામાંથી છૂટો થયો, ત્યારેજ સર્વ હકીકત મારા જાણવામાં આવી. આથીજ, મારા સ્વર્ગસ્થ પિતાની ખાતર, અને મરસીડીસની ખાતર, ફરનાન્ડ ઉપર વૈર લવાની મેં પ્રતિજ્ઞા કરી છે,—અને મારા સોગન મેં પાળ્યા છે."

"અને શું તમારી ખાત્રી છે, એડમન્ડ, કે તે કમનસીબ ફરનાન્ડેજ આ બધું કર્યું છે?"

"બાઇસાહેબ, મેં આપને જે કાંઇ કહ્યું, તે બધાં ફરનાન્ડનાં જ કારસ્તાન છે, એવી મેં ખાત્રી કરી લીધી છે. વળી ફરનાન્ડ ફ્રાંસનો રહીશ હોવા છતાં દગો કરીને અંગ્રેજોને મળી ગયો; જન્મથી

સ્પાનીઅર્ડ હોવા છતાં સ્પાનીઅર્ડોનીજ સામે લઢયો; અલ્લી તેબે-લીનનો તે નોકર હોવા છતાં નિમકહરામી કરી, અને દગાથી અલ્લી તેબેલીનનું ખૂન તેણે કર્યું. આ બધાં આપના ફરનાન્ડનાં પરાક્રમો! આવાં આવાં પરાક્રમોની સાથે તુલના કરતાં આપે હમણાં જે પત્ર વાંચ્યો તે શા હિસાબમાં છે! એક સ્ત્રીનો પ્રેમ મેળવવાને માટે તેના પ્રણયીએ કરેલા એ માત્ર એક છલ-પ્રપંચ છે. જે સ્ત્રીને માટે આવો પ્રપંચ થાય તેજ સ્ત્રી તેજ પ્રપંચ કરનાર પ્રણયીની સાથે જયારે લગ્નની ગાંઠથી બંધાય, ત્યારે તે જરૂરથી તેને તે વાંકની ક્ષમા આપેજ. ઠીક! ફ્રેંચ લોકોએ રાજદ્રોહી-દગલ-બાજ ફરનાન્ડને શિક્ષા કરી નહિ; સ્પાનીઅર્ડોએ દેશદ્રોહીને દુનીઆ માંથી વિદાય કર્યો નહિ; બિચારો અલ્લી પોતાની ઘોરમાંથી ઊઠીને કાંઇ વેર વાળી શકયો નહિ; પણ દગલબાજીનો ભોગ થઇ પડેલો, જીવતો ઘોરમાં દટાએલો હું પ્રભુની મહેરબાનીથી મારી ઘોરમાંથી તે નરપિશાચને શિક્ષા કરવાને માટે નિકળી આવ્યો છું.'

ગરીબ બિચારી મરસીડીસથી વધારે સહન થઇ શકયું નહિ.

" ક્ષમા! ક્ષમા! એડમન્ડ, મને ક્ષમા કરો! હજી પણ તમારે માટે મારો પ્રેમ જેવોને તેવોજ છે! મારી ખાતર! અરે મારા પ્રેમની ખાતર ક્ષમા કરો! દયા લાવો!" તેના મુખમાંથી આ ઉદ્‌ગારો સહજ નિકળી ગયા, અને નિશ્ચેષ્ટ થઇને તે જમીન ઉપર પડી. કાઉન્ટ તુરત જ તેની પાસે દોડયો, તેણે તેને પોતાના હાથમાં ઉપાડી લીધી, અને એક વિરામાસન ઉપર સુવાડી. થોડીવારમાં તે ભાનમાં આવતાં પોતે કાઉન્ટ મોર્સર્ફની પત્ની હતી, એ વાતનું તેને સ્મરણ થયું. તે બેઠી થઇ ગઇ, અને એક ખુરશી ઉપર જરા દૂર જઇને બેઠી.

તેણે ફરીથી પાછી મોન્ટેક્રિસ્ટોના મુખ તરફ દૃષ્ટિ કરી. વિષાદ અને દ્વેષની લાગણીને લીધે તેનું મુખ જરા બીહામણું લાગતું હતું.

"શું ? એ દુષ્ટ જાતિને દયા બતાવવી ?" તે બબડયો. "સિદ્ધ થવાની અણી ઉપર આવેલું કાર્ય છોડી દઉં ? અશકય, બાનુ સાહેબ, અશકય."

"એડમન્ડ," મરસીડીસે કહ્યું. "હું તમને એડમન્ડ એ નામથી સંબોધી રહી છું, છતાં તમે મને મરસીડીસ કહીને કેમ બોલાવતા નથી ?"

"મરસીડીસ!" મોન્ટેક્રિસ્ટો બબડયો. "મરસીડીસ! વારૂ, ઠીક, તમારૂં કહેવું ખરૂં છે; તે નામમાં હજી પણ મારે માટે એક પ્રકારનું જાદુ રહેલું છે, અને લાંબા સમય પછી આજે જ મેં તે નામનો ઉચ્ચાર કર્યો છે. અહા! મરસીડીસ! હું તારૂં નામ શોક અને દિલગીરીના નિઃશ્વાસ મૂકતાં લઉં છું. હૃદયમાં દુઃખ અને નિરાશા સિવાય બીજું કાંઇ જ હવે રહ્યું નથી. કેદખાનાની કોટડીના પથ્થર પર પડયો પડયો હું તારૂં જ નામ લેતો હતો, તારાજ નામની માળા જપ્યા કરતો હતો! મરસીડીસ! મારે વૈર તો લેવું જ પડશે. ચૌદ વરસ સુધી કારાગૃહની અસહ્ય યાતના મેં સહન કરી છે. ચૌદ વરસ સુધી રાત્રી દિવસ મેં રૂદન કર્યા કર્યું છે. મરસીડીસ, જ્યાં સુધી મારૂં વેર પૂરૂં થશે નહિ, ત્યાં સુધી આ સળગી રહેલા હૃદયને કદી પણ શાંતિ મળવાની નથી."

પોતાની એક વખતની પ્રિયતમાના કાલાવાલા અને આજીજી-ઓથી રખેને પોતાનું હૃદય પીગળી જાય, એવા ભયથી કાઉન્ટે પોતાને ભોગવવી પડેલી વિપત્તિઓ અને યાતનાઓનું સ્મરણ તાજું કર્યું.

"ઠીક ત્યારે, એડમન્ડ," તે બિચારી ગરીબ માતાએ ઉત્તર આપ્યો. "તમારી એવી જ ઇચ્છા હોય તો તમારે જે રીતે વેર

લેવું હોય તે રીતે લો; તમારી મરજી ચાહે તેવી શિક્ષા મને તેમજ મારા સ્વામીને કરો; પણ મારા નિર્દોષ નિરપરાધી પુત્રને તો બચાવો. તેના સુધી તમારૂં વૈર ન ઉતરવા દો."

મોન્ટેક્રિસ્ટો કાંઈક બબડયો. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો, અને પોતાના માથા ઉપરના સુંદર વાળ પીંખવા લાગ્યો.

"એડમન્ડ," મરસીડીસે કાઉન્ટના તરફ હાથ લંબાવતાં આગળ ચલાવ્યું. "જ્યારથી તમારો પરિચય થયો, ત્યારથી હું તમારાજ નામની માળા જપતી આવી છુ; અહર્નિશ હું તમારૂં જ સ્મરણ કર્યા કરૂં છું. એડમન્ડ, મારા વ્હાલા મિત્ર, મારા હૃદયમાં વિરાજતી તમારી સુંદર મૂર્તિને કલંક લાગે એવો સમય જોવાનો પ્રસંગ મારે ન આવે, એવી પરમાત્મા પ્રત્યે મારી પ્રાર્થના છે. એડમન્ડ, તમે જીવતા હતા એમ જ્યાં સુધી હું ધારતી હતી, ત્યાં સુધી તો હું તમારા નામનો જ જપ જપ્યા કરતી હતી. જ્યારે મને તમારા મરણના સમાચાર મળ્યા, ત્યારથી તમારા અમર આત્માને શાંતિ આપવા માટે પરમાત્માને હું રાત્રી દિવસ જે પ્રાર્થનાઓ કરી રહી છું તે જો તમારા જાણવામાં હોય, તો તમારૂં હૃદય પિગળ્યા સિવાય રહે જ નહિ! હા. હા; મને તમારા મરણના સમાચાર મળ્યા હતા. હું પણ એમજ ધારતી હતી, કે જો તમે જીવતા હો, તો એટલા લાંબા વખત સુધી મને દર્શન આપ્યા સિવાય કદી રહી શકો જ નહિ! એકાદ કિલ્લામાં—એકાદ અજ્ઞાત અંધારા ખૂણામાં તમારા દેહને ભૂમિ–દાહ કરવામાં આવ્યો હશે એમ મારૂં ધારવું હતું! તમારા મૃત દેહને સમુદ્રનાં મોજાંઓને સ્વાધીન કરવામાં આવ્યો હશે એમ મારૂં માનવું હતું; કારણ કોઈક મને એમ કહેલું, કે સમુદ્ર કિનારાના કિલ્લાઓમાંના કેદીઓનાં

શબોને એવી રીતે જળદાહ કરવામાં આવે છે। આવા વિચારોથી હું સતત રૂદન કરતી. રૂદન, અને પ્રાર્થના સિવાય બીજું મારા જેવી અનાથ અબળાથી શું થઇ શકે ? સાંભળો: દસ વરસ સુધી હંમેશાં હું માત્ર એકજ સ્વપ્ન જોતી આવી છું. મને એવી ખબર મળી હતી, કે તમે નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો હતો. એક મરી ગએલા કેદીના શબની જગા તમે લીધી હતી; આથી ભૂલમાં તમને શાતો-દ-ઇફના કિલ્લાની ટોચ ઉપરથી જીવતા સમુદ્રમાં ફેંકવામાં આવ્યા હતા. દરિયાનાં ખડકો ઉપર પછડાતાં, અને છુંદાઇ મરતાં તમારા મુખમાંથી જે અંતિમ ચીસ પડી ગઇ હતી તેથી જ તમારા રક્ષકોના જાણ-વામાં સત્ય હકીકત આવી હતી. આવી આવી અનેક પ્રકારની ખોટી ખરી અફવાઓ મારા સાંભળવામાં આવી હતી. મારા જે પુત્રના જીવિતનું દાન હું અત્યારે તમારી પાસે આજીજી કરીને માગી રહી છું, તે મારા એકના એક જ પુત્રના સોગન લઇને હું કહું છું, કે છેલ્લાં દસ વરસથી નિદ્રાવસ્થામાં હું માત્ર એક જ ભયંકર સ્વપ્ન જોઇ રહી છું. સમુદ્ર કિનારાના એક ભયાનક કિલ્લાની ટોચ ઉપરથી કેટલાક માણસોને એક આકાર વગરનું પોટકું જોસથી હવામાં ઉછાળી સમુદ્રના મોજાંઓને સ્વાધીન કરતા હું જાઉં છું. દરરોજ રાત્રે નિદ્રામાં હું એક ભયંકર ચીસ સાંભળીને જાગી ઉઠું છું, મારૂં આખું શરીર શીતલ થઇ જાય છે, અને હું થર થર કાંપ્યા કરૂં છું. એડમન્ડ," મરસીડીસનો કંઠ રૂંધાવા લાગ્યો. "મારો ભયંકર દોષ થયો છે, અને તેને માટે મને શિક્ષા પણ કાંઇ ઓછી થઇ નથી ! મેં પણ અતિ ભયંકર યાતનાઓ સહન કરી છે !

"તમારી ગેરહાજરીને લીધે જ તમારા પિતાનું માત્ર ભૂખ-મરાથી જ મરણ નિપજ્યાનું દુઃખ તમારે સહન કરવું પડયું છે ખરૂં

કે ?" કાઉન્ટે ફરીથી આગળ ચલાવ્યું. "એક બાજુએ એક ભયાનક કિલ્લાની અંધારી કોટડીમાં તમારા કોઇ પણ દોષ વગર તમે કેવળ દગલબાજીનો ભોગ થઇને સડયા કરતાં હો, અને બીજી બાજુએ તમારી પ્રિયતમા તમારા તે દગાખોર પ્રતિસ્પર્ધીની સાથે તમને વિસરી જઇને લગ્નની ગાંઠથી જોડાય, એ જોવાની–એ જાણવાની ભયંકર યાતના તમારે કદી ભોગવવી પડી છે ખરી કે ?"

"ના;" મરસીડીસે કાઉન્ટને વચમાં જ અટકાવતાં કહ્યું. "પરંતુ મારા દુર્ભાગ્યે–મારા કમનસીબે–જેને હું મારા ખરા અંતઃકરણથી અહર્નિશ ચાહું છું, તેવા મારા પ્રિયતમને, મારા એકના એક પ્રાણસમાન વહાલા પુત્રનું ખૂન કરવાને તૈયાર થએલો જોઉં છું; આથી વધારે ભયંકર યાતના બીજી જગતમાં કેવી હશે ?"

આ શબ્દો મરસીડીસે એટલા બધા દુઃખ અને નિરાશા ભરેલા અવાજે ઉચ્ચાર્યા કે મોન્ટેક્રિસ્ટોનું અંતઃકરણ વધારે વખત અંકુશમાં રહી શક્યું નહિ. તેનું પાષાણ હૃદય પણ છેવટે પિગળ્યું. સિંહ આખરે મ્હાત થયો. વૈર લેનારે છેવટે હાર ખાધી.

"તું મારી પાસે શું માગે છે મરસીડીસ ?" કાઉન્ટે આખરે પોતાના અંતઃકરણને જરા કાબુમાં લાવતાં પ્રશ્ન કર્યો. "તારા પુત્રની જીંદગી ? ઠીક. જા તારો પુત્ર જીવશે. તેનો વાળ પણ વાંકો નહિ થાય. મારા હાથથી તારા પુત્રનો ઘાત કદી થશે નહિ."

મરસીડીસે એક આનંદની ચીચીયારી પાડી. મોન્ટેક્રિસ્ટોની આંખોમાંથી અશ્રુ–પ્રવાહ ચાલ્યો.

"ઓહ !" તે કાઉન્ટનો હાથ પોતાના હાથમાં લઈ તેને ચુંબન લેતાં બોલી. "અરે એડમન્ડ, તારો હું કેટલો ઉપકાર માનું !

હું તારી જન્મોજન્મની ઋણી છું. મારી સ્વપ્નસૃષ્ટિમાં, મારા મનો-રાજ્યમાં જે એડમન્ડ રમી રહ્યો છે, અને જે એડમન્ડ મારા સતત પ્રેમનું પાત્ર છે, તેજ તું છે એવી હવે મારી પૂર્ણ ખાત્રી થઇ. મારા એડમન્ડનું હૃદય જે ગુણોથી ભરપુર હોવાની મારી માન્યતા ચાલી આવે છે, તે જ ગુણો અત્યારે તારામાં હોવાનું તારી ઉદારતાથી, એડમન્ડ, તેં સાબીત કરી બતાવ્યું છે! તારા પ્રેમનો, તારા ઉપ-કારનો બદલો મારા જેવી અનાથ બુદ્ધિહીન અબલા શી રીતે આપી શકે?"

"ન આપી શકે તેજ સારૂં છે." મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. "કારણ તે ગરીબ એડમન્ડને હવે તારા પ્રેમની બીલકુલ જરૂર રહેશે નહિ. ઘોરમાંથી નિકળી આવેલા એડમન્ડના ભૂતનું સર્વ કર્ત-વ્ય પૂરૂં થઇ ગએલું હોવાથી હવે તે પિશાચ ફરીથી પાછું અંધકા-રમાં સમાઇ જશે."

"એટલે? તું શું કહેવા માગે છે એડમન્ડ?"

"મારૂં કહેવું એટલું જ છે, મરસીડીસ, કે તારી આજ્ઞા થઇ છે એટલે હવે મારે મરવું જ જોઇએ."

"મરવું જોઇએ! એવું તમને કોણે કહ્યું? મૃત્યુની વાતજ કોણે કરી છે? આવા મૃત્યુના વિચારો તમને વારંવાર ક્યાંથી આવે છે?"

"મરસીડીસ, તારા પુત્રે મારૂં અપમાન કર્યું, અને તે પણ જાહેર રીતે, એક નાટકશાળાની વચમાં. મારા, તમારા, અને તમારા પુત્રના મિત્રો, ઓળખીતાઓ, તેમજ અજાણ્યાઓની સમક્ષમાં મારૂં જેણે અપમાન કર્યું, તેની પાસે હું માફી માગું, તો તેને તે પોતાનો

એક મહાન વિજય માની લે. તેના જેવા એક છોકરાએ મારૂં અપમાન કર્યા પછી એક ક્ષણ પણ હું જીવતો રહું, એમ તારે ધારવું નહિ. મરસીડીસ! મરસીડીસ! આ જગત્માં—આ સંસારમાં સૌથી વધારેમાં વધારે હું તને જ ચ્હાઉંછું. તેથી બીજે નંબરે મારો પ્રેમ—મારી મમતા મારી પોતાની જાતને માટે, મારા દરજ્જાને માટે, મારા પોતાના બલને માટે મારા હૃદયમાં હતી. મારામાં રહેલા વિશિષ્ટ પ્રકારના બળને લીધે જ હું બીજાઓ ઉપર આજ સુધી સરસાઇ ભોગવતો હતો. તે બળજ મારૂં ખરૂં જીવન હતું. માત્ર એકજ શબ્દથી મારા તે બળનો તેં વિનાશ કર્યો છે, એટલે હવે મારે મરણનેજ શરણ થવું જોઇએ."

"પણ તમે ક્ષમા કરી છે, એટલે હવે દ્વંદ્વ યુદ્ધ તો થનારજ નથી!"

"યુદ્ધ તો થશેજ." મોન્ટેક્રિસ્ટોએ ઘણાજ ગંભીર અવાજે કહ્યું. "ફેર માત્ર એટલોજ કે ભૂમિ—પૃથ્વી તારા પુત્રના લોહીથી ખરડાવાને બદલે મારા લોહીથી રંગાશે અને તૃપ્ત થશે."

મરસીડીસ એક ભયંકર ચીસ પાડતી મોન્ટેક્રિસ્ટોના તરફ દોડી, પણ એકાએક વચમાંજ થોભી ગઇ:—

"એડમન્ડ," તેણીએ કહ્યું. "તમે હજી જીવો છો, એટલુંજ નહિ પણ હું તમને આજે મારા આગળ જીવતા જાગતા ઉભેલા જોઉં છું, તે ઉપરથીજ પ્રભુનું અસ્તિત્વ સાબીત થાય છે. મારો પ્રભુના ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તેના ઉપર આસ્થા અને તમારા ઉપર શ્રદ્ધા છે. તમે મને વચન આપ્યું છે કે મારા પુત્રનો વાળ પણ વાંકો નહિ થાય નહિ વારૂ?"

"હા. તમારા પુત્રને કાંઇપણ આંચ આવશે નહિ."

મરસીડીસે કાઉન્ટના તરફ પોતાનો હાથ લંબાવ્યો.

"એડમન્ડ," તે બોલી. તેની આંખોમાંથી અશ્રુપ્રવાહ ચાલી રહ્યો હતો. "તમારી કેવી ઉદારતા! કેટલી મહત્તા! એક ગરીબ, અનાથ, અભાગી, પાપી, અને દુષ્ટ અબલાના ઉપર કેટલી દયા! એડમન્ડ, પરમાત્માનો તમારા અંતરમાં વાસ છે. પ્રભુની દયા–તે મહાન કરૂણા–સાગરની કરૂણા તમારા હૃદયમાં ઉતરી છે. દુઃખને લીધે હું પણ હવે ઉન્મર થતા પહેલાં જ બુઢ્ઢી બની ગઇ છું, અને હતાશ થઇ ગઇ છું. મારો એડમન્ડ જે મરસીડીસનું ધ્યાન ધરતો હતો, તે મરસીડીસનું હવે હું તને મારા હાસ્ય અગર દૃષ્ટિથી સ્મરણ કરાવી શકું તેમ નથી. એડમન્ડ, એડમન્ડ, હું તને સત્ય કહું છું કે મે પણ ઘણું દુઃખ ભોગવ્યું છે. મારૂં જીવન નિરાશાથી ભરપુર છે. છતાં પણ મારા દુઃખનો અંત આવ્યો નથી એમ મને લાગે છે. એડમન્ડ, હું તને વધારે તો શું કહી શકું; પણ મારા અંતરથી તારો આભાર માનું છુ. મારો અંતરાત્મા કહે છે કે તેં જે કાંઇ મારા ઉપર દયા કરી છે, તે તારી ઉદારતા, મહત્તા અને અલૌકિક પ્રેમનું જ પરિણામ છે."

"હવેજ તું આ પ્રમાણે કહે છે. મરસીડીસ, તારા મુખમાંથી આ શબ્દો સાંભળવાને માટે મારે કેટલું ભયંકર દુઃખ સહન કરવું પડયું છે, કેટલો ત્યાગ કરવો પડયો છે, એ તારાથી સમજી શકાય તેમ નથી. વર્ષોનો મારો પ્રયાસ અને મહેનત ધૂળધાણી મળી જાય છે. આ ક્ષણે હું મારા પોતાના જીવનનોજ ભોગ આપી રહ્યો છું. તને આમાંનું કાંઇપણ સમજાય તેમ નથી. તને આનો કાંઇપણ ખ્યાલ આવી શકેજ નહિ."

મરસીડીસે કાઉન્ટના મુખ સામે જોયું. તેના મુખ ઉપર તેના હૃદયગત આશ્ચર્ય, પ્રશંસા, અને આભારની છાયા છવાઇ રહી હતી. મોન્ટેક્રિસ્ટોએ પોતાના બન્ને ધગધગતા હાથમાં પોતાનું માથું દબાવ્યું. તેનું મગજ વલોવાઇ રહ્યું હતું.

"એડમન્ડ," મરસીડીસ બોલી. "તમને મારે હવે વધારામાં એકજ શબ્દ કહેવાનો છે."

કાઉન્ટના મુખ ઉપર એક વિષાદપૂર્ણ હાસ્ય છવાઇ રહ્યું.

"એડમન્ડ," તેણે આગળ ચલાવ્યું. "જો, આ મારો ફીકકો ચ્હેરો જો! આ મારાં ચક્ષુ તેજહીન થઇ ગયાં છે! મારૂં સૌન્દર્ય સર્વ ઉડી ગયું છે! મારૂં યૌવન ધૂળધાણી થઇ ગયું છે! મારૂં શરીર સર્વ કૃશ થઇ ગયું છે! એડમન્ડ, આજે અત્યારે તારા આગળ તેજ મરસીડીસના બાહ્ય શરીરમાં અનેક ફેરફારો થઇ ગયા છે, એ તું નજરે જોઇ શકે છે; છતાં એડમન્ડ, તે મરસીડીસનું હૃદય તો હજી તેવું ને તેવુંજ છે. તેમાં કાંઇપણ ફેરફાર થએલો નથી. આ હૃદયમાં બીજા કોઇને સ્થાન મળ્યું નથી, મળતું નથી અને મળનાર પણ નથી. વારૂ, ત્યારે હવે એડમન્ડ, હું રજા લઉં છું, ઇશ્વર પાસે હવે મારે કાંઇ માગવાનું બાકી રહેતું નથી. મારા હૃદયની ગુપ્તમાં ગુપ્ત અને મોટામાં મોટી આશા ફળીભૂત થઇ છે. મારો તારી સાથે ફરીથી પાછો મેળાપ થયો છે, એટલુંજ નહિ પણ મારો એડમન્ડ, પ્રથમના જેવોજ ઉદારહૃદયી હોઇ તેવીજ મહત્તા ધરાવે છે, એ જોઇને, જાણીને અનુભવીને મારૂં હૃદય તૃપ્ત થયું છે. એડમન્ડ, હું તારી જન્મોજન્મની ઋણી છું. હવે હું રજા લઉં છું. મારા તને પ્રણામ છે."

કાઉન્ટના મુખમાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર થઇ શકયો નહિ. તે તો ઉંડા વિચારમાં પડી ગયો હતો. તેનું હૃદય ગદગદિત થઇ ગયું હતું. તેના આખા જીવનનો આશય ધૂળ મળી ગયો હતો. તે હતાશ થઇ ગયો હતો. થોડીવારે વિચાર નિદ્રામાંથી જાગ્રત થયો તો મરસીડીસ ત્યાંથી જતી રહી હતી.

---

## પ્રકરણ ૪ થું.

---

મરસીડીસના ગયા પછી મોન્ટેક્રિસ્ટોના હૃદયમાં એક પ્રકારની અસહ્ય ગમગીની વ્યાપી ગઇ. તેની બુદ્ધિ બ્હેર મારી ગઇ. અતિશય શ્રમના પરિણામે જેમ શરીર શિથિલ બની જાય છે, તેમ તેનું મગજ શિથિલ બની ગયું.

" શું ? " તે મનમાં જ બબડયો. બહારની બાજુએ નોકરો આરામ લેવા જવાની પરવાનગીની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા. દિવાનો પ્રકાશ પણ ઝાંખો થઇ ગયો હતો. " શું ? " જે કાર્યની સિદ્ધિ માટે આટલા લાંબા સમયથી હું પ્રયાસ કરી રહ્યો છું, જેને માટે આટલી આટલી તકલીફ ઉઠાવી રહ્યો છું, તે બધું એક સ્ત્રીના શબ્દ માત્રથી, તેની એક ફુંક માત્રથી, ધૂળ-ધાણી થઇ ગયું ! મારા દેહને માટે પ્રથમ મને ઘણો તિરસ્કાર હતો. કારાગૃહમાં મારૂં જીવન મને ભાર રૂપ લાગતું. અને મારા દેહ ઉપર કંટાળો આવતો. ત્યાંથી મુક્ત થયા પછી મારી જાતની મહત્તા વધારવાનો મેં હરેક પ્રયત્ન કર્યો, અને તેમાં હું ફાવ્યો. મારા દેહને માટે મારા હૃદયમાં ભારે અભિમાન પેદા થયું. પણ કાલે

સવારમાં તો તેજ મારો આ માટીનો બનેલો. દેહ માટીમાં મળી જશે. મને મૃત્યુને માટે, આ દેહના વિનાશને માટે, એટલી બધી દિલગીરી થતી નથી; કારણ જડ, ચૈતન્ય, ચર, અચર, દરેક વસ્તુનો વિનાશ તો નિર્માણ થએલો છેજ. વળી, દુર્ભાગી મનુષ્યો બિચારાં મૃત્યુને આહ્વાન કરતાં શું નજરે પડતાં નથી? હું પોતે જ કારાગૃહની કોટડીમાં મૃત્યુને ભેટવા માટે એક વખત આતુર થઇ ગયો નહોતો? અને તે માટે અન્નપાણી લેવાનું બંધ કરી ભૂખમરાથી મરવાનો નિશ્ચય મેં શું કર્યો નહોતો? મૃત્યુ એ મારા જેવાને માટે શું ચીજ છે? ખરી શાંતિ મેળવવાનું તે તો માત્ર એક પગથીઉં છે. ના, ના, મને દિલગીરી થતી નથી. મને તો માત્ર એક જ બાબતનો શોક થાય છે, કે મારી આટલા લાંબા સમયની મહેનત સર્વ પાણીમાં જાય છે. હું એમ ધારતો હતો કે પ્રભુ મારી સહાયમાં છે; પરંતુ આ ઉપરથી તો એમ જણાય છે, કે પ્રભુને આ વાત ગમતી નથી. મારૂં કાર્ય સિદ્ધ થાય એવી ઇશ્વરની ઇચ્છા જ નથી. મેં જે અથાગ બોજો મારા માથા ઉપર ઉઠાવ્યો હતો, તે માટે પુરતું બળ મારામાં નહોતું; એટલે મારે અધવચમાંજ તે નાંખી દેવાનો પ્રસંગ આવ્યો છે. નિરાશાનાં ચૌદ વરસે, અને આશાનાં દસ વરસે મારા હૃદયમાં પ્રભુ ઉપર આસ્થા આણી હતી. તો હવે તે આસ્થા ત્યજી દઇને શું હું પ્રારબ્ધવાદી-દૈવવાદી બનું? આ બધાનું કારણ શું? માત્ર એક જ. અત્યારસુધી હું મારા હૃદયનો-મારી લાગણીઓનો વિનાશ થએલો માનતો હતો. પણ તેમાં મારી ભૂલ થતી હતી. મારૂં હૃદય તો માત્ર નિદ્રાવશ હતું. તે પાછું જાગ્રત થયું છે અને ધડકવા માંડયું છે. એક સ્ત્રીના અવાજે મારા હૃદયમાં ઉત્પન્ન કરેલી, અને ઉશ્કેરેલી દુઃખની લાગણીને હું વશ થઇ ગયો

છું; છતાં, " દરેક ક્ષણે વિચારવમળમાં વધારે ને વધારે ઘેરાતા કાઉન્ટે આગળ ચલાવ્યું. " છતાં, આવી ઉમદા, ઉદારચરિત સ્ત્રી મારા મૃત્યુને માટે સંમતિ આપે એ પણ વિચિત્ર લાગે છે. તેનો માતૃપ્રેમ આટલી બધી હદે પહોંચે એ તો મને કેવળ અશકય લાગે છે. આવી રીતે સદ્ગુણનું પરિવર્તન દોષમાં થાય છે."

કાઉન્ટના મગજમાં આ વિચાર આવતાં તેના મુખ ઉપર શેરડા પડયા. "મૂર્ખતા! મૂર્ખતા! મૂર્ખતા! એટલી બધી હદ સુધી ઉદારતા બતાવવી કે મારે પેલા પોરીઆની ગોળીનું માત્ર નિશાન જ બનીને ઉભા રહેવું, એ કેવળ મૂર્ખતા નહિ તો બીજું શું? હું મારી રાજીખુશીથી મરૂં છું, એ તેના માન્યામાં કદી આવનાર નથી. મેં કેવળ આત્મઘાત કર્યો છે, એમ કોઇના જાણવામાં પણ આવશે નહિ. છતાં દુનીઆંને તેમ જણાવવાની જરૂર તો છેજ. જગતે એમ જાણવું જોઇએ કે મારો હાથ નિર્બલ નહોતો. બીજાના ઉપર ઘા કરવાનું તેમાં પુરતું સામર્થ્ય હતું, એટલું જ નહિ પણ ઘા કરવાને તે ઉગામેલો પણ હતો; પરંતુ મારી પોતાની રાજીખુશીથી બીજાને ઘા કરતાં મારા હાથને અટકાવીને, મારા પોતાના ઉપર જ તે ઘા મેં પડવા દીધો છે. હા–હા. તેમ કરવાની તો જરૂર છેજ. મારે તેમ કરવું જ જોઇએ."

આ પ્રમાણે વિચાર આવતાં તે ઉઠયો, અને એક પેટી પાસે ગયો. એક ચાંપ દબાવતાં એક ગુપ્ત ખાનું ખુલી ગયું. આ ખાનામાંથી તેણે એક કાગળ બહાર ખેંચી કાઢયો. આ કાગળ કાઉન્ટનું પોતાનું વીલ (વસીયતનામું) હતું. પેરીસમાં આવ્યા પછી થોડે દિવસે તેણે પોતાનું વીલ કરી મૂકયું હતું. તે દસ્તાવેજ લઇને તે એક ટેબલ પાસે ગયો, અને કલમ હાથમાં લઇને તે વીલની નીચે

કેટલીક પુરવણી કરી પોતાના મરણ સંબંધમાં તેણે ખુલાસો કર્યો.

"હે પ્રભુ!" તેણે ઉંચે આકાશ તરફ નજર કરતાં કહ્યું. "આ બધું તારી ઇચ્છાને માન આપીને, તારા જ માનની ખાતર હું કરૂં છું. દસ વરસથી હું મને પોતાને તારા ગુસ્સાનો-તારા વૈરનો-તારી ખફગીનો દૂત માનતો આવ્યો છું. મોર્સર્ફ, ડેંગ્લર્સ, અને વાઇલફોર્ટ જેવા બદમાસોએ એમ સમજવું નહિ કે દૈવે તેમને બચાવ્યા છે. કિસ્મતેજ તેમને તેમના શત્રુના પંજામાંથી છોડવ્યા છે. તેમણે યાદ રાખવું કે મારા મરણને લીધે, પ્રભુએ તેમને ફરમાવેલી શિક્ષાનો અમલ કરવાનું કાર્ય માત્ર તહકુબ જ રહેલું છે. આ લોકમાં પોતે બચી ગયા છે એમ તેઓ માનતા હશે, પણ પરલોકમાં તેમનો છૂટકારો કદીપણ થનાર નથી. તેમના પાપનું પ્રાયશ્ચિત્ત માત્ર હાલ તુરત મુલતવી જ રહેલું છે."

આવી રીતે ખેદ અને ગમગીનીમાં રાત્રિ પસાર થઇ ગઇ, પૂર્વમાં અરૂણોદય થયો, તેનો પ્રકાશ બારીમાંથી આવવા લાગ્યો. પ્રાતઃકાલના પાંચ વાગ્યાનો ટકોરો થયો. આ વખતે કાંઇક અસ્પષ્ટ અવાજ કાઉન્ટના કાને પડયો. કોઇક ડસકાં લેતું, અને નિઃશ્વાસ મૂકતું હોય એમ તેને લાગ્યું. તેણે ડોકું ફેરવ્યું, આસપાસ જોયું, પણ કાંઇ દેખાયું નહિ. જરાવાર પછી ફરીથી પાછો તેવો જ અવાજ આવ્યો. હવે તેના મગજમાં કાંઇ શંકા રહી નહિ. અવાજ દિવાનખાનાની બહારથી આવતો હતો. તેણે બારણું ખોલીને જોયું તો હૈદી એક ખુરશી ઉપર પડી પડી નિદ્રામાંજ રૂદન કરી રહી હતી. લાંબા સમય સુધી તે તે બારણા આગળ ઉભી રહી હતી, પણ આખરે દુઃખ અને થાકથી નિશ્ચેષ્ટ થઇને પાસે જ પડેલી એક ખુરશી ઉપર પડતાં નિદ્રાને વશ થઇ ગઇ હતી, અને અનેક અશુભ

સ્વપ્નનાં દશ્યો જોતી નિદ્રામાં રૂદન કરી રહી હતી. કાઉન્ટ પોતાને મળ્યા સિવાય નાસી જઈ શકે નહિ તેટલા માટે જ તે બારણા વચ્ચે આવીને પડેલી હતી. બારણું ધીમેથી ખુલ્યું. તે જાગી નહિ. કાઉન્ટ તે તરફ વત્સલતાથી જોઇ રહ્યો.

"મરસીડીસને પોતાનો પુત્ર યાદ આવ્યો," તે બબડ્યો. "પણ હું મારી પુત્રીને ભૂલી ગયો." પછી શોકથી માથું હલાવતાં તેણે ઉમેર્યું. "ગરીબ બિચારી હૈદી!" તે બોલ્યો. "તેની ઇચ્છા મારી સાથે વાત કરવાની હતી એમ લાગે છે. તેણે અનુમાનથી કાંઇક જાણી લીધું છે, અગર તેને કાંઇક ભય લાગ્યો છે ખરો. તેની રજા લીધા સિવાય તો મારાથી જવાય જ નહિ. તેની કોઇને સુપરત કર્યા સિવાય તો મારાથી નિરાંતે મરાય પણ નહિ."

એમ બબડતો તે પાછો પોતાની જગાએ જઇને બેઠો, અને પોતાનું વીલ લઇને તેણે આગળ લખવા માંડ્યું:—

"માર્સેલ્સના વહાણવટી મારા પ્રથમના આશ્રયદાતા શેઠ 'પીઅર મોરેલ'ના પુત્ર કેપ્ટન 'મેકઝીમીલીઅન મોરેલ'ને હું બે કરોડની રકમ આપી જાઉં છું. આમાંથી તેની ઇચ્છામાં આવે તેટલી રકમ તેણે પોતાની બ્હેન જ્યુલી તથા તેના પતિ એમેન્યુઅલને આપવી. આ બે કરોડની રકમ મારા મોન્ટેક્રિસ્ટોના ટાપુમાંની એક ગુફામાં છુપાવેલી છે, અને મારો કારભારી બરટુશીઓ તે ગુપ્ત સ્થાનથી વાકેફગાર છે. મારી બીજી એક ખાસ ઇચ્છા એવી છે કે મેકઝીમીલીઅને જો પોતાનું હૃદય બીજી કોઇ સ્ત્રીને અર્પણ કરી દીધું ન હોય, અને લગ્ન કરવાને સ્વતંત્ર હોય, તો યેનીનાના પાશા અલી તેબેલીનની પુત્રી હૈદી, જેને મેં એક પિતા તરીકે પાળીપોષીને ઉછેરી છે, અને જે એક પુત્રી માફક મારા ઉપર પ્રેમ રાખે છે,

અને ખરા જીગરથી મને ચ્હાય છે, તેની સાથે મેકઝીમીલીઅને લગ્ન કરવું. એથી મારી અંતિમ ઇચ્છા તૃપ્ત થશે. આ વીલથી હૈદીને મેં મારી વારસ પ્રથમથી બનાવેલી છેજ. ઉપર જણાવેલી મિલકત સિવાયની મારી તમામ મિલકત,–ઇંગ્લાંડ, ફ્રાંસ, ઓસ્ટ્રીઆ, હોલન્ડ, વિગેરે દેશદેશાન્તરમાં આવેલી મારી તમામ સ્થાવર જંગમ મિલકત, રાચરચીલું વિગેરે મારી હરકોઇ પ્રકારની મિલકતની માલિક હૈદીને આથી બનાવું છું. ઉપર જણાવેલી મેકઝીમીલીઅનને આપવાની બે કરોડની રકમ, તથા મારા નોકરચાકર દાસદાસીઓને ઇનામ વર્ષાસન તરીકે વહેંચી આપવાની રકમ જતાં બાકી છ સાત કરોડ પૌંડની મારી મિલકત રહેશે તે તમામ મારી બાકીની મિલકતની કુલ અને એકલી વારસ અને માલિક હું હૈદીને ઠરાવું છું."

છેલ્લી લીટી પુરી થતી હતી એટલામાં પાછળથી એક ચીસ સાંભળીને કાઉન્ટ ચમક્યો, અને તેના હાથમાંની કલમ નીચે પડી ગઇ.

" હૈદી, " પાછળ ફરીને હૈદીને જોતાં તેણે સ્નેહભર્યા અવાજે પૂછયું. " તું વાંચી ગઇ કે શું ? "

" પ્રભુ ! મારા આશ્રયદાતા ! મારા માલિક !" તેણે ઉત્તર ન આપતાં પૂછયું. " અત્યારે આપ આ બધું શું લખી રહ્યા છો ? આપની બધી મિલકત મને કેમ આપી જાઓ છો ? શું આપ મને મૂકીને ચાલ્યા જવાના છો ? "

" બ્હેન, " કાઉન્ટે અતિશય પ્રેમ અને ખેદથી જવાબ આપ્યો. " હું પ્રવાસે જનાર છું. મુસાફરીમાં મને કાંઇક અકસ્માત નડે તો—"

"એટલે?" પેલી બાલાએ એટલા બધા જુસ્સા અને અધિકારપૂર્ણ અવાજે પૂછ્યું કે કાઉન્ટ ચમક્યો. તે મૃદુ બાલામાં તેવો જુસ્સો તેણે કદી જોયો નહોતો.

"એટલે કે જો કદાચ મને કાંઇ અકસ્માત નડે," કાઉન્ટે ઉત્તર આપ્યો. "તો મારી પુત્રીના સુખને માટે મારે સર્વ વ્યવસ્થા કરી રાખવી જોઇએ."

હૈદીએ પણ એક ખિન્નતા ભર્યું હાસ્ય કર્યું.

"પ્રભુ, આપ મરવાના વિચાર કેમ કરી રહ્યા છો?"

"શાણા માણસો—નીતિકારો કહી ગયા છે કે મૃત્યુનો વિચાર હમેશાં મગજમાં રાખવો,–તેનું સ્મરણ સતત કરવું."

"ઠીક ત્યારે." હૈદીથી વધારે સહન ન થઇ શકવાથી આખરે તે છેડાઇ પડી અને બોલી." તમારે મરવાની જ ઇચ્છા અને આતુરતા હોય, તો તમારી મિલકત બીજાઓને આપતા જાઓ; કારણ જો આપનું મરણ થયું તો પછી મારે કશાની જરૂર પડશે નહિ." આટલું કહેતાં જ તેણે લાગલી ઝડપ મારીને કાઉન્ટના હાથમાંથી પેલું વીલ ઝુટાવી લીધું, અને તે કાગળના ફાડીને ટુકડા કરી જમીન પર ફેંકી દીધા. પછીથી તેનું હૃદય તેના કબજામાં રહી શક્યું નહિ. એક ધીમી ચીસ પાડીને તે જમીન ઉપર ઢળી પડી. તે મૂર્છિત થઇ ગઇ હતી. કાઉન્ટે તેને તુરત જ ઉંચકી લીધી. તેનો તે વખતનો સુંદર ચ્હેરો, તેની બંધ આંખો, અને તેની સુંદર નિશ્ચેષ્ટ દેહલતા તે ક્ષણભર નિહાળી રહ્યો. તેજ ક્ષણે તેના મગજમાં એકાએક પહેલી જ વખત વિચાર આવ્યો કે એક પુત્રીના હૃદયમાં પોતાના પિતાના માટે જે જાતનો પ્રેમ હોય છે, તેના કરતાં કોઇક જુદા જ પ્રકારના પ્રેમે તે બાલાના હૃદયમાં કદાચ

ધર કર્યું હોય તો ! હૈદીનો કાઉન્ટને માટેનો સ્નેહ જુદી જ જાતનો હોય તો !

"અરેરે," તેના હૃદયને અતિશય દુઃખ થવા લાગ્યું. "કદાચ હું આખરે સુખી પણ થયો હોત !" પછી તેણે પોતાનું હૃદય કઠિણ કર્યું. હૈદીને ઉંચકીને તેના શયનગૃહમાં લઇ ગયો, અને તેની દાસીઓને તેની માવજત કરવાનું કાર્ય સોંપ્યું. પોતાના દિવાનખાનામાં પાછા આવીને તેણે બારણું બંધ કરી દીધું, અને હૈદીએ ફાડી નાંખેલા વીલના કાગળના ટુકડા જમીનપરથી ઉંચકી લઇ તેની ફરીથી નકલ કરવા માંડી. લખાણ પુરૂં થયું એટલામાં ગાડીનો અવાજ સંભળાયો. કાઉન્ટે બારીએ જઇને જોયું તો મેકઝીમીલીઅન અને એમેન્યુઅલ ગાડીમાંથી ઉતરતા હતા.

"ઠીક," તે બબડયો. "ચાલો ત્યારે હવે વખત થયો છે." પછી તેણે પોતાના વીલને એક લીફાફામાં બંધ કરી તેના ઉપર સીલ કરી. એક ક્ષણ પછી દિવાનખાનાનું બારણું ખખડ્યું. કાઉન્ટે બારણું ખોલ્યું. ઠરેલા વખત કરતાં વીસ મિનિટ પહેલાં મેકઝી-મીલીઅન આવી પહોંચ્યો હતો.

"કાઉન્ટ, મને લાગે છે કે હું જરા વહેલો આવી પહોંચ્યો છું." તેણે કહ્યું. "પણ હું તમને ખાત્રીથી કહું છું. મેં આખી રાત આંખ પણ મીચી નથી. મારા ઘરમાં કોઇને પણ ઉંઘ આવી નથી. તમને બરાબર હોંશીઆરીમાં જોઇને જ અત્યારે મારો જીવ જરા શાંત થયો."

મોન્ટેક્રિસ્ટો તે યુવાનને ભેટી પડયો.

"મોરેલ," તેણે કહ્યું. "તમારા જેવા માણસનો આવો સ્નેહ મેળવવાને હું શક્તિમાન નિવડયો છું, એ મારૂં એક પરમ સદ્ભાગ્ય

છે. એમેન્યુઅલ તમે પણ મારી સાથે આવશોને ?"

"કેમ, તમને શંકા છે ?"

"પણ ધારો કે આમાં મારો જ દોષ—"

"ગઇ કાલે જે બનાવ બન્યો તે બધો મેં બરાબર ધ્યાનપૂર્વક જોયો છે. આખી રાત મને તમારા નિશ્ચયના જ વિચારો આવ્યા છે, અને મારી ખાત્રી થઇ છે, કે તમે જે કાંઇ કર્યું છે, તે ન્યાયપુર:સર જ કર્યું હોવું જોઇએ. તમે અઘટિત કરો જ નહિ."

"પણ મોરેલ, આલ્બર્ટ તો તમારો મિત્ર છે !"

"માત્ર એક ઓળખીતો જ."

"એમ કેમ ? મારી સાથે તમારી ઓળખ પણ કાંઈ ઝાઝી મુદતની નથી. મારી સાથે તેમજ આલ્બર્ટની સાથે તમારી ઓળખ એક જ દિવસે અને એકજ વખતે શરૂ થઇ છે."

"એ વાત કદાચ ખરી હશે, પણ તમે તેનું સ્મરણ કરાવ્યું ત્યારે જ મને તેનું ભાન થયું."

"વારૂ મોરેલ, તમારો મોટો આભાર."

પછી કાઉન્ટે ઘંટડી વગાડી. અલ્લી દિવાનખાનામાં દાખલ થયો. "જો, આ મારૂં વીલ છે તે મારા સોલીસીટરને આપી આવ." પછી મોરેલને તેણે કહ્યું. "મોરેલ, એ મારૂં વીલ છે. મારા મરણ બાદ તમારે મારા સોલીસીટરને ત્યાં જઇને તે વીલ તપાસી જોવું."

"શું ?" મોરેલ બોલ્યો. "તમારા મરણ બાદ ?"

"હા, હા, દોસ્ત, આપણે દરેક સંયોગને માટે તૈયાર તો થઇ રહેવું જોઇએ જ. વારૂ, પણ મારાથી છૂટા પડયા પછી તમે કાલે શું કર્યું ?"

"હું ઓકેમ્પ અને રીનોડને મળ્યો. મારે તેમને મળવાનો વિચાર હતો."

"કેમ ? શું કારણ હતું ? બધી વ્યવસ્થા તો થઈ ગઇ હતી!"

"કાઉન્ટ, આ બાબત ઘણી ગંભીર છે."

"એટલે હજી સુધી તમારા મનમાં તેની ગંભીરતાની કાંઈ શંકા હતી કે શું ?"

"ના, ના. બનાવ જાહેરમાં બન્યો હતો, એટલે જ્યાં ત્યાં બધે એજ વાત ચાલી રહી છે."

"વારૂ તો પછી ?!'

"મારો વિચાર હથીઆરોમાં ફેરફાર કરવાનો હતો. પિસ્તોલને બદલ તલવાર રાખવાનો મારો વિચાર હતો."

"પછી તમારૂં ધાર્યું થયું કે ?"

"ના. કારણ કે તલવારના ઉપયોગમાં તમારી નિપુણતા જગજાહેર છે."

"એવી વાતો કોણ ઉરાડે છે તે ?"

"જે સારા સારા પટ્ટા ખેલનારાને તમે હરાવ્યા છે તેઓજ."

"ત્યારે તમારૂં કાંઇ વળ્યું નહિ કેમ ?" "ના."

"વારૂ, મોરેલ, તમે મને પિસ્તોલ ફોડતાં કદી જોયો છે ?"

"ના, કદી નહિ." "ઠીક ત્યારે, જુઓ, હું તમને બતાવું. હજી આપણે ઘણો વખત છે."

મોન્ટેક્રિસ્ટોએ પિસ્તોલ લઇને એક ગંજીફાના પાનાના એક્કાને ભીંત ઉપર નિશાન તાકયું. એક પછી એક એમ ચાર ઇલ્મી ગોળી છોડીને એક્કાની આકૃતિના ચારે ખૂણા ઉડાવી દીધા. કાઉન્ટની નિપુણતા જોઇને મોરેલ ફીક્કો પડી ગયો.

"અરે આ તો ભયંકર અજાયબી. એમેન્યુઅલ, જુઓ તો ખરા!" તેણે એમેન્યુઅલને કહ્યું.

પછી મોન્ટેક્રિસ્ટોને તેણે કહ્યું. "કાઉન્ટ, હું તમને વિનંતિ કરૂં છું કે પ્રભુની ખાતર આલ્બર્ટનો જાન ન લેતા. તે કમનસીબ યુવાનની માતા ઝુરી ઝુરીને મરશે."

"હા, તમારૂં કહેવું ખરૂં છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "કારણ મારી પાછળ રોનારી મારે મા નથી."

આ શબ્દો સાંભળીને મોરેલ કંપી ઉઠયો.

"કાઉન્ટ, અપમાન તમારૂં થયું છે."

"અલબત્ત, એટલે તમે શું કહેવા માગો છો?"

"એજ કે તમને ગોળી છોડવાનો લાભ પ્રથમ મળશે"

"મને પ્રથમ લાભ મળશે?"

"હા, હા. આપણે ઘણી ઘણી બાબતોમાં સામી બાજુની સૂચનાઓ સ્વીકારી છે,–ઘણી ઘણી બાબતોમાં નમતી આપી છે,–એટલે આ આપણો હક્ક હું જતો કરી શકયો નહિ, અને મેં તે પ્રમાણે સામા પક્ષને તમારી વતી જણાવી દીધું પણ છે." મોરેલે જવાબ આપ્યો.

"કેટલું અંતર રાખવાનું છે?"

"વીસ ડગલાં."

કાઉન્ટના મુખ ઉપર એક ભયાનક હાસ્ય ફરકી રહ્યું.

"મોરેલ, હમણાં જ તમે જોયું ને?"

"હા–હા, એટલે આલ્બર્ટની સહિસલામતીનો આધાર તો તમારા ચિત્તના ક્ષોભ ઉપરજ રહે છે."

"મારા મનનો ક્ષોભ?"

"અથવા તો તમારી ઉદારતા ઉપર ફરીથી તમને હું એક વિનંતી કરવા માગું છું."

"શું?" "તેનો હાથ ભાગી નાંખજો અગર તેને ઘાયલ કરજો, પણ આલ્બર્ટનો જાન લેતા નહિ."

"મોરેલ," કાઉન્ટે કહ્યું. "હવે હું તમને એક વાત કહું તે સાંભળો. આલ્બર્ટની જીંદગી બચાવવાની આટલી બધી વિનંતી તમારે કરવાની જરૂર નથી. અરે તેનો એવો બચાવ થશે કે તે પોતાના મિત્રો સાથે તદ્દન સહિસલામત ઘેર પાછો જશે; જ્યારે હું–"

"તમે?" "એ વાત વળી જુદી છે. મને તમારે ઘેર ઉંચકી લાવવો પડશે."

"એટલે? તમે શું કહોછો?" મોરેલે ગભરાતાં પૂછ્યું.

"એજ. મેં જે કહ્યું તેજ. આલ્બર્ટના હાથે મારું મરણ નીપજશે."

કાઉન્ટના કહેવાનો કાંઇપણ અર્થ સમજી શકાતો ન હોય તેમ આલ્બર્ટે તેના સામે જોયું.

"કાઉન્ટ, રાત્રે શું નવાજુની થઇ છે?"

"ફીલીપ્પીના યુદ્ધની આગલી રાત્રે જે સ્થિતિ બ્રુટસની થઇ હતી, તેજ મારી થઇ છે. મને એક પ્રેતનું દર્શન થયું છે."

"અને તે પ્રેત—"

"તે પ્રેતે મને એવી ખબર આપી છે કે હવે મારું આયુષ્ય પુરૂં થયું છે."

મેકઝીમીલીઅન અને એમેન્યુઅલ એક બીજાના સામે જોઇ રહ્યા.

મોન્ટેક્રિસ્ટોએ ઘડીઆળ કાઢયું.

"ચાલો હવે જઇએ." તે બોલ્યો. "સાત ઉપર પાંચ મિનિટ થઇ છે, અને આઠ વાગ્યાનો સમય નક્કી કરેલો છે." બારણા આગળ ગાડી તૈયાર હતી. કાઉન્ટ પોતાના બન્ને મિત્રો સાથે જવાને નિકળ્યો. એક દિવાનખાનાના બારણા આગળ તે જરા અટકયો. મોરેલ અને એમેન્યુઅલ જરા આગળ ચાલ્યા. બારણામાંથી રૂદનનો અવાજ આવતો સંભળાયો. કાઉન્ટે તેના જવાબમાં એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો, જે તેના બંને મિત્રોના જાણવામાં આવ્યું. ઘરની બહાર નિકળી કાઉન્ટ પોતાના બન્ને મિત્રો સાથે ગાડીમાં જઇને બેઠો.

આઠના ટકોરે તેઓ નક્કી કરેલી જગાએ આવી પહોંચ્યા.

"આપણે સૌથી પહેલા આવી પહોંચ્યા છીએ." મોરેલે કહ્યું.

મોન્ટેક્રિસ્ટોએ મોરેલને જરા પાછળ રાખીને પૂછયું. "મેકઝી-મીલીન, તું કોઇને ચાહે છે કે હજી કોઇના પ્રેમપાશમાં ફસાયો નથી?"

મેકઝીમીલીઅન કાઉન્ટના સામે આશ્ચર્યથી જોઇ રહ્યા.

"મારે તારા હૃદયનું ગુપ્ત રહસ્ય જાણવાની ઇચ્છા નથી. હું તો તને માત્ર એક સીધો અને સાદો પ્રશ્ન કરૂં છું. તેનો જ માત્ર જવાબ આપ એટલે બસ."

"હું એક યુવતીના પ્રેમપાશમાં ફસાએલો છું."

"તારો તેના ઉપર ખરો પ્રેમ છે?"

"મારી જીંદગી કરતાં પણ હું તેને વધારે ચાહું છું."

"ચાલો, આ પણ એક બીજી નિરાશા!" કાઉન્ટ બોલ્યો. પછી તેણે એક ઉંડો નિઃશ્વાસ મૂકયો, "ગરીબ બિચારી હૈદી!" તે બબડયો.

"કાઉન્ટ," મેકઝીમીલીઅને કાઉન્ટની હૃદયગત વ્યથા નહિ સમજી શકવાથી કહ્યું. "કોઇ અજાણ્યો મનુષ્ય જો અત્યારે તમને જુએ, તો તમને જરા ઓછી હિંમતવાળા ધારી લે."

"મારા મુખમાંથી નિ:શ્વાસ નિકળે છે તેથી? મેકઝીમીલીઅન, તમારા જેવા એક સૈનિક આવી પરીક્ષા કરે તે તો એક ખરેખરી નવાઇની વાત છે. મારી જીંદગીનો મને લોભ છે? મારા જેવા જેણે મરણ અને જીવન વચ્ચે વીસ વરસ પસાર કર્યાં છે, તેને જીંદગી શું ચીજ છે? વળી તમારે ગભરાવાનું કારણ નથી. આવો લાગણીનો દેખાવ તો તમારા આગળ જ થઇ ગયો. જુગાર રમનાર એક ખરો જુગારી હારી જવા છતાં પોતાનું જુગારનું તમામ દેવું ચુકવીને, ઘા સહન કરી પ્રમાણિકપણે અને વિવેકથી બાહ્ય આનંદનો દેખાવ કરતો જુગારખાનામાંથી બહાર જાય છે. આ જગત્ એ પણ એક જુગારખાનું જ છે; એટલે આપણે પણ પ્રમાણિકપણે અને વિવેકથી દુ:ખ ખમવાનું શિખવું જોઇએ."

"વારૂ પણ કાઉન્ટ, તમે તમારાં હથીઆર લેતા આવ્યા છો?"

"હું શા માટે લાવું? પેલા ગૃહસ્થો લાવ્યા હશે જ."

"ત્યારે હું તપાસ કરૂં. સામા પક્ષવાળા કોઇક આવ્યા લાગે છે."

"પણ તમારે કોઇપણ જાતની આજીજી કરવાની નથી, સમજ્યા?"

"તે બાબતની તમે જરા પણ ચિન્તા કરતા નહિ."

મોરેલે જઇને તપાસ કરી તો બોશેમ્પ અને રીનોડ આવેલા હતા. તેઓ તેને જોઇને સામા આવ્યા.

ત્રણે યુવાનોએ એક બીજાને વિવેકથી નમન કર્યું.

"ગૃહસ્થો," મોરેલે કહ્યું. "માફ કરજો, પણ આલ્બર્ટ કેમ જણાતા નથી?"

"અમે તો બારોબાર આવ્યા છીએ. તે પોતાને ત્યાંથી એકલો અહિં આવનાર છે."

" હાં હાં ઠીક!"

બોકેમ્પે ઘડીઆળ કાઢીને જોતાં કહ્યું. "હજી માત્ર આઠ ઉપર પાંચ જ મિનિટ થઇ છે હજી કાંઇ ઘણો વખત થઇ ગયો નથી."

"ના, ના. મારૂં કહેવું કાંઇ તેવું નથી." મેકઝીમીલીઅને ઉત્તર આપ્યો.

" જુઓ ગાડીનો અવાજ આવે છે."

"ગૃહસ્થો, તમે તમારી પિસ્તોલો લાવ્યા હશો. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો પોતાનો હથીઆર પસંદ કરવાનો હક્ક જતો કરે છે."

"કાઉન્ટ એવો વિવેક બતાવશે જ એવી અમને ખાત્રી હતી. તેથી હું કેટલીક પિસ્તોલો લઇ આવ્યો છું. હજી તેમનો ઉપયોગ આજેજ થનાર છે. તમે જરા તેમને તપાસી જુઓ તે!"

"બોકેમ્પ, તમારા ઉપર અમને પુર્ણ વિશ્વાસ છે."

"ગૃહસ્થો, ગાડીમાં આલ્બર્ટ નથી આવ્યો પણ ડીબ્રે અને ફ્રાંઝ આવેલા છે."

"કેમ તમે કયાંથી?" રીનોડે નવા આવનાર બન્ને જણને પ્રશ્ન કર્યો.

"આલ્બર્ટે અમને આવવાને વિનંતી કરી હતી."

બોકેમ્પ અને રીનોડ એક બીજાની સામે જોઇ રહ્યા.

"હું ધારૂં છું કે તેનું કારણ સમજું છું." મેકઝીમીલીઅને કહ્યું. "શું કારણ?"

"ગઇ કાલે નાટકશાળામાં જેમની હાજરીમાં યુદ્ધની માગણી થઈ હતી, તેમને અત્યારે પણ હાજર રાખવાની તેની ઇચ્છા છે."

"હા, હા. તમારૂં ધારવું ખરૂં લાગે છે."

" પણ આ બધી વ્યવસ્થા થઇ ગઇ છે, છતાં હજી તે તો આવ્યો જ નહિ. આઠ ઉપર દસ મિનિટ તો થઇ ગઇ."

" અરે આ આવ્યો તે, જુઓ." બોકેમ્પ બોલી ઉઠયો. " જુઓ, ઘોડા ઉપર આવે છે. ઘોડો પુરપાટ દોડાવતો આવે છે. સાથે નોકર પણ છે."

" કેવી મૂર્ખાઇ !" રીનોડ બોલ્યો. " પિસ્તોલથી યુદ્ધ કરવું છે, અને મારતે ઘોડે આવે છે, એ કેટલું મૂર્ખાઇ ભરેલું કહેવાય ! વળી મેં તેને આ સંબંધમાં પ્રથમથી ચેતવણી પણ આપી હતી ! છતાં આવી રીતે આવ્યો છે !"

એટલામાં આલ્બર્ટ આ યુવાનો ટોળું વળીને ઉભા હતા ત્યાં આવી પહોંચ્યો. તે ઘોડા ઉપરથી નીચે કુદી પડયો, પોતાના નોકરના તરફ ઘોડાની લગામ ફેંકી, અને તેમની સાથે સામેલ થયો. તેનો ચ્હેરો સફેદ પૂણી જેવો હતો; તેની આંખો સુજી ગઇ હતી, અને રાતી જણાતી હતી: તેને બીલકુલ નિદ્રા આવી નહોતી, એમ સ્પષ્ટ જણાતું હતું. તેના મુખ ઉપર એક પ્રકારનું વિષાદપૂર્ણ ગાંભિર્ય દૃષ્ટિગોચર થતું હતું, જે તેનામાં નૈસર્ગિક નહોતું.

" ગૃહસ્થો," તેણે બધાને નમન કરતાં કહ્યું. " મારી વિનંતિને માન આપીને અહિં પધારવા માટે હું તમારો આભા... ...ું છું."

આલ્બર્ટ આવ્યો, એટલે મોરેલ જરા દૂર જઇને ઉભો હતો. આલ્બર્ટે તેને પ્રથમ જોયો નહોતો. તેની ઉપર નજર પડતાં આલ્બર્ટ બોલ્યો: " મોં૦ મોરેલ, તમારો પણ મારે આભાર માનવો જોઇએ. આવો, આવો, અહિં આવો."

"મેહેરબાન," મોરેલે જવાબ આપ્યો. "હું કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનો મિત્ર છું, એ વાતનું કદાચ આપને વિસ્મરણ થઇ ગયું હશે."

"મને તે વાતની ખાત્રી નહોતી, પણ હું ધારતો હતો ખરો. ચાલો એ તો વધારે સારૂં છે. આબરૂદાર અને પ્રમાણિક ગૃહસ્થો જેમ અહિં વધારે ભેગા થશે, તેમ મને વધારે સંતોષ થશે"

"મોં૦ મોરેલ," શાતો રીનોડે તેને કહ્યું. "આપ જરા કાઉન્ટને ખબર આપોને કે વાઇકાઉન્ટ આલ્બર્ટ આવી પહોંચેલા છે, અને અમે સર્વ કાઉન્ટની સેવામાં હાજર છીએ." આ સમય દરમ્યાન ઓકેમ્પ ગાડીમાંથી પિસ્તોલોની પેટી લઇ આવ્યો હતો. મોરેલ મોન્ટેક્રિસ્ટોને આલ્બર્ટ આવી પહોંચ્યાની ખબર આપવા જતો હતો એટલામાં તેને આલ્બર્ટે રોક્યો.

"ગૃહસ્થો, જરા થોભો." આલ્બર્ટે સર્વને ઉદ્દેશીને કહ્યું. "મારે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને કાંઇક બે શબ્દ કહેવા છે."

"ખાનગીમાં?" મોરેલે પૂછ્યું.

"ના, ના. અહિં જેટલા છે તેટલા બધાની રૂબરૂ."

બધા એક બીજાના સામે જોઇ રહ્યા. ફ્રાંઝ અને ડીબ્રેએ એક બીજાનાં કાનમાં કાંઇ ગણગણાટ કર્યો.

મોરેલ કાઉન્ટને બોલાવવા ગયો. કાઉન્ટ એમન્યુએલ સાથે થોડેક દૂર ફરતો હતો. મોરેલે કાઉન્ટને આલ્બર્ટનો સંદેશો કહ્યો.

"કેમ શા માટે બોલાવે છે?" કાઉન્ટે પૂછ્યું.

"તેની તો મને ખબર નથી, પણ તમારી સાથે કાંઇક વાત કરવાને માટે માગે છે."

"અહા," કાઉન્ટ બોલ્યો. "ફરીથી મારૂં કાંઇક નવેસરથી અપમાન કરી તે મારો મિજાજ ખોવરાવે નહિ તો તો ઠીક!"

"ના, ના, તેવો કોઇ તેનો હેતુ હોય એમ તો લાગતું નથી."

મોરેલ અને એમેન્યુઅલને લઇને કાઉન્ટ આલ્બર્ટ તથા તેના મિત્રો ઉભા હતા ત્યાં આવ્યો. કાઇન્ટનો ચ્હેરો શાંત અને ગંભીર હતો. તેને આવતો જોઇને આલ્બર્ટ પણ પોતાના ચારે મિત્રો સાથે સામો આવ્યો.

"ગૃહસ્થો," આલ્બર્ટ બોલ્યો. "આવો, આવો, આગળ આવો. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને હું જે કાંઇ અત્યારે કહેવા માગું છું, તેનો એક અક્ષર માત્ર પણ તમારી ધ્યાન બહાર જાય નહિ, એવી મારી ઇચ્છા છે. મારી આપને ખાસ એવી વિનંતિ છે કે હું જે કાંઈ કહું તે ખાસ ધ્યાનપૂર્વક તમે સર્વ સાંભળી લો. તમને આ બધું કદાચ વિચિત્ર લાગશે, પણ જેની કોઇની આ વાત જાણવાની ઇચ્છા થાય, તેને તમારે તે વાત કહેવાની છે. હું તમને તેમ કરવાની છૂટ આપું છું."

"બોલો મહેરબાન, તમારે શું કહેવાનું છે? જે કાંઇ કહેવું હોય તે જલદીથી કહી નાંખો." કાઉન્ટે ગંભીરતાથી આલ્બર્ટને પૂછ્યું.

"મહાશય," આલ્બર્ટ બોલ્યો. તેનો અવાજ શરૂઆતમાં ધ્રુજતો હતો, પણ પાછળથી ધીરે ધીરે સ્થિર થતો ગયો. મારા પિતા કાઉન્ટ ઓફ મોર્સર્ફનું યેનીનાનું ગેરવર્તન ઉઘાડું પાડવા માટે મેં આપનું અપમાન કર્યું હતું; કારણ કે મારા પિતા ગુન્હેગાર હતા એ જો કે મારા જાણવામાં હતું, તોપણ તેમને શિક્ષા કરવાનો તમને પોતાને કાંઇ પણ હક્ક નહોતો, એમ મારૂં ધારવું હતું; પણ ત્યાર પછી

કેટલીક હકીકત મારા જાણવામાં આવી છે, તે ઉપરથી મારી ખાત્રી થઇ છે, કે આપને તેમ કરવાનો હક્ક હતો. ફરનાન્ડ મોંડીગોએ અલી-પાશાને દીધેલા દગાના કારણે આપે મારા પિતાના ઉપર વૈર લીધું નથી; પણ મચ્છીમાર ફરનાન્ડે આપને પોતાને જ જે દગો દીધેલો છે, અને જેના પરિણામે આપને અસહ્ય અને અસાધારણ યાતનાઓ ભોગવવી પડેલી છે, તેને માટે જ આપે તેમને શિક્ષા કરી છે. હું પોતે આ કબુલ કરૂં છું, અને આખા જગતને આથી જાહેર કરૂં છું કે મારા પિતાના ઉપર વૈર લેવાનો આપને હરેક પ્રકારનો હક્ક હતો. એટલુંજ નહિ પણ તેમ કરવામાં આપે જેટલી સખ્તાઇ વાપરી છે, તેના કરતાં વધારે નિર્દયતાનો ઉપયોગ નહિ કરવા માટે હું આપનો ખરેખર જ આભારી છું."

આલ્બર્ટના આ શબ્દોથી બધા સજ્જડ થઇ ગયા. બન્ને પક્ષના મિત્રોના ટોળામાં એકાએક વજ્રપાત થયો હોત તો તેથી પણ તેઓ એથી વધારે ગભરાઇ ગયા નહોત.

મોન્ટેક્રિસ્ટોએ ધીરે ધીરે ઉંચે આકાશ તરફ દ્રષ્ટિ કરી, અને સર્વશકિતમાન પ્રભુનો અતિ ઘણો આભાર માન્યો. આલ્બર્ટના તામસી સ્વભાવથી તે વાકેફ હતો: તેથી આવી રીતે આટલું બધું અપમાન ખમી લેવાને તે કેમ તૈયાર થઇ ગયો હશે, એ વાત કાઉન્ટને પ્રથમ બરાબર સમજાઇ નહિ. ક્ષણભર વિચાર કરતાં આ બધાનું કારણ મરસીડીસ જ હતી, એમ તેની ખાત્રી થઇ. આગલી રાત્રે કાઉન્ટને મરવાને તૈયાર થએલો જોયા છતાં મરસીડીસે કાઉન્ટને કેમ અટકાવ્યો નહોતો, અગર તેણે તે માટે કાંઇ લાગણી કેમ બતાવી ન હોતી તે વાતનો મર્મ હવે તેને સ્પષ્ટ સમજાયો.

"હવે મહાશય," આલ્બર્ટે કાઉન્ટને કહ્યું. "હું જે આ માફી માગું છું, તે જો આપને પુરતી લાગતી હોય, તો મારી સાથે મહેરબાનીથી હાથ મિલાવો. આપનામાં એક મોટામાં મોટો ગુણ મેં એ જોયો કે, આપનાં કાર્યોમાં કોઇપણ જાતનો સંદેહ અગર દોષ હોતો નથી. મારામાં એટલું બધું સામર્થ્ય અગર મહત્તા તો નથી, પણ આપે જોયું હશે કે કરેલો દોષ સ્પષ્ટ રીતે હું કબુલ કરી શકું છું. પણ આ એકરાર મારો પોતાનોજ છે. મનુષ્યે જેવી રીતે વર્તવું જોઇએ તેવી રીતે હું વર્ત્યો છું; પણ આપનું વર્તન તો મનુષ્યના કરતાં હજાર દરજ્જે ચઢીઆતું છે. પરમાત્મા સિવાય બીજું કોઇ બન્નેને આજે મોતના પંજામાંથી બચાવી શકે તેમ નહોતું. તે દયાળુ પ્રભુના એક દૂતેજ સ્વર્ગમાંથી ઉતરી આવીને આપણને એક બીજાનો વિનાશ કરવાના પાપમાંથી બચાવ્યા છે. તે આપણને એક બીજાના મિત્ર તો બતાવી શકે તેમ નથી, (કારણ કે ભાવીએ તે બાબત કેવળ અશક્ય બનાવી દીધી છે.) પણ આપણાં હૃદયમાં એક બીજાને માટે તેણે માનની લાગણી ઉત્પન્ન કરી છે."

મોન્ટેક્રિસ્ટોનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. તેની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં, અને વિસ્મયથી આલ્બર્ટના સામે જોતાં તેણે પોતાનો હાથ તેના તરફ લંબાવ્યો. આલ્બર્ટે ઘણા માનથી તેનો હાથ પોતાના હાથમાં લઇને દબાવ્યો.

"ગૃહસ્થો," તેણે કહ્યું. "કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો મારી માફી સ્વીકારે છે, મેં તેમના પ્રત્યે ઘણું સાહસનું વર્તન કર્યું છે. સાહસ કર્મોનાં પરિણામો હમેશાં માઠાંજ હોય છે. પણ હવે હું દોષમુક્ત થયો છું. મારા અંતઃકરણની આજ્ઞા પ્રમાણે વર્તન કરવા માટે જગત્ મને નામર્દ—બાયલો—અગર હિચકારો કહેશે નહિ, એવી હું

આશા રાખું છું. છતાં જો,–"તેણે ટટાર થઇ જાણે શત્રુ મિત્ર તમા-મને ધમકી આપતો હોય તેવી રીતે ઉમેર્યું. " જો મારે માટે કોઇ માઠો વિચાર લાવે, અગર મારૂં ભૂડું બોલે તો તેની ભૂલ સુ-ધારવાને માટે હું હમેશાં તૈયાર જ છું, એ બધાએ ખાત્રી રાખવી."

"અરે, ત્યારે એક રાતમાં એવું તે શું બન્યું." બોકિમ્પે શાતો રીનોડને બાજુપર લઈ જઇને પૂછ્યું. " કે આલ્બર્ટે આવું વર્તન કર્યું? આપણે તો અહિં આવીને બનીજ ગયા!"

ખરૂં પૂછો તો મને તો લાગે છે કે આલ્બર્ટનું આ કૃત્ય કાં તો નામર્દી ભરેલું છે, અગર તો ઘણુંજ ઉમદા છે."

"અરે આ શું?" ડીબ્રેએ ફ્રાંઝને પૂછ્યું. "કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો છુપી રીતે આલ્બર્ટના પિતા ઉપર ભયંકર હુમલા કરે છે, અને તેના નામને કલંક લગાડે છે; જ્યારે તેનોજ પુત્ર આલ્બર્ટ કાઉન્ટના વર્તનનો બચાવ કરે છે, અને તેની માફી માગે છે. કાઉન્ટ ઓફ મોર્સર્ફે જે નીચ વર્તન ગેનીનામાં ચલાવ્યું છે, તેવાં ભલે પાંચ પચીસ નીચ વર્તન મારા કુટુંબના કોઇ મનુષ્યે ચલા-વેલાં હોય, તો પણ આવી રીતે માફી માગવાને બદલે હું તો તેથી ઉલટો લઢવાને માટે વધારે ને વધારે તૈયાર થાઉં."

આ દરમ્યાન મોન્ટેક્રિસ્ટો તો વિચારગ્રસ્તજ થઇ રહ્યો હતો. ત્યાં ઉભેલા ટોળા પૈકી કોઇને પણ તે જોઇ શકતો નહોતો. તેના મગ જમાં ભૂતકાલનાં સ્મરણ ખડાં થયાં હતાં, અને તે કોઇ જુદીજ જાતનું દૃશ્ય જોઇ રહ્યો હતો. જે સ્ત્રી પોતાના પુત્રના જીવિતદાનની ભિક્ષા માગવા તેની પાસે આવી હતી, તેનીજ મૂર્તિને તે અત્યારે પોતાના હૃદયમાં નિહાળી રહ્યો હતો. તેના પુત્રની જીંદગી બચા-

વવાને કાઉન્ટે પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. તે ઉદારચરિત અબલાએ બદલામાં પોતાના અંતરનું-પોતાનું આત્મગત-એક રહસ્ય ખુલ્લું કરીને, તે રહસ્યનો ભેદ જાહેર કરીને, પોતાના હાથેજ પોતાનાં માન અને આબરૂનું ખંડન કરીને, કાઉન્ટની જીંદગી બચાવી હતી. તે ભયંકર ભેદ ખુલ્લો થતાં તેના પુત્રના હૃદયમાંથી પણ તેને માટેની માતૃભક્તિ અને પ્રેમનો સદાને માટે ઉચ્છેદ થવાનો હરેક પ્રકારનો ભય છતાં, તેણે તે ભયની લેશ માત્ર પણ પરવા કરી નહોતી. તેનો આત્મભોગ અવર્ણનીય હતો.

"આ પણ એક કિસ્મતની જ બલીહારી છે!" કાઉન્ટ બબડયો. "હું ઇશ્વરનો જ એક દૂત છું એવી ખરેખર હવેજ મારી ખાત્રી થાય છે."

---

## પ્રકરણ ૩૭ મું.

કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ શોકપૂર્ણ હાસ્યથી પેલા યુવાનોને નમન કર્યું, અને મેક્ઝીમીલીઅન, અને એમન્યુઅલ સાથે ગાડીમાં જઇને બેઠો. આલ્બર્ટ, બોકેમ્પ, અને શાતો રીનોડ એકલા પડયા. આલ્બર્ટ તેમના સામે જોઇને પોતાના મિત્રનો અભિપ્રાય માંગતો હોય એમ જણાવ્યું.

"દોસ્ત," બોકેમ્પ બોલ્યો. "એક અરૂચિકર બનાવનું આવું નહિ ધારી શકાય એવું અસાધારણ પરિણામ આવ્યું તે માટે હું તને

અભિનંદન આપું છું." બોકેમ્પના હૃદયમાં આલ્બર્ટને માટે ખરી લાગણી હતી, અગર તેનું અંતઃકરણ વધારે નિખાલસ હતું.

"ચાલો હવે જવું નથી?" શાતો રીનોડે પૂછ્યું.

"જેવી તમારી ઇચ્છા." બોકેમ્પે જવાબ આપ્યો. "આલ્બર્ટે આજે જે વિવેક અને ઉદારતા બતાવ્યાં છે તે માટે તેને અભિનંદન આપવા માટેજ હું તો રોકાયો છું."

"હા, હા, ખરી વાત." શાતો રીનોડ બોલ્યો.

"પોતાની લાગણીઓ ઉપર આટલો બધો કાબુ રાખી શકે— પોતાના મનને આટલું બધું અંકુશમાં રાખી શકે એ તો અસાધારણ પ્રકારની ઉદારતા કહેવાય."

"હા, હા, ખરેખર. આપણાથી તો ભાઇ તે પ્રમાણે બીલકુલ બની શકેજ નહિ." શાતો રીનોડે ઘંડે પેટે જવાબ આપ્યો.

"ગૃહસ્થો," આલ્બર્ટ વચમાંજ બોલી ઉઠયો. "કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની અને મારી વચ્ચે કાંઇક ગંભીર બનાવ બની ગયો છે એમ હજી તમારા સમજવામાં આવતું નથી એવું હું માનું છું."

"હા, હા, એમ પણ કદાચ હોય." બોકેમ્પે તુરતજ કહ્યું. આલ્બર્ટ, જગતમાં મૂર્ખાઓની કાંઇ ખોટ નથી; અને દરેક મૂર્ખ માણસ તમારી ઉદારતા, અને બહાદૂરી બરાબર સમજી શકનાર નથી. એટલે વહેલા મોડા એકાદ એવો પ્રસંગ આવી લાગશે કે જ્યારે તે સાબીત કરવાને તમારો હાથ બતાવવાની તમને જરૂર પડશે, એમ મને લાગે છે. મારી એક સલાહ તમે માનશો? હાલ તુરત તમે અહિંથી પરદેશ ચાલ્યા જાઓ. ઇટલી, રશીઆ કે એવા કોઇ દૂરના દેશમાં નિકળી જાઓ. આપણા પેરીસના તુંદ મિજાજી લોકો

કરતાં તે લોકો એવી બાબતો વધારે સારી રીતે સમજી શકે છે. એવા દેશમાં જઇને એકાન્તમાં થોડો વખત શાન્તિમાં ગાળો, અને થોડાંક વરસ પછી ફ્રાંસ પાછા ફરજો. કેમ મોં. રીનોડ, મારી સલાહ તમને બરાબર લાગતી નથી ? "

" મારો પણ તેવો જ અભિપ્રાય છે. આવી બાબતોમાંથી ઘણી વખત વધારે ગંભીર પરિણામો આવી જાય છે." બોકેમ્પે ટાપસી પૂરી.

" ઠીક, ગૃહસ્થો," આલ્બર્ટે બેદરકારીથી હસતાં હસતાં જવાબ આપ્યો. " હું તમારી સલાહ પ્રમાણે ચાલીશ. મારો વિચાર પણ થોડો પરદેશની સફર કરવાનો છે. તમે સલાહ આપો છો તેથી જ કાંઇ નથી, પણ પ્રથમથી જ મેં થોડો વખત ફ્રાંસ છોડવા ઇરાદો રાખેલો હતો. આજે તમે બન્ને જણે જે તસ્દી લીધી છે તેને માટે પણ તમારો આભાર માનું છું. વળી અત્યારે તમે મનેજે સલાહ આપી, તે બધી મારા હૃદયમાં કોતરાઇ રહી છે. મને તે હંમેશાં યાદ રહેશે."

બોકેમ્પ, અને શાતો રીનોડ એક બીજાના સામે જોઇ રહ્યા. આલ્બર્ટના બોલવાના અવાજ ઉપરથી તે બાબત તેને રૂચી નહોતી, બલકે તેણે તેનો અવળોજ અર્થ લીધો હતો એમ તેમને સ્પષ્ટ સમજાયું. એવા સંજોગોમાં વાત વધારે લંબાવવાથી વધારે ઘુંચવાડો ઉભો થાય તેમ હતું.

" ચાલો ત્યારે, આલ્બર્ટ, સાહેબજી. " બોકેમ્પે એકાએક કહ્યું અને પોતાનો હાથ તે યુવાન તરફ લંબાવ્યો. આલ્બર્ટ તો વિચારમાં જ અસ્ત થઇ ગયો હતો. તેથી બોકેમ્પે હાથ લંબાવ્યો હતો તે તેના જોવામાં આવ્યું નહિ.

" સાહેબજી. " શાતો રીનોડે પણ ડાબા હાથમાં પોતાની સોટી લેતાં જમણે હાથે આલ્બર્ટને સલામ કરી.

આલ્બર્ટે તે બન્નેને જવાબ વાળ્યો, પણ તે એટલો બધો ધીમેથી કે ભાગ્યે જ કોઇના સાંભળવામાં આવ્યો હશે. તેના શબ્દો કરતાં તેની મુખચર્યા ઉપરથી વધારે સમજી શકાય તેમ હતું. પરાણે પરાણે દબાવી રાખેલા ક્રોધ અને તિરસ્કારની લાગણી સ્પષ્ટ રીતે વ્યક્ત થતી હતી. તેના મિત્રો ગાડીમાં જઇને બેઠા પછી થોડીવાર સુધી તો તે જે ને તે સ્થિતિમાં બેભાન જેવો બેસી રહ્યો; પછી થોડીવારે તે એક-દમ ઉઠયો, ઝાડે બાંધેલો પોતાનો ઘોડો તેણે છોડયો, અને સવાર થઇને પેરીસ તરફ ચાલતો થયો. થોડીવારમાં તે પોતાના મુકામે પહોંચી ગયો. ઘોડા ઉપરથી ઉતરતી વખતે તેને એમ લાગ્યું કે તેના પિતા પોતાના શયનગૃહની બારીના પડદા પાછળ સંતાઇને તેના તરફ જોઇ રહ્યા હતા. આલ્બર્ટે એક નિઃશ્વાસ મૂક્યો. પોતાની નજર તે દિશામાંથી બીજી તરફ ફેરવી લીધી, અને પોતાના દિવાનખાના તરફ ચાલ્યો ગયો. બાલપણથી જે વૈભવ, અને સુખ શાન્તિનાં સાધનોનો ઉપભોગ તે કરતો આવ્યો હતો તે તમામ ચીજો તે નિહાળવા લાગ્યો. તેણે પ્રથમ ચિત્રો તરફ દૃષ્ટિ કરી. પોતાની માતાનું ચિત્ર તેની જગો પરથી લઇ તેને જે સોનેરી નકસીદાર ચોકડામાં મઢેલું હતું તેમાંથી છૂટું કરી લીધું. પછી તેણે પોતાનાં તમામ હથીઆરો સંભાળપૂર્વક એક જગાએ ગોઠવી દીધાં. બધાં કબાટો તપાસી જોયાં, અને તે દરે-કના ખાનામાં તેની કુંચી વળગાડી દીધી. પોતાની પાસે જે કાંઇ પૈસા હતા તે તથા જે કાંઇ કિમતી ચીજો તેની પાસે હતી તે એક પેટીમાં નાંખી. આ બધી વસ્તુઓની તેણે એક ચોકસ યાદી બનાવી અને ટેબલના એક ખાનામાં નાંખી. તે આ બધા કારભારમાં રોકા-એલો હતો તેવામાં તેની મનાઇ છતાં તેનો નોકર અંદર દાખલ થયો.

"કેમ, કેમ આવ્યો ?" આલ્બર્ટે ગુસ્સે થવાને બદલે શોકપૂર્ણ અવાજે પૂછ્યું.

"માફ કરજો સાહેબ. આપે મને આપના કામમાં ખલેલ કરવાની મનાઈ કરેલી, પણ કાઉન્ટે-પિતાશ્રીએ મને બોલાવ્યો છે."

"વારૂ પછી ?" "આપને મળ્યા સિવાય તેમની પાસે જવું મને ઠીક લાગ્યું નહિ તેથી હું આપની પાસે આવ્યો છું." "કેમ ?"

"કારણ, પિતાજી જાણે છે કે સવારમાં હું આપની સાથે આવ્યો હતો." "જાણતા હશે."

"તેઓએ મને બોલાવવા મોકલ્યું છે, એટલે શું બન્યું એમ મને પૂછશે, તો મારે શો જવાબ દેવો ?" "જે સત્ય હોય તેજ."

"યુદ્ધ થયું નહિ એવું કહું ?"

"કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની મેં માફી માગી એવું કહેજે જા."

નોકર નમન કરીને ચાલતો થયો. આલ્બર્ટે પોતાનું યાદી કરવાનું કામ આગળ ચલાવ્યું.

આ કામ પુરૂં થવા આવ્યું એવામાં બારણા આગળ ગાડીનાં પૈડાંનો તથા ઘોડાની ખરીઓનો અવાજ થયો. તેણે બારીએથી ડોકીઉં કર્યું તો તેના પિતાને ગાડીમાં બેસીને બહાર જતાં જોયો. આ જોઇને આલ્બર્ટ પોતાની માતાની પાસે ગયો. ઓરડાની બહાર કોઈ હાજર નહોતું, એટલે તે પોતે ધીમેથી બારણું ખોલી અંદર ગયો. તેની નજરે જે દૃષ્ય પડ્યું તે જોતો તે બારણામાં ઉભો રહ્યો. આલ્બર્ટ પોતાના દિવાનખાનામાં જે કાર્યમાં રોકાયો હતો તેજ કાર્યમાં તેની માતા પણ રોકાએલી હતી. વસ્ત્રાભૂષણ વિગેરે સર્વ કોઇ ચીજને મરસીડીસ કબાટનાં ખાનામાં મૂકતી હતી.

આલ્બર્ટે આ સર્વ તૈયારી જોઇ. તે સમજ્યો અને "માતા!" એટલું બોલીને પોતાની માને વળગી પડયો. "તમે શું કરો છો?" "દિકરા, તું શું કરતો હતો?" "માજી," આલ્બર્ટ ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો. "તમારી અને મારી વાત સરખી નથી. મેં જેવો નિશ્ચય કર્યો છે તેવો તમે કરી શકો તેમ નથી. હું તો તમને કહેવા આવ્યો છું કે આ ઘરનો અત્યારથી મારે ત્યાગ કરવાનો છે. હું તમારી રજા લેવા આવ્યો છું."

"પણ દિકરા," મરસીડીસે જવાબ આપ્યો. "હું પોતે જ આ ઘરનો ત્યાગ કરનાર છું, અને તું મારી સાથે આવીશ, એવી મેં આશા રાખી હતી. તેવી આશા રાખવામાં મારી કાંઇ ભૂલ તો થતી નથીને?"

"માજી," આલ્બર્ટે દ્રઢતાથી કહ્યું. "મારા કિસ્મતમાં જે દુઃખ ભોગવવાનું લખ્યુ છે, તેવું દુઃખ હું તમને સહન કરવા દઇ શકનાર નથી. આજથી મારા દરજ્જા અને પદ્વીનો મેં ત્યાગ કર્યો છે, અને સંપત્તિને તિલાંજલિ આપી ગરીબીમાં જીવન વ્યતીત કરવા ધારૂં છું. જ્યાંસુધી મારી જાતે કમાઇને મારૂં ભરણપોષણ કરવાને શક્તિમાન થાઉં નહિ ત્યાંસુધી કોઇ મિત્રની પાસે રોટલાનો ટુકડો માગીને તે ઉપર મારે નિર્વાહ કરવો પડશે. હમણાં તો હું મારા મિત્ર ફ્રાંઝની પાસેથી કાંઇક જુજ રકમ લેનાર છું."

"દિકરા, તારે ગરીબી અને ભૂખમરો વેઠવાનો સમય આવ્યો છે! મારૂં હૃદય આ વિચારથી ફાટી જાય છે."

"પણ, માજી, મારા હૃદયને તેવું કાંઇ દુઃખ થવાનું કારણ નથી. હું હજી યુવાન છું. મારામાં દુઃખ સહન કરવાની જોઇએ તેવી

શક્તિ છે. હું ધારૂં છું કે મારામાં હિંમત પણ છે. મનોબલ એ શું ચીજ છે તે મને ગઇ કાલથી બરાબર સમજાયું છે. કેટલાય મનુષ્યોને અનહદ દુ:ખ પડયા છતાં તેઓ જીવન અટકાવી શકયાના દાખલા ઇતિહાસમાં મોજુદ છે. પુરૂષ–પ્રયત્નથી પોતાના પર આવી પડેલાં વિપત્તિનાં વાદળો ખસેડી તેઓ પાછા સંપત્તિના શિખરે પહોંચ્યા હતા. આશાના એક કિરણ માત્ર ઉપર અવલંબન રાખીને તેઓ ભગીરથ પ્રયત્ન કરતાં આગળ વધ્યા હતા. માતાજી, મેં કેટલાક એવા ઇસમો પણ જોયા છે કે જેમને તેમના દુશ્મનોએ તેમની ઉચ્ચ સ્થિતિ પરથી ખેંચી કાઢી તેમને ધૂળ ચાટતા કરેલા, પણ તેથી હિંમત ન હારતાં દુ:ખના દરીઆમાંથી તરીને તેઓ કિનારે પહોંચ્યા છે; એટલુંજ નહિ પણ પોતાના તેજ પ્રથમના શત્રુઓ ઉપર સત્તા ભોગવવાને અને તેમને તેમના અપરાધ માટે સજા ભોગરાવવાને ભાગ્ય-શાળી નિવડયા છે. ના, માતાજી, ના, આ ક્ષણથી હું ભૂતકાળને વિસરી જવાની પ્રતિજ્ઞા લઉં છું. ભૂતકાળની કોઇ પણ ચીજ અગર યાદગીરી મારા ખપની નથી. મારૂં પોતાનું નામ પણ હું બદલી નાંખવા માગું છું; કારણ કે જેને પોતાના કલુષિત વર્તનને લીધે બીજાના આગળ મુખ છૂપાવવું પડે, તેવા પિતાનું નામ મારાથી ધારણ કરી શકાય તેમ નથી."

"આલ્બર્ટ, દિકરા, મારામાં જો પુરતું હૃદય–બલ હોત તો મેં પોતેજ, પ્રથમથી તને આવી સલાહ આપી હોત; પણ અત્યારસુધી મારૂં મન ઘણું નિર્બલ બની ગયું હતું. સદ્‌ભાગ્યે તારા પોતાના અંત:કરણે તને સત્ય માર્ગ બતાવ્યો છે, તો તેની આજ્ઞા પ્રમાણે વર્તન કર. તારા હાલના સ્નેહી, સંબંધી, અને મિત્રોનો સંબંધ

ત્યજી દે, પણ નિરાશ થતો નહિ. હજી તારે ઘણો લાંબો કાળ લેવાનો છે; કારણ હજી તારી ઉમ્મર માત્ર બાવીસજ વરસની છે. તારા જેવા પવિત્ર અંતઃકરણને માટે કલંકરહિત નામની જરૂર છે; તેથી તારા પિતાના નામને બદલે હવે તું મારા પિતાનું નામ ધારણ કર. તારા ભાવીમાં ગમે તે લખ્યું હશે તો પણ તું તે નામને દીપાવીશજ. મારૂં ધારવું કદાચ અસત્ય ઠરે, તો પણ હું તેવી આશા તો રાખવાનીજ: કારણ હવે તે સિવાય મારે બીજો કાંઇજ આરો નથી. મારે માટે તો હવે મૃત્યુનાં દ્વાર ખુલ્લાં થયાં છે."

"માજી," તે યુવાને જવાબ આપ્યો. "આપની સર્વ આશાઓ હું પૂરી પાડીશ. હા, હા, હું પણ એવી આશાઓ રાખું છું; કારણ મને ખાત્રી છે કે પ્રભુનો કોપ હવે આપણા ઉપર ઉતરનાર નથી; કારણ તમે આટલાં બધાં પવિત્ર છો, અને હું આવો નિર્દોષ છું. મારા પિતા અડધા કલાકથી બહાર ગએલા છે, એટલે અત્યારે જ આપણે નિકળી જઇએ, તો બોલાચાલીનો પ્રસંગ આવશે નહિ."

"ચાલ બેટા, હું તો તૈયાર જ છું." મરસીડીસે કહ્યું.

આલ્બર્ટ એક ભાડાની ગાડી લેવા ગયો. એક જગાએ એક નાનું સરખું ગૃહશૃંગારના સામાન સાથેનું શણગારેલું ભાડાનું મકાન તેણે શોધી કાઢયું હતું. આલ્બર્ટનો વિચાર પોતાની માતાને ત્યાં લઇ જવાનો હતો. ગાડી લઇને આલ્બર્ટ આવ્યો, એટલામાં એક માણસે આવીને તેના હાથમાં એક પત્ર મૂકયો. આ માણસ બીજો કોઇ જ નહિ પણ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનો નોકર બરટુશીઓ હતો. "કાઉન્ટે આપ્યો છે." તેણે આલ્બર્ટને કહ્યું.

આલ્બર્ટે તે પત્ર ખોલીને વાંચ્યો. પછી બરટુશીઓને મ

આસપાસ દૃષ્ટિ કરી, પણ તે તો જતો રહ્યો હતો. આલ્બર્ટ પોતાની માતાની પાસે આવ્યો. તેનું હૃદય ધડકી રહ્યું હતું. તેની આંખો આંસુથી ભીંજાઇ હતી. એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા સિવાય તેણે પેલો પત્ર પોતાની માતાના હાથમાં મુકયો. મરસીડીસે વાંચ્યોઃ-

" આલ્બર્ટ,–તમારી તમામ ધારણાઓ મારા જાણવામાં આવી ગઇ છે, પણ તેથી તમારે ગભરાવાનું કારણ નથી. તેમાં વિક્ષેપ પડે તેવું કરવાનો અવિવેક મારાથી થઇ શકે તેમ નથી. તે બાબત તમે નિશ્ચિંત રહેજો. તમે પોતે સ્વતંત્ર છો, એટલે તમારા પિતાના ઘરનો ત્યાગ કરવાની તમારી ઇચ્છા હોય, તો તેમ કરવા તમે મુખત્યાર છો. પણ તમે તમારી માતાને સાથે લઇ જવા માગો છો એ બરાબર નથી. તે બાબતનો પ્રથમથી પૂર્ણ વિચાર કરવાની હું તમને વિનંતિ કરૂં છું. તમારૂં અંતઃકરણ ઉદાર અને પવિત્ર છે. તમે પુરૂષ છો, એટલે જે કાંઇ દુઃખ સહન કરવાનો પ્રસંગ આવી પડયો છે તે તમારે પોતે જાતે જ સહન કરવું જોઇએ. શરૂઆતમાં તમારે દારિદ્રનો અંગીકાર કરવો પડશે. તમારી માતા એવી યાતનાઓ ભોગવવાને પાત્ર નથી. તે બિચારી નિર્દોષ છે. અપરાધીને બદલે નિરપરાધી–નિર્દોષને શિક્ષા થાય એ ઇશ્વરની ઇચ્છાથી વિરૂદ્ધ છે. પિતાના મેહેલમાંથી કાંઇ પણ લીધા સિવાય તમે નિકળી જવાના છો, તે હું જાણું છું. આ બધી બાબતો મારા જાણવામાં કયાંથી આવે છે, એ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે. હું જાણું છું એટલું જ બસ છે. હવે મારી એક વાત સાંભળો. ચોવીસ વરસ ઉપર એક વખતે હું આશા અને આનંદના તરંગોમાં ગોથાં ખાતો પ્રવાસથી મારે પોતાને દેશ પાછો ફર્યો હતો. તે વખતે મારા હૃદયમાં મારી એક પ્રિયતમાની મૂર્તિ બીરાજતી હતી. મારી વિવાહિતા એક સુંદર

બાળા હતી. તે મારા હૃદય-મંદીરની દેવી હતી. મારી દેવીને ભેટ ધરવા માટે હું પ્રવાસમાંથી દોઢસો લુઇની રકમ બચાવી લાવ્યો હતો. આ પૈસા લાવીને, માર્સેલ્સમાં મારા પિતા જે મકાનમાં રહેતા હતા, તેના નાના સરખા ઉદ્યાનમાં મેં દાટયા હતા. આલ્બર્ટ, તમારી માતાએ તે ઝુંપડી જેવું મકાન જોએલું છે.

" થોડાક વખત ઉપર મારે માર્સેલ્સ જવાનું થયું હતું, ત્યારે હું તે મકાન જોવા ગયો હતો. જે જગાએ પૈસા દાટયા હતા તે જગાએ સાંજના વખતે મેં ખોદી જોયું, તો તે પૈસાને કોઇએ સ્પર્ષ પણ કર્યો નહોતો. હજી પણ તે જ જગાએ તે પૈસા મોજુદ છે. તે બાગમાં એક અંજીરનું ઝાડ છે. એકજ હોવાથી તે તુરતજ દૃષ્ટિગોચર થાય તેમ છે. તે ઝાડની નીચે એક લોખંડની પેટીમાં તે પૈસા દાટેલ છે. વારૂ, આલ્બર્ટ, જે સ્ત્રી મારા હૃદયની અધિષ્ઠાત્રી દેવી હતી, તેના સેવામાં હું તે રકમ તે સમયે ધરી દેનાર હતો. મારી ઇચ્છા અને વિનંતિ છે કે તે રકમ હાલ પણ તેજ કામમાં વપરાય. આલ્બર્ટ, મારા અંતરની અત્યારે શું સ્થિતિ હશે તેનો તમે જરા ખ્યાલ તો કરો. મારી પાસે કરોડોની મિલકત છે. તે સઘળી તે કમનસીબ સ્ત્રીની સેવામાં રજુ કરવાને હું તૈયાર છું, પણ તેમ કરતાં આ હૃદય આંચકો ખાય છે. સત્ય અને પવિત્રતાની મૂર્તિ તે તેનો કદી પણ સ્વીકાર કરશે નહિ, એમ મારો અંતરાત્મા મને કહે છે તેથી હું તેમ કરી શકતો નથી. આ કારણને લીધે જ તે તુચ્છ રકમ હું પુષ્પની પાંખડી તરીકે તેની સેવામાં અર્પણ કરૂં છું. આલ્બર્ટ, તમારૂં હૃદય ઘણું ઉદાર છે, એટલે તમે ના નહિજ પાડો."

આ પત્ર વાંચ્યા પછી તેની માતા શા નિશ્ચય ઉપર આવે છે તે સાંભળવાની આતુરતાથી આલ્બર્ટ ફીકકે ચ્હેરે સ્તબ્ધ થઇને ઊભો

રહ્યો હતો. મરસીડીસ થોડીવાર તો કાંઇક દૈવી પ્રેરણાના રાહ જોતી હોય, તેમ આકાશ તરફ જોઇ રહી.

" હું સ્વીકાર કરૂં છું." તે આખરે બોલી. " મને બક્ષીસ આપવાનો તેને હરેક પ્રકારનો હક્ક છે. હુ તેનો સ્વીકાર કરીશ, અને પછીથી સાધુસંતોના કોઇક એકાદ મઠમાં જઇને રહીશ."

મરસીડીસે તે પત્ર પોતાની છાતી સરસો ચાંપ્યો. પછી પોતાના પુત્રનો હાથ ઝાલીને દ્રઢ પગલાંથી તે પોતાના દિવાનખાનામાંથી બહાર નીકળી, અને નીચે ઉતરી.

---

## પ્રકરણ ૩૮ મું.

---

દરમ્યાનમાં મોન્ટેક્રિસ્ટો પણ એમેન્યુઅલ અને મેકઝીમીલીઅનને લઇને શહેરમાં પાછો ફર્યો હતો. રસ્તામાં તેમને આનંદ ઘણો થયો હતો. ટંટો શાન્ત પડી જઇને સલાહ શાંતિ થવાથી એમેન્યુઅલ તો આનંદઘેલોજ બની ગયો હતો. મેકઝીમીલીઅનને પણ તેટલોજ આનંદ થતો હતો, પણ તે કોઇ રીતે વ્યક્ત કરી શકતો નહોતો. શહેરના દરવાજામાં પેસતાંજ બરટુશીઓ ત્યાં ઉભેલો નજરે પડયો. તે જાણે કે પહેરા ઉપર ઉભો રહ્યો હોય તેવી રીતે આવતી જતી ગાડીઓની તપાસ કરી રહ્યો હતો. કાઉન્ટે તેને જોઇને પાસે બોલાવ્યો, અને તેના કાનમાં ધીમેથી કાંઇક કહ્યું, એટલે તે ત્યાંથી ચાલતો થયો. આગળ ચાલતાં રસ્તામાં એમેન્યુઅલ ગાડીમાંથી ઉતરી પડયો. ગાડી આગળ ચાલી. રસ્તામાં કેટલીક વાતચીત ચાલી. આલ્બર્ટના

અસાધારણ વર્તનનું કારણ જાણવા મેકઝીમીલીઅને કાઉન્ટને ઘણા ઘણા પ્રશ્નો કર્યા, પણ સત્ય રહસ્ય તેના જાણવામાં આવ્યું નહિ. છતાં તેને એટલી તો ખાત્રી થઇ કે આલ્બર્ટનું તે દિવસનું તે અસાધારણ વર્તન નિર્બળતાને નહિ, પણ કાંઇક ગંભીર રહસ્યને આભારી હતું. મેકઝીમીલીઅનનું હૃદય પરતંત્ર હતું એ વાત કાઉન્ટના જાણવામાં આવી હતી. તેની ચંચલ વૃત્તિ જોઇને તેની ઇચ્છા હોય તો તેને પણ જવાને કાઉન્ટે રજા આપી.

"જા, દોસ્ત, જા." કાઉન્ટે કહ્યું. "પણ જો કોઇ દિવસ કાંઇ હરકત આવી પડે તો આ સેવકને સંભારજે. યાદ રાખજે કે મારામાં પણ કાંઇક સત્તા છે. જે મનુષ્યોને હું ચાહું છું તેમના ભલાને માટે તે સત્તાનો ઉપયોગ કરવાથી મને આનંદ થાય છે, અને મિત્ર તને હું ખરા જીગરથી ચાહું છું."

"કાઉન્ટ," મેકઝીમીલીઅને જવાબ આપ્યો. "સ્વાર્થી છોકરાંને જ્યારે કાંઇક હરકત પડે છે, ત્યારે તેઓને જેવી રીતે પોતાનાં માતા–પિતા સાંભરે છે, તેવી રીતે જરૂર પડતાં હું તમને યાદ કરીશ. મારે જ્યારે જરૂર પડશે, ત્યારે તમારી મદદ માગવા હું દોડતો આવીશ."

"ઠીક. ચાલો, સાહેબજી." મોન્ટેક્રિસ્ટોનું મકાન આવી પહોંચ્યું હતું, એટલે બન્ને ગાડીમાંથી ઉતરીને છૂટા પડયા. મોન્ટેક્રિસ્ટો મકાનમાં દાખલ થતો. એટલામાં બરટુશીઓ આવી પહોંચ્યો.

"કેમ શા સમાચાર છે?"

"કાઉન્ટેસ પોતાના ઘરનો ત્યાગ કરે છે."

"અને તેનો પુત્ર?" "તે પણ તેની સાથેજ જનાર છે એમ સમજાય છે." "ઠીક, અહિં આવ."

એમ કહીને મોન્ટેક્રિસ્ટો તેને પોતાના ઓરડામાં લઇ ગયો. એક પત્ર તેણે લખી કાઢયો, અને તે બરટુશીઓને આપીને તુરતજ આલ્બર્ટને પહોંચાડવાને તેને હુકમ કર્યો. આલ્બર્ટને ઘરમાંથી બહાર નિકળતી વખતે જે પત્ર બરટુશીઓએ આપ્યાનું પાછળ જણાવ્યું છે તે આ પત્ર જ હતો.

આ પત્ર મોકલ્યાં પછી કાઉન્ટે પોતાના આવી પહોંચ્યાની હૈદીને ખબર આપવાની નોકરને આજ્ઞા કરી. એટલામાં તો " હુ આ આવી " એમ કહેતી હૈદી પોતેજ આગળ આવી. ગાડીનો અવાજ સાંભળીને તે પોતાના દિવાનખાનામાંથી દોડી આવી હતી. કાઉન્ટને સહિસલામત પાછો ફરેલો જોઇને તેની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. એક પુત્રીને પોતાનો ખોવાયેલો પિતા મળી આવવાથી, એક વિરહ-વ્યાકુલ પ્રિયતમાને પોતાના પ્રિયતમનાં દર્શન થવાથી જે આનંદા-તિરેક થાય છે, તેવો હર્ષાતિરેક હૈદી તે સમયે અનુભવવા લાગી.

મોન્ટેક્રિસ્ટો જો કે બહાર જણાવા દેતો નહોતો, તોપણ તેથી તેને કાંઇ ઓછો આનંદ થતો નહોતો. લાંબા સમય સુધી એક વાત તેના માન્યામાં બીલકુલ આવતી નહોતી. જગતમાં મરસીડીસ એક ઉપરાંત બીજી મળી શકેજ નહિ એવો તે નિશ્ચય કરી બેઠો હતો. હવે તેને એમ લાગવા માંડયું કે સૃષ્ટિમાં એક કરતાં વધારે મરસીડીસ પણ હોઇ શકે; અને તે પોતે સુખી થવા ધારે તો હજી પણ તેને કદાચ સુખ મળી શકે. તેની અને હૈદીની દષ્ટોદષ્ટ મળી. બન્નેની દષ્ટિમાં અત્યારે કોઇક અલૌકિક પ્રકારનાં તેજ, આનંદ. અને આશય વ્યક્ત થતાં હતાં. ઘડીભર તારામૈત્રક થઇ રહ્યું. એટલામાં દ્વાર ખુલ્યું. કાઉન્ટનો મિજાજ ગયો. તેણે ભવાં ચઢાવી બેપ્ટીસ્ટીનના સામે જોયું.

"કાઉન્ટ મોર્સર્ફ !" તે નામમાં કાંઇ વિચિત્રતા સમાએલી હોય તેવી રીતે બેપ્ટીસ્ટીને ઉચ્ચાર કર્યો.

"કયો ? પુત્ર કે પિતા ?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

"પિતા."

"અરે," હૈદી રોતાં રોતાં બોલી. "હજી પણ શું એ બાબતનો નિકાલ થઇ ગયો નથી ? હજી તેમને પુરતો સંતોષ થયો નથી ?"

"એ બાબતનો નિકાલ થઇ ગયો અગર તેમને પુરતો સંતોષ થઇ ગયા કે કેમ તે તો મારાથી કહી શકાય તેમ નથી." મોન્ટેક્રિસ્ટોએ પેલી બાલાનો હાથ પોતાના હાથમાં લઇ તેને ચુંબન કરતાં જવાબ આપ્યો. "પણ તારે હવે કાંઇ વધારે ચિન્તા કરવાનું કારણ નથી એટલી તો હું તને ચોક્કસ ખાત્રી આપી શકું છું."

"પણ આ તો પેલો બદમાસ—"

"એ માણસ મારો વાળ પણ વાંકો કરી શકે તેમ નથી. હૈદી," મોન્ટેક્રિસ્ટોએ તેને વધારે સાંત્વન આપતાં ઉમેર્યું. "મને માત્ર તેના પુત્રનોજ ભય હતો."

"અને મારા આત્માને જે દુઃખ થયું છે," પેલી બાલાએ જવાબ આપ્યો. "તે કોઇના પણ સમજવામાં આવનાર નથી. હું તેનું વર્ણન કરી આપના આત્માને દુઃખી કરવા અગર કંટાળો આપવા માગતી નથી."

મોન્ટેક્રિસ્ટોના મુખ ઉપર સ્મિત હાસ્ય ફરકી રહ્યું.

"હું સોગન લઇને કહું છું," તે બાલાના માથા ઉપર હાથ ફેરવતાં કાઉન્ટે કહ્યું. "પ્રતિજ્ઞા ઉપર કહું છું, હૈદી, કે જો કાંઇ આફ્રી પડશે તો તે મારા પોતાના ઉપર આવી પડનાર નથી જ."

" પ્રભુ ! જેટલો ઇશ્વરના ઉપર મને વિશ્વાસ છે, તેટલો જ તમારાં વચનો ઉપર છે." એમ બોલીને પેલી બાલાએ પોતાનું મુખ કાઉન્ટના મુખ આગળ ધર્યું.

તેના તેજસ્વી સુંદર ભાલ પ્રદેશ ઉપર કાઉન્ટે એક ચુંબન લીધું. તે વખતે બન્ને હૃદયો એક સાથે ધડકવા લાગ્યાં. એક પુર જોરથી ધડકતું દેખાતું હતું, જ્યારે બીજું છૂપી રીતે ધડકતું હતું.

" ઓહો !" કાઉન્ટ બબડયો. " પ્રેમનો આનંદ—સ્નેહનું સુખ ફરીથી અનુભવવાનું મારા સદ્‌ભાગ્યમાં લખાએલું હશે કે શું ?" પછી બેપ્ટિસ્ટીનને મોર્સર્ફને દિવાનખાનામાં લઈ આવવાની આજ્ઞા કરી, અને પેલી બાલાને એક છૂપા જીનેથી વિદાય કરી દીધી.

કાઉન્ટ મોર્સર્ફના આવવાની મોન્ટેક્રિસ્ટોએ પ્રથમથી જ આગાહી કરી રાખી હતી. મરસીડીસ પોતાની વસ્તુઓની યાદી કરીને ગોઠવીને મૂકતી હતી, વસ્ત્રાલંકાર વિગેરે કિંમતી ચીજોને કબાટ અને પેટીઓમાં ભરી તાળાં લગાવતી હતી, તે વખતે એક માણસ છૂપાઇને તે બધું નિહાળી રહ્યો હતો. ઘરનો ત્યાગ કર્યા પછી કોઇ ચીજ ગેરવલ્લે પડે નહિ, અને ગૃહસ્વામીને તે મળી આવવાને મુશ્કેલી નડે નહિ, તેવા હેતુથી તેણે સઘળી વ્યવસ્થા કરી. તેના તે કાર્યને ધ્યાનપૂર્વક નિહાળી રહેનાર બીજો કોઇ જ નહિ પણ કાઉન્ટ મોર્સર્ફ પોતે જ હતો. તે કાર્ય પૂરૂં થતાં તે પોતાના દિવાનખાનામાં પાછો ફર્યો, અને બહારના કંપાઉન્ડમાં પડતી બારીનો પડદો તેણે ઉંચો કર્યો. તે દસ મિનિટ સુધી એક પુતળાની માફક બારીમાં ઉભો રહ્યો. આસપાસ એટલી બધી શાંતિ હતી કે તે પોતાના હૃદયના ધબકારા પણ સાંભળી શકતો હતો. દસ મિનિટ તો તેને દસ યુગ જેટલી લાંબી લાગી.

આલ્બર્ટે દ્વંદ્વ યુદ્ધમાંથી પાછા ફરતાં તેને બારી આગળ ઉભેલો જોયો. કાઉન્ટ પણ ડોળા ફાડીને જોઇ રહ્યો. આલ્બર્ટે મોન્ટેક્રિસ્ટોનું ભયંકર અપમાન કર્યું હતું એ વાત તેના પિતાના જાણવામાં હતી. એવા અપમાનના પરિણામે દ્વંદ્વ યુદ્ધ થવુંજ જોઇએ એ પણ તે સારી રીતે સમજતો હતો. આલ્બર્ટને સહિસલામત પાછો ફરેલો જોતાં કાઉન્ટ પ્રથમ તો જરા ફુલાયો. અપમાનનો બદલો લેવાયો હોવો જોઇએ એમ તે સમજ્યો. તેના મુખ ઉપર આનંદની છાયા ફરકવા લાગી. પણ તે આનંદ હોલાવાતા દીવાના પ્રકાશ જેવો હતો. તેનો પુત્ર પોતાના વિજયના સમાચાર આપવાને દોડી આવશે એવી તેની ધારણા હતી. તેણે લાંબા વખત સુધી આતુરતાથી રાહ જોઇ, પણ વ્યર્થ. યુદ્ધમાં જતી વખતે આલ્બર્ટ તેના પિતાને મળવા ગયો નહોતો. કાઉન્ટ પોતાના પુત્રના તે વિવેકને રહેલાઇથી સમજી શક્યો; પણ વિજય મેળવીને પાછો ફર્યા છતાં તે મળવા કેમ આવ્યો નહિ, એ વાત એના સમજવામાં આવી નહિ.

આલ્બર્ટ તેની પાસે ગયો જ નહિ. કાઉન્ટે આખરે થાકીને તેના નોકરને બોલાવ્યો. તે સર્વ હકીકત જાણતો હતો, અને તે તમામ હકીકત કાઉન્ટને જણાવવાની પરવાનગી મળેલી હતી.

દસ મિનિટ પછી કાઉન્ટ મોર્સર્ફ બહાર જવાને તૈયાર થયો. ગાડીમાં બેસતાંજ તેણે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના મકાન તરફ બનતી ઝડપથી હંકારી જવાને ગાડીવાનને હુકમ કર્યો.

ચાબુકના ચમકારથી ઘોડા પવનવેગે દોડવા લાગ્યા, અને પાંચેક મિનિટમાં ગાડી મોન્ટેક્રિસ્ટોના દરવાજા આગળ આવીને ઉભી

રહી. મોર્સર્ફ પોતેજ ગાડીનું બારણું ખોલીને બહાર કુદી પડયો, અને પોતેજ જઇને બારણાની ઘંટડી વગાડી. નોકર આવીને હાજર થયો.

ક્ષણ વાર પછી નોકરે મોર્સર્ફ આવી પહોંચ્યાની મોન્ટેક્રિસ્ટોને ખબર આપી. મોર્સર્ફને દિવાનખાનામાં લઇ આવવાના નોકરને આજ્ઞા થઇ.

" ઓહો ! આ તો કાઉન્ટ ઓફ મોર્સર્ફ ! " તેને જોતાં મોન્ટેક્રિસ્ટો મોટેથી બબડયો. " મેં ધાર્યું કે કદાચ મારી ભૂલ થતી હશે !"

" હા, હા, હું જ છું. " કાઉન્ટ ઓફ મોસર્ફે હોઠ પીસતાં જવાબ આપ્યો.

" આજે અત્યારમાંજ કાઉન્ટ ઓફ મોર્સર્ફની મુલાકાતનું માન મળે છે તેનું કારણ મને જરા જણાવવામાં આવશે ? "

" આજે સવારમાં મારા પુત્રની સાથે તમારો ભેટો થયો નહોતો ?"

" થયો હતો." મોન્ટેક્રિસ્ટોએ ઉત્તર આપ્યો.

" તમારી સાથે તકરાર કરવાને અને તમને ઠાર કરવાને મારા પુત્રને સબળ અને પુરતાં કારણો હતાં. "

" હા મહાશય, આપ કહો છો તે સત્ય છે; પરંતુ તેમ છતાં પણ તમારો પુત્ર મને ઠાર કરી શકયો નથી. અરે, એટલું જ નહિ પણ તે મારી સાથે યુદ્ધમાંજ ઉતર્યો નથીને !"

" તેમ છતાં તેના પિતાની નામોશીનું કારણ તે તમને ધારતો હતો. અમારા કુલના વિનાશ કરનાર તરીકે તે તમને સારી રીતે ઓળખી ગયો હતો."

"હા જી." મોન્ટેક્રિસ્ટોએ પોતાની હમેશની ભયંકર શાંતતા ધારણ કરતાં કહ્યું કે, "મહાશય, આપનું કહેવું સત્ય છે. મને તે પોતાના વિનાશના કારણ તરીકે માનતો હતો ખરો, પણ તે માત્ર ગૌણ કારણ તરીકે જ મને માનતો, પ્રધાન કારણ તરીકે નહિ."

"વારૂ ત્યારે, તમે તમારી વર્તણુક બદલ પુરતો ખુલાસો કર્યો હશે, અગર માફી માગી હશે?" મોર્સર્ફે પૂછ્યું.

"મારે કાંઇ પણ ખુલાસો કરવાની જરૂર હતી જ નહિ. ઉલટું તેણે પોતે જ મારી માફી માગી."

"વારૂ, તેના આવા વર્તનનું કારણ તમે કળી શકો છો?"

"કારણ, તેની ખાત્રી થઇ ગઇ હતી કે જગતમાં મારા કરતાં વધારે પાપી બીજા પડયા છે ખરા."

"એવો બીજો કોણ છે?" "તેનો પોતાનો જ બાપ."

"કદાચ તમે હોય પણ ખરૂં." મોર્સર્ફે ગુસ્સાથી ધ્રુજતાં કહ્યું. "પણ તમે એટલું તો જાણતા જ હશો કે ગુન્હેગારને કોઇ અપરાધી ઠરાવે એ તેનાથી સહન થતું નથી."

"હા, હા, એ મારા જાણવામાં છે, અને તેથી જ મેં આવા પરિણામની આશા રાખી હતી."

"મારા પુત્રને તમે બાયલો ધારી લીધો હતો કેમ?"

"આલ્બર્ટ બાયલો છે જ નહિ."

"એક માણસના હાથમાં તલવાર છે, અને તેનો શત્રુ તેની સામે જ ખડો છે, છતાં તે શત્રુની સાથે લઢાઇમાં ઉતરવાને તે તૈયાર નથી, એ શું બતાવે છે? એજ કે તે બાયલો-હિચકારો છે. શું કરૂં? અત્યારે તે અહિંઆં નથી એટલે લાચાર છું! નહિ તો હું આ શબ્દો તેના માથામાં મારત?"

" મેહેરબાન, " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. આપના ઘરની આપસ આપસની તકરારો, અને કુટુંબ કલેશથી અહિં આવીને આપ મારૂં માથું પકાવશો, એમ મેં ધાર્યું નહોતું. આલ્બર્ટને ગાળો દેવી હોય તો તેની પાસે જ જઇને દેજો, એટલે તે તમને કાંઇ યોગ્ય જવાબ પણ આપશે. "

" ના, ના. હું કાંઇ મારા કુટુંબ કલેશની કથા સંભળાવીને તમારૂં માથું ખાઇ જવાને આવ્યો નથી. તમારૂં કહેવું બરાબર છે. હું તો તમને એમ કહેવા આવ્યો હતો કે હું પણ તમને મારા એક કટ્ટા દુશ્મન તરીકે ગણું છું, અને તમને અંતરથી ધિક્કારૂં છું. મને એમ થાય છે કે હું તમને લાંબા સમયથી ઓળખું છું, અને જ્યારથી તમને ઓળખું છું, ત્યારથી તમને ધિક્કારૂં છું. ટુંકામાં મારૂં કહેવું એવું છે કે જો આજકાલના બાયલા જુવાનીઆ નામર્દપણાને લીધે લઢવાને માટે તૈયાર થતા ન હોય, તો આપણે વૃદ્ધોએ લઢવાને માટે તૈયાર થઇ જવું જોઇએ. હું ધારૂં છું તમારો વિચાર પણ તેવો જ હશે ? "

" અલબત, હું પણ એમ જ ધારૂં છું. મેં હમણાં જે તમને કહ્યું કે મેં આવું પરિણામ ધારી મુકયું હતુ તે આં વિચારથી જ કહેલું."

" તેમ હોય તો તો ઠીક. તમે તૈયાર છોને ત્યારે ? " "હા જી."

" જુઓ, આપણા બન્નેમાંથી એક જણ સ્વગ્રામ પહોંચી જાય ત્યાં સુધી આપણે લઢશું. " મોર્સર્ફે ક્રોધથી દાંત પીસતાં કહ્યું.

" હા, હા. આપણા બેમાંથી એક સ્વધામ પહોંચી જાય નહિ ત્યાં સુધી. ".

" ચાલો ત્યારે, આવી જાઓ. આપણે સાક્ષીઓની કાંઇ જરૂર નથી. " મોર્સર્ફે કહ્યું.

" હા. હા. ખરેખર. " મોન્ટેક્રિસ્ટોએ જવાબ આપ્યો. " બીલકુલ જરૂર નથી. આપણે એક બીજાને એટલી બધી સારી રીતે ઓળખીએ છીએ. "

" ઉલટું " મોર્સર્ફે કહ્યું. " આપણે એક બીજાને બીલકુલ પીછાનતા જ નથી. "

" એમ ! " મોન્ટેક્રિસ્ટોએ પોતાની હંમેશની શાંતિથી કહ્યું. " જરા થોભો જોઇએ. વૉટરલુના યુદ્ધ વખતે દગો કરીને ભાગી જનાર વીર સૈનિક ફરનાન્ડ શું આપ નહિ કે? સ્પેન તમારી જન્મભૂમિ છતાં ફ્રેંચ લશ્કરને ગુપ્ત માર્ગે થઇને સ્પેનમાં લઇ જનાર માર્ગદર્શક ભોમીઆ અને જાસુસનું કામ કરનાર સેનાપતિ ફરનાન્ડ શું આપ નહોય કે? પોતાના આશ્રયદાતા માલિક અલી તેબલીનને દગો દઇ તેનું ખૂન કરનાર સેનાપતિ ફરનાન્ડ શું આપ નથી! અને હાલનો ફરનાન્ડ એ શું એ બધા ફરનાન્ડનું ભૂત નથી. "

" અરે ! " ધગધગતા લોખંડના ડામ દેવાયા હોય તેવી રીતે મોર્સર્ફે બરાડ મારી, " બદમાસ ! મારી નાંખતી વખતે મને ધીટકાર ! ના, ના, દુષ્ટ ! તુ મને નથી પીછાનતો એવું મારૂં કહેવું જ જ નથી. રાક્ષસ, તું મારો ભૂતકાલનો ઇતિહાસ જાણી ગયો છે, એ તો મને સારી રીતે માહિત છે. તુ કેવી રીતે જાણવા પામ્યો તે હું સમજી શકયો નથી, પણ મારા જીવનની દરેકે દરેક બાબત તારા જાણવામાં છે. પણ હલકો હલકો તો પણ કદાચ તારા કરતાં તો હું સારો છું. તારા જેવો ઢોંગી તો હું નથી જ.. ના ના. તું મને સારી રીતે ઓળખે છે. હું દિલગીર છું કે તારા જેવા ભામટાનું મને હજી બરાબર પીછાન પડયું નથી. પેરીસમાં તું પોતાને

કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના નામથી ઓળખાવે છે; ઇટાલીમાં સીન્બાદ ખલાસી તરીકે તું પ્રખ્યાત છે; માલ્ટામાં વળી લોકો તને કોઇ બીજાજ નામથી ઓળખે છે. તારાં આવાં સેંકડો નામો પૈકીનું તારૂં ખરૂં નામ શું છે તે હું જાણવા માગું છું કે, જેથી તારા હૃદયમાં મારી તલવાર ખોસી ઘાલતી વખતે તે નામનો હું ઉચ્ચાર કરૂં. ચંડાલ, તું એવો છે કોણ તે તો મને જણાવ ? ”

મોન્ટેક્રિસ્ટોની મુખચર્યા એકાએક બદલાઇ ગઇ. તેની આંખોમાં અતિ ભયંકર ખૂન વ્યાપી રહ્યું. તે ત્યાંથી બીજા ઓરડામાં નાઠો, અને પોતે પહેરેલો પોષાક ઉતારી તેને બદલે એક નાવિકના પોષાકમાં સજ્જ થયો. તેનો ચ્હેરો અતિ ભયંકર અને ક્રૂર જણાવા લાગ્યો. પછી તે આવી સ્થિતિમાં મોર્સર્ફની પાસે ગયો. મોન્ટેક્રિસ્ટો શા માટે એકાએક દિવાનખાનામાં નાઠો હતો તે મોર્સર્ફ સમજી શકયો નહોતો. પણ જ્યારે મોન્ટેક્રિસ્ટો પાછો ફર્યો ત્યારે તેની ખૂની આંખ, બિહામણો ચ્હેરો, અને ભયાનક મૂર્તિ જોઇને મોર્સર્ફના મોતીઆ મરી ગયા. તે ધ્રુજતો ધ્રુજતો પાછો હઠવા લાગ્યો. નજીકમાં પડેલા એક ટેબલનો તેને ટેકો લેવો પડયો.

“ફરનાન્ડ,” મોન્ટેક્રિસ્ટોએ ત્રાડ પાડી.“સેંકડો નામો પૈકીનું એકજ નામ તને ધ્રુજાવવાને માટે બસ છે! પણ હવે તેં પોતેજ તેનું અનુમાન કરી લીધું હશે કેમ નહિ વારૂ? હજી તને તે નામ યાદ હોવુંજ જોઇએ. મેં ઘણાં ઘણાં દુઃખ વેઠયાં છે, ઘણી ઘણી યાતનાઓ ભોગવી છે, છતાં આજે વૈર લેવાના મળેલા પ્રસંગને લીધે મારા ચ્હેરા ઉપરથી બીજાં તમામ ચિન્હો ઉડી ગયાં છે, અને તેથી મારો યુવાનીનો ચ્હેરો તને દૃષ્ટિગોચર થાય છે. કેમ હજી તું શું મને ઓળખતો નથી? શું આ ચ્હેરો કોઇ દિવસ દીઠોજ નથી?

ઠીક ત્યારે, હું તારી યાદદાસ્તને મદદ કરૂં. મારી વિવાહિતા પત્નીની સાથે તેં લગ્ન કર્યું, ત્યારથી હમેશાં રાત્રે સ્વપ્નમાં જે ચ્હેરો તું વારંવાર જુએ છે તેજ ચ્હેરો આ છે. જો, જરા ધ્યાન રાખીને જો."

મોર્સર્ફે મોન્ટેક્રિસ્ટોના મુખ ઉપર દૃષ્ટિ ઠરાવી. તે કેવળ મૂઢ બની ગયો. તેની જીભ ચોંટી ગઇ. તેની તમામ ઇન્દ્રીઓ એકાએક શિથિલ ગઇ ગઇ. તેના હાથ લાંબા થઇ ગયા, માથું પાછળ ઢળી ગયું. આ પ્રેતદર્શને તેને લગભગ બેભાન બનાવી દીધો. કેટલીક ક્ષણો સુધી અદૃશ્ય ચાલુ રહ્યું. પછી મોર્સર્ફે પરાણે પરાણે પોતાનું ભાન જરા ઠેકાણે આણ્યું, અને ધીરે ધીરે પાછે પગલે પોતે જ્યાં ઉભો હતો તે જગાએથી પાછો હઠવા લાગ્યો. પાછળ દિવાલ હાથમાં આવતાં તેનો ટેકો લઇને તે ધીરે ધીરે બારણા આગળ ગયો. બારણું હાથમાં આવતાં તેણે ફાંફાં મારીને તે ખોલ્યું અને પાછે પગલે તેમાંથી બહાર નિકળ્યો. દિવાનખાનાના બારણામાંથી બહાર નિકળતાંજ તેણે એક ભયંકર કારમી ચીસ પાડી.

"ઓ મારા બાપરે! આ તો એડમન્ડ દાંતે!" તેનું હૃદય ધડકવા લાગ્યું. તેના મુખમાંથી શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલવા લાગ્યો. લથડતો લથડતો તે મહા મુસીબતે મકાનના મુખ્ય દ્વારમાંથી બહાર નિકળ્યો. તેનું કાળજું તેના કાબુમાં નહોતું. જેમ તેમ કરીને તે પોતાની ગાડી આગળ પહોંચ્યો. તેનો નોકર તેની આવી વિચિત્ર સ્થિતિ જોઇને સામે આવ્યો. તેના હાથમાં મોર્સર્ફ ઢળી પડયો. તેના મુખમાંથી માત્ર એકજ શબ્દ નિકળ્યો "ઘેર! ઘેર!"

ગાડી આગળ ચાલી. તાજી હવાએ તેને જરા જાગ્રતિમાં આણ્યો. ભાનમાં આવતાં પોતાના નોકરો આગળ પોતે કરેલા

લજ્જાસ્પદ દેખાવની તેને શરમ આવી, એટલે તે જરા વધારે ભાનમાં આવ્યો. રસ્તો ટુંકો હતો. ઘેર પહોંચતાં સુધીમાં તે સાવધાન થઈ ગયો. તેને હવે પોતાની દુઃખદ સ્થિતિનું ખરેખરૂં ભાન થયું. મકાન જરા દૂર રહ્યું એટલે તે ગાડીમાંથી ઉતરી પડયો. ધીરે ધીરે ચાલતાં તે દરવાજામાં દાખલ થયો. કંપાઉન્ડમાં એક ભાડાની ગાડી ઉભેલી હતી આવા મોટા મહેલની શોભાને તે લજાવતી હતી. તે જોતાં કાઉન્ટનો ભય વધ્યો. કાંઇ પણ પ્રશ્ન પૂછવાની અ-ગર તપાસ કરવાની તેની હિંમત ચાલી નહિ. તે પોતાના દિવાન-ખાના તરફ દોડયો. જીનેથી બે જણ ઉતરી રહ્યાં હતાં. તેમનાથી છૂપાવાને માટે મોર્સર્ફને એક ઓરડીમાં ભરાઇ જવું પડયું. આ બે જણ તે બીજું કોઇજ નહિ પણ આલ્બર્ટ અને મરસીડીસ હતાં. તેઓ ઘરમાંથી ચાલ્યાં જતાં હતાં. મોર્સર્ફ જે ઓરડીમાં હતો ત્યાં આગળથી તેઓ પસાર થયાં. તેને તેમણે જોયો નહોતો. તે કમનસીબ માણસ એક પડદા પાછળ ભરાઇ ગયો હતો. તેના પુત્રના શબ્દો તેને કાને પડયા.

"માતાજી, ધીરજ રાખો! જરા હિંમત રાખો! ચાલો હવે શોક ન કરો! આ ઘરનો આપણે ત્યાગ કરવોજ જોઇએ! હવે આ આપણું ઘર નથી!"

શબ્દો બંધ થયા. પગલાં સંભળાતાં બંધ પડયાં. મોર્સર્ફ સંતાવા-ની જગાએથી ઉભો થયો, અને ઓરડાનું બારણું ઝાલી લીધું. તેની પત્ની અને પુત્ર બન્ને તેનો ત્યાગ કરતાં હતાં એ તેનાથી ખમી શકાયું નહિ. તેના મુખમાંથી દીર્ઘ નિઃશ્વાસ સાથે એક ચીસ નિકળી ગઇ. ગાડી પગથીઆંની પાસે આવવાનો અવાજ સંભળાયો. તેના મગજમાં એકા-એક એક ભયંકર વિચાર આવ્યો, અને તે પોતાના ઓરડા તરફ

ગયો, અને પોતાનાં વ્હાલાંઓના છેલ્લા દર્શન માટે તે બારી તરફ દોડયો. ગાડી ચાલવા લાગી, પણ આલ્બર્ટ અગર મરસીડીસનાં દર્શન થયાં નહિ. બેમાંથી એકે જણે મકાનના તરફ છેલ્લી નજર કરવાની પણ દરકાર કરી નહિ.

ગાડી દરવાજામાંથી બ્હાર નિકળતી હતી એટલામાં એકાએક કાંઇક અવાજ થયો. કાઉન્ટના દિવાનખાનાની એક બારીના કાચના ચુરે ચુરા થઇ ગયા, અને તેમાંથી ધૂમાડો નિકળતો જણાયો.



## પ્રકરણ ૩૯ મું.

મોન્ટેક્રિસ્ટોથી છૂટો પડીને મેકઝીમીલીઅન ધીરે ધીરે વાઇલફોર્ટના મકાન તરફ ચાલ્યો. ધીરે ધીરે ચાલવાનું કારણ એવું હતું કે વેલેન્ટાઇનના મેળાપને માટે નિયમિત કરેલા સમયને હજુ અડધા કલાકની વાર હતી અને વાઇલફોર્ટનું મકાન નજીકમાંજ હતું. તેણે મોન્ટેક્રિસ્ટોની રજા જલદીથી માગી લીધી હતી, કારણ તેને પોતાના એકાન્ત મનોરાજ્યમાં વિચરવું હતું. વળી વેલેન્ટાઇન પોતાના દાદાજીને બરાબર નિયમિત સમયે ભોજન કરાવતો, અને તે કાર્યમાં જરા પણ વિક્ષેપ પડે તો તેનો જીવ બળી જતો. વૃદ્ધ નોરટીઅર અને વેલેન્ટાઇને અઠવાડીઆમાં બે વખત મળવા આવવાને મેકઝીમીલીઅનને પરવાનગી આપી હતી.

બરાબર વખતે તે ત્યાં પહોંચ્યો. વેલેન્ટાઇન તેની રાહ જોઇ રહી હતી. તેનું ચિત્ત સ્વસ્થ જણાતું નહોતું. મેકઝીમીલીઅનને

હાથ ઝાલીને તેને પોતાના દાદાની પાસે તે લઇ ગઇ. મોર્સર્ફનાં પરાક્રમોની વાતો આખા પેરીસ શહેરમાં ફેલાઇ ગઇ હતી. નાટકશાળામાં બનેલો બનાવ પણ સૌ કોઇના જાણવામાં આવી ગયો હતો. એવા બનાવના પરિણામે દ્વંદ્વ યુદ્ધ થયા સિવાય રહેજ નહિ, એમ સૌ કોઇ ધારતું હતું. વેલેન્ટાઇને પણ પોતાની ભ્રૈણ પ્રેરણાથી ધારી મૂક્યું હતું, કે મેકઝીમીલીઅન મોન્ટેક્રિસ્ટોનો સાક્ષી થવાનોજ. કાઉન્ટને માટે મેકઝીમીલીઅનના હૃદયમાં જે સ્નેહ અને માનની લાગણી હતી તે વેલેન્ટાઇનના જાણવામાં હતી. આથી કાઉન્ટના સાક્ષી તરીકે ગયા છતાં રણભૂમિમાં રખેને મેકઝીમીલીઅન વખતે ઉશ્કેરાઇ જાય, અને કાંઇક બોળનું ડોળ વેતરી બેસે, એવી શંકાથી તેનું હૃદય સંતપ્ત થઇ રહ્યું હતું.

આલ્બર્ટ અને મોન્ટેક્રિસ્ટોના મેળાપના સંબંધમાં બન્ને વચ્ચે કેટલીક વાતચીત-કેટલાક ખુલાસા થયા. તે મેળાપનું પરિણામ સંતોષકારક અને સમાધાન ભરેલું આવ્યાની વાત સાંભળતાં વેલેન્ટાઇન ઘણીજ ખુશ થઇ ગઇ. મેકઝીમીલીઅનને પોતાની પ્રિયાનાં ચક્ષુમાં આનંદાશ્રુ ઉભરાતાં જણાયાં.

"હવ" મેકઝીમીલીઅનને પોતાના દાદાની પાસે બેસવાની ઇશારત કરતાં વેલેન્ટાઇને કહ્યું. "હવે આપણે આપણી પોતાની વાત કરીએ. મેકઝીમીલીઅન, આ ઘરનો ત્યાગ કરવાનો દાદાજીએ એક વખત વિચાર કર્યો હતો એ વાત તો તમારા જાણવામાંજ છે ને?"

"હા હા. મને ખબર છે. એ યોજના મને પોતાને પણ પસંદ પડી હતી."

"ત્યારે હવે દાદાજી ફરીથી પાછી તે યોજનાનોજ વિચાર કરે છે, એ જાણીને તમે વધારે ખુશ થશો."

" વાહ ! વાહ ! "

" અને આ ઘરનો ત્યાગ કરવાના સંબંધમાં દાદાજી કારણ શું બતાવે છે તે તમારા જાણવામાં છે ? "

વૃદ્ધ નોરટીઅરે પોતાની પૌત્રીને છાની રહેવાને ઈશારત કરી પણ તેણે તે તરફ કાંઇ લક્ષજ આપ્યું નહિ. તે તો મેકઝીમીલીઅનનેજ જોઇ રહી હતી; તેની સાથેજ વાતચીત અને હાસ્યવિનોદમાં મશગુલ બની ગઇ હતી.

"અરે તારા દાદાજીનું ગમે તે કારણ હશે, પણ તેમાં કાંઇક પણ સદ્હેતુ રહેલો હશે."

"અરે ઉત્તમ હેતુ !" વેલેન્ટાઇન બોલી. "આ લત્તાની હવા મને માફક નથી આવતી એમ તેઓનું કહેવું છે. "

"એમ !" મોરેલ બોલી ઉઠયો. "તેમનું કહેવું કાંઇક ખરૂં લાગે છે. હમણાં હમણાંની તારી પ્રકૃતિ કાંઇ ઠીક રહેતી જણાતી નથી. "

" હા, હા. જરા એવું લાગે છે ખરૂં. કાંઇ જોઇએ એવી સારી રહેતી નથી. અરે દાદાજી મારા વૈદ્ય બન્યા છે. મને તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ છે; કારણ કે તેમને એવી બાબતોનું ઘણું સારૂં જ્ઞાન છે. "

" ત્યારે શું તારી તબીઅત ખરેખર જ સારી રહેતી નથી ? "

" ના, ના. કાંઇ ખાસ દુઃખ તો થતું નથી, પણ મને બેચેની ઘણી લાગે છે. મારી ક્ષુધા જતી રહી છે, અને જઠરાગ્નિ મંદ પડી ગયો છે. પાચન શક્તિ કમી થઇ ગઇ છે. "

વેલેન્ટાઇનની વાત વૃદ્ધ નોરટીઅર પૂર્ણ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો.

" વારૂ, પણ તું આનો ઉપાય શું કરે છે ? "

" ઘણો જ રહેલો. " વેલેન્ટાઇને જબાબ આપ્યો. " મારા દાદાજીને, જે ઔષધિ આપવામાં આવે છે, તેમાંથી દરરોજ સવારમાં એક ચમચો હું પી જાઉં છું. અરે, હું ભૂલી, એક ચમચો તો હું શરૂઆતમાં લેતી હતી. અત્યારે તો ચાર ચમચા લઉં છું. દાદાજી કહે છે કે તે આષધિ હર કોઇ રોગનો નાશ કરે છે."

વેલેન્ટાઇને એક મંદ હાસ્ય કર્યું, પણ તે ફીકકું હતું. તેને કાંઇક પીડા થતી હતી એમ જણાઇ આવતું હતું. મેકઝીમીલીઅન બારિક દૃષ્ટિથી તેને નિહાળી રહ્યો હતો, એટલે તેને પણ કાંઇક શંકા આવી ખરી. તેનું સૌન્દર્ય અલૌકિક હતું, પણ થોડા વખતથી તેનું શરીર જરા ફીકાશ મારવા લાગ્યું હતું; છતાં તેનાં નેત્રના તેજમાં વધારો થએલો દીસતો હતો. પેલા યુવાને વેલેન્ટાઇન તરફથી પોતાની દૃષ્ટિ મહા પ્રયાસે ખસેડી, અને વૃદ્ધ નોરટીઅરના સામે જોયું. તે બુઢ્ઢો સ્નેહાળ દૃષ્ટિથી તેને નિહાળી રહ્યો હતો. વેલેન્ટાઇનના શરીરમાં થએલો વિકાર બીજા કોઇને સમજાતો ન હોતો. માત્ર આ બન્ને તેના ખાસ સ્નેહીઓ જ તે સમજી શકયા હતા.

" પણ, " મેકઝીમીલીઅન બોલ્યો. " તું જે દવાના ચાર ચમચા રોજ લે છે, તે તો તારા દાદાજીને માટે તૈયાર કરવામાં આવે છે ને ? "

" હા હા. અને તે ઔષધ તો અતિશય કડવું છે. વેલેન્ટાઇને કહ્યું. " એટલું બધું કડવું કે કલાકોના કલાકો સુધી જે કાંઇ બીજું લઉં તેનો સ્વાદ સમજાતો જ નથી. "

નોરટીઅરે આતુર દૃષ્ટિથી પોતાની પૌત્રીના સામે જોયું.

" હા, હા, દાદાજી, " તેણે તે વૃદ્ધને કહ્યું. " હું ખોટું

નથી કહેતી. હમણાં નીચે આવતાં આવતાં મેં એક શરબતનો પ્યાલો પીવાને લીધો, પણ મારાથી અડધો પ્યાલો પણ પીવાયો નહિ. અરે એ પણ મને અતિશય કડવો લાગ્યો."

નોરટીઅરના મુખ ઉપરથી લોહી ઉડી ગયું. પોતે કાંઈક કહેવાને ઇચ્છતો હતો, એવી તેણે સંજ્ઞા કરી. વેલેન્ટાઇન શબ્દકોશ લેવાને ઉઠી. નોરટીઅર તેને નિહાળીને વધારે સંતપ્ત થયો. તેને એક ભયંકર બાબતનો સંશય આવ્યો હતો, અને તે ખરો હોય તેવી તેને ખાત્રી થઇ. તેની પૌત્રીના શરીરમાંનું તમામ રૂધિર તેના મસ્તક તરફ ધસી રહ્યું હતું. તેના ગાલ લાલચોળ થઇ ગયા હતા.

"અરે!" વેલેન્ટાઇન જરા હસતું મુખ રાખવાનો પ્રયત્ન કરતાં બોલી. "આ શું? મને આમ કેમ થાય છે! અરે મારી આંખોએ ઝાંખ કેમ વળે છે—મને અંધારાં કેમ આવે છે? સૂર્યના તેજથી મારી આંખો અંજાઇ ગઇ કે શું?" એમ કહીને તેણે ટેકા માટે દિવાલ ઝાલી લીધી.

"સૂર્યનો પ્રકાશ એટલો બધો વળી અહિં કયાં છે તે?" મેકઝીમીલીઅન ગભરાતાં ગભરાતાં બોલ્યો, અને તેના તરફ દોડયો. વૃધ્ધ નોરટીઅરની મુખચર્યા ઉપરથી તે વધારે ભયભીત થઇ ગયો. પેલી છોકરી જરા હસી.

"દાદાજી, તમે નિશ્ચિન્ત રહો." તેણે પેલા વૃદ્ધને આશ્વાસન આપતાં કહ્યું. "મેકઝીલીમીઅન, તમે પણ ગભરાતા નહિ. અરે એ તો કાંઇ નથી. જરા અમથી જ ગભરામણ થતી હતી. પણ સાંભળો! કાંઇક ગાડીનો અવાજ આવે છે!" તે બારીએ જઇને જોઇ આવી. "હા. હા." તે બોલી. "એ તો મેડમ ડેંગ્લર્સ અને તેની પુત્રી

યુજીની મળવા આવેલાં છે. લો, આલો, સાહેબજી. મારે જવું પડશે. નહિ તો વળી પાછું મને બોલાવવા આવશે. ફરીથી પાછાં મળીશું. તમે બેસો અને દાદાજીની સાથે વાતચીત કરો. બને છે તો હું હમણાં પાછી આવું છું."

તે જતી હતી તે વખતે મેકઝીમીલીઅને ધારી ધારીને તેને નિહાળી જોઇ. તે ઓરડાની બહાર ગઇ કે તુરતજ નોરટીઅરે મેકઝીમીલીઅનને શબ્દ-કોશ લઇને પોતાની પાસે આવવાની ઇશારત કરી. તેણે તેમ કર્યું. તે વૃદ્ધની સાથે કેવી રીતે વાતચીત કરવી તેનો પાઠ વેલેન્ટાઇને તેને પઢાવ્યો હતોજ; પણ શબ્દકોશની મદદથી તે વૃદ્ધના મનની વાત સમજવી એ પણ કાંઇ સ્હેલું કામ નહોતું. દસ મિનિટ માથાફોડ કરી ત્યારે તેનું કહેવું સમજાયું.

"વેલેન્ટાઇનના ઓરડામાં જે પાણીનો પ્યાલો અને શરબતનો શીસો છે તે મંગાવો." એમ તે વૃદ્ધનું કહેવું થયું.

મેકઝીમીલીઅને ઘંટડી વગાડી. બેરીસની જગાએ એક નવિન મનુષ્ય નોકરીમાં દાખલ થયો હતો, તે આવીને હાજર થયો. તેને પેલો શીસો અને પ્યાલો લઇ આવવાને આજ્ઞા કરી. શીસો અને પ્યાલો બન્ને ખાલી હતાં. નોરટીઅરે કાંઇક બોલવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"શીસો અને પ્યાલો બન્ને તદન ખાલી કેમ છે?" તેણે સંજ્ઞાથી સમજાવ્યું. "વેલેન્ટાઇન તો એમ કહેતી હતી કે તેણે માત્ર અડધો પ્યાલોજ શરબત પીધો હતો?" આ સમજવામાં બીજી પાંચ મિનિટ પસાર થઇ ગઇ.

"મને ખબર નથી." નોકરને પૂછતાં તેણે જવાબ આપ્યો. "કદાચ કોઇ દાસી બાકીનો ભાગ પી ગઇ હશે."

" જા, વેલેન્ટાઇનની દાસીને પૂછ. " મેકઝીમીલીઅને આજ્ઞા કરી.

નોકર બહાર ગયો પણ તુરતજ પાછો આવ્યો. તેના કહેવા ઉપરથી સમજાયું કે વેલેન્ટાઇન પોતેજ પાછી જતાં બાકીનો ભાગ પી ગઇ હતી.

નોરટીઅરે ઉંચે આકાશ તરફ નજર કરી. એકાદ જુગારી પોતાનું સર્વસ્વ ગુમાવવાની અણી ઉપર હોય ત્યારે જેવી રીતે નિરાશ થઇને ઉંચે દૃષ્ટિ કરે છે, તેવી તે વૃદ્ધની દૃષ્ટિ હતી. પછી તેણે બારણા તરફ નજર કરી, અને તે ક્ષણથી તેણે પોતાની દૃષ્ટિ ત્યાં જ ચોંટાડી રાખી, અને બીલકુલ ખસેડી નહિ.

નવિન આવનાર મેડમ ડેંગ્લર્સ અને તેની પુત્રીજ હતાં. તેઓ મળવા આવ્યાં હતાં. મેડમ વાઇલફોર્ટના દિવાનખાનામાં તેમને લઇ જવામાં આવ્યાં. એટલામાં વેલેન્ટાઇન પણ ત્યાં જઇ પહોંચી. બન્ને યુવાન બાલાઓએ એક બીજાની સાથે હસ્તધૂનન કર્યું. બન્નેની માતાઓએ પણ શિષ્ટાચારનો અદલો બદલો કર્યો. મેડમ ડેંગ્લર્સે પોતાની પુત્રીનાં આન્ડ્રીઆ કેવલકેન્ટી સાથે લગ્ન નક્કી કર્યાની વાત મેડમ વાઇલફોર્ટને જણાવી. મેડમ વાઇલફોર્ટે બન્ને મા દિકરીને અભિનંદન આપ્યું, રાજકુમાર કેવલકેન્ટીનાં વખાણ કર્યાં, અને મેડમ ડેંગ્લર્સને સાતમા સ્વર્ગમાં ચઢાવી.

" સાંભળ," મેડમ ડેંગ્લર્સે પોતાનાં વખાણ સાંભળી ફુલાઇ જતાં મેડમ વાઇલફોર્ટને કહ્યું. "તું તો મારી સહિઅર છે, એટલે તને કહેવાને કાંઇ વાંધો નથી. પણ જોજે હો, વાત બધી ગુપ્ત રાખજે. એ રાજકુમારની ખરી સ્થિતિ હજી કોઇના પણ જાણવામાં નથી

આવી. એક વખત લગ્ન તો થઇ જવા દે; પછી જોઇ લેજે. અત્યારે તો તેનો લોભી અને કંજુસ પિતા તેને પુરતા પૈસા આપતો નથી, એટલે રાજકુમાર બીચારો પોતાના ખરા દરજ્જાને છાજે તેવી રીતે રહી બરોબર મોજશોખ કરી શકતો નથી. તો પણ તેની રીતભાત એવી છે કે તેનાં કુલ અને શીલ કદી છાનાં રહે તેવાં નથી. વળી તે કેવો માયાળુ છે! શું તેની બુદ્ધિ! કેવી તેની હાજરજવાબી! વળી તે અગણિત સંપત્તિનો માલિક થનાર છે!"

યુજીની તો લગ્નના જ વિચારથી વિરૂદ્ધ હતી. તેને પોતાની માતાનાં આ બણગાં ગમ્યાં નહિ. તે વચમાં બોલી ઉઠી:

"અને બા, સાથે સાથે એમ પણ કહી દેને કે તમે બધાં એની પાછળ ગાંડાં ઘેલાં બની ગયાં છો!"

"વારૂ," મેડમ વાઇલફોર્ટે હસતાં હસતાં યુજીનીને કહ્યું. "હું ધારૂં છું બ્હેન, તારો પણ તેમાં ભાગ હશે જ!"

"માગો!" યુજીનીએ પોતાના હમેશના રીવાજ પ્રમાણે લાગ મળતાં સાફ સુણાવી દેવા માંડયું. "ના જી, જરા પણ નહિ. મારી ઇચ્છા તો લગ્ન કરવાની છે જ નહિ. સંસારની ઉપાધિમાં હું પડવા માગતી નથી. પુરૂષના તુરંગને તાબે થઇ મારી પોતાની સ્વતંત્રતા ગુમાવવાની મૂર્ખાઇ મને જરાએ પસંદ નથી. મારો વિચાર તો લલિતકલાઓનો અભ્યાસ કરવાનો, અને મારી પોતાની શારીરિક અને માનસિક સ્વતંત્રતા જાળવી રાખવાનો છે. પરતંત્રતા આપણે બીલકુલ પ્રરવડે તેમ નથી."

યુજીની આ શબ્દો ખુબ જુસ્સાથી બોલી.

"ગમે તેમ હોય," તેણે આગળ ચલાવ્યું. "પણ જ્યારે

મારે લગ્ન કરવાનું જ છે, અને મારી મરજી હોય અગર ન હોય, તો પણ મારો લગ્ન કર્યા સિવાય છૂટકોજ નથી, તો મારે પરમાત્માનો આભાર માનવો જોઇએ, કે તેણે મને આલ્બર્ટ મોર્સર્ફના પંજામાં પડતી બચાવી; નહિ તો આજે હું એવા કલંકિત માણસની પત્ની બની ગઇ હોત."

"હા હા." તેની માતાએ ટાપસી પૂરી. "એ વાત ખરી છે. સારૂં થયું કે એ વાત પડી ભાગી, નહિ તો મારી દિકરીનાં આલ્બર્ટની સાથે ક્યારનાં લગ્ન પણ થઇ ગયાં હોત. તેનો બાપ બહુ આતુર હતો. અરે, મારા સ્વામીને વારંવાર દબાણ કરતો. અમે તો ખરેખર સ્હેજમાંજ બચી ગયાં છીએ! ખરેખર પ્રભુએ જ અમને બચાવ્યાં!"

"પણ," વેલેન્ટાઇને બ્હીતાં બ્હીતાં કહ્યું. "પિતાના દોષ સાથે પુત્રને શું સંબંધ? પિતાના ગુન્હા માટે પુત્રને શા સારૂ શિક્ષા થવી જોઇએ? આલ્બર્ટ તો બિચારો નિર્દોષ જણાય છે."

"માફ કરો," યુજીની વચમાંજ એકદમ બોલી ઉઠી. "આલ્બર્ટ પણ તે જ પિતાનો પુત્ર છે. તે પણ એવી બદનામીને લાયક જ છે. જુઓને, ગઇ કાલે નાટકશાળામાં તો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની સાથે કજીઓ કર્યો, અને દ્વંદ્વ યુદ્ધની માગણી કરી; અને આજે જ્યારે લઢવાને ભેગા થયા, ત્યારે તો બાયલાએ ખુલ્લી માફી માગી. એને જરા લાજ પણ ન આવી! એ પણ એના બાપના જેવોજ નિર્લજ્જ છે!"

"શું કહો છો? માફી માગી? એ તો ખોટી વાત! આપણા માન્યામાં તો તે વાત આવતી નથી. એ તો કેવળ અશક્ય જ વાત!" મેડમ વાઇલફોર્ટ બોલી ઉઠી.

"ના, ના, બ્હેન," મેડમ ડેંગ્લર્સે કહ્યું. "સાચે સાચી વાત. તદ્દન ખરી વાત છે. અરે, મને ડીબ્રેએ પોતે વાત કહીને ! તે પોતે તે વખતે હાજર હતો. તેમણે તમામ અથેતિ વાત મને જણાવી છે."

વેલેન્ટાઇન પણ સત્ય હકીકત જાણતી હતી, પણ તે કાંઇ બોલી નહિ. તે એટલા ઉંડા વિચારમાં પડી ગએલી જણાતી હતી કે તે ચાલતી વાતચીતમાં કાંઇ પણ ભાગ લેતી નહોતી. આસપાસ શું ચાલી રહ્યું હતું, તેનું તેને ભાન નહોતું. એટલામાં મેડમ ડેંગ્લર્સનો હાથ તેના હાથને અડકયો, અને તે જાગૃત થઇ.

"વેલેન્ટાઇન, બ્હેન," મેડમ ડેંગ્લર્સ બોલી. "કહે ના કહે પણ તું કાંઇ દુઃખમાં છે."

"હું?" પેલી બાલાએ પોતાના ધગધગતા કપાળ ઉપર હાથ ફેરવતાં પૂછ્યું.

"હા. હા. જો તો ખરી ! પેલા આયનામાં તારૂં મુખ તો જો ! એક મિનિટમાં ત્રણ વખત તો તારો ચ્હેરો તદ્દન ફીક્કો પડી જાય છે."

"હા, હા, બ્હેન," યુજીનીએ કહ્યું. "તારો ચ્હેરો ઘણોજ ફીકકો લાગે છે."

"ના, ના. એવું ગભરાવા જેવું કાંઇ નથી ! એ તો થોડા દિવસથી મને એમ થયાં કરે છે."

તે બિચારી ભોળી બાલા એ પ્રસંગનો લાભ લઇને પોતાના ઓરડા તરફ જવાને તૈયાર થઇ.

"જા, વેલેન્ટાઇન," મેડમ વાઇલફોર્ટ તેના મનનો આશય

સમજી જતાં બોલી. " જા, જા. તને કાંઈક થતું હોય એમ લાગે છે. તારી તબીઅત ઠીક જણાતી નથી માટે જા. અહિં કોઇને માઠું લાગે તેમ નથી. આમાં કોઈ પરભાર્યું નથી."

મેડમ ડેંગ્લર્સ પણ જવાને ઉઠી. વેલેન્ટાઇન પોતાના ઓરડા તરફ ચાલી.

" બિચારી વેલેન્ટાઇન ! વેલેન્ટાઇન !" વેલેન્ટાઇનના ગયા પછી જાણે કે તેને માટે પોતાનું કાળજું બળી જતું હોય તેવો દેખાવ કરતાં મેડમ વાઇલફોર્ટે કહ્યું. "મને તેને માટે ઘણીજ ચિન્તા થાય છે. તેની તબીઅત ખરેખરજ સારી નથી એમ જણાય છે. તે બિચારી જો જરા કાંઇ માંદી પડી, તો મારૂં હૃદય કપાઇ જશે" આ બધું માત્ર મેડમ ડેંગ્લર્સ અને તેની પુત્રીને સંભળાવવાને જ હતું.

દરમ્યાનમાં વેલેન્ટાઇનને પોતાના હૃદયમાં કાંઇ વિચિત્ર પ્રકારની વ્યથા થતી લાગી, જેનું કારણ તેના સમજવામાં બીલકુલ આવી શક્યું નહિ. તે જતાં જતાં જીના સુધી તો જેમ તેમ કરીને પહોંચી, અને જીનો ઉતરવા લાગી. છેવટનાં ત્રણેક પગથીઆં બાકી રહ્યાં, એટલામાં તેની આંખે અંધારાં આવ્યાં, તેણીના પગ ગળી ગયા, જીનાનો કઠેડો હાથમાંથી છૂટી ગયો, તે બેભાન થઇ ગઇ, અને બાકીનાં પગથીઆં ઉપરથી ગબડતી નીચે પડી. નોરટીઅરના ઓરડામાં મેકસીમીલીઅને તેના પડવાનો અવાજ સાંભળ્યો, અને તુરતજ તે તેની મદદે દોડયો, તો વેલેન્ટાઇનને લાંબી થઇને જમીન ઉપર પડેલી તેણે દીઠી. વિદ્યુતની ઝડપે તેણે તેને ઉંચકી લીધી અને નોરટીઅરના ઓરડામાં લાવીને એક ખુરશી ઉપર સુવાડી. થોડી વારે વેલેન્ટાઇને આંખો ઉઘાડી.

"અરે! મને એકાએક આમ અંધારાં કેમ આવી ગયાં?" વેલે- ખબડવા લાગી. "અને રસ્તો પણ સમજાયો નહિ? જીનાનાં બે ત્રણ પગથીઆં બાકી હતાં તે પણ યાદ રહ્યું નહિ!"

"તને ઇજા થઇ લાગે છે." મેકઝીમીલીઅન બોલ્યો. "વેલેન્ટા- ઇન, તેનો કાંઇક ઉપાય કરવો જોઇએ."

વેલેન્ટાઇને આસપાસ નજર કરી. નોરટીઅરનાં ચક્ષુ ભય- ભીત જોયાં.

"દાદાજી, ગભરાતા નહિ." તેણે હસવાનો પ્રયત્ન કરતાં વૃદ્ધ નોરટીઅરને કહ્યું. "મને કાંઇજ થયું નથી. માત્ર જરા ચક્કર આવ્યા હતા, એટલુંજ."

"ફરીથી પાછી ચકરી આવી?" મેકઝીમીલીઅન બોલ્યો. "વેલેન્ટાઇન, તું તારી તબીઅત જોઇએ તેવી સાચવતી નથી. જરા કાળજી રાખવી જોઇએ!"

"પણ એ તો કાંઇ નથી." વેલેન્ટાઇને જવાબ આપ્યો. "એ તો બધું મટી ગયું. હવે તદ્દન સારૂં છે. હવે એ વાત જવા દો. જુઓ, હું તમને કાંઇક નવા જુની કહું. બેરન ડેંગ્લર્સની પુત્રી યુજીનીનાં લગ્ન ઠર્યાં છે. લગ્ન ચાલુ અઠવાડીઆમાં થશે. ભારે ધામધૂમ અને જલસા થવાના છે. અમને તો નિમંત્રણ પણ મળી ચુકયું છે. અમારે બધાને જવાનું છે."

"વારૂ ત્યારે, આપણે માટે એવો સદ્‌ભાગ્યનો દિવસ કયારે આવશે?—એવો સોનાનો સૂર્ય કયે દિવસે ઉગશે? વેલેન્ટાઇન, તારા દાદાજીને સમજાવીને જલદીથી તેમની સંમતિ મેળવી લેને!"

"શું, દાદાજીને ફરીથી યાદ દેવરાવીને તેમની સંમતિ મારે મેળવી લેવી પડશે ?"

"હા. હા. હવે તો જેમ બને તેમ સત્વરે તેમની સંમતિ મેળવી લે. જ્યાં સુધી તું મારી થઇ નથી, ત્યાં સુધી મારું મન બીલકુલ માનવાનું નથી. મારા હૃદયમાં હમેશાં શંકા અને ભય રહે છે."

"ઓહો!" વેલેન્ટાઇને કહ્યું. "મેકઝીમીલીઅન, તમે આટલા બધા પોચા ક્યાંથી ? તમારા જેવા બ્હિકણ તો મેં કોઈ ન જોયા ? સૈનિકો તો ઘણા બ્હાદુર ગણાય છે ને ? શું બધા સૈનિકો ત્યારે તમારા જેવાજ બ્હાદુર હશે કે ?"

એમ કહીને તે ખડખડાટ હસી પડી. પણ જો મેકઝીમીલીઅનની જગાએ બીજો કોઇ વધારે અનુભવી માણસ હોત, તો તે તુરતજ સમજી શકયો હોત કે વેલેન્ટાઇન બેભાન અવસ્થામાં પરાણે પરાણે હસતી હતી. તેનું હાસ્ય અસ્વભાવિક હતું. બે ચાર મિનિટ સુધી તો મેકઝીમીલીઅન કાંઇજ સમજી શકયો નહિ. એટલામાં તો વેલેન્ટાઇનના હાથ પગ તણાવા લાગ્યા. તેનું માથું લટકી પડયું, અને જરાવારમાં નિશ્ચેષ્ટ થઇને તે ઢળી પડી. નોરટીઅરના સમજવામાં બધું આવી ગયું. તે અપંગ અને અવાચક વૃધ્ધે એક ચીસ પાડવાનો પ્રયત્ન કર્યો, પણ તે નિરર્થક ગયો. તેની આંખો ભયથી ફાટી જતી લાગી. મેકઝીમીલીઅનને હવે સમજાયું. તેણે અતિ જોરથી ઘંટ વગાડવા માંડયો. વેલેન્ટાઇનના ઓરડામાંથી તેની દાસી દોડી આવી. બીજી બાજુએથી બોરીસની જગાએજે નવિન નોકર આવેલો હતો તે પણ દોડી આવ્યો. વેલેન્ટાઇનનું

શરીર તદ્દન ઠંડુંગાર થઇ ગયું હતું. એ દેખાવ જોઇને નોકરો તો બીજું કાંઇ વધુ સાંભળવાને થોભવાને બદલે લાગલાજ મદદ માટે બૂમો પાડતા ઓરડાની બહાર દોડયા. તેજ ક્ષણે મેડમ ડેંગ્લર્સ અને તેની પુત્રી મેડમ વાઇલફોર્ટની રજા લઇને છૂટાં પડતાં હતાં. તેઓએ પણ મદદ માટેની નોકરોની બૂમો સાંભળી.

"જુઓ," મેડમ વાઇલફોર્ટે પોતાનું ડહાપણ તથા વેલેન્ટાઇન માટેનો પોતાનો સ્નેહ અને કાળજી જણાવતાં તેમને કહ્યું. "મેં તમને હમણાંજ કહ્યું નહોતું? ગરીબ બિચારી છોકરી !" એમ કહેતી મેડમ વાઇલફોર્ટ વેલેન્ટાઇનની મદદે દોડી. મેડમ ડેંગ્લર્સ અને તેની પુત્રી પોતાના ઘર તરફ વિદાય થયાં.

---

## પ્રકરણ ૪૦ મું.

એટલામાં બીજી બાજુએથી ઘોંઘાટ સાંભળીને મોં. વાઇલફોર્ટ પોતે પોતાના ઓરડામાંથી "શું છે ? શું છે ? શું થયું?" એમ બૂમો મારતો બહાર નિકળ્યો. મેકઝીમીલીઅને નોરટીઅરના સામે જોયું. તે વૃદ્ધ જોકે અવાચક અને અપંગ હતો, છતાં તેની માનસિક શક્તિ ઉત્તમ પ્રકારની હતી. દુઃખ આવી પડેલું જોઇને તેણે ધૈર્ય ધારણ કર્યું. પોતાની લાગણીઓ અંકુશમાં આણી. પોતાની દૃષ્ટિથી તેણે મેકઝીમીલીઅનને અંદરની ઓરડીમાં સંતાઇ જવાની ઇશારત કરી. મેકઝીમીલીઅન પોતાની ટોપી ઉપાડીને અંદર દોડયો. અંદરની ઓરડીમાં તે ભાગ્યેજ દાખલ થયો હશે એટલામાં મોં. વાઇલફોર્ટ આવી પહોંચ્યો. બારણું ખોલીને જોતાંજ તેના હોશકોશ ઉડી ગયા.

તે દોડ્યો, વેલેન્ટાઇનને પોતાની બાથમાં ઉપાડી લીધી, અને પલંગ ઉપર લઇ જઇને સુવાડી.

"ડોકટર ! ડોકટર ! અરે કોઇ ડોકટરને બોલાવો ! દોડો ! કોઇ દોડો ! જલદી દોડો !" તે બરાડવા લાગ્યો. "અરે, નહિ તો હું જાતેજ દોડું !"

વાઇલફોર્ટ ઓરડામાંથી બહાર દોડયો. મેકઝીમીલીઅન પણ પોતાની સંતાવાની જગાએથી બહાર ધસી આવ્યો. તેને એક ભયંકર વાત એકાએક યાદ આવી. વેલેન્ટાઇનની માતામહી મેડમ સેન્ટ મીરાનના મરણને દિવસે રાતના જ્યારે મેકઝીમીલીઅન બાગમાં સંતાઇ રહેલો હતો, ત્યારે તેણે વાઇલફોર્ટ અને ડોકટર બન્નેની વચ્ચે ચાલતી વાતચીત છૂપી રીતે સાંભળી હતી. તે વાતચીતનો શબ્દે શબ્દ તેના મગજમાં ખડો થયો. મેડમ સેન્ટ મીરાન અને નોરટીઅરના વિશ્વાસુ નોકર બેરીસની માંદગી વખતે રોગનાં જે લક્ષણો જણાયાં હતાં, તેજ લક્ષણો જરા ઓછા સ્વરૂપમાં અત્યારે વેલેન્ટાઇનના રોગમાં વ્યક્ત થયાં હતાં. તે મુંઝાયો અને મૂઢ બની ગયો. એટલામાં તેને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો યાદ આવ્યો. માત્ર બેજ કલાક ઉપર કાઉન્ટે તેને મમતા ભરેલા શબ્દોમાં કહ્યું હતું કે, " મેકઝીમીલીઅન, જરૂર પડયે કોઇ પણ વખતે તું મારી પાસે આવજે. તારૂં જે કાંઇ દુઃખ હોય તે જરા પણ અચકાયા સિવાય તું મને જણાવજે. હું તને બનતી તમામ મદદ કરીશ, અને મારામાં પણ કાંઇક અજબ શક્તિ છે, એ વાતનો તું વિશ્વાસ રાખજે." આ શબ્દો યાદ આવતાં જ મેકઝીમીલીઅન એકદમ ત્યાંથી પવનવેગે મોન્ટેક્રિસ્ટોને ત્યાં દોડયો.

બીજી બાજુએ વાઇલફોર્ટ એકદમ ડૉકટરને ત્યાં દોડયો. ડૉકટર આવ્રીનીને ત્યાં પહોંચતાંજ તેણે એટલા બધા જોરથી ઘંટડી વગાડી કે નોકર ભયભીત થઇને દોડી આવ્યો. બારણું ખુલ્યું કે વાઇલફોર્ટ સીધો ઉપર દોડયો. વાઇલફોર્ટને અને ડૉકટર આવ્રીની ઘણો સારો સંબંધ હતો, એટલે વાઇલફોર્ટ ડૉકટરના ઘરનો ભોમીઓ હતો. વાઇલફોર્ટે ડૉકટર આવ્રાનીના ઓરડાનું બારણું જોરથી ધકેલ્યું અને અંદર ઘુસ્યો.

"ઓહો !" ડૉકટર પ્રથમ જરા ચોંકયો, પણ તેને જોતાં જ બોલ્યો. "તમેજ છો કે ?"

"હા," વાઇલફોર્ટે અંદર દાખલ થઇને બારણું બંધ કરતાં કહ્યું. "હું જ છું. અહિં બીજું કોઇ નથીને ? હું તમારી સાથે એકાન્તમાં વાતચીત કરવા માગું છું."

ડૉકટરે બીજું કોઈ ત્યાં હતું નહિ એવી ખાત્રી આપી.

"ડૉકટર, મારૂં ઘર તો ખરેખરજ શાપિત બન્યું છે !"

"શું !" ડૉકટર મનમાં તો ખૂબ ગભરાયો, પણ બહારની શાંતિ રાખતાં બોલ્યો. "કેમ વળી બીજું કોઇ પાછું માંદુ પડયું છે કે શું ?"

"હા, ડૉકટર," વાઇલફોર્ટે પોતાનાં લટીઆં પીંખતાં કહ્યું. "હા."

ડૉકટર આવ્રીનીએ તેના તરફ એવી રીતની દૃષ્ટિ કરી કે જાણે એમ કહેતો ના હોય કે "એવું થશે એવું મેં તમને પહેલેથી કહ્યું જ હતું તો !" પછી તે ધીરેથી બોલ્યો. "વળી કોણ માંદું પડયું છે ? વળી પાછું કોણ ભોગ થઇ પડયું છે ?"

વાઇલફોર્ટનું હૃદય ભરાઇ આવ્યું. ડૉક્ટરની પાસે આવીને તેનો હાથ ઝાલતાં તેણે જવાબ આપ્યો.

"વેલેન્ટાઇન ! ડૉક્ટર, હવે વેલેન્ટાઇનની વારી આવી છે."

"વેલેન્ટાઇન ! ડૉક્ટરે દુઃખ અને આશ્ચર્યથી પૂછ્યું. "તમારી પુત્રી વેલેન્ટાઇન ?"

"હા. હા. ડૉક્ટર, હવે તમારી ખાત્રી થશે કે તમે છેતરાયા હતા. ચાલો, મારી સાથે ચાલો. તેને જુઓ, અને તેના ઉપર સંશય લાવવાને માટે તેના મરણ સમયે તેની ક્ષમા માગો."

"દર વખતે જ્યારે જ્યારે તમે મારી પાસે મદદ માગવા આવો છો, ત્યારે ત્યારે કેસ હાથથી ગએલો જ હોય છે." ડૉક્ટરે જવાબ આપ્યો. "છતાં લો હું આવું છું. પણ જલદી કરો ત્યારે; કારણ અત્યારે તમે એવા છૂપા દુષ્મનોના પંજામાં સપડાએલા છો કે બીલ-કુલ વખત ગુમાવવા જેવું નથી."

"ડૉક્ટર, હવે આ વખતે તો હું નિર્બલતા બતાવનાર નથી જ. આ વખતે તો હું ખૂનીને ગમે તેમ કરીને પણ શોધી કાઢવાનો જ."

"ખૂનીને શોધી કાઢવાની વાત તો પછી છે. પહેલાં આપણે તેના ખૂની હુમલ્લાનો ભોગ થઇ પડેલાને બચાવવાને પ્રયત્ન કરવો જોઇએ ચાલો."

તુરત જ તેઓ મારતે ઘોડે વાઇલફોર્ટના મકાન તરફ દોડયા.

બીજી તરફ મેક્ઝીમાલીઅન કાઉન્ટને ત્યાં પહોંચી ગયો. મોન્ટેક્રિસ્ટો પોતાના દિવાનખાનામાં હતો. બરટુશીઓએ ઉતાવળા ઉતાવળા આવીને તેના હાથમાં કાંઇક ચીઠી મૂકી હતી, જે તે વાંચી

રહ્યો હતો, એટલામાં મેકઝીમીલીઅન આવ્યાની નોકરે ખબર આપી. તે સાંભળીને તેણે જરા ઉંચું જોયું. મેકઝીમીલીઅનને છૂટા પડયે પૂરા બે કલાક પણ થયા નહોતા. મેકઝીમીલીઅનનો ઉતરી ગએલો ચ્હેરો જોઇને કાઉન્ટ જરા ગભરાયો.

"શું છે? શું છે? મેકઝીમીલીઅન?" તેણે પૂછ્યું. "તારો ચ્હેરો કેમ ઉતરી ગયો છે? તારા કપાળ ઉપર આટલો બધો પ્રસ્વેદ કેમ જણાય છે?"

મેકઝીમીલીઅન તો બાપડો ખુરશી ઉપર ફસડાઈ પડયો. તેનાથી ઉભા રહી શકાયું નહિ.

"હું દોડતો આવ્યો છું. મારે તમને કાંઇક કહેવું છે."

"કેમ તારે શું કહેવું છે? તું ગભરાએલો દેખાય છે! તારે ત્યાં બધાં સારાં તો છે ને?"

"કાઉન્ટ, તમારો ઉપકાર!" પેલા યુવાને કહ્યું. "મારા કુટુંબમાં તો બધાં ખુશીમાં છે."

"ઠીક, છતાં તારે કાંઇક કહેવું છે?"

"હા. હા. કારણ કે હું હમણાં મોતના ઘરમાંથી જ ચાલ્યો આવું છું."

"શું તમે કાઉન્ટ મોર્સર્ફને ત્યાં ગયા હતા?" મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

"ના ના. ત્યાં તો હું નથી ગયો. શું ત્યાં કોઇ મરણ પામ્યું છે?"

"હા. હા. કાઉન્ટ મોર્સર્ફ પોતે જ. તેણે આત્મઘાત

કર્યો છે. તે પિસ્તોલ ખાઇને મરણ પામ્યો છે." મોન્ટેક્રિસ્ટોએ ઘણી શાંતિથી કહ્યું.

"અરે! કેટલું ભયંકર!" મેકઝીમીલીઅને કહ્યું.

"કાઉન્ટેસ (મરસીડીસ) અગર આલ્બર્ટને માટે તો એવો બનાવ કાંઇ ભયંકર ગણાય નહિ. એક કલંકિત પતિ અગર પિતા હોય તેના કરતાં ન હોય તો વધારે સારૂં. રૂધિરથી કલંક ભૂસાઈ જાય છે!!"

"ગરીબ બિચારી કાઉન્ટેસ!" મેકઝીમીલીઅન બોલ્યો. "મને તેની ઘણી દયા આવે છે. તેના જેવી ઉદારચરિત સ્ત્રી મેં બીજી કોઇ પણ જોઈ નથી."

"આલ્બર્ટની પણ દયા ખાવા જેવું જ છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "કારણ કે તે પણ પોતાની માતાના જેવોજ ઉમદા પુત્ર છે. હાં, પણ તમે તમારી પોતાની વાત કરતા હતા તેજ કહોને! મારાથી તમને કાંઇ મદદ થાય તેમ છે?"

"હા. હા. તમારી મદદની મારે ખાસ જરૂર છે. હું તો ગાંડા જેવો બની ગયો છું."

"કહો, કહો. એવું તે શું છે?"

"આવી વાત કોઇને કહેવી કે ન કહેવી તેની મને સમજ પડતી નથી. પણ કહ્યા સિવાય છૂટકો નથી. મને ખાસ ફરજ પડી છે. કાઉન્ટ—" મેકઝીમીલીઅન આગળ બોલતાં બોલતાં અટક્યો.

"તમારા ઉપર મારો ખાસ સ્નેહ છે એમ તો તમને સમજાય છે ને મેકઝીમીલીઅન?" તે યુવાનનો હાથ પોતાના હાથમાં લઇને સ્નેહથી દબાવતાં કાઉન્ટે પૂછ્યું.

"અરે ! કાઉન્ટ, તમે મને હિંમત આપો છો અને મારૂં હૃદય મને કહે છે કે તમારાથી મારે કાંઇ પણ વાત ગુપ્ત રાખવી જોઇએ નહિ."

"તમારૂં કહેવું સત્ય છે. પરમાત્મા તમારા હૃદયને પ્રેરણા કરે છે, તે પ્રમાણેજ તમારૂં હૃદય બોલે છે."

"કાઉન્ટ, પહેલાં તો મારે તમારા બેપ્ટીસ્ટીનને કોઇકની ખબર કાઢવાને મોકલવો છે."

"હું પોતે તમારી સેવામાં હાજર છું, એટલે મારા નોકરો હોય એમાં તો પ્રશ્નજ શો ?"

"જેની ખબર કાઢવાને મારે તેને મોકલવો છે તેને જો સારૂં ન હોય તો મારાથી પણ જીવી શકાય તેમ નથી"

"વારૂ ત્યારે, બેપ્ટીસ્ટીનને મોકલો. બોલાવું તેને ?"

"ના. ના. હું પોતેજ જઇને તેને સમજાવું છું."

તે યુવક દિવાનખાનાની બહાર ગયો, બેપ્ટીસ્ટીનને તેણે શોધી કાઢ્યો, અને તેના કાનમાં કાંઇક કહ્યું. નોકર તુરતજ ત્યાંથી દોડયો.

"કેમ તેને મોકલ્યો ?" મેકઝીમીલીઅન પાછો આવ્યો એટલે મોન્ટેક્રિસ્ટોએ પૂછ્યું.

"હા, હવે મારાથી જરા શાંતિથી તમને બધી વાત કહી શકાશે."

"ઠીક, ચાલવા દો." મોન્ટેક્રિસ્ટોએ હસતાં હસતાં કહ્યું.

"સાંભળો ત્યારે કાઉન્ટ." મેકઝીમીલીઅને કહેવા માંડયું. "એક દિવસે રાતના હું એક બાગમાં સંતાઇ રહ્યો હતો કે કોઇને

જરા પણ શંકા આવે નહિ. બે માણુસો મારા આગળથી પસાર થયા. હાલ તુરત એમનાં નામ હું જણાવી શકું તેમ નથી. તેઓ ધીમેથી વાતો કરતા હતા, પણ તેમાં મને એટલો બધો રસ પડયો કે તેમની વાતોનો એક શબ્દ પણ મેં સાંભળ્યા સિવાય જવા દીધો નહિ.

"તમારો આટલો બધો ઉપોદ્‌ઘાત ઘણો દિલગીરી ભરેલો જણાય છે."

"અરે ઉપોદ્‌ઘાત એકલો જ નહિ, પણ તમામ વાત એટલી બધી દિલગીરીથી ભરેલી છે કે ન પૂછો વાત. જે ઘરના બાગમાં હું સંતાઇને બેઠો હતો, તેમાં કોઇકનું મરણ થયું હતું. જે બે જણની વાત હું સાંભળતો હતો તેમાંનો એક તે ગૃહનો ગૃહસ્વામી હતો, અને બીજો ડૉક્ટર હતો. ગૃહસ્વામી બિચારો ડોકટરના આગળ પોતાનુ દુ:ખ રોતો હતો; કારણ કે એકજ મહિનામાં તે મકાનમાં બે મરણ એકાએક અણધાર્યાં નિપજ્યાં હતાં. જાણે કે પ્રભુની ખફ્‌ગીજ તે કુટુંબ ઉપર ઉતરી પડી હોય, અને પ્રભુના કોપના દૂત તરીકે મૃત્યુ તે કુટુંબનો જાણે સદંતર જ વિનાશ કરવાને ઇચ્છતું હોય!"

"અહા!" મોન્ટેક્રિસ્ટો આતુરતાથી તે યુવાનના તરફ જોતાં બોલ્યો. તેને ન સમજાય તેવી રીતે તે પોતાની ખુરશી જરા ફેરવીને એવી રીતે બેઠો કે તે પોતે જરા અંધારામાં રહે, અને મેકઝીમીલીઅનના મુખ ઉપર બધો પ્રકાશ પડે.

"હા." મેકઝીમીલીઅને ફરીથી કહ્યું. "એક મહિનામાં તે કુટુંબમાં બે મરણ થયાં હતાં."

"વારૂ, ડૉકટરે શું કહ્યું?"

"તેણે જવાબ દીધો–તેણે કહ્યું કે મરણ કાંઇ સ્વાભાવિક રીતે થએલું નહોતું–તેનું કાર–"

"તેનું કારણ ડોક્ટરે શું બતાવ્યું ?"

"વિષ-પ્રયોગ."

"એમ !" મોન્ટેક્રિસ્ટોએ જરા ઉધરસ ખાતાં કહ્યું. "ખરેખર ? તમે બરાબર સાંભળ્યું ?"

"હા જી. વળી ડોક્ટરે વધારામાં એમ પણ કહ્યું કે જો ફરીથી એકપણ એવો બનાવ બનશે તો તેને કાયદાની મદદ માગવાની ફરજ પડશે."

મોન્ટેક્રિસ્ટો ઘણી શાંતિથી સાંભળતો હતો, અગર સાંભળતો હોય એમ દેખાયો.

"ઠીક." મેકઝીમીલીઅને આગળ ચલાવ્યું. "વળી પાછું એક ત્રીજું મરણ તેજ કુટુંબમાં થયું, છતાં ડોક્ટરે ગૃહસ્વામીની શરમને લીધે કાંઇ જ બોભાટ કર્યો નહિ. હાલમાં હવે વળી પાછું ચોથું મરણ તેવી જ રીતે નિપજ્યું છે. કાઉન્ટ, હવે આ ગુપ્ત ભેદ મારા જાણવામાં છે, તો મારે હવે શું કરવું ?"

"દોસ્ત," મોન્ટેક્રિસ્ટોએ કહ્યું, "તું જે વાત છૂપાવી છૂપાવીને કરવા માગે છે, તે તો સૌ કોઇના જાણવામાં છે. તેં મને કાંઇ પણ વિગત જણાવી નથી, છતાં તું કોની વાત કરે છે તે હું સારી રીતે સમજું છું. પણ તેમાં મારે કાંઇ પણ લેવા દેવા નથી. તું જ કહે છે ને કે પરમાત્માનો કોપ તે કુટુંબ ઉપર ઉતર્યો છે ? વારૂ, તારૂં ધારવું ખોટું છે એવું કોણ કહે છે ? પણ જવા દેને એ બધી વાત ! જે બાબતમાં આપણે સંબંધ ન હોય તેમાં શા માટે માથું મારવું ? જો પ્રભુનો કોપ અગર તેનો ન્યાય તે મકાનમાં પોતાનું કર્તવ્ય બજાવી રહ્યો હોય, તો તેના કાર્યમાં ડખલ કરવા કરતાં ત્યાંથી દૂર

રહેવું એજ આપણે માટે ઉત્તમ માર્ગ છે. ઇશ્વરના ન્યાયને પોતાનો રસ્તો લેવા દેવો એ જ ઠીક છે."

મેકઝીમીલીઅન તો કાઉન્ટનું આ ભાષણ સાંભળીને કંપી ઉઠયો. કાઉન્ટની રીતભાતમાં કાંઇક શોક, કાંઇક ભયાનકતા, અને કાંઇક ગંભીરતા જણાતી હતી.

"વળી," કાઉન્ટ બોલ્યો. તેના અવાજમાં એટલો બધો ફેરફાર થઇ ગયો હતો કે આ બોલનાર પણ તેજ માણસ હતો, એમ કોઇ ભાગ્યે જ સમજી શકે. "વળી ફરીથી પણ એવો બીજો બનાવ બનશે એવું શા ઉપરથી ?"

"કાઉન્ટ, બનશે શું ? બન્યો જ છે." મેકઝીમીલીઅને જવાબ આપ્યો. "તેથી જ હું તમારી પાસે દોડી આવ્યો છું."

"ઠીક! હું શું કરૂં ? તારી શી ઇચ્છા છે ? તારી ઇચ્છા એવી થાય છે કે મારે મેજીસ્ટ્રેટને ખબર આપવી ?" કાઉન્ટ આ શબ્દો એટલા બધા ભાવપૂર્ણ બોલ્યો કે મેકઝીમીલીઅન એકાએક ઉભો થઇ ગયો અને બોલ્યોઃ—

"કાઉન્ટ, હું કોની વાત કરૂં છું તે તો તમે સમજ્યા જ હશો નહિ વારૂ ?

"હા દોસ્ત, હા. જો, તારી મરજી હોય તો હું તને સાબીત પણ કરી બતાવું. એક દિવસે રાતના તું મોં. વાઇલફોર્ટના બાગમાં સંતાઇ રહ્યો હતો. તારા કહેવા ઉપરથી વાઇલફોર્ટની પ્રથમની સાસુ મેડમ સેન્ટ મિરાનના મરણના દિવસની જ તે રાત હોવી જોઇએ. વાઇલફોર્ટ અને ડોકટર આવ્રીનીને તે બુઢ્ઢીના મરણની વાતો કરતા તેં સાભળ્યા હોવા જોઇએ. ડોકટર એમ કહેતો હતો કે તે વૃદ્ધાનું

મરણ–વિષ પ્રયોગથી નિપજ્યું હતું. તું પ્રમાણિક માણસ હોવાને લીધે તે દિવસથી તારા મનમાં ભાંજગડ ચાલી રહી છે કે એ વાત તારે જાહેરમાં લાવવી કે છૂપી રાખવી. પણ તારે એ બધી પંચાતમાં પડવાની જરૂર શી છે તે? અંતઃકરણ એટલું બધું પોચું રાખવાનું શું કારણ? ગઇ ગુજરી સંભારીને આપણે શું કામ છે? તું તારી મેળે શાંતિમાં રહેને!"

મેકઝીમીલીઅનનું મુખ શોકપૂર્ણ બની ગયું. તેણે કાઉન્ટનો હાથ પકડયો.

"પણ ફરીથી પાછો તે જ પ્રકાર શરૂ થયો છે?"

"ઠીક," મેકઝીમીલીઅનની એવી આતુરતા જોઇને તે ન સમજી શકવાથી કાઉન્ટે જવાબ આપ્યો. "તેમાં તારે શું? થવા દે જે થાય તે. તે કુટુંબ ઉપર પ્રભુ કોપાયમાન થયો છે. તે લોકોએ કરેલા અપરાધોની શિક્ષા તેમણે સહન કરવી જ જોઇએ. નાનાં છોકરાંનાં રમવાનાં રમકડાંની માફક તેમનો વિનાશ થવો જ જોઇએ. એક પછી એક વારા ફરીથી તે બધાં જવાનાં જ. પહેલો સેન્ટ મીરાન ગયો, તેની પાછળ તેની સ્ત્રી ગઇ. પછી બોરીસનો વારો આવ્યો, તો હવે વૃદ્ધ નોરટીઅર અગર યુવાન વેલેન્ટાઇન તેનો ભોગ થઇ પડે જ."

"તમે જાણતા લાગો છો!" મેકઝીમીલીઅન એટલા બધા ભય ભરેલા અવાજે બોલ્યો કે મોન્ટેક્રિસ્ટો પણ ચમકયો. "તમને આ બધાની ખબર હતી છતાં તમે હજી સુધી કાંઇ પણ બોલતા નથી?"

"પણ તેમાં મારે શું?" કાઉન્ટે ખભા ચઢાવતાં જવાબ આપ્યો. "તે લોકોને અને મારે શો સંબંધ? ગુન્હેગાર અને તેના ભોગમાંથી મારે કોને બચાવવા?"

"પણ-પણ" મેકઝીમીલીઅને એક હાય મારતાં કહ્યું. "પણ હું તેને ચાહું છું!"

"તું ચાહે છે? કોને?" મોન્ટેક્રિસ્ટો ચોંકીને ખડો થઇ ગયો, અને મેકઝીમીલીઅનના બન્ને હાથ પોતાના હાથમાં લેતાં બોલ્યો.

"હું તેને મારા જીગરથી ચાહું છું. હું તેની પાછળ ગાંડો બની ગયો છું, તેના એક આંસુને માટે મારા રૂધીરની નદીઓ વહેવરાવવાને પણ હું તૈયાર છું. વાઇલફોર્ટની પુત્રી વેલેન્ટાઇન મારી જીંદગી કરતાં પણ મને વધારે વહાલી છે, અને તેનું આ ક્ષણે ખૂન થઇ રહ્યું છે. તમે સમજ્યા કાઉન્ટ? તેની જીંદગી કેવી રીતે બચાવવી તે બદલ હું તમારી સલાહ માગું છું. તેને બચાવવા પ્રભુને વિનંતિ કરી રહ્યો છું."

"કમનસીબ માણસ! દુર્ભાગી પ્રાણી!" કાઉન્ટ દુ:ખથી હાથ ઘસતાં બોલ્યો. "તું વેલેન્ટાઇનને ચાહે છે! તે શાપિત કુટુંબની કન્યા ઉપર તું મોહી પડયો છે!"

મેકઝીમીલીઅને એવી ભયંકર મુખાકૃતિ કદી જોઇ નહોતી. તેની આખી જીંદગીમાં કોઇની આંખમાંથી એવો અગ્નિ વરસતો તેની દૃષ્ટિએ પડયો નહોતો. તેણે ઘણી ઘણી લઢાઇઓમાં ભાગ લીધો હતો, પણ યુદ્ધભૂમિ ઉપર અગર આફ્રીકાના જંગલી ખૂનીઓના પ્રદેશમાં જીંદગી જોખમમાં હતી તે વખતે પણ એવો ભયાનક ચ્હેરો કદી તેની નજર પડયો નહોતો. તે એકાએક ભયથી ધ્રુજતો એક ખૂણામાં લપાઇ ગયો.

આટલો ઉભરો નિકળી ગયા પછી હૃદયમાંના આંતરિક પ્રકાશથી તેની આંખોએ અંધારાં આવ્યાં હોય તેમ મોન્ટેક્રિસ્ટોએ તુરતજ

આંખો બંધ કરી લીધી. એક ક્ષણ માત્રમાં તેણે પોતાના મન ઉપર અંકુશ મેળવ્યો. કેટલીક ક્ષણ સુધી તે શાંત રહ્યો. તેના હૃદયમાં ચાલી રહેલું તુમુલ યુદ્ધ ધીરે ધીરે શાંત પડ્યું. પછી ફીક્કા ચ્હેરે મેકઝીમીલીઅન તરફ જોઇને બોલ્યો:–

"જો દોસ્ત, મૂર્ખ અવિવેકી અને લાગણીરહિત મનુષ્યને પ્રભુ તેના અવિવેક અને બેદરકારી માટે કેવી રીતે સજા કરે છે તે તું નજરે જો. તેવા મનુષ્યના કેવા હાલ થાય છે તેનો તું ખ્યાલ કર. એક આતુર અને જીજ્ઞાસુ પ્રેક્ષક બનીને હું આ ભયંકર શોકજનક નાટક જોઇ રહ્યો હતો; મનુષ્યોએ ચલાવેલા અત્યાચારને એક યમદૂતના જેટલા આનંદથી હું નિહાળી રહ્યો હતો; મારા પોતાના રહસ્યનો ભેદ હું અત્યાર સુધી ગુપ્ત રાખી શક્યો હતો ( શ્રીમન્ત અને સત્તાવાન મનુષ્યો પોતાનાં રહસ્યો ઘણી સ્હેલાઇથી ગુપ્ત રાખી શકે છે; આટલું છતાં જે દ્વેષરૂપી સર્પને મેં મારા હૃદયમાં ઉછેર્યો, તેણે આખરે મને પણ દંશ કર્યો, અને તે પણ હૃદયમાં જ ! "

મેકઝીમીલીઅન ડસકાં લેવા લાગ્યો.

"ચાલ, ચાલ," કાઉન્ટે આગળ ચલાવ્યું. "હવે એમ રોદડા રોવાથી કાંઇ અર્થ સરે તેમ નથી. જરા હિંમત લાવ, મરદ બની જા, અને આશા રાખ. હું તારી સેવામાં હાજર છું અને હું તારા સુખને માટે કાળજી રાખીશ."

મેકઝીમીલીઅને નિરાશામાં ડોકું ધુણાવ્યું.

"હું કહું છું કે નિરાશ બની જતો નહિ, કેમ સમજ્યો કે ?" કાઉન્ટે કહ્યું. "યાદ રાખજે કે હું કદી પણ અસત્ય ભાષણ કરતો

નથી, તેમજ મારૂં ધારવું ભાગ્યેજ કદી ખોટું પડે છે. જો મેકઝીમી·લીઅન, અત્યારે બાર વાગ્યા છે; પ્રભુનો આભાર માન કે અત્યારે જ અહિં આવવાનો તને વિચાર સુઝ્યો. સાંજે અગર કાલે સવારમાં આવ્યો હોત, તો તદ્દન નિરર્થક જ હતું. જો ત્યારે, અત્યારે મધ્યા·ન્હ થએલા છે. જો વેલેન્ટાઇન અત્યાર પહેલાં મરણને શરણ નહિ થઈ ગઇ હોય, તો તે મરશે નહિ."

"એ કેવી રીતે બનશે?" મેકઝીમીલીઅને શંકા બતાવી. "હું આવ્યો ત્યારે તો તેની છેવટની ઘડીઓ ગણાતી હતી."

મોન્ટેક્રિસ્ટોએ પોતાના કપાળે હાથ ફેરવ્યો. ભયંકર ગુપ્ત રહ·સ્યોના ખજાના રૂપ તે મગજમાં શું ચાલી રહ્યું હતું તે તો માત્ર પરમાત્માને જ ખબર!

કાઉન્ટે પછી ઉંચું જોયું. આ વખતે નિદ્રામાંથી જાગ્રત થતા એક નિર્દોષ બાળકના જેવોજ તેનો ચ્હેરો શાંત હતો.

"મેકઝીમીલીઅન," તેણે કહ્યું. "તું અહિંથી બારોબાર ઘેર પાછો જા. તારે બહાર નિકળવું નહિ. ટુંકામાં તારે કાંઇ જ કરવું નહિ એવી મારી તને આજ્ઞા છે. તારા મુખ ઉપર જરા પણ ચિન્તાનો આવિર્ભાવ આવવા દેવો નહિ. હું તને સમાચાર મોકલાવીશ. જા!"

"કાઉન્ટ, તમારી આ શાંતિથી હું તો આભોજ બની જાઉં છું. શું મૃત્યુના ઉપર પણ તમે સત્તા ભોગવો છો? તમે કોઇ દૈવી પ્રાણી છો? દેવદૂત છો?"

તે યુવાન કદી કોઇનાથી ડરતો નહિ તે મોન્ટેક્રિસ્ટોનાથી ભય-ભીત થવા લાગ્યો. પણ કાઉન્ટે એવું વિષાદપૂર્ણ પણ મધુરૂં હાસ્ય કર્યું કે જે જોઇને મેકઝીમીલીઅનની આંખોમાં સ્નેહનાં આંસુ આવ્યાં.

"દોસ્ત," કાઉન્ટે કહ્યું. "તારે માટે હું ઘણું ઘણું કરી શકું તેમ છે. જા, હવે મને જરા એકલો પડવા દે અને કામે લાગવા દે."

પોતાના સબંધમાં આવતા દરેક મનુષ્ય ઉપર કાઉન્ટ એક પ્રકારની અસાધારણ સરસાઇ ભોગવતો. મેકઝીમીલીઅનના ઉપર પણ આવી છાપ પડી ગઇ હતી, એટલે કાઉન્ટની આજ્ઞાનું તે અપમાન કરી શક્યો નહિ. તેણે કાઉન્ટનો હાથ પોતાના હાથમાં લઇને દબાવ્યો, અને પછી વિદાય થયો.

આ સમય દરમ્યાન વાઇલફોર્ટ અને ડોકટર આવીની બન્ને વાઇલફોર્ટને ત્યાં દોડતા આવી પહોંચ્યા. વેલેન્ટાઇન ત્યાં સુધી મૂર્છિત અવસ્થામાંજ પડી રહી હતી. ડોકટરે ઘણીજ કાળજીપૂર્વક તેને તપાસી. જે ગુપ્ત રહસ્ય ડોકટરના જાણવામાં હતું તેને લીધે તે ત્રમણો રસ લેવા લાગ્યો.

વાઇલફોર્ટ આ બધો સમય ડોકટરના મુખ સામે જોઇ રહ્યો તો. બીજી બાજુએ નોરટીઅર તેના કરતાં પણ વધારે આતુરતાથી ડોકટરને નિહાળી રહ્યો હતો. બન્ને જણા ડોકટરની તપાસના પરિણામની રાહ જોઇ રહ્યા હતા. આખરે ડોકટર આવીની ધીમે ધીમે બબડયો.

"હજી જીવે છે, એ જોઇને મને પોતાને ઘણું આશ્ચર્ય લાગે છે!"

"પણ તે બચશે ખરી કે?" પિતાએ પૂછયું.

"હા, હજી જીવે છે એટલે કદાચ બચે પણ ખરી!"

આ પળે ડોકટર આવીનીની અને નોરટીઅરની નજર એક

થઇ. તે વૃદ્ધની આંખો કાંઇક વિચારપૂર્ણ પણ આનંદિત દેખાઇ. ડોકટરને આશ્ચર્ય લાગ્યું. તેણે વેલેન્ટાઇનની દાસીને બોલાવવાની આજ્ઞા કરી. વાઇલફોર્ટ પોતેજ બહાર ગયો. આ તકનો લાભ લઇને ડોકટરે તે બુદ્ઢાને પૂછ્યું: "તમારે મને કાંઇ કહેવાનો વિચાર છે?"

તે વૃધ્ધે સંજ્ઞા કરીને હા પાડી.

"ખાનગી રીતે?" ડોકટરે પૂછ્યું. "હા."

"ઠીક."

એટલામાં વાઇલફોર્ટ તરત આવ્યો. સાથે તેની પત્ની અને વેલેન્ટાઇનની દાસી હતાં.

"કેમ? કેમ? મારી વેલેન્ટાઇનને, મારી દિકરીને શું થઇ ગયું? હમણાં તો તે મારી સાથે હતી. તેની તબીઅત કાંઇક ઠીક નહોતી એમ કહેતી હતી. પણ મને કાંઇ આવો ખ્યાલ પણ નહોતો!" એમ બોલતી તે એક ખરી માતાના જેવો સ્નેહ બતાવતી વેલેન્ટાઇનની પાસે ગઇ, અને તેનો હાથ પોતાના હાથમાં લીધો. તેની આંખોમાંથી દડદડ આંસુ ચાલ્યાં જતાં હતાં.

ડોકટર સ્વાભીની તો વૃદ્ધ નોરટીઅરના સામે જ જોઇ રહ્યો હતો. તેના મુખ ઉપર અનેક પ્રકારના ફેરફારો થતા ડોકટરને સમજાયા. તેનું કપાળ પરસેવાનાં ટીપાંઓથી છવાઇ રહ્યું.

"ઓહો!" ડોકટર મનમાં જ બબડયો. નોરટીઅરની દૃષ્ટિ મેડમ વાઇલફોર્ટના ઉપર પડી અને ત્યાં જ સ્થિત થઇ, તે ડોકટરના લક્ષમાં આવ્યું. મેડમ વાઇલફોર્ટે વેલેન્ટાઇનને લઇ જઇને પથારીમાં સુવાડવાની સુચના કરી. ડોકટરને પણ તે વાત પસંદ પડી, કારણ તેમ કરવાથી નોરટીઅરની સાથે એકાન્તમાં વાતચીત કરવાનો લાગ

મળે. તેણે વેલેન્ટાઇનને લઇ જવાને આજ્ઞા આપી, પણ તેને પોતાની પરવાનગી સિવાય કાંઇ પણ આપવું નહિ એવી સખ્ત તાકીદ કરી.

વેલેન્ટાઇનને તેના ઓરડામાં લઇ ગયા. તેને જરા ભાન આવ્યું હતું, પણ તે બોલા અગર હાલીચાલી શકી નહિ. છતાં તેણે પોતાના દાદાના સામે નજર નાખી. તેમની છેવટની રજા લીધી. તે વૃદ્ધ તો વિચારો પોતાના જીવનનું સર્વસ્વ ગુમાવવાની અણી ઉપર હતો. વેલેન્ટાઇનનો નહિ પણ તેનો પોતાનો જ આત્મા નીકળી જતો હોય તેવું તેને હૃદયમાં દુઃખ થતું હતું. ડોકટર આવ્રીની પણ વેલેન્ટાઇનની સાથે ગયો, દવા લખી આપી, અને વાઇલફોર્ટને પોતાને જ તે લેવાને જાતે જવાને હુકમ કર્યો. પછી વેલેન્ટાઇનને પોતાના હુકમ સિવાય કાંઇ પણ આપવું નહિ એવી ફરીથી સખત તાકીદ આપીને નોરટીઅરના ઓરડામાં ગયો, બારણાં બંધ કર્યાં, અને કોઇ છૂપાઇ રહીને વાતચીત સાંભળતું નહોતું તેવી ખાત્રી કરી લીધી.

"આ બાલાની માંદગીના સંબંધમાં તમે કાંઇ જાણો છો?" તેણે પછી નોરટીઅરને પ્રશ્ન કર્યો.

"હા."

"ત્યારે જરાપણ વખત ગુમાવવો યોગ્ય નથી. હું તમને જે પ્રશ્ન કરૂં તેના તમે મને જવાબ આપો."

નોરટીઅરે તેમ કરવાની હા પાડી.

"તમારી પુત્રીને આજે જે અકસ્માત થયો છે, તેવો બનાવ બનવાની તમને પ્રથમથી શંકા હતી કે શું?"

"હા."

ડૉકટર જરા વિચારમાં પડી ગયો. પછી જરા પાસે જઇને તેણે પૂછ્યું.

"ક્ષમા કરજો. પણ મારે તમને કહેવું જોઇએ કે આવા ભયંકર બનાવના સંબંધમાં જે કાંઇ બારિકમાં બારિક વિગત પણ જાણવા જેવી હોય તે તમારે મને કહેવી જોઇએ. બોરીસની છેવટની ઘડીનો પ્રસંગ તો તમે નજરે જોયો હતો ને?"

"હા."

"તેનું મરણ સ્વાભાવિક રીતે નિપજ્યું હતું, એમ તમારો મત છે ખરો કે?"

નોરટીઅરના મુખ ઉપર એક પ્રકારનું હાસ્ય ફરકી રહેલું જણાયું.

"ત્યારે તમે એમ માનો છો કે બોરીસ વિષ–પ્રયોગનો ભોગ થઇ પડયો હતો?"

"હા."

"જે વિષનો ભોગ તે થઇ પડયો તેનો પ્રયોગ તેને પોતાને માટેજ કરવામાં આવ્યો હતો એમ તમારૂં માનવું થાય છે?"

"ના."

"ત્યારે બોરીસનું મરણ જેને હાથે અજાણતાં નિપજ્યું તેનેજ હાથે વેલેન્ટાઇનના ઉપર હાલનો વિષપ્રયોગ જાણી બુજીને થયો છે એમ તમારૂં ધારવું છે?" "હા".

"ત્યારે તે પણ તેનો ભોગ થઇ પડશે." ડૉકટરે આવીનીએ પૂછ્યું, અને પ્રશ્નનું શું પરિણામ આવે છે તે તપાસવાને તેના તરફ નિહાળી રહ્યો.

" ના. " તે બુઢ્ઢાએ કહ્યું. તેના મનનો આશય ગમે તેવા ચાલાક મનુષ્યને પણ સમજાવો મુશ્કેલ હતો.

" ત્યારે તમને હજી આશા છે ? " " હા. "

" તમે, શાની આશા રાખો છો ! "

તે વૃધ્ધે સંજ્ઞાથી બતાવ્યું કે તે સમજાવવાને અશક્ત હતો.

" હા, હા. એ વાત ખરી. " ડોકટર બબડયો. પછી નોરટીઅર તરફ ફરીને તેણે પુછ્યું:-

" ખૂની પકડાશે ? " " ના. "

" વેલેન્ટાઇન વિષ-પ્રયોગનો ભોગ નહિ થઇ પડે ? " " ના. "

" વેલેન્ટાઇનને વિષ તો કયારનું અપાઇ ગયું છે; એ વાત તમારા જાણવામાં છતાં તમે વેલેન્ટાઇન બચી જશે, એવી શા ઉપરથી આશા રાખો છો ?''

જવાબમાં નોરટીઅરે પોતાની દૃષ્ટિ એક જગ્યાએ સ્થિર કરી. ડોકટરનું ધ્યાન તે સ્થાન તરફ ખેંચાયું, તો તે જગાએ તે બુઢ્ઢાને દરરોજ સવારમાં લેવાની ડોકટર આવ્રીનીએ તૈયાર કરી આપેલી શીશી મૂકેલી હતી. તે બુઢ્ઢાની દૃષ્ટિ તે શીશી ઉપર જ સ્થિર થઇ હતી. એવી ડોકટરની ખાત્રી થઇ.

" અહા ! અહા ! " ડોકટરને એકાએક કાંઇક વિચાર આવતાં તેણે કહ્યું. " તમને એવો વિચાર આવેલો કે—"

તે પોતાનું વાકય પૂરૂં કરે તે પહેલાં તો નોરટીઅરે સંજ્ઞાથી " હા. ' પાડી.

" વિષપ્રયોગની સામે ટક્કર ઝીલવાને તેના શરીરને શક્તિવાન બનાવવાનો વિચાર આવેલો ? " " હા હા. "

"ધીરે ધીરે થોડા પ્રમાણુમાં તમારી દવા આપીને?"

"હા, હા, હા." પોતાની મતલબ સમજાઇ તેથી ખુશી થતા તે બુઠ્ઠાએ ઇશારતથી સમજાવ્યું.

"તમને જે દવા આપું છું, તેમાં બ્રુસીન નામના વિષનું મિશ્રણુ કરેલું છે, એ વાત મેં તમને જણાવી જ હતી?"

"હા."

"થોડા થોડા પ્રમાણુમાં આ દવા આપીને તેવા વિષના થનાર પ્રયોગ સામે ભવિષ્યમાં ટક્કર ઝીલે એવી શક્તિ તેનામાં આણવાનો તમે પ્રયાસ કરતા આવ્યા છો?" "હા." નોરટીઅરે આનંદથી કહ્યું.

"અને તમે તેમ કરવામાં વિજયી નિવડયા છો." ડોકટર બોલ્યો. "જો તમે પ્રથમથી જ આ સાવચેતી લીધી ન હોત તો મદદ આવી પહોંચતા પહેલાં જ વેલેન્ટાઇનના રામ ક્યારનાએ રમી ચુકયા હોત. આજે તેને વિષ આપનારે ઘણા જ ભારે પ્રમાણુમાં બ્રુસીન આપેલું છે, પણુ તેથી તે માત્ર બેભાન જ થઇ ગઇ છે; વેલેન્ટાઇન આ વખતે તો ખુનીનો ભોગ થઇ પડનાર નથી. આ વખતે તો તે બચી જશે જ."

તે વૃદ્ધનાં ચક્ષુ આનંદથી ચમકવા લાગ્યાં. પછી તેણે આકાશ તરફ આભારપૂર્ણ દૃષ્ટિ કરી. આ ક્ષણે વાઇલફોર્ટ પાછો આવ્યો.

"લો ડોકટર." તેણે કહ્યું. "તમારા કહેવા પ્રમાણે હું જાતે આ દવા લઇ આવ્યો."

"આ દવા તમારી હાજરીમાં જ બનાવી હતી ને?"

"હા." મેજીસ્ટ્રેટે જવાબ આપ્યો.

"તમારા હાથમાંથી બીજે ક્યાંય તો ગઇ નથી ને?"

"ના."

ડોકટરે તે શીશીમાંથી થોડાંક ટીપાં પોતાની હથેલીમાં લઇને દવા ચાખી જોઇ. તેની ખાત્રી થઇ.

"ચાલો ત્યારે;" ડોકટરે કહ્યું. "ચાલો, વેલેન્ટાઇનની પાસે જઇએ. હું દરેકને જોઇતી સુચના આપું છું, અને તે સુચનાનો બરાબર અમલ કરાવવાની ખાસ કાળજી તમારે રાખવાની છે. કોઇ જરા પણ ગરબડ કરે નહિ તે તમારે સંભાળવાનું છે."

જે વખતે વાઇલફોર્ટને લઇને ડોકટર આવીની વેલેન્ટાઇનના ઓરડા તરફ જતો હતો, તેજ વખતે એક શાંત અને ગંભીર દેખાવનો ઇટાલીઅન પાદરી વાઇલફોર્ટના મકાનને લાગીને આવેલું જોડેનું મકાન ભાડેથી રાખવાની તજવીજ કરી રહ્યો હતો. તે મકાનમાં જે ભાડુતો હતાં, તેઓએ એકાએક શામાટે અને કેવી રીતે તે મકાન ખાલી કર્યું, તે કોઇના પણ સમજવામાં આવ્યું નહી; પણ તેજ દિવસે સાંજના પાંચ વાગ્યાના સુમારે પોતાનો સામાન સરંજામ લઇને તે પાદરી તે મકાનમાં રહેવા આવ્યો. તે નવા ભાડુતે મકાનના માલિકની માગણી પ્રમાણે ત્રણ વરસ અગર ૭ વરસની મુદ્દતની ભાડાચીઠ્ઠી કરી આપી હતી, અને ૭ મહીનાનું ભાડું અગાઉથી આપ્યું હતું. આ નવિન ભાડુત એક ઇટાલીઅન પાદરી હતો, અને તેનું નામ "બુસોની" હતું. તરતજ કારીગરોને બોલાવવામાં આવ્યા, અને મકાનની દુરસ્તીનું અને તેને શણગારવાનું કામ ઝપાટાબંધ આગળ ચાલ્યું. આ જોઇને આસપાસ રહેનારા પાડોશી સૌ આભા જ બની ગયા.

---

# પ્રકરણ ૪૧ મું.

મૅડમ ડેંગ્લર્સ જ્યારે વાઇલફોર્ટની પત્નીને મળવા આવી, ત્યારે પોતાની પુત્રી યુજીનીનાં લગ્ન રાજકુમાર આન્ડ્રીઆ કેવલકેન્ટી સાથે નક્કી કર્યાની વાત તેણે જાહેર કરી હતી. તે શુભ સમાચાર પવન વેગે બધે ફેલાઇ ગયા; પરંતુ જાહેરમાં જે માન્યતા ચાલી રહી હતી તે પ્રમાણે તે લગ્નનો નિશ્ચય બધા પક્ષોની સંમતીથી થયો નહોતો. અંદરખાને કાંઇ જુદોજ પ્રકાર ચાલી રહ્યો હતો. યુજીની પોતે લગ્નના જ વિચારની વિરૂદ્ધ હોવા છતાં લગ્ન કરવા માટે શા માટે તૈયાર થઇ, અને પિતા પુત્રીએ એક બીજાનાં મન કેવી રીતે મનાવી લીધાં, તે વાત લગ્નનો નિશ્ચય થયો તેના એકાદ બે દિવસ પહેલાં બેરન ડેંગ્લર્સના મકાનમાં ચાલી રહેલા પ્રસંગનું અવલોકન કરવાથીજ સ્હેલાઇથી સમજી શકાય તેમ હતું. આ અવલોકન માટે બેરન ડેંગ્લર્સના મકાનની મુલાકાત લેવાની જરૂર છે.

લગ્ન જાહેર થયાં તેના બે દિવસ પહેલાં એક દિવસે સવારમાં દસ વાગ્યાના સુમારે બેરન ડેંગ્લર્સ પોતાના દીવાનખાનામાં આંટા ફેરા કરી રહ્યો હતો. તે કોઇ ઉંડા વિચારમાં નિમગ્ન થઇ ગએલો દેખાતો હતો. તેનું ચિત્ત ઘણું અસ્વસ્થ હોય એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. ઘડી ઘડીમાં તે બારણામાંથી બહાર ડોકીઆં કરતો, અને સ્હેજ પણ અવાજ સાંભળીને ચમકતો. છેવટે તે આવા પ્રકારની વૃત્તિથી થાકયો અને તેણે પોતાના નોકરને બોલાવ્યો.'

" જરા જો તો, યુજીની અત્યારમાં જ કાંઇ ખાસ કામે મને મળવાને માગતી હતી, છતાં હજી સુધી કેમ આવતી નથી ? આજે

સવારના પહોરમાં મને નિરર્થક શા કારણે ખોટી કરી રહી છે ? જા, તપાસ કર. ”

નોકરને આ પ્રમાણે આજ્ઞા કરી તે જરા શાંત થયો. યુજીનીએ પોતાના પિતાને એકાન્તમાં મળવાને માગણી કરી હતી. તેના પિતાને આથી ઘણું આશ્ચર્ય લાગ્યું હતું અને તે તેની રાહ જોયા કરતો હતો. નોકર જલદીથી સંદેશો લઇ પાછો ફર્યો.

“ સાહેબ, બ્હેન હમણાં જ આવે છે. ” તેણે કહ્યું. ડૅંગ્લર્સે તેને ત્યાંથી જવાને રજા આપી. ડૅંગ્લર્સના નોકર ચાકરો તેમજ સર્વ જગત તેને એક ભલો માણસ અને નિર્બલ મનનો પિતા માનતાં, કારણ ડૅંગ્લર્સ બહારથી તેવા પ્રકારનું વર્તન રાખતો. સંસારની રંગભૂમિ ઉપર જે નાટક ભજવાઇ રહ્યું હતું, તેમાં તેને આ એક મુખ્ય ભાગ ભજવવાનો હતો, અને તે પોતે એ બાબત ઘણી સારી રીતે સમજતો હતો. જાહેરમાં તે એક ભલો ન્યાયી માયાળુ અને ઉદાર દિલનો ગૃહસ્થ ગણાતો હતો; જ્યારે વ્યક્તિગત ખાનગી વ્યવહારમાં તેનું ખરૂં પોત પ્રસંગોપાત પ્રકાશી નીકળતું; અને ભલો અને માયાળુ માણસ એક નિષ્ઠુર પતિ અને નિર્દય પિતાના સ્વરૂપમાં બદલાઇ જતો.

“ અરે તે મૂર્ખ છોકરી હજી કેમ આવતી નથી ? મારી સાથે ખાનગીમાં વાતચીત કરવા માગે છે એવી તે મારી જોડે તે શું મોટી મહત્વની વાતો કરવાની છે ? છોકરી બડી ચીબાવલી બની ગઇ છે ! આજકાલ તો તે જાણે એમ જ સમજે છે કે આખા જગતનું સર્વ ડહાપણ તેનામાં જ ભરેલું છે ! બાપની સામે ટક્કર લેવાને તૈયાર થઇ લાગે છે ! ”

આવા વિચારો તેના મગજમાં ચાલતા હતા એટલામાં બારણું

ખુલ્યું, અને યુજીની અંદર દાખલ થઇ. યુજીની જાણે રંગભૂમિ ઉપર પાત્ર તરીકે ભાગ ભજવવાને જતી હોય એવો તેણે પોષાક ધારણ કર્યો હતો.

"કેમ યુજીની, મારૂં શું કામ હતું ? વળી આ દિવાનખાનામાં અને એકાન્તમાં મારી સાથે તારે એવી શી વાતચીત કરવાની હતી તે ?" પિતાએ પ્રશ્ન કર્યો.

"આપના પ્રશ્નો ખરા છે પિતાજી." યુજીનીએ જવાબ આપ્યો. તે પણ કાંઇ પોતાના પિતાથી દબાય તેમ નહોતી. "તમારા પ્રશ્નોમાં આપણી સર્વ વાતોનો સમાવેશ થઇ જાય તેમ છે. આ બન્ને પ્રશ્નોનો હું ઉત્તર આપવાની છું. સાધારણ રીતે જે અનુક્રમે આપે પ્રશ્નો કર્યા તે અનુક્રમે મારે આપને ઉત્તર આપવા જોઇએ; પરંતુ આજના અસાધારણ સંજોગોમાં આપના બીજા પ્રશ્નનો ઉત્તર હું પહેલો આપીશ. આ દિવાનખાનું અને એકાન્ત પસંદ કરવાનું કારણ એટલુંજ કે આપની ઓફીસના ઓરડામાં તો આપ આપના ધંધાને લગતા કામકાજમાં જ મશગુલ હો છો; અને બીજી કોઇ પણ બાબતની વાતચીત કરવા માટે આપને પુરતી ફુરસદ હોતી જ નથી. ત્યાં તો નાણાંની કોથળીઓ, ચોપડા અને નાણાંને લગતા પત્ર-વ્યવહારના કાગળોના ઢગલાની નીચે આપ દબાઇ ગયેલા હોછો. આપના ચોપડા ગમે તેવા કીમતી હશે તો પણ તે માત્ર ચોપડા જ ! આપની તીજોરીઓ, પેટીઓ, કબાટોમાં ગમે તેટલું દ્રવ્ય ભરેલું હશે પણ તેમને માત્ર તાળાં જ લાગેલાં હોય છે ! આપના ટેબલ ઉપર જે હુંડીઓના ઢગલા પડેલા હોય છે, તે કોણ જાણે કયાંથી-એ આવે છે ! વળી ઇંગ્લંડ, હાલંડ, સ્પેન, હિંદુસ્તાન, ચીન, પેરૂ

વિગેરે દેશોમાંથી આવનારા કાગળ પત્રોની વાત જ શી કરવી ! પણ પિતાજી, આ બધાની તમારા મન ઉપર કાંઇક જુદી જ અસર થતી હોય એમ જણાય છે. એ બધાને લીધે આપ એક વિવાહિત ગૃહસ્થ છો, એક પુત્રીના પિતા છો, જન સમાજમાં રહો છો, અને આપની પત્ની તથા પુત્રીને સમાજમાં હરવા ફરવાનું તથા પોતાની સ્થિતિ સંભાળવાનું હોય છે, એ વાત આપ ભૂલી જાઓ છો. આપના જેવા નાણાવટીઓ અને વ્યાપારીઓ ભૂલી જાય છે કે પોતાની આંટ સાચવવી-આબરૂ જાળવવી, એ ઉપરાંત બીજી ઘણી ઘણી વધારે મહત્વની બાબતો અને વધારે પવિત્ર ફરજો જગતમાં તેમને બજાવવાની હોય છે. પોતાના આડતીઆઓના સારા અભિપ્રાયની જ માત્ર આપના જેવા વ્યાપારીઓ દરકાર રાખે છે; પણ તેથી કાંઇ બસ થતું નથી. તમારી ઓફીસ રૂમમાં તમે એક યંત્ર રૂપે હોછો, અને મનુષ્ય તરીકે તમામ લાગણીઓને તે સમય પુરતી તિલાંજલિ આપી દો છો ! આજ કારણે મેં આજે આ દિવાનખાનામાં આપને મળવાને માગણી કરી હતી અને તે પણ ખાનગીમાં જ. આ દીવાનખાનામાં જુઓ પેલી મારી, મારી માતાની, અને આપની છબીઓ ભરાવેલી છે તે કેવી આનંદદાયક લાગે છે. એ ઉપરાંત આ બીજાં ચિત્રો વિગેરે મનને કેવું પ્રફુલ્લિત બનાવે છે. આજ કારણને લીધે મેં આ દિવાનખાનું આપના આજના મેળાપ માટે ખાસ પસંદ કર્યું છે, કે જેથી આપનાં કાગળીઆં અને પૈસાના ખણુખણાટની અસર અહિંઆં ઓછી લાગે! આ બધું આપને કદાચ નિરર્થક લાગતું હશે, પણ કલાઓની મહત્તા સમજનાર મારા જેવીને તો તે સિવાય સર્વ જીવન નીરસ થઇ પડે."

"બહુ સારૂં" ડેંગ્લર્સ આ બધું બહારની શાંતિ જાળવીને સાંભળી રહ્યો હતો તેણે જવાબ આપ્યો. ખરૂં જોતાં તેની પુત્રીના વિદ્વત્તા-

ભર્યાં ભાષણુ તરફ તેનું ધ્યાન હતું જ નહિ. તે તો તેના પોતા જ વિચારોમાં મશગુલ બની રહ્યો હતો.

"જુઓ ત્યારે પિતાજી, હવે આપના બીજા પ્રશ્નનો ઉત્તર થઇ ગયો. "યુજીનીએ જરા પણ ગભરાયા સિવાય પોતાના પિતાને કહ્યું." અને મારા ખુલાસાથી આપને સંતોષ થયો હોય એમ લાગે છે. હવે આપણે પહેલા પ્રશ્ન ઉપર આવીએ. આ પ્રમાણે આજે એકાન્તમાં આપને મળવાનું કારણુ આપ મારી પાસેથી જાણુવા માગો છો; વારૂ ત્યારે પિતાજી, માત્ર બેજ શબ્દોમાં હું આપના પ્રશ્નનો ઉત્તર આપીશ. આન્ડ્રીઆ કેવલકેન્ટી સાથે હું કદી પણ લગ્ન કરનાર નથી."

છેવટના શબ્દો કર્ણેન્દ્રિય સાથે અથડાતાંજ ડેંગ્લર્સ એકદમ ખુરશી ઉપર બેઠો હતો ત્યાંથી ઉભો થઇ ગયો, અને પોતાના હાથ ઉંચા કરી આવેશમાં ને આવેશમાં આકાશ તરફ જોઇ રહ્યો.

"હા જી." યુજીનીએ શાંતિથી આગળ ચલાવ્યું. પિતાની લાગણીઓની તે પુત્રીને દરકાર હતી જ નહિ. "આપને અચંબો થતો હોય એમ લાગે છે; તેનું કારણુ મારી ધ્યાન બહાર નથી. જયારથી આ પ્રસંગ ઉભો થયો છે ત્યારથી જે જે આડાં અવળાં ગપ્પાં ચાલી રહ્યાં છે તેમાં મેં પોતે કોઇ વખતે કાંઇ વિરોધ બતાવ્યો નથી. મારી સંમતિ લીધા સિવાય જે લોકો મારા અંગત સંબંધની બાબતમાં વ્યવસ્થા કરે તેમણે એમ નક્કી સમજવું કે આ યુજીની કદાપિ કાળે પણ પોતાની સ્વતંત્રતાને બાજુપર મૂકીને બીજાઓની મરજીને તાબે થનાર નથી. જેમાં મારી સંમતિ નથી, એવી વાત મને જો પ્રતિકુળ હશે તો તેમાં હું સામી થવાની જ. મારી સ્વતં-

ત્રતા હું કદી પણ ગુમાવવાની નહિ. મારો નિશ્ચય હમેશાં અડગ જ રહેવાનો. આમ છતાં આ વખતની આવી શાંતિ, આવું મૌન, આવી સહિષ્ણુતા ( તત્વજ્ઞાનીઓના શબ્દોમાં ) નું કારણ જુદું જ હતું. આ વખતે કેટલાંક કારણોને લીધે એક આજ્ઞાધારક પુત્રી તરીકે આપની આજ્ઞા શિરસાવંદ્ય કરવાની મારી ઇચ્છા હતી."

"વારૂ પછી?" ડુંગ્લર્સે પૂછ્યું.

"ઠીક." યુજીનીએ પ્રત્યુત્તર આપ્યો. "મારૂં બન્યું ત્યાં સુધી મેં આપની આજ્ઞા પાળવાનો પ્રયત્ન કરી જોયો, પણ હવે એવો સમય આવી પહોંચ્યો છે કે હવે મારાથી વધુ વખત તે પ્રમાણે થઇ શકે તેમ નથી."

"પણ," પોતાની દીકરીના આ જુસ્સાથી ગભરાતા પિતાએ પૂછ્યું. "આવી રીતે ના પાડવાનું કારણ શું? તું શા માટે ના પાડે છે?"

"કારણ?" પેલી બાલાએ પ્રત્યુત્તર આપ્યો. "જુઓ પિતાજી, એમાં કાંઇ એવું કારણ નથી કે આ માણસ બીજાના કરતાં વધારે કદરૂપો, વધારે મૂર્ખ, અગર વધારે બેડોળ છે. ના, ના. એવું તો કાંઇ જ નથી. પુરૂષ જાતિની મુખચર્યાનો અભ્યાસ કરનારને આન્ડ્રીઆ એક નમુના રૂપ નિવડે તેમ છે. વળી હું બીજા કોઇના ઉપર મોહી પડી છું અને તેથી તેનો મને તિરસ્કાર આવે છે એમ પણ નથી. એવું બ્હાનું 'તો નિશાળે જતી એક નાની સરખી છોકરી આપે તો તે શોભે. મારા જેવીને તો એવું કારણ જરાપણ શોભે નહિ. પિતાજી, આપ જાણો છો જ કે હું જીગરથી કોઇને જ ચ્હાતી નથી. શું આ વાત આપ નથી જાણતા? આમ હોવાથી ખાસ અગત્યના અભાવે

એક કાયમનો સહચર-આથી વહોરી લઇને મારા જીવનને મારે શા માટે ભાર રૂપ બનાવવું? હું કાંઇ હવે એવી નાની નથી, મૂર્ખ નથી, અગર નાદાન નથી, કે મારા ઉપર દેખરેખ રાખવાને માટે એક પુરૂષનો અંકુશ હું મારા ઉપર મારી મેળે જ કબુલ કરી લઉં. એવા પુરૂષના નકામા લફરાને સાથે સાથે વળી હું ક્યાં વીંઢાળતી ફરૂં તે! આ ભવસાગરમાં પ્રયાણ કરતાં કરતાં કદાચ જો મારી જીવન નૌકામાં કાંઇ અકસ્માત થયો, તો મારે તેવા નિરર્થક બોજાને સમુદ્રમાં ફેંકી દેવાનો પ્રસંગ આવે! તેના કરતાં તો સહચર સિવાય જગતમાં એકલી જ ફરૂં, અને મારી ઇચ્છા પ્રમાણે એકલી અને સ્વતંત્ર રહું તે જ મારે માટે તો યોગ્ય છે."

"કમનસીબ નોકરી! દુર્ભાગી બાલા!" ડેંગ્લર્સના મુખ ઉપરથી લોહી ઉડી ગયું અને તે બબડયો. કારણ કે તે પોતાની પુત્રીના સ્વભાવથી બરાબર વાકેફ હતો.

"દુર્ભાગી બાલા!" તેની પુત્રીએ ગર્જના કરી. "શું આપ મને કમનસીબ છોકરી કહો છો? ના ના. આ આપના શબ્દો તો મને ખોટા ઢોંગના અને નાટકી લાગે છે. આપ મને દુર્ભાગી–નિર્ભાગી માનો છો? હું તો ઉલટી ઘણી જ સુખી છું; કારણ કે મારે શાની ખોટ છે? જગત મારા સૌન્દર્યની તારીફ કરી રહ્યું છે. હું જ્યાં જાઉં છું ત્યાં મારો સારો સત્કાર થાય છે. મને પણ તેનો સત્કાર ઘણો ગમે છે. એથી મારા વિચારો અને દષ્ટિની વિપુલતા વધે છે. અને તેવી રીતે વિકાસ પામેલી દષ્ટિથી નિહાળતાં જગતની વિરૂપતા કાંઇક ઓછા પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે. મારામાં બુદ્ધિનો તોટો નથી. વ્યવહારિક જ્ઞાનમાં પણ કાંઇ એટલી બધી ખામી નથી. આથી

જે કાંઇ દષ્ટિગોચર થાય તેમાંથી મારી વૃત્તિને અનુકુળ બાબતો શોધી કાઢવામાં મને કાંઇ ઘણો પ્રયાસ પડતો નથી. આથી મને માનસિક દુઃખ થવાના પ્રસંગો ભાગ્યે જ ઉભા થાય છે. મારી પાસે દ્રવ્યની પણ કાંઇ ખોટ નથી. હું કાંઇ ભીખારી નથી; કારણ કે આખા ફ્રાન્સ દેશમાં મારા પિતાના જેટલું દ્રવ્ય ભાગ્યે જ કોઇ-કની પાસે હશે; અને કદાચ હશે તો પણ તેવા ઇસમો ગણ્યાગાંઠયા જ હશે. પિતાજી, હું આપની એકની એક જ પુત્રી છું. આપને મારા સિવાય બીજી કાંઇ પણ પ્રજા નથી. એટલે પ્રથમ દર્શનીય જ હું આપની સર્વ સંપત્તિની એકલી જ વારસ છું. જગતમાં એવા પણ કેટલાક મૂર્ખ પિતાઓ છે કે જેઓને પોતાને પુત્ર ન હોય છતાં દૌહિત્રના મુખનાં દર્શનની અતિશય અભિલાષા હોય છે, અને પુત્રી જો લગ્ન કરવાની ના પાડે તો તેને મિલકતના વારસમાંથી બાતલ કરવાને તૈયાર થાય છે. પિતાજી, આપના સંબંધમાં મને ચોકકસ ખાત્રી છે કે આપ તેવા મૂર્ખ, જીદ્દી, અગર અવિચારી નથી કે હું આપને દૌહિત્રનાં દર્શન કરાવવાની ના પાડું તેથી આપ પણ તેમની માફક મને રઝળતી કરી મુકો, છતાં ધારો કે કદાચ આપની તેવી વૃત્તિ થઇ તો પણ, આપણા દેશના ભૂતકાલના વિદ્વાનો—આપણા પૂર્વજો—આપણા કાયદા કરનારાઓ એટલા બધા દીર્ઘદર્શી અને ડાહ્યા હતા કે તેઓએ મારા જેવી અનાથ બાલાઓના હિતનો પ્રથમથી જ વિચાર કરી મુકયો છે. મારા જેવી નિર્દોષ બાલાઓને આપની મરજી માફક અમુક જ વ્યક્તિની સાથે લગ્ન કરવાની ફરજ પાડવાની સત્તા કાયદાએ આપને આપી નથી. વળી માતા પિતાની મરજી પ્રમાણે લગ્ન કરવાની ના પાડવાના કારણે જ અમારા જેવી નિરાધાર પુત્રીઓને પોતાની મિલકતના વારસામાંથી સંપૂર્ણ રીતે

બાતલ કરતાં આપના જેવા નિષ્ઠુર પિતાઓને કાયદો અટકાવે છે. જુઓ આવી રીતે મારામાં સૌન્દર્ય છે, બુદ્ધિ છે, કાંઈક જ્ઞાન અને કેળવણી મળેલાં છે, સારાસારવિચાર અને વિવેક છે, અને ધનસંપત્તિ પણ છે; અને આ બધામાં જ ખરૂં સુખ સમાએલું છે. તો પિતાજી, મને હવે આપ નિર્ભાગી કેવી રીતે કહી શકો છો ?" આ છેવટના શબ્દો ઉચ્ચારતાં તે બાલાએ એક અભિમાનયુક્ત હાસ્ય કર્યું.

પોતાની જ પુત્રીના તરફથી થતું આ પ્રમાણેનું પોતાનું અપમાન બેરન ડેંગ્લર્સથી સહન થઇ શક્યું નહિ. તેને અતિશય ક્રોધ વ્યાપી ગયો; પણ તેના મુખમાંથી માત્ર એક આશ્ચર્યનો જ ઉદ્‌ગાર બહાર નિકળ્યો. તેની પુત્રીની તીક્ષ્ણ દૃષ્ટિ તેનાથી વધુ વખત સહન થઇ શકી નહિ, અને તે ડહાપણથી જરા બાજુપર ફરી ગયો, અને તુરત જ પોતાનો ક્રોધ અને જુસ્સો શાંત કરી દીધો. તે વખત વિચારી ગયો.

"દિકરી," તેણે હસતાં હસતાં ઉત્તર આપ્યો. "તું કહે છે તે બધી વાત ખરી છે. તું જે જે બાબતનું અભિમાન રાખે છે તે સર્વ બાબતો તારામાં છે, અને સર્વ કાંઇ લાભો તને મળેલા છે. ખામી માત્ર એક જ છે; અને તે ખામી તને હાલ તુરત જ એકદમ બતાવવાની મારે કાંઇ એટલી ગરજ નથી. તું તારી મેળે તેના વિષે અનુમાન કરી લેજે."

પિતાના શબ્દો સાંભળીને યુજીની સ્તબ્ધ બની ગઇ.

"દીકરી," યુજીનીને મ્હાત થએલી જોઇને તેના પિતાએ આગળ ચલાવ્યું. "તારા જેવી એક યુવાન છોકરી કેવાં કારણોને લીધે અને શા વિચારોથી લગ્ન કરવાની ના પાડે છે, તે તેં મને

બરાબર વિસ્તારથી અને સંપૂર્ણ રીતે સમજાવી દીધું અને તે મેં સાંભળી પણ લીધું. વારુ, હવે, પોતાની પુત્રીએ લગ્ન કરવું જ જોઈએ એવા નિશ્ચય ઉપર મારા જેવા પિતા શા હેતુથી આવે છે તે તને મારે સમજાવવાનું રહે છે."

યુજીનીએ ઉત્તરમાં નમન કર્યું. આ તેનું નમન એક આજ્ઞાંકિત પુત્રી તરીકેનું, પણ વાદવિવાદ માટે તૈયાર થઈને ઉભેલા એક પ્રતિસ્પર્ધી તરીકેનું હતું.

"પુત્રી," ડંગ્લર્સે સમજાવવા માંડયું. "એક પિતા જ્યારે પોતાની પુત્રીનો સ્વામી પસંદ કરી તેને લગ્ન કરવાનું કહે છે, ત્યારે તેને તેવી રીતે લગ્ન કરવાનો આગ્રહ કરવાનું તે પિતાને હમેશાં કાંઈક પણ કારણ હોય છે જ. તેં કહ્યું તેમ કેટલાક પિતાઓ એવા પણ હોય છે કે જેઓ પોતાને પુત્ર સંતતિ ન હોવાથી પુત્રીના પુત્ર અગર તેની પુત્રીના મુખ દર્શનને માટે તલ્પી રહે છે, અને ઝુરી ઝુરીને ખરે છે. પોતાની પુત્રીનાં છોકરાંઓ મારફતે પોતાનો વંશ રહેશે એવી તેમની માન્યતા હોય છે, અને તેથી તેવા પિતાઓમાં એ પ્રકારનું એક ગાંડપણ હોય છે. પણ 'દીકરી, હું તને ખાત્રીપૂર્વક કહું છું કે મારામાં તેવા પ્રકારની કાંઈ પણ નિર્બલતા છે જ નહિ. હું તને સાફ જણાવી દઉં છું કે મારી એવી કશી માન્યતા છે જ નહિ. કૌટુંબિક સુખ માટે મને બીલકુલ લોલુપતા અગર મોહ નથી. મારી દીકરી એક ખરેખરી અને મહાન તત્ત્વજ્ઞ હોવાથી મારી આ ઉદાસીનતા અગર વૈરાગ્ય વૃત્તિને તે ઘણી સારી રીતે સમજી શકે તેમ છે. તે મારી આ ઉપેક્ષાને દોષદૃષ્ટિથી જોનાર નથી, એવી મને ખાત્રી હોવાથી આ સર્વ તેની આગળ કહેવાને અગર

કબુલ કરવાને મને કોઇ પણ પ્રકારનો વાંધો નથી."

"વાહ! ઘણુંજ ઉત્તમ!" યુજીનીએ કહ્યું. "ચાલો, ચાલવા દો ત્યારે; આપણે એક બીજાની સાથે ખુલ્લા નિખાલસ દિલથી વાત કરીએ પિતાજી: મને પણ તે વાત ઘણી પસંદ છે."

"અરે," ડેંગ્લર્સે જવાબ આપ્યો. "હમેશાં સાધારણ રીતે તો મારો તેમ કરવાનો રીવાજ નથી; પણ પ્રસંગોપાત જરૂર પડે તો હું પણ તારી રીતભાતનું અનુકરણ કરી શકું છું. જો ત્યારે, હવે હું આગળ ચલાવું છું. લગ્ન કરવાની મેં જે ભલામણ તને કરી છે, તે કાંઇ તારા પોતાના સ્વાર્થની ખાતર નહિ; કારણ તે વખતે તારો પોતાનો તો મારા મનમાં કાંઇ ખ્યાલ જ નહોતો. તને નિખાલસ-પણું વધારે પસંદ છે એટલે હું સત્ય વાત ખુલ્લી જણાવું છે. તેથી તને વધારે સંતોષ થશે એવી હું આશા રાખું છું! પણ મારે મારા પોતાના ધંધાને લગતી કેટલીક ગોઠવણો કરવાની હોવાથી અને કેટ-લાંક નવિન કામકાજો હાથ ઉપર લેવાનાં હોવાથી તારૂં લગ્ન જેમ બને તેમ જલદીથી કરી નાંખવું મને વધારે અનુકુળ પડે તેમ હતું. તેજ કારણે મેં તારા લગ્નનો નિશ્ચય કરવો ધાર્યો હતો."

હવે ચિન્તાતુર થવાનો વારો દિકરીનો આવ્યો.

"આ વાત સત્ય છે દિકરી. હું તને જે સત્ય હકીકત છે તેજ જણાવું છું. તે માટે તારે મારા ઉપર ગુસ્સો કરવાનું કારણ નથી; કારણ તેં પોતે જ આ બધી વાતો ખુલ્લી કરવાને મને ફરજ પાડી છે. તારા જેવી કલાભિજ્ઞની સાથે આવી હીસાબની અને આંકડાની ગણત્રીમા ઉતરવાની મારી બિલકુલ ઇચ્છા નહોતી. મારી જે ઓફીસમાં દાખલ થવાથી રખે ને કદાચ સાહિત્ય અને લલિત

કલા વિરૂદ્ધના ભ્રષ્ટ વિચારો તારા મગજમાં દાખલ થઇ જઇને તને ભ્રષ્ટ બનાવી દે એવો તને ભય લાગે છે, તે જ મારી નાણાવટીની દુકાનમાં તારી માસિક હાથ ખર્ચીની એક હજાર ફ્રાંકની રકમ લેવાને માટે પેસતાં તને જરા પણ ભય લાગતો નથી. બલકે તું રાજી ખુશીથી દાખલ થાય છે. શાણી દિકરી, તે જ દુકાનમાં એવી ઘણી ઘણી બાબતો શિખવાની હોય છે, કે જે બાબતો લગ્નની વિરૂદ્ધ વિચારો ધરાવનારી તારા જેવી ચેલકીઓને પણ ઉપયોગી થઇ પડે છે. તમારા જેવી પોચાં અંતઃકરણની પોરીઓને રંગરાગથી ભરપુર દિવાનખાનાઓમાં જે બાબતો તમારી લાગણી દુઃખાવાના ભયથી જણાવવી યોગ્ય થાય નહિ, તેવી ઘણી ઘણી બાબતો તમને અમારી દુકાનમાં જાણવાની મળે. દાખલા તરીકે એક નાણાવટીની આંટ એજ તેનું પ્રાકૃતિક એટલે સ્થૂલ તેમજ નૈતિક જીવન છે. જેવી રીતે શ્વાસો-શ્વાસ દેહને ટકાવે છે તેવી રીતે આબરુ–શાખ એજ નાણાવટીને ટકાવી રાખે છે. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ આ સંબંધમાં એક વખત મને એક લાંબુ લચક ભાષણ સંભળાવ્યું હતું જે મારાથી હજી પણ ભૂલી શકાયું નથી. જેમ જેમ આબરૂ–શાખ–આંટ ધીરે ધીરે ઓછી થતી જાય છે, તેમ તેમ નાણાંવટીનું ચેતન પણ ઓછું થતું જાય છે, અને આખરે તેનો વિનાશ થાય છે. અને જે નાણાં-વટીને સદ્‌ભાગ્યે તારા જેવી ઉત્તમ અને તત્વજ્ઞાની દીકરી મળી હોય, તેનું તો ઘણું જલદીથી જ આવું પરિણામ આવવું જોઇએ."

પણ આવા ઘાથી નમી જાય એવી કાંઇ તે બાલા નહોતી. તેણે તો ઉલટું પોતાનું માથુ ઉંચું કર્યું.

"શું પાયમાલી!" તે બોલી.

"હા હા, બરાબર તેજ દીકરી! પાયમાલી અને વિનાશ!" ડેંગ્લર્સે મુખ ઉપર નિષ્ઠુર હૃદયી અને ચાલાક મનુષ્યની માફક શાંતિનો ડોળ રાખતાં પણ અંદરખાનેથી ધગધગતા અંતઃકરણે જવાબ આપ્યો. "વિનાશ! પાયમાલી! વિનાશ! હા એજ!"

"અરે!" યુજીનાના મુખમાંથી ઉદ્દગાર નિકળી ગયો.

"હા! હા! હા! હવે અત્યારે જ આ ભયંકર રહસ્ય હું તને જણાવું છું. આજ સુધી મેં તે ગુપ્ત રાખવાને પ્રયત્ન કર્યો હતો, પણ આજે તે રહસ્ય ખુલ્લું કરવાની તેં જ મને ફરજ પાડી છે. ત્યારે હવે મારી ડાહી દીકરી, આ વિનાશમાંથી ઉગરવાનો જો તમારો વિચાર થતો હોય, તો હું તમને તમારો પોતાનો બચાવ થાય તેવો કાંઇક રસ્તો બતાવું."

"અરે," યુજીની બોલી. તે પણ કાંઇ પિતાથી ઉતરે તેવી નહોતી. "મારા મુખ ઉપરથી તમે એમજ સમજ્યા હો કે જે વિનાશ અને પાયમાલીની વાત તમે મને જણાવી, તેથી હું મારા પોતાના સ્વાર્થની ખાતર દિલગીર થઇ ગઇ છું, તો તો મુખલક્ષણ-પરીક્ષાશાસ્ત્રનો તમારો અભ્યાસ ભૂલ ભરેલો જ છે. મારો વિનાશ થતો હોય તો તેથી મને શું? તમે ગમે તેવા શ્રીમન્ત હો, અગર તમારી પાસે ગમે તેટલી સંપત્તિ હોય, છતાં તમે મને જે કદીપણ ન આપી શકો તે શું હું મારી પોતાની મેળે મેળવવાને શક્તિવાન નથી કે? અરે હું ધારૂં, તો તમે સ્વપ્નમાં પણ ખ્યાલ ન કરી શકો તે હું મેળવી શકું; અને તેમ છતાં પણ હું પોતે બીજા કોઇના ઉપકાર તળે આવું નહિ. તમે મને બાર મહિને બાર હજાર ફ્રાંક જેવી નજીવી રકમ આપો છો, તેમાં તો મારે તમારૂં ચઢયું ઉતર્યું મોઢું

છે. અરે, હું જે વખતે કમાવાને અગર દ્રવ્ય મેળવવાને બહાર પડીશ, ત્યારે માન, આબરૂ અને પ્રતિષ્ઠા સાથે મારા ચરણમાં લાખોની ઢગલીઓ થશે. પણ ઘડીભર કદાચ એમ ધારો કે મારામાં તેવી શક્તિ નથી, (કારણ તમારા હાસ્ય ઉપરથી તમને તે બાબતની શંકા હોય એમ લાગે છે.) તોપણ તેથી શું મારી સ્વતંત્રતાનો ત્યાગ કરવો? અરે સ્વતંત્રતા આગળ તમારા અઢળક દ્રવ્યના ભંડારો તો શું, પણ જીંદગી સરખી પણ મારે મન હિસાબમાં નથી. ના, ના, મને મારે પોતાને માટે જરા પણ ખેદ થતો નથી. મને તો કાંઇક પણ ઉપાય જડી આવશેજ. મારાં પુસ્તકો, મારી પેનો, અને મારાં વાદ્યો તો હમેશાં મારી પાસે રહેવાનાંજ, અગર મને મળવાનાંજ; કારણકે તે તો બધાં નજીવી કિંમતનાં હોય છે.

વારૂ ત્યારે હવે, આપ એમ માનો છો કે મને મારી માતાને માટે ખેદ થાય છે? તેમ ધારતા હો તો તમારી ભૂલ છે. એ તમારી બીજી ભ્રાન્તિ પણ દૂર કરી દેજો. હાલમાં તમારા ઉપર જે પાયમાલી અગર પડતીનો ભય આવી પડયો છે, તે માટે પોતાના પુરતી તો તેણે સર્વ તૈયારીઓ અને જોગવાઇ કરી રાખી છે; અગર તો પછી મારી ધારણા ભૂલ ભરેલી હોવી જોઇએ. આથી આ વિપત્તિથી તેને પોતાને કાંઇ વિશેષ લાભ–હાનિ થનાર નથી. તેણે પોતાને માટે કાળજી રાખીને બધી ગોઠવણો કરી રાખી છે, નિદાન હું પોતે એવી આશા રાખું છું: કારણ કે મારી સંભાળ લેવા માટે પણ તે પોતાની હંમેશની યોજનાઓમાં વિક્ષેપ પડવા દેતી નહિ. સ્વતંત્રતા માટેના મારા પ્રેમને ઉત્તેજીત કરીને તેણે જ મારામાં સ્વતંત્રતાનો હાલનો જુસ્સો આણ્યો છે. ના, ના, પિતાજી, આપે મને વચમાં અટકાવવાની જરૂર

નથી. બાલપણથી જ મારી આસપાસ ચાલી રહેલા અનેક પ્રસંગો મેં ધારી ધારીને નિહાળી જોયા છે, અને તે ઉપરથી હું મારા પાઠ મારી પોતાની મેળે જ શીખી છું. આથી વિપત્તિ અગર વિનાશ મારા મગજને કાંઇ પણ અસર કરી શકે તેમ નથી. મારા બચપણમાંથી જ્યારથી મને જરા પણ સમજણ આવી ત્યારથી હું જોતી, અને યાદ કરતી આવી છું કે મારા ઉપર કોઇનો સ્નેહ છે જ નહિ. એ વધારે ખગામીની વાત થઇ. આ રીતે પ્રથમનું પગથીઉં જ કાચું, ત્યાં પછી પૂછવું જ શું? આથી હું પણ આ જગતમાં અંતઃકરણથી કોઇને જ ચ્હાતી નથી. એ પણ એક ઘણું જ સારૂં થયું છે. લો, પિતાજી. હું પણ મારા હૃદયના વિચારો કાંઇ પણ ગળી ગળફો રાખ્યા સિવાય ખુલ્લે ખુલ્લા આપને જણાવી દઉં છું.”

“ત્યારે,” ડેંગ્લર્સે અત્યંત ક્રોધમાં આવી જઇને પૂછ્યું. “મારો વિનાશ જલદીથી લાવવાનો તારો નિશ્ચય શું હજી તેવોને તેવો જ અડગ છે, ઓ નાદાન ચેલકી?” ડેંગ્લર્સને આ ક્રોધ કાંઇ તેના વાત્સલ્યને ફટકો પડવાથી ઉપજ્યો ન હોતો, પણ તેના સ્વાર્થની વિરૂદ્ધ વર્તન થતું હોવાથી જ તેનો મિજાજ ગયો હતો.

“તમારો વિનાશ? તમારો વિનાશ હું જલદીથી લાવવા માગું છું! એટલે શું? મને તમારૂં બોલવું જરા પણ સમજાતું નથી.”

“તો તો ઠીક. એમ હોય તો હજી કાંઇ પણ આશા છે ખરી. સાંભળ.”

“હું તો ધ્યાનપૂર્વક સાંભળતી બેઠેલી જ છું.” એમ બોલતાં યુજીનીએ પોતાના પિતાના તરફ એવી કરડી દૃષ્ટિ ફેંકી કે ડેંગ્લર્સ બીચારો જરા ગભરાયો.

"જો," તેણે આગળ ચલાવ્યું. "આન્ડ્રીઆકે વલકેન્ટીનું તારી સાથે લગ્ન થાય એટલે તુરત જ તે પોતાની ઘણી ખરી સંપત્તિ–લગભગ ત્રીસ લાખની મિલકત મને સોંપનાર છે."

"વાહ! ઘણું જ ઉત્તમ!" યુજીનીએ અતિશય તિરસ્કાર-પૂર્વક કહ્યું.

"દિકરી, તું કદાચ એમ ધારતી હોઈશ કે તારી તે સઘળી મિલકત હું ખાઈ જવા માગું છું, તો તે તારો ભય ખોટો છે. એમાંથી તો બીજા એક કરોડ લીવર કમાવા છે. મેં અને એક બીજા મારા મિત્ર નાણાવટીએ એક જગ્યાએ એક રેલ્વે લાઇન માટે પરવાનો મેળવ્યો છે. આજકાલ તો માત્ર એકલા તે જ ધંધામાં લાભ થાય તેમ છે. એક અઠવાડીઆની અંદર મારે મારા ભાગના ચાલીસ લાખ આપવાના છે, પણ એ ચાળીસ લાખમાંથી કરોડ દોઢ કરોડ મળે તેમ છે."

"પણ, પરમ દિવસે જ્યારે હું આપની પાસે આપની દુકાનમાં આવી ત્યારે તો," યુજીનીએ કહ્યું. "તમે લખભગ પચાસ સાઠ લાખ જમાં કરીને બેઠા હતા, અને તે બાબત તરફ મારૂં તમે ધ્યાન પણ ખેંચ્યું હતું. વળી જ્યારે એથી મારા મનને કાંઇ પણ અસર થએલી તમને જણાઇ નહિ ત્યારે તમને આશ્ચર્ય પણ લાગ્યું હતું."

"હા, પણ તે પૈસા મારા પોતાના નથી. એ તો મારી શાખ બતાવી આપે છે. લોકોને મારી આંટ માટે ઘણો સારો વિશ્વાસ છે તેથી મારે ત્યાં લોકો જમા મુકવાને તૈયાર થાય છે. જે પચાસ લાખની વાત કરી તે પૈસા તો ધર્માદાના છે–દવાખાનાંઓના છે. જો પહેલાંનો સમય હોત તો તે રકમ વાપરવાને મને કોઇ પણ

જાતનો વાંધો ન હોતો; પણ હમણાં હમણાં મને જે ભારે નુકશાન થયું છે તેની વાતો હવે બહાર આવવા લાગી છે; અને મારી આંટ મેં તને જણાવ્યું તે પ્રમાણે હવે ઓછી થવા લાગી છે. એ અનામત પૈસા તો ગમે તે વખતે પાછા માગવામાં આવે, અને જો હું તે વાપરી નાંખું તો મારે નામોશી ભરેલી રીતે દેવાળું કાઢવાનો વખત આવે. જે દેવાળાં કાઢવાથી પૈસાદાર થવાય તેવાં દેવાળાંને માટે મને ધિક્કાર નથી, પણ જે દેવાળાથી ભીખારી થવાય તે દેવાળાને માટે મને ખરેખરો ધિક્કાર છે. ત્યારે જો હવે તું કેવલકેન્ટીની સાથે લગ્ન કરે, અને જો તેની ત્રીસ લાખની રકમ મારા હાથમાં આવે તો મારી આંટ પાછી તાજી થાય, અને છેલ્લા એક બે માસમાં દુર્દૈવવશાત્ મારી જે સંપત્તિ કુદકે અને ભૂસ્કે મારા હાથમાંથી નાસી ગઇ છે, તે પણ પાછી આવે. કેમ, મારૂં કહેવું સમજી કે ?”

“હા. હા, ઘણી સારી રીતે. તમે મને ત્રીસ લાખ માટે ગીરો મૂકવા માગો છો નહિ વારૂ ?”

“જેમ રકમ મોટી તેમ તારૂં માન પણ મોટું ! એથી તારી પોતાની કિંમત તને સમજાય તેમ છે.”

“ઠીક, તમારો આભાર. હવે એક બે શબ્દો જ માત્ર વધારે. આન્ડ્રીઆ કેવલકેન્ટીના પૈસા તમારા હાથમાં આવે એટલે તે રકમને અડકયા સિવાય, માત્ર તે રકમ તમારી પાસે આવી ગઇ છે એટલા સમાચાર ઉપરથી જ શું તમે તમારી ગએલી શાખ પછી મેળવવાનું વચન આપો છો ? આ કાંઇ સ્વાર્થની વાત નથી, પણ વિવેકની વાત છે. તમારી ગયેલી સંપત્તિ પાછી મેળવવામાં તમને મદદ કરવાને હું તૈયાર છું, પરંતુ બીજાઓનો વિનાશ કરવાના દુષ્કર્મમાં તમારા મળતીઆ તરીકે જોડાવાને મારી ઇચ્છા નથી.”

"પણ મેં તને કહ્યું જ છે કે એ ત્રીસ લાખની રકમથી–"

"મહેરબાન, એ ત્રીસ લાખનો ઉપયોગ કર્યા સિવાય જ શું આપની પૂર્વ સ્થિતિ આપ પાછી મેળવી શકશો?"

"હા, હા. મારી એવી ધારણા છે ખરી. જો લગ્ન થાય, અને મારી શાખ પાછી તાજી થાય તો ત્રીસ લાખનો ખરેખરો ઉપયોગ કર્યા સિવાય, માત્ર તે રકમ મારા કબજામાં આવ્યાની અફવા માત્રથી જ મારી સ્થિતિ પાછી જરૂર સુધરે જ."

"ત્યારે મોં. કેવલકેન્ટીની સાથે મારૂં લગ્ન થાય તે વખતે પાંચ લાખ પહેરામણીના આપવાને માટે તમે કબુલ કર્યું છે તે પ્રમાણે તમે આપી શકશો ખરા કે?"

"અરે લગ્ન ક્રિયા પુરી થઇ કે તુર્ત જ."

"ઠીક!" યુજીનીએ ટાપસી પુરી.

"કેમ? હવે શુ બાકી રહ્યું? હવે વધારે શું જોઇએ?"

"હવે માત્ર મારે એટલું જ જાણવું છે કે લગ્નના કોલકરાર ઉપર જો હું સહી કરૂં તો પછી મારા વ્યક્તિ–સ્વાતંત્ર્યની આડે તો તમે પાછળથી કદી આવશો નહિ ને?"

"ના, ના. બીલકુલ હું આડે આવનાર નથી. તારી ઇચ્છામાં આવે તેવી રીતે વર્તવાને તું પોતે મુખત્યાર છે. મારે તો માત્ર લગ્નના કરાર ઉપર તારી સહી જ જોઇએ. તે મળી એટલે આપણી મતલબ પુરી થઇ ગઇ. પછી તમે ધણી ધણીઆણી જેમ ફાવે તેમ તમારૂં ફોડી લેજો ને."

"એમ હોય તો તો આપણે પણ મોં. કેવલકેન્ટીની સાથે પરણવાને તૈયાર છીએ." પુત્રીએ પિતાને હિંમત આપી.

"પણ પછી તારી પોતાની શી ધારણા છે ?"

"એ તમારે જાણવાની શી જરૂર છે ? મારી વાત મારી પાસે. તમારૂં રહસ્ય જાણ્યા પછી પાછી મારા મનની છૂપી વાતો પણ હું તમને જણાવી દઉં ત્યારે તો તમારા ઉપર હું સરસાઇ શી રીતે ભોગવી શકું ?"

ડેંગ્લર્સે હોઠ કરડયા. એક નાની સરખી છોકરીએ તેને છેતર્યો, અને તે પણ તેની પોતાની જ દીકરી.

"ત્યારે," તેણે આખરે પોતાના મનને કાબુમાં રાખતાં પૂછયું. "હવે આગળનો બધો વિધિ કરવાને તું કબુલ છે કેમ ?"

"હા." યુજીનીએ જવાબ આપ્યો.

"ત્રણ દિવસમાં કરાર ઉપર સહી કરી આપીશ ?" "હા."

"ત્યારે તો ઘણું જ સારૂં. હવે મારે કાંઈ બીજું વધારામાં કહેવાનું રહેતું નથી."

ડેંગ્લર્સે પોતાની પુત્રીનો હાથ પોતાના હાથમાં લઇને જરા દાબ્યો. પણ બેમાંથી કોઇ પણ કાંઇ બોલ્યું ચાલ્યું નહિ.

"ઠીક, ત્યારે હવે આપણી મસલત પુરી થઇને ?"

બીજું કાંઇ કહેવાનું બાકી રહ્યું નહોતું એવી ડેંગ્લર્સે ઇશારત કરી. પાંચ મિનિટ પછી યુજીનીનાં ગાનતાન ચાલી રહ્યાં. થોડી વાર પછી ગાડી તૈયાર હોવાની અને તેની માતા યુજીનીની રાહ જોતી હોવાની ખબર નોકરે તેને આપી. દીકરીએ શૃંગાર સજ્યા પછી મા દીકરી બન્ને ગાડીમાં બેસીને વિદાય થયાં. તેઓ ત્યાંથી પ્રથમ વાઇલફોર્ટને ત્યાં ગયાં અને લગ્નના નિશ્ચયની વાત જાહેર કરી.



# પ્રકરણ ૪૨ મું.

ગત પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યા પછી ત્રીજે દિવસે એટલે લગ્નના કોલકરાર ઉપર સહિ સાક્ષીઓ કરવાને માટે નિયત કરેલા દિવસે સાંજના પાંચ વાગે આન્ડ્રીઆ પોતાની ભપકાદાર સુંદર ગાડીમાંથી મોન્ટેક્રિસ્ટોના મકાન આગળ ઉતર્યો. એકાદ યુવરાજ કોઇ રાજકુમારીની સાથે લગ્ન કરવાને માટે જતો હોય તેવા પોષાકમાં ભાઇશ્રી પોતે સજ્જ થએલા હતા.

હમેશના રીવાજ મુજબ નોકરને પૂછતાં, કાઉન્ટ ઘેર હતો એવી ખબર મળતાં જ આન્ડ્રીઆ ઉપર દોડયો, તો જીના ઉપર જ તેને કાઉન્ટનો મેળાપ થઇ ગયો. આ યુવાનને જોતાં જ કાઉન્ટ અટકયો. આન્ડ્રીઆ તો આજે પુર બ્હારમાં હતો, એટલે તેનો જુસ્સો કાંઇ રોકાય તેમ નહોતો.

"અરે વાહરે કાઉન્ટ, આપ અત્યારે કયાં બહાર ચાલ્યા? અગર આપ બહારથી હમણાં જ આવો છો?"

"મહેરબાન, હું હજી હમણાં જ બહાર જાઉં છું."

"ત્યારે તમને રોકવા તેના કરતાં હું જ તમારી સાથે તમારી ગાડીમાં આવું છું. મારે તમારી સાથે કાંઇ હજારો વાતો કરવાની છે."

"ના, ના." કાઉન્ટે એક ન સમજાય તેવા તિરસ્કારયુક્ત હાસ્યથી કહ્યું. "ના, ના, મોં. આન્ડ્રીઆ, તમારે જે કાંઇ કહેવું હોય તે અહિંજ કહી નાંખો. હું સાંભળું છું. આપણે ઘરમાં બેસીને જ વધારે સારી રીતે વાતચીત કરી શકીશું. વળી અહિં ગાડીવાનને પણ આપણી વાત સાંભળી જવાનો લાગ મળશે નહિ."

કાઉન્ટ પાછો ફર્યો અને પહેલા માળ ઉપરના જ એક નાના સરખા દિવાનખાનામાં એક ખુરશી ઉપર જઇ બેઠો અને આન્ડીઆને પણ બેસવાને ઇશારત કરી.

આન્ડ્રીઆ તો તે દિવસે અદ્ધર સ્વર્ગમાં ઉડી રહ્યો હતો.

"કાઉન્ટ," તેણે કહ્યું. "તમે જાણતા તો હશો જ કે આજે સાંજના કેટલીક વિધિ થનાર છે! રાતના નવ વાગ્યાના સુમારે મારા સસરાજીને ત્યાં લગ્નના કોલકરાર ઉપર સહી સાક્ષીઓ થનાર છે."

"ઠીક, ચાલો સારૂ થયું. ઘણી ખુશીની વાત. મોં. કેવલકેન્ટી, તમે પણ બડા નસીબદાર લાગો છો! તમને પણ કોઇ ઉત્તમ લાગ મળી ગયો છે! કન્યા ઘણી સુંદર છે."

"હા, હા. એ વાત તો ખરી. તે જરા દેખાવડી તો છે જ." આન્ડ્રીઆએ જરા નમ્રતા બતાવી.

"બધું તો બધું, પણ તે ઘણી ધનાઢય છે. મારૂ પોતાનું તો તેમ ધારવું છે જ."

"શું તમે પોતે પણ એમ ધારો છો?" પેલા યુવકે પ્રશ્ન કર્યો.

"બેશક. બેરન હેંગ્લર્સ ખરી વાત કોઇને કહેતો નથી. તે પોતાની ઓછામાં ઓછી અડધી મીલકત તો છૂપાવી રાખે છે.'"

"દોઢ બે કરોડની મિલકત તો તેની કહેવાય છે!" આન્ડ્રીઆનાં નેત્ર આનંદથી ચમકવા લાગ્યાં.

"હા, હા. વળી વધારામાં–" કાઉન્ટે કહ્યું. "અમેરિકા અને ઈંગ્લાંડમાં હમણાં હમણાં તેણે એક બે એવાં નવિન પ્રકારનાં સાહસો ઉઠાવ્યાં છે, કે જેવાં સાહસો ફ્રાન્સમાં હજી સુધી કોઇના જાણવામાં પણ નથી."

"હા, હા, હું સમજ્યો. તમે રેલ્વેની વાત કરો છો. તેણે રેલ્વે માટે પરવાનો મેળવ્યો છે, નહિ વારૂ?"

"બરાબર, તમે વાત કરો છો તે પ્રમાણે જ છે. એમ મનાય છે કે તે સાહસમાંથી તેને ઓછામાં ઓછા એક કરોડનો નફો થશે."

"એક કરોડ? શું કહો છો? અરે એ તો બડો જબરો તડાકો ગણાય!" આન્ડ્રીઆ તો આભોજ બની ગયો.

"આ બધી સંપત્તિ," કાઉન્ટે તેને વધારે ને વધારે છાપરે ચઢાવવા માંડયો. "તમને મળવાની છે, અને તે પણ ન્યાયની રીતે જ; કારણ તેને એકની એક જ દીકરી છે. વળી તમારા પિતાએ મને ખાત્રીપૂર્વક કહેલું છે કે તમારી મિલકત પણ કાંઇ ઓછી નથી. તમારી પત્નીના જેટલી જ તમારી પોતાની મિલકત પણ છે. પણ હવે એ બધી દુકાનદારીની વાતો બાજુ પર મુકોને! હું ધારૂં છું કે તમે આ બધી વ્યવસ્થા તો ઘણી યુકિતથી પાર પાડી!"

"મારી યુક્તિ કાંઇ છેક ખોટી તો નથી જ." પેલા યુવકે જવાબ આપ્યો. "હું પણ એક રાજનીતિજ્ઞ માણસ છું."

"હા, તમે પણ ખરા કપટકલાભિજ્ઞ છો. એ જ્ઞાન કાંઇ રસ્તામાં પડયું નથી; એ તો જન્મસિદ્ધ હોય છે. વારૂ, પણ તમે પ્રેમપાશમાં સપડાયા લાગો છો ખરા?"

"તેવું કાંઇક છે ખરૂં!"

"ઠીક, પણ તમારા પ્રેમનો બદલો તમને મળે તેમ છેને?"

"હું એમ ધારૂ છું ખરો." આન્ડ્રીઆએ એક વિજયપૂર્ણ હાસ્ય કર્યું. "મારી પસંદગી અને સ્વીકાર થયો છે, એટલે મને એમ

લાગે છે. પણ આ બધામાં એક મહત્વની વાત મારે વિસરી જવી જોઇએ નહિ."

"શી વાત ?"

"એજ કે આમાં મને કેટલીક કિમતી મદદ મળેલી છે."

"સંયોગોની ?" "ના, ના, આપના તરફથી."

"મારા તરફથી ? ના, ના, પ્રીન્સ," મોન્ટેક્રિસ્ટોએ આન્ડ્રીઆની આ પદ્દી ઉપર ખાસ ભાર મૂકતાં કહ્યું. "મેં વળી તમારે માટે શું કર્યું છે તે ? તમારૂં નામ, તમારો દરજ્જો, અને તમારા ગુણો શું પુરતા નથી ?"

"ના, ના." આન્ડ્રીઆ બોલ્યો. "ના, ના. એવો મિથ્યા વિવેક જવા દો. મારૂં નામ, મારો દરજ્જો, અગર મારા ગુણ જે કાંઈ કરે, તેના કરતાં તમારા જેવા માણસનું વજન વધારે પડે."

"મહેરબાન, તમે ભૂલ ખાઓ છો." મોન્ટેક્રિસ્ટોએ જરા ઉદાસીનતા બતાવતાં કહ્યું. પેલા યુવકના મનનો આશય બધો તે ક્યારનોએ પામી ગયો હતો. "તમારા પિતાનો દરજ્જો, લાગવગ, અને સ્થિતિનો નિશ્ચય થયા પછી જ તમને મારો આશ્રય મળ્યો હતો; કારણ કે હું વળી તમને અગર તમારા નામવર પિતાને ક્યારે ઓળખતો હતો ? તમારા કુટુંબ સાથે મને કોણે ઓળખાણ કરી આપ્યું તે વાત શું તમે ભૂલી ગયા ? મારા બે ખરા દોસ્તો લોર્ડ વિલ્મોર અને પાદરી બુસોનીનો મારે તે માટે આભાર માનવાનો છે. તમને આશ્રય આપવાને તેમણે મને કહેલું, પણ સાથે સાથે તમારા જામીન થવાની મારે કાંઇપણ જરૂર પડનાર નથી એમ પણ જણાવેલું. એ તો તમારા પિતાએ ઇટાલીમાં જે નામના મેળવી છે તેને

જ આ બધું આભારી છે. બાકી વ્યકિતગત વાત જો કરતા હો, તો મારે તમારી સાથે કાંઇ સંબંધ નથી. હું તમને ઓળખતોજ નથી!"

કાઉન્ટની શાંતતા અને ઠાવકાપણાથી આન્ડ્રીઆ ઠંડોગાર બની ગયો. તેને એમ લાગ્યું કે તેને પણ ખરો ગુરૂ મળ્યો હતો, અને ત્યાં કાંઇ તેનું ટટ્ટુ ચાલે તેમ નહોતું.

"એમ! ત્યારે મારા પિતા પાસે ખરેખર જ શું એટલી બધી મિલકત છે?" આન્ડ્રીઆએ વાતનો વિષય બદલ્યો.

"હા મહેરબાન, એમ લાગે છે ખરૂં."

"ત્યારે મને લગ્ન પ્રસંગે જે રકમ આપવાની હતી તે આવી છે કે?"

"હા. મારા ઉપર આજે કાગળ છે ખરો."

"પણ રકમ?" "એ રકમ–ત્રીસ લાખની રસ્તામાં જ છે–આવી પહોંચવાની તૈયારીમાં જ છે."

"ત્યારે શું તે મને ખરેખર જ મળશે?"

"બેશક!" કાઉન્ટે તેને ખાત્રી આપી. "હું ધારૂં છું કે હજી સુધી તો કદી તમને પૈસાનો જરા પણ તંગી પડી નથી?"

આન્ડ્રીઆ તો ખરેખરો આશ્ચર્યમાં ગરક થઇ ગયો. ક્ષણવાર પછી વિચાર નિદ્રામાંથી જાગ્રત થયો.

"વારૂ ત્યારે મુરબ્બી, હવે આપને મારે એક વિનંતિ કરવાની છે, અને આપને પસંદ પડે અગર ન પડે તોપણ આપને તે માનવી પડશે."

"કહો, શું છે?"

" અહિં આવ્યા પછી આજ સુધીમાં મારે ઘણા ઘણા લોકોની સાથે ઓળખાણ થયાં છે; સદ્‌ભાગ્યે તેમાં પણ ઘણા ઘણા મોટા મોટા લોકોની સાથે સંબંધ થયો છે, અને અત્યારે મારે મિત્રોનો કાંઇ તોટો નથી. પણ આ લગ્ન પ્રસંગે કોઇ નામાંકિત માણસની ઓથની મારે જરૂર છે. મારા પિતાની ગેરહાજરીમાં તેમના જેવા જ મોટા દરજ્જાના કોઇ માણસે તેમનું સ્થાન લઇ મારા મુરબ્બીનું કાર્ય કરવું જોઇએ. કારણ કે મારા પિતા હવે વૃદ્ધ બની ગયા છે, અને તેમની શરીર સંપત્તિ સારી રહેતી નથી. પ્રવાસમાં તેમને ઘણો ત્રાસ પડે છે. વળી અનેક યુદ્ધોમાં ઘા સહન કરીને તેમનું શરીર હવે જર્જરિત થઇ ગયું છે, એટલે તેઓ તો અહિં આવવાની ના પાડે છે."

"ઠીક! પછી?"

"વારૂ ત્યારે, હવે હું આપને એક વિનંતી કરવા આવ્યોછું."

"મને વિનંતિ કરવા? એવુ શું છે?"

"હા, હા. એજ કે તેમનું સ્થાન આપ લો. આપ જ વરરાજાના પિતા બની જાઓ."

"મહેરબાન, આટલો આટલો આપણે સંબંધ છતાં પણ શું તમે મને પુરેપુરો હજી ઓળખી શકયા નથી કે મારા આગળ આવી વાત લાવો છો? તમારે જોઇએ તો મારી પાસે પાંચ દસ લાખના કરજની માગણી કરો, અને જોકે એટલી બધી રકમ કોઇ ભાગ્યેજ ધીરે, તોપણ તેવી માગણીથી મને એટલો બધો કંટાળો આવશે નહિ. દુનીઆદારી નીતિના વ્યવહાર અને વર્તનમાં તો આ કાંઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો કદી પૌર્વાત્ય રીત રીવાજોનો ત્યાગ કરનાર નથી; બલકે

તેવા વિદ્ધાંતોને ચુસ્ત રીતે વળગી રહેશે."

"ત્યારે શું આપ ના પાડો છો?"

"અલબત, તમે મારા ભાઈ અગર મારા પોતાના પુત્ર હોત તોપણ હું આવી રીતે નાજ પાડત. આપણે એવી તેવી ભાંજગડોમાં પડતાજ નથી. લગ્નના કોલકરારો શા અને એવી જોખમદારીઓ વળી શી? અમે પાર્વાત્ય લોકો લગ્નને એવું કોઇ મહત્વ આપતા જ નથી. મારી પોતાની જ વાત કરૂં. મારે એક જનાનો કેરોમાં છે, બીજો રમર્નામાં છે, અને ત્રીજો કોન્સ્ટાન્ટીનોપલમાં છે. દરેક સ્થળે મારે સંખ્યાબંધ સ્રીઓ છે. આ ઉપરાંત બીજા પણ મારે વિનોદ અને વિહારનાં કેટલાંક સ્થાનો છે. એટલે મારા જેવો ઇસમ એક-પત્નીવ્રતની તમારા પશ્ચિમના દેશોની નીતિ સમજી શકે તેમ નથી. મારાથી તમારા લગ્નમાં એવું અગ્રસ્થાન લઇ શકાય તેમ નથી."

"ત્યારે પછી, હવે મારે કરવું શું?" આન્ડ્રીઆએ નીરાશ થતાં પૂછ્યું.

": હમણાંજ તમે કહેતા હતા કે તમાર સંખ્યાબંધ મિત્રો છે?"

"હા, હા. પણ બેરન ડેંગ્લર્સ સાથે મને ઓળખ તો તમે જ કરી આપી ને?"

"ના, ના. જરાપણ નહિ! જુઓ જરા બરોબર યાદ કરો. મારે ત્યાં એક ભોજન સમારંભમાં તમારો બેરનની સાથે મેળાપ થયો, અને પછી તમે પોતેજ તેમને ત્યાં જાતે ગયા હતા. એમાં હું તો કાંઇ જ જાણુતો નથી."

"હા, હા પણ મારા લગ્નનું ચોકઠું તો તમે જ ગોઠવી આપ્યું ને?"

"મેં ? ના ના. જો જો એવું તેવું કાંઇ માનતા. તમે જ્યારે તેવી ગોઠવણુ કરવાને મને વિનંતિ કરી ત્યારે મેં તમને શું કહ્યું હતું ? તે મારા શબ્દો તમને યાદ છે ? હું એવાં લગ્નનાં કોકડાં ગુંચવવાની ભાંજગડમાં પડતોજ નથી. મારો તો એવો નિશ્ચયજ છે."

આન્ડ્રીઆએ હોઠ કરડયા.

"વારૂ, પણ તમે ત્યાં હાજર તો રહેશોને ?"

"બધું પેરીસ ત્યાં આવશે ને ?"

"હા, હા. આપણા ઓળખીતા, પાળીખીતા, મિત્રો, અને વખાણનારાઓ તો બધા ત્યાં આવશે જ."

"વારુ ત્યારે, તે બધાની માફક હું પણ આવીશ." કાઉન્ટે રોકડું પરખાવી દીધું.

"ઠીક, બીજાઓ સાક્ષી કરે તો તે પ્રમાણે તમે પણ સાક્ષી તો કરશો જ ને ?"

"હા, હા. તેમ કરવામાં મને કાંઇ વાંધો નથી."

"વારૂ. ચાલો, તમારી ઇચ્છા નથી તો એથી વધારે તમને આગ્રહ કરવા હું માગતો નથી; પણ એક બીજી બાબત રહી ગઇ."

"વળી શી બાબત રહી ગઈ ?"

"તમારી એક સલાહ જોઇએ છીએ."

"એ તો વધારે મુશ્કેલીનું કામ. તેના કરતાં તો મદદ કરવી સારી."

"પણ તમારે કાંઇ લાગે વળગે નહિ એવી રીતે સલાહ આપવાને શું વાંધો છે ?"

"બોલો શું છે ? કહો."

"મારી પત્નીની મિલકત પાંચ લાખનો હશે કે ? લગ્નની પહેરામણી તરીકે તેટલી રકમ મને મળશે ખરી ?"

" ભાઇ, એવી મારાથી કાંઇ ખાત્રી આપી શકાય નહિ, પણ બેરન ડેંગ્લર્સ તરફથી એમ જાણવામાં આવ્યું છે ખરૂં."

" વારૂ, ત્યારે તે રકમ મારે લઇ લેવી કે સોલીસીટરને જ સોંપી રાખવી ?"

" સુધરેલા લોકો તો સાધારણ રીતે એવી ગોઠવણ કરે છે, કે કોલકરાર ઉપર સહીઓ થઇ ગયા પછી બીજે કે ત્રીજે દિવસે બન્ને પક્ષના સોલીસીટરો ભેગા થાય છે, અને બન્ને જણ પરસ્પર પોતાના અસીલોના વતીની રકમો સમજી અને ગણી લે છે, અને પરસ્પર એક બીજાને તેમ કર્યા બદલ પાવતીઓ આપે છે. પછી જ્યારે લગ્ન પૂરૂં થઇ જાય છે, ત્યારે સોલીસીટરો તે રકમો પોત પોતાના અસીલોને આપી દે છે."

" મારે આ પૂછવાનું કારણ એવું છે કે," આંડ્રીઆએ જરા ચિન્તા બતાવતાં કહ્યું." તમે જે રેલ્વેના સાહસની વાત હમણાં કરી, તે ધંધામાં અમારી બન્ને ધણી ધણીઆણીની રકમો રોકવાની મારા સસરાજીની ઇચ્છા છે એમ મારા સમજવામાં આવ્યું છે."

" વાહ! વાહ! તો તો પછી તેમાં વાંધો શો છે? બધા કહે છે કે તે ધંધામાં એક વરસ છ મહિનામાં તો રકમ બમણી અને ત્રણગણી થઇ જાય છે. બેરન ડેંગ્લર્સ એક ખરો નાણાંશાસ્ત્રી છે, અને પોતાના ધંધાનું તેને ઘણું સારૂં જ્ઞાન છે."

"ઠીક ત્યારે." આન્ડ્રીઆએ કહ્યું. " હવે કાંઇ વાંધા જેવુ નથી. માત્ર આપે ના પાડી તેથી મને જરા દિલગીરી થાય છે. ઠીક, ચાલો, સાહેબજી, ત્યારે આજે સાંજના નવ વાગે."

" હા, ત્યાં સુધી સાહેબજી."

નિયત કરેલા સમયને હજી ત્રણ ચાર કલાકની વાર હતી. આ બધો સમય આન્ડ્રીઆએ પોતાના ઓળખીતા, અને મિત્રોને નિમંત્રણ આપવામાં વ્યતીત કર્યો.

સાંજે આઠ સાડા આઠનો સુમાર થયો કે બેરન ડેંગ્લર્સના મકાનના મુખ્ય દિવાનખાનામાં મોટા મોટા લોકોની ઠઠ જામવા લાગી. ત્યાં ભેગા થયેલા બધા મોજીલા અને શોખીલા લોકો લગ્ન જેવા પવિત્ર અને ધાર્મિક પ્રસંગનું કાંઇ એટલું બધું મહત્વ સમજતા નહોતા. તેઓ તો માત્ર મોજ શોખના જ ભોગી હતા.

મકાનમાં બધે સુંદર રોશની થઇ રહી હતી. તેનો પ્રકાશ સોનેરી રંગ અને ચિત્રકામો ઉપર તથા રેશમી પડદાઓ ઉપર પડતો હતો, અને ગૃહશૃંગારના સામાનમાં જે કાંઇ થોડી ઘણી ખામી હશે, તેને પણ તે પ્રકાશ છુપાવતો હતો. તે પ્રસંગની નાયિકા બેરન ડેંગ્લર્સની પુત્રી યુજીનીએ અતિ સુંદર પણ સાદાં શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. આભૂષણમાં માત્ર નાજુક અને અતિ મૃદુ સુવાસવાળું એક ગુલાબનું પુષ્પ તેણે પોતાના માથામાં ખોસેલું હતું, જે તેના સૌન્દર્યમાં કંઇ અજબ વધારો કરતું હતું. આ સાદાં વસ્ત્રાભૂષણો જોનારને એકાએક તેની બાલિશ નિર્દોષતાનું ભાન કરાવતાં, પણ તેનાં નેત્ર નિહાળતાં તે ભાસ દૂર થઇ જતો. તેના માતા જરા દૂર એક ખૂણામાં ડીબ્રે, બોકેમ્પ, અને શાતો રીનોડની સાથે વાતોમાં મશગુલ થઇ ગઇ હતી. આ અગત્યના પ્રસંગે ડીબ્રેને આમંત્રણ હતું, પણ તે બીજા બંધાઓની માફક સાધારણ પ્રકારનું જ હતું. મોં. ડેંગ્લર્સ પોતાના ધંધામાં પ્રવીણ હતા એવા પોતાના મિત્રો

અને સોબતીઓની સાથે નાણું શાસ્ત્ર અને રાજનીતિની વાતો કરી રહ્યો હતો. પ્રધાન મંડળમાં પોતાને થોડા સમયમાં બેઠક મળનાર હતી; અને તે પ્રમાણે થાય એટલે વેરાના સંબંધમાં તૈયાર કરેલી એક નવિન યોજના પ્રસંગ આવ્યે અમલમાં મુકવાનો પોતે નિશ્ચય કર્યો હતો, એમ તે સૌ કોઇને સમજાવતો હતો. વરરાજા–આન્ડ્રીઆ કેટલાક પોતાના સમાન શીલ વ્યસનવાળા મિત્રોની સાથે મોજ શોખની અનેક જાતની વાતો કરી રહ્યો હતો. સ્ત્રી પુરૂષ બન્ને જાતિના ત્યાં આવેલા પરોણાઓએ એવા અવનવીન વસ્ત્રાલંકારો ધારણ કર્યા હતા કે તેમની અહિંતહિંની આવજાવથી દિવાનખાનામાં હીરા, મોતી, માણેક, નિલમ, વિગેરે નાના પ્રકારનાં રત્નો અને જવાહિરોની જાણે ભરતી ઓટ ચાલી રહી હોય એવો ભાસ થતો.

આ બધા ટોળાના ઘોંઘાટ અને હાસ્ય વિનોદના મિશ્ર ખળભળાટમાં ખીજમતદાર ક્ષણે ક્ષણે નવિન આવી પહોંચતા પરોણાઓનાં નામો પોકારતો. આમાંના કોઇક નાણાં શાસ્ત્રીઓના સમાજમાં જાણીતા હતા, તો કોઇક રાજનીતિજ્ઞ પુરૂષોનાં મંડળોમાં ફરનારા હતા; કોઇક પ્રધાન મંડળના સભ્યો હતા, તો કોઇક ધનાઢ્ય વ્યાપારીઓ હતા; કેટલાક સાહિત્ય વિલાસીઓ હતા, તો કેટલાકે સૈન્યમાં પરાક્રમોથી નામના મેળવી હતી. છતાં તેમને બધાને માત્ર શિષ્ટાચારની જરૂર પુરતું જ ત્યાં માન મળતું; કારણ ત્યાં ભેગા થએલા તમામ અતિથીઓ માત્ર એક જ વ્યક્તિની રાહ જોઇ રહ્યા હતા. એટલામાં એક બાજુએ ઘડીઆળમાં નવનો ટકોરો થયો, અને બીજી બાજુએ ખીજમતદારે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનું નામ પોકાર્યું; અને તે સાથે જ વિદ્યુતનું આકર્ષણ થયું હોય તેમ તમામ લોકો દિવાનખાનાના બારણા તરફ વળ્યા.

બારણા આગળ એક ટોળું ભેગું થઇ ગયું. કાઉન્ટે નજર કરીને જોઇ લીધું કે મેડમ ડેંગ્લર્સ દિવાનખાનાના એક છેડે હતી, જ્યારે બેરન ડેંગ્લર્સ બીજા છેડે હતો; અને યુજીની તેના સામે જ ઉભી હતી. પહેલાં તે મેડમ ડેંગ્લર્સની પાસે ગયો. તે વાઇલફોર્ટની પત્નીની સાથે વાતમાં મશગુલ થએલી હતી. વેલેન્ટાઇન હજી પથારીવશ હોવાથી વાઇલફોર્ટ પોતે આવ્યો નહોતો. તેની પત્ની એકલી જ આવી હતી. મેડમ ડેંગ્લર્સની સાથેનો શિષ્ટાચાર પતાવ્યા પછી કાઉન્ટ યુજીનીની પાસે આવ્યો, અને તે બાલાનાં એવાં વખાણ કર્યાં કે તે એકદમ ખુશ થઇ ગઇ. તેની પાસે જ તેની સહિઅર અને ગાયન શિક્ષિકા ઉભી હતી. કાઉન્ટે આ છોકરીને ઇટાલીમાં કેટલાક સારા સારા માણસો ઉપર ભલામણ પત્રો આપ્યા હતા તેને માટે તેણે કાઉન્ટનો આભાર માન્યો; કારણ તે થોડા વખતમાં તે પત્રોનો ઉપયોગ કરવા માગતી હતી. આ સન્નારીઓથી કાઉન્ટ છૂટો પડયો એટલામાં તો ડેંગ્લર્સ પોતે આગળ આવ્યો. તેની સાથે પણ નમન હસ્ત-ધૂનન વિગેરે વિધિ થયો.

આ ત્રણ કાર્ય પૂરાં થયાં એટલે કાઉન્ટ પોતે અટક્યો, અને પોતાની આસપાસ ચારે તરફ નજર કરી. ત્યાં ભેગા થએલા સર્વ પરોણાઓને તે ઓળખતો હતો, અને તેમની ખરી કિંમત તે જાણતો હતો. એટલે બીજાઓને નમન કરવા જવાની તેને જરૂર જણાઇ નહિ. “મેં મારી ફરજ બજાવી લીધી છે, હવે બાકીનાઓએ પોતાની ફરજ બજાવવી જોઇએ.” તે પોતાના મનમાં કહેતો હોય એમ લાગ્યું. આન્ડ્રીઆ જોડેના બીજા દિવાનખાનામાં પોતાના મિત્રો સાથે મોજ કરી રહ્યો હતો તેને કાઉન્ટ આવી પહોંચ્યાની ખબર મળી એટલે તે પણ ત્યાં આવ્યો, અને તેને નમન કર્યું. કાઉન્ટની આસપાસ

સર્વ કોઇ વીંટાઇ વળ્યું. જે મનુષ્યો ગંભીરતાથી અને ઘણું થોડું બોલનારા હોય છે, તેમને સાંભળવાને લોકો ઘણા આતુર હોય છે; તે પ્રમાણે બધા જ કાઉન્ટની સાથે વાતો કરવાને આતુર હતા. એટલામાં બન્ને પક્ષના સોલીસીટરો પણ આવી પહોંચ્યા. દિવાનખાનાના મધ્ય ભાગમાં એક ટેબલ હતું, તે ઉપર મખમલનો જરીકામની ઉત્તમ કારીગીરીનો ગાલીચો પાથરી દેવામાં આવ્યો હતો. આ ટેબલ ઉપર સોલીસીટરોએ તૈયાર કરી આણેલા લગ્નના કરારના–દસ્તાવેજના કાગળો મૂકયા. બધા શાંત થઇ ગયા. એક સોલીસીટરે પાસે પડેલી એક ખુરશી ઉપર બેઠક લીધી. બીજો ઉભો રહ્યો. ત્યાં ભેગા થએલા મોટા મોટા નામાંકિત માણસોની જે દસ્તાવેજો ઉપર સહિ સાક્ષીઓ થનાર હતી તે કરારો હવે વંચાવાના હતા. સૌએ પોત પોતાની જગા લીધી. એક બાજુએ સ્ત્રીઓ ટોળે મળીને બેઠી. બીજી બાજુ ગૃહસ્થો એકઠા થઇ ગયા. કોઇ વરરાજાની ગભરામણ ઉપર ટીકા કરતું, તો કોઇ ડેંગ્લર્સની શાંતિની તારીફ કરતું. યુજીની ઠાવકું મુખ રાખીને બેઠી હતી, તેના ઉપર કોઇક ચર્ચા કરી રહ્યું હતું, તો કોઇક મહત્વના આવા પ્રસંગને અનુસાર તેની માતાની રીતભાતમાં રહેલી ગાંભીર્યની ખામી તરફ બીજાનું ધ્યાન ખેંચતું.

સોલીસીટરે ઇશારત કરી, એટલે સૌ કોઇ તદ્દન શાંત થઇ ગયું. કરાર વંચાયો તે વખતે દિવાનખાનામા કોઇ અજબ શાંતિ પથરાઇ રહી. પણ જયાં તે કાર્ય પૂરૂ થયુ કે પ્રથમના કરતાં પણ બમણો ગણગણાટ શરૂ થયો. પહેરામણીની બન્ને પક્ષ તરફની લાખોની રકમો, અને કિંમતી ભેટો, તથા વરકન્યાના વૈભવની વાતો સાંભળીને સર્વ કોઇને પરણનાર જોડાંની અદેખાઇ આવવા લાગી. કન્યા મૂળે તો સૌન્દર્યવતી જ હતી, છતાં તેના સૌન્દર્યમાં

લક્ષ્મી અને વૈભવે વળી ઓર તરેહનો કાલ્પનિક વધારો કર્યો. ત્યાં ભેગા થએલા યુવકોનાં હૃદયો અંકુશમાં રહી શક્યાં નહિ. યુજીનીની કાન્તિમાં તેમને સૂર્યના પ્રકાશ કરતાં પણ કાંઇ વધારે પ્રતિભાનો ભાસ થયો. તેઓની આંખો અંજાઇ ગઇ. આવા સંજોગોમાં સ્ત્રીઓ ઇર્ષ્યાનો ભોગ થઇ પડે તો તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું.

બધા મિત્રો ભેગા થઇને આન્ડ્રીઆનાં વખાણ કરવા, અને તેને અભિનંદન આપવા લાગ્યા. પરિણામ એ થયું કે આન્ડ્રીઆ પોતે આ સ્વપ્નને સત્ય માનવા લાગ્યો, અને ભ્રાન્તિનો ભોગ થઇ પડયો.

એટલામાં કરાર ઉપર સહિ કરવાનો સમય થયો. સોલીસીટરે કલમ હાથમાં લીધી, બધાનું ધ્યાન ખેંચવા માટે પોતાના માથા ઉપર ઉંચી કરી, અને ભેગા મળેલા તમામ અતિથીઓને ઉદ્દેશીને કહ્યું:

"સન્નારીઓ, અને સદ્‌ગૃહસ્થો, હવે કરાર ઉપર સહિઓ થાય છે, તે તરફ આપ સર્વનું ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું."

"પહેલી બેરન ડેંગ્લર્સની ને પછી આન્ડ્રીઆના પિતાના કુલ મુખત્યારની પછી કન્યાની માતાની, અને છેવટે પરણનાર યુગલ જેમને કરારમાં ભાવી પતિ-પત્ની તરીકે ઓળખાવવામાં આવ્યાં હતાં, તેમની સહીઓ થનાર હતી. એ સહીઓ થઇ ગયા પછી સાક્ષીઓ થવાની હતી. બેરને કલમ હાથમાં લીધી, અને પોતાની સહી કરી. પછી આન્ડ્રીઆના પિતાના મુખત્યારની પણ સહી થઇ.

વાઇલફોર્ટની પત્નીના હાથનો ટેકો લઇને મેડમ ડેંગ્લર્સ સહી કરવાને આગળ આવી. મેડમ ડેંગ્લર્સનું ચિત્ત તે વખતે વાઇલફોર્ટની ઝંખના કરી રહ્યું હતું.

"બ્હેન," તેણે પોતાની સાહેલીને કહ્યું. "કેટલી બધી દિલગીરીની વાત કે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાં થએલી ચોરી અને ખૂનના કામે એકાએક રોકાવાની જરૂર પડવાને લીધે તારા પતિ મોં. વાઇલફોર્ટ આ મંગળ પ્રસંગમાં પણ ભાગ લેવાને શક્તિવાન થઇ શકયા નથી?" છેવટના શબ્દો બેરન ડેંગ્લર્સના તેમજ મોન્ટે-ક્રિસ્ટોના સાંભળવામાં આવ્યા.

"ખરેખર!" બેરન ડેંગ્લર્સે ટાપસી પુરી, પણ તેનો અવાજ બેદરકારી ભરેલો હતો.

"ખરેખર," મોન્ટેક્રિસ્ટોએ આગળ આવીને કહ્યું. "મોં. વાઇલફોર્ટની અત્યારની ગેરહાજરીનું કારણ અજાણતાં હું જ થઇ પડયો છું, અને તેને માટે હું અતિશય દીલગીર છું."

"શું?" મેડમ ડેંગ્લર્સ હસતાં હસતાં બોલી. "તમે મોં. વાઇલફોર્ટની ગેરહાજરીનું કારણ છો? સંભાળીને બોલો; કારણ જો એ વાત સત્ય હશે તો હું તમને કદીપણ ક્ષમા કરનાર નથી."

આન્ડ્રીઆએ કાન ખંજવાળ્યા.

"પણ તેમાં કાંઇ મારો પોતાનો વાંક નથી એ હું આપને સાબીત કરી આપીશ બાઇ સાહેબ." કાઉન્ટે ખુલાસો કરવાની ઇચ્છા બતાવી.

દરેક જણ સાંભળવાને આતુર જણાયું. મોન્ટેક્રિસ્ટો ભાગ્યે જ મ્હો ખોલતો, તેથી અત્યારે તેને બોલતો સાંભળવાને બધાં તલપાપડ થઇ ગયાં.

"આપને યાદ તો હશે ને," કાઉન્ટે બધાંને સાંભળવાને આતુર થઇને શાંત રીતે ઉભેલાં જોઇને કહ્યું. "કે જે કમનસીબ બદમાસ

મને લુંટવાને આવ્યો હતો, તે મારે ત્યાં જ મરી ગયો હતો. એમ ધારવામાં આવતું હતું કે લુંટ કરીને ઘરમાંથી બહાર નિકળતાં તેના જ મળતીઆએ તેને કટાર ભોંકીને રામ શરણ પહોંચાડી દીધો હતો. પાછળથી મરનારને થએલા ઘા તપાસતી વખતે તેનાં બધાં કપડાં ઉતારી એક ખૂણામાં નાંખી દેવામાં આવ્યાં હતાં, જ્યાંથી પોલીસે તે કપડાં પોતાને કબજે લીધાં હતાં. પણ તેમ કરતાં તેમની સરતચુકથી એક બદન ત્યાં જ રહી ગયું હતું."

આન્ડ્રીઆનું મુખ તદ્દન ફીકું પડી ગયું અને ધીરે ધીરે તે દિવાનખાનાના બારણા તરફ જવા લાગ્યો. તેને એક વાદળું દૂરથી આવતું લાગ્યું. તે એક પ્રકારના અપશુકન હતા–તોફાનની આગાહી હતી.

"વારૂ," મોન્ટેક્રિસ્ટોએ આગળ ચલાવ્યું. "તે બદન પોલીસને આજે મળી આવ્યું છે. તે લોહીથી ખરડાએલું છે, અને બરાબર હૃદયના ભાગમાં તેમાં એક ઘાનું કાણું પડેલું છે."

ત્યાં જે સન્નારીઓ હાજર હતી તેમાંની ઘણી ખરી ભયભીત થઇ રોવા લાગી, અને બે ત્રણ જણીઓને તો મૂર્છા પણ આવી ગઇ.

"તે બદન મારી પાસે લાવવામાં આવ્યું. એ ચીંથરૂં શું હશે તે પ્રથમ તો બીજા કોઇને સમજ પડી નહિ, પણ મને તુરત જ લાગ્યું કે ખૂનનો ભોગ થઇ પડેલા પેલા કમનસીબ બદમાસનું તે બદન હતું. મારા ખીજમતદારોને મેં તે બદનનાં ખીસ્સાં તપાસવાને આજ્ઞા કરી તો તેમાંથી એક કાગળ નિકળ્યો. તે પત્ર, બેરન, આપના ઉપર લખાએલો હતો." છેવટના શબ્દો કાઉન્ટે ડેંગ્લર્સને ઉદ્દેશીને કહ્યા.

"શું મારા ઉપર?" ડેંગ્લર્સે આંખો ફાડીને પૂછ્યું.

હા, હા; આપને જ. પત્ર ઉપર લોહીના ડાઘા પડેલા હતા, પણ તેમાંથી હું તમારૂં નામ બરાબર વાંચી શક્યો." બધાને આશ્ચર્યમાં ગરક કરતાં કાઉન્ટે ઉમેર્યું.

"પણ," મેડમ ડેંગ્લર્સે પોતાના સ્વામી તરફ જરા ગભરાતાં જોઇને પૂછયું. "પણ તેથી મેં. વાઇલફોર્ટને રોકાવાનું કારણ શું બન્યું?"

"બાઇ સાહેબ, એ કારણ તો તદ્દન સ્હેલું અને સ્હેજમાં સમજાય તેમ છે." કાઉન્ટે ઉત્તર આપ્યો. "એ પત્ર અને એ બદ્દન બન્ને એક એવી જાતનો પુરાવો હતો કે જે નિર્ણયાત્મક પુરાવા તરીકે ઓળખવામાં આવે છે. તેથી મેં એ બધું મેજીસ્ટ્રેટ તરફ મોકલાવી આપ્યું. બેરન, આપ તો સારી રીતે સમજી શકો તેમ છે કે ગુન્હાનાં કામોમાં બધી વ્યવસ્થા કાયદેસર જ કરવી એ વધારે સુરક્ષિત ગણાય. મને તો લાગે છે કે એ બધું આપના વિરૂદ્ધ કાંઇક કાવતરૂંજ હોવું જોઇએ."

આ વખતે આન્ડ્રીઆએ એક તીક્ષ્ણ નજરથી કાઉન્ટના તરફ ધારી ધારીને જોયું, અને પછી ધીમેથી બધાની નજર ચુકવી તે જોડેના દિવાનખાનામાં ચાલ્યો ગયો.

"એમ કદાચ હોય પણ ખરૂં." ડેંગ્લર્સ બોલ્યો. "પેલો મૈયત બદ્દમાસ શું એક કેદખાનામાંથી નાઠેલો ડામીઝ નહોતો?"

"હા, હા. તે એક કેદખાનામાંથી-કાયદાના પંજામાંથી નાઠેલો ગુન્હેગાર હતો, અને તેનું નામ કેડરોસ હતું."

ડેંગ્લર્સનું મુખ જરા ફીકકું પડી ગયું.

"હશે, પણ" કાઉન્ટે વાત પડતી મૂકવાનો ઢોંગ કરતાં કહ્યું. "આપણે આપણું કાર્ય આગળ ચાલવા દો, સહિઓ પુરી થવા દો.

અરે, મને તો વાતમાં ને વાતમાં કાંઈ ભાનજ રહ્યું નહિ. મારી વાતથી બધાં ગભરાઇ ગયાં લાગે છે. બાઇ સાહેબ, મારા અવિચારી કૃત્ય માટે હું આપની ક્ષમા ચાહું છું." તેણે મેડમ ડેંગ્લર્સને કહ્યું.

તે સમય દરમ્યાન મેડમ ડેંગ્લર્સે કરાર ઉપર પોતાની સહી કરી, અને કલમ સોલીસીટરને પાછી આપી.

"રાજકુમાર આન્ડ્રીઆ કેવલકેન્ટી!" સોલીસીટરે આન્ડોઆને સહી કરવાને આગળ આવવા પોકાર કર્યો. "રાજકુમાર આન્ડ્રીઆ ક્યાં ગયા?"

"આન્ડ્રીઆ! આન્ડ્રીઆ!" પરિચિત મિત્રો તેને બૂમો પાડવા લાગ્યા.

"રાજકુમારને બોલાવો. તેમને કહો કે તેમની સહી કરવાનો વખત થયો છે" ડેંગ્લર્સે ત્યાં હાજર રહેલા નોકરોને આજ્ઞા કરી.

પણ તેજ પળે આસપાસનાં દિવાનખાનામાં જે અતિથીઓ હતા તે બધા ભયભીત થઇને બૂમાબૂમ કરતા જ્યાં સહીઓ કરવાનું કામ ચાલતું હતું તે મુખ્ય દિવાનખાનામાં ધસી આવ્યા. તેમને આવી રીતે ભયભીત થવાનું અને બૂમાબૂમ કરવાનું કારણ હતું. એક પોલીસ અમલદાર દરેક દિવાનખાનાના બારણા આગળ પોતાની ટુકડીમાંના બબ્બે હથીઆરબંધ પોલીસ સિપાઇઓને ગોઠવતો હતો. લગભગ બધાં દિવાનખાનાંઓ ઉપર આવી રીતે પ્હેરો ગોઠવાઇ ગયો હતો, અને અમલદાર ડેંગ્લર્સના તરફ આવતો હતો.

મેડમ ડેંગ્લર્સે તો આ દેખાવ જોઇને એક કારમી ચીસ પાડી, અને મૂર્છા ખાઇને પડી. ડેંગ્લર્સને પોતાને માટેજ અતિશય ભય લાગ્યો. (કેટલાક લોકોનાં અંતઃકરણો એવાં મલિન અને પાપી હોય છે કે તે કદી શાંતિ જાળવી શકતાંજ નથી.) તે પોતાના પરોણાઓ આગળ મૂઢ બનીને ઉભો રહ્યો.

"સાહેબ, આ બધું શું છે?" મોન્ટેક્રિસ્ટોએ સમયસૂચકતા વાપરીને આગળ આવી પોલીસ અમલદારને પ્રશ્ન કર્યો.

"ગૃહસ્થો," પેલા અમલદારે કાઉન્ટના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન કર્યો. "તમારા બધામાંથી 'આન્ડીઆ કેવલકેન્ટી' કોનું નામ છે?"

આખા દિવાનખાનામાં સર્વ કોઇના મુખમાંથી એક ધીમી ચીસ નિકળી ગઇ.

તેઓ એક બીજાના મુખ સામે જોઇ રહ્યાં, અને પરસ્પર પ્રશ્ન કરવા લાગ્યાં.

"પણ આ બધું છે શું?" આખરે બેરન ડેંગ્લર્સે હિંમત લાવીને પૂછ્યું. "આન્ડ્રીઆ કેવલકેન્ટીને શા માટે બોલાવો છો? તમારે તેનું શું કામ છે તે?"

"અરે તેની અમારે ખાસ જરૂર છે. "ટુલુ"નાકારા ગૃહમાંથી નાસી આવેલો તે એક જન્મટીપનો કેદી છે."

"તેણે શો ગુન્હો કર્યો છે?" કોઇએ પૂછ્યું.

"તેણે," પોલીસ અમલદારે પોતાના હમેશના નિષ્ઠુર અવાજે કહ્યું. "કેદખાનામાંના પોતાના જુના સોબતી–એક કેડરોસ નામના ઇસમનું–કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના ઘરમાંથી નાસી છૂટતી વખતે ખૂન કર્યાનું તેના ઉપર તહોમત છે. વળી તે કેદખાનામાંથી નાસી છૂટેલો એક જન્મટીપનો કેદી છે."

મોન્ટેક્રિસ્ટોએ ચારે તરફ એક ઉતાવળી દૃષ્ટિ ફેંકી. આન્ડ્રીઆ તો ત્યાં હતો જ નહિ. તે તો ક્યારનોએ ત્યાંથી પસાર થઇ ગયો હતો.

---

# પ્રકરણ ૪૩ મું.

બેરન ડેંગ્લર્સના મેહેલમાં પોલીસે અણધાર્યો છાપો માર્યો, તેથી હરકોઇને ગભરાટ વછુટયો; પણ જ્યારે પોલીસે ઝડતી લેવાનું ખરૂં કારણ તેમના જાણવામાં આવ્યું, ત્યારે તો તેમાં આશ્ચર્યનો વધારો થયો. ક્ષણવાર પછી સર્વ કોઇ પોત પોતાને સુરક્ષિત સમજવા લાગ્યું, અને તમામ લોકોના જીવ જરા શાંત થયા, એટલે પરોણાઓ એક પછી એક ત્યાંથી વંઝો માપવાની પેરવી કરવા લાગ્યા. આન્ડ્રીઆ કેવલકેન્ટી પોતે નથી, તેમજ તે બદમાસની સાથે પોતાને કાંઇ પણ લાગતું વળગતું નથી, તેની સાથે પોતાને કાઇપણ પ્રકારનો સંબંધ જ નથી, પોતે તેને દીઠે પણ કદી ઓળખતો નથી, વિગેરે અનેક જુઠ્ઠાં સાચાં બ્હાનાં બતાવી પોતાની નિર્દોષતાની પોલીસને ખાત્રી કરી આપી દરેક જણ ત્યાંથી જેમ બને તેમ જલદીથી નાસવાની આતુરતા બતાવવા લાગ્યો. જે મહેલમાં પોલીસના આવતાં પહેલાં સેંકડો પરોણાઓ ભેગા થઇ કલ્લોલ કરી રહ્યા હતા, અને રંગરાગ ઉડી રહ્યા હતા, તેજ મેહેલ થોડીકવારમાં તદ્દન નિર્જન જેવો થઇ રહ્યો. પ્લેગ, કોલેરા, અગર એવા બીજા કોઇ ભયંકર જીવલેણ ચેપી રોગનો કેસ તે મેહેલમાં થયાની અફવા સાંભળતાની સાથેજ જેમ લોકો જીવ લઇને નાસે, તેવી જ રીતે પરોણાઓ ત્યાંથી પલાયન કરી ગયા. મેહેલમાં માત્ર ડેંગ્લર્સ, તેનું કુટુંબ, અને તેના નોકર ચાકરો જ રહ્યા. ડેંગ્લર્સ પોલીસ અમલદાર આગળ પોતાનો જવાબ લખાવવામાં રોકાયો. મેડમ ડેંગ્લર્સ ગભરાઇને મૂર્છિત થઇને પડી હતી, એટલે તેને ઉઠાવીને તેના દિવા-

નખાનામાં લઇ જવામાં આવી. યુજીની તેની માતાના જેવી નિબળ મનની ન્હોતી. તે પોતાના મુખ ઉપર મગરૂરી અને તિરસ્કારનો દેખાવ ધારણ કરી પોતાની શિક્ષિકાની સાથે તેના ઓરડામાં ચાલી ગઇ. સંખ્યાબંધ નોકર ચાકર, અને દાસદાસીઓ પોત પોતાના કર્તવ્યનો ત્યાગ કરીને ટોળે મળી જ્યાં ત્યાં પોતાના શેઠની નિંદા કરવા લાગ્યાં.

યુજીની પોતાના ઓરડામાં ચાલી ગઇ, તેની શિક્ષિકા અને સહિઅર તેની પાછળ ગઇ. આ બન્ને બાલાઓના મુખ ઉપરથી રંગ ઉડી ગયો હતો. તેઓએ ઓરડામાં દાખલ થઇ બારણાં બંધ કરી દીધાં. પેલી શિક્ષિકા તો એક ખુરશી ઉપર જઇને પડી.

"અરે બાપરે!" તે બોલી. "કેવું ભયંકર! અરે આવો તે સંશય પણ કોને આવે? રાજકુમાર આન્ડ્રીઆ એક રાજકુમાર નહી પણ એક ભયંકર ખૂની! એક નાસી છુટેલો જન્મટીપનો કેદી! કેદી! રામ! રામ! આવો તો સ્વપ્નમાં પણ કોને શક આવે?"

યુજીનીના મુખ ઉપર એક તિરસ્કારયુક્ત હાસ્ય જણાયું. "ખરૂં પુછે તો મારા નસીબમાં જ તેવું લખેલું હતું." તેણે કહ્યું. "આલ્બ-ર્ટના પંજામાંથી જેમ તેમ કરી છૂટી ત્યારે આ બનાવટી–ઢોંગી રાજકુમારના પંજામાં સપડાવાનો વારો આવ્યો! આ તો 'હોલા-લામાંથી નિકળીને ચુલામાં' પડવા જેવું થયું!"

"પણ બ્હેન, એ બેને ક્યાં એક સાથે મૂકે છે તે!"

"બેસ બેસ હવે." યુજીનીએ મિજાજ ખોઇને જવાબ આપ્યો. "તારૂં એ ડહાપણ રહેવા દે. પુરૂષ માત્ર બદમાસ છે. તેઓ બધા એક સરખા જ હોય છે. તેમનામાં કાંઇ ઝાઝું વિશ્રામણ હોતું નથી.

કેટલાક પોતાના દોષો વધારે સારી રીતે છુપાવી શકે છે, માત્ર જેઓ નથી છૂપાવી શકતા તેઓની જ વાતો આવી રીતે બહાર આવે છે. ચાલો, જે થયું છે તે એક રીતે ઘણું સારૂં થયું છે. મૂળે તો હું પરણવાના વિચારથી જ વિરૂદ્ધ છું, એટલે મારે તો "ભાવતું હતું અને વૈદ્યે કહ્યા" જેવું થયું છે. હવે તો મારા મનમાં પુરૂષની આખી જાતને માટે એક ભયંકર તિરસ્કાર પેદા થયો છે. વળી હવે તેમને ધિક્કારવામાં મને કોઇથી રોકી શકાય તેમ નથી; એટલે મારી મરજી પ્રમાણે વર્તવાને મને આ ઠીક કારણ મળી આવ્યું છે."

"ત્યારે હવે આપણે શું કરીશું?"

"કેમ? શું કરીશું કેમ વળી? આપણે પ્રથમ ત્રણ દિવસ ઉપર જે વિચાર કર્યો હતો, તેજ અમલમાં મૂકીશું. આપણે અહિંથી ચાલ્યા જઇશું." યુજીનીએ જવાબ આપ્યો.

"શું? હવે તમારાં લગ્ન થવાનાં નથી, છતાં તમારો ચાલ્યા જવાનો ઇરાદો છે?'

"સાંભળ, સાંભળ. આ સુધરેલું અને મોટાઇનું જીવન મને બીલકુલ પસંદ નથી. આં જીવનમાં તો સમાજના અમુક વિશિષ્ટ નિયમોનું ક્ષણે ક્ષણે પાલન કરવું પડે છે. મને પોતાને તો કલાકારનું સ્વતંત્ર અને સાદું જીવન જ ઘણું પસંદ છે, અને તેને માટે હંમેશા ઝુર્યા કરૂં છું. મારૂં પોતાનું ભરણ પોષણ મારી જાતે કરવાની મને હોંશ છે. કોઇને તાબે રહેવાનું મારાથી બની શકે તેમ નથી. શું હું અહિં રહું? શા સારૂ? તેઓ વળી મહિના બે મહિના પછી પાછાં મને ફરીથી પરણાવવાનો પ્રયત્ન કરે. હવે તેઓ મને કોની સાથે પરણાવશે તે તું જાણે છે? કદાચ મો. ડીએની સાથે મને

પરણાવવાને મારાં માતા પિતા તૈયાર થઇ જાય. એક વખત એવી દરખાસ્ત આગળ આવી હતી પણ ખરી. ના, ના, હવે આપણે તેવી જંજાળમાં પડવાની બીલકુલ ઇચ્છા નથી, અને આજે જે બનાવ બન્યો છે, તેથી મને એક નાસી જવાનું સારૂં-ઉત્તમ; બ્હાનું મળ્યું છે. આ બ્હાનું હું શોધવા ગઇ નહોતી. મેં કાંઇ ઉભું કરેલું જુઠું બ્હાનું નથી. પ્રભુએ મારે માટે આવું સારૂં બ્હાનું ઉભું કર્યું છે, તો હવે આનંદથી તેનો હું લાભ લઇશ !"

"તું કેટલી બધી હિંમતવાન છે ! તારૂં મનોબળ કેવા ઉચ્ચ પ્રકારનું છે !"

"ત્યારે તો અત્યાર સુધી તું મને ઓળખતી જ નહોતી એમ લાગે છે. ચાલ હવે એ વાત જવાદે. હવે આપણે શી વ્યવસ્થા કરવી તે વાત કરીએ. કેમ ગાડી-"

"ત્રણ દિવસથી ગાડી ભાડેથી રોકી લેવામાં આવી છે."

"આપણા નક્કી કરેલા ઠેકાણે હાજર રહેશે ને ?"

"હા."

"વારૂ પરવાનાનું-દાખલાનું શું કર્યું ?"

"આ રહ્યો."

યુવતીએ પોતાની હમેશની ખાત્રી કરવાની ટેવ મુજબ પરવાનો હાથમાં લીધો અને વાંચી જોયો.

"મો૦ લીઓ-દ-આર્મીલી, ઉમ્મર વરસ વીસ, ધંધો ચિત્ર અને કલાવન્ત, વાળનો રંગ કાળો, આંખોનો રંગ કાળો, પોતાની બ્હેનની સાથે મુસાફરી કરે છે."

"વાહવા! ઘણું જ ઉત્તમ! આ પરવાનો તેં શી રીતે મેળવ્યો?"

"રોમ શહેરમાંની નાટકશાળાઓના સંચાલકોના ઉપર ભલામણ પત્રો લેવાને માટે હું જ્યારે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાં ગઇ, ત્યારે એક સ્ત્રીના વેશમાં મુસાફરી કરવાથી હરેક પ્રકારની નડતી અડચણોની મેં તેમને વાત કરી હતી. તે મારી અડચણો બરાબર સમજી ગયો હતો, અને એક પુરૂષના નામનો પરવાનો મારે માટે મેળવી આપવાને તેણે વચન આપ્યું હતું. બે દિવસ પછી મને આ પરવાનો મળ્યો, અને તેમાં છેવટનું વાકય "પોતાની બ્હેન સાથે મુસાફરી કરે છે" એ તો મેં પાછળથી મારી મેળે ઉમેર્યું છે."

"ઠીક ત્યારે તો." યુજીનીએ આનંદમાં આવી જઇને કહ્યું. "હવે આપણે આપણો સામાન સરંજામ બાંધી લઇએ એટલી જ વાર છે. લગ્નની રાત્રે આપણે નાસી જવાનો નિશ્ચય કર્યો હતો. તેને બદલે કોલકરાર ઉપર સહી થવાની રાત્રે જ આપણે ઉપડી જઇશું. બસ ફેર માત્ર આટલો જ!"

"યુજીની, હજી જરા બરાબર વિચાર કર!"

"અરે, જો પાછી વળી તું ડહાપણ કરવા લાગી ખરી! બ્હેન, મેં સંપૂર્ણ વિચાર કરી મુકયો છે! આ જીંદગીથી હવે હું અતિશય કંટાળી ગઇ છું અને એક પક્ષીની માફક સ્વતંત્ર રીતે વિહાર કરવાને માટે મારૂં અંતકરણ તલપાપડ થઇ રહ્યું છે. બ્હેન, આપણી પાસે પૈસાનું કેમ છે?"

યુજીનીની સાહેલી અને શિક્ષિકા આ પ્રશ્ન થતાં કબાટના

ખાનામાંથી એક પાકીટ લઇ આવી. તેમાંથી નોટો કાઢીને ગણી જોતાં હજાર હજારની ત્રેવીસ નોટો થઇ.

"ત્રેવીસ હજારની નોટો છે, અને તેટલીજ રકમનું હીરા, મોતી વિગેરે ઝવેરાત છે." યુજીની બોલી. "ઓહો! આટલી મિલકતથી તો આપણે શ્રીમન્ત બનીને ફરીશું. છેતાલીસ હજાર ફ્રાંકમાં તો બે વરસ સુધી આપણે રાજકુમારીઓની માફક રહી શકીશું; અને જરા કરકસર કરીશું તો તેટલામાં ચાર વરસ ઘણા આનંદમાં જશે. પણ છ માસમાં તો તારી વાદનકલા, અને મારા કંઠ તથા ચિત્રકલાથી આપણી મુંડી બમણી થશે. ચાલ, તારે આ રોકડ સંભાળવાની, અને હું આ દાગીના સાચવીશ. આથી જો આપણા બેમાંથી એકાદ જણ પાસેની ચીજો ગુમ થઈ તો બીજીની પાસે તો રહે! હવે આપણી ટ્રંકો તૈયાર કરો! ચાલો જલદી કરો!"

આ પછી તે બન્ને યુવતીઓએ પોતાને જરૂરનો તમામ સામાન ભગો કરીને એક ટ્રંકમાં ભરવા માંડયો.

"જો હવે," યુજીનીએ પોતાની સહીઅરને કહ્યું. "હવે હું પોષાક બદલી નાંખું તેટલામાં તું આ બધું તૈયાર કરી દે."

આ પછી બન્ને જણીઓ પોતપોતાના કામે લાગી. યુજીનીએ કબાટના એક ખાનામાંથી એક સુંદર પુરૂષનો પોષાક બહાર કાઢયો. તેની તે પોષાક ધારણ કરવાની સફાઇ ઉપરથી એમ નક્કી લાગતું હતું, કે તે કાંઇ પહેલીજ વખતેજ તે પોષાક ધારણ કરતી નહોતી. એક મરદનો પોષાક એક મરદના કરતાં પણ વધારે ચાલાકી અને ઝડપથી તેણે ધારણ કરી લીધો. આ પોષાક તેના સુંદર શરીરને કાંઇ ઓર શોભા આપી રહ્યો.

"અરે વાહરે ! બ્હેન ! આ પોષાક તો તને ઘણો સુંદર લાગે છે ! વાહ ! વાહ ! બહુજ સુંદર !" શિક્ષિકાએ આશ્ચર્યથી યુજીનીને નિહાળતાં કહ્યું. "પણ હવે આ તારા કેશ–કલાપનું શું થશે ? તેને તું ક્યાં છૂપાવીશ ?"

"હમણાં તને બતાવું છું. જો તો ખરી !" યુજીનીએ ઉત્તર આપ્યો.

આમ કહેતાં તેણે કાતર હાથમાં લઇને પોતાના સુંદર કેશ-પાશને તિલાંજલિ આપી. તે એક સૌન્દર્યવતી યુવતી છતાં આ ભોગ આપતાં તેના મનમાં તે સમયે જરા પણ વ્યથા થઇ નહિ. તેનો નિશ્ચય અડગ હતો. દૃઢ નિશ્ચય એ યુજીનીએ અંગીકાર કરેલું જીવનનું પ્રથમ અને મુખ્ય તત્ત્વ હતું.

"અરે ! અરે ! આ શું કર્યું ? આ અચાટ કર્મ કરવાની તારી હિંમત કેમ ચાલી ?" તેની સખીએ દુઃખિત હૃદયે તેને ઠપકો આપવા માંડયો.

"શું આ વેશમાં હું પ્રથમના કરતાં વધારે સુંદર લાગતી નથી ?" યુજીનીએ સામો પ્રશ્ન કર્યો.

"બ્હેન, તું તો ગમે તે પોષાકમાં–ગમે તેવા વસ્ત્રાલંકારથી વિભૂષિત થઇ હોય તો પણ સુંદર લાગે છે. તારી આકૃતિજ મધુર છે, તારૂં સ્વરૂપ જ મનોહર છે એટલે તને શું ન શોભે? તો પણ તેં આ ઘણુંજ અનુચિત કાર્ય કર્યું."

"હશે ચાલ, હવે તેનો તને એટલો બધો શા માટે શોક થાય છે ? શોક કદાચ થાય તો મને થવો જોઇએ."

" ત્યારે આપણે અહિંથી ક્યાં જઇશું ? "

" અહિંથી આપણે પ્રથમ પ્રસેલ્સ જઇએ; કારણ તે સૌથી વધારે નજીકનું પરહદનું સ્થાન છે. પછી ત્યાંથી આપણે ઇટાલી જઇશું."

" હા. હા. "

" વારૂ ત્યારે. તું મારા સામે શું ધારી ધારીને જોઇ રહી છું ?" યુજીનીએ પૂછયું.

" તને નિહાળી રહી છું. પુરૂષનાં વસ્ત્રોમાં પણ તું અતિ મોહક લાગે છે. ગમે તેવી લલિત લલનાને પણ તું મુગ્ધ બનાવી દે તેમ છે. કોઇ પણ સુંદરી ભૂલી પડીને તારા મોહપાશમાં સપડાઇ ગયા સિવાય રહે જ નહિ. આપણને બન્નેને સાથે જોનાર તો એમ જ ધારશે કે તું મને મુગ્ધ કરીને ફોસલાવીને નસાડી લઇ જાય છે; અને તારી પાછવાડે ઘેલી બનીને તારી સાથે હું નાસી જાઉં છું."

" તેમનું ધારવું કાંઇ ખોટું નથી ! "

આ વાર્તાલાપના અંતે બન્ને યુવતીઓ ખડખડાટ હસી પડી. દુનીઆ તો એમ ધારતી હતી કે તે બન્ને જણીઓ પોતાની ઓરડીઓમાં ભરાઇને એકાન્તમાં આંસુ ઢાળતી હશે. યુજીની પોતાનું અપમાન થવાથી પોતાના દુઃખને માટે રોતી હશે, અને તેની સખી યુજીનીના ઉપરના સ્નેહને લીધે તેને માટે રોતી હશે. પણ જગત જખ મારતું હતું. તે પછી ઓરડામાં અસ્તવ્યસ્ત પડેલી તમામ ચીજો તેમણે વ્યવસ્થિત ગોઠવી દીધી. આ પછી દિવો બુઝાવી નાંખ્યો, અને થોડીવાર સુધી કાન તથા આંખો સતેજ રાખીને અંધકારમાં સાંભળવા તથા જોવા લાગી. જ્યારે તેમને બધું ચારે બાજુએ તદ્દન શાંત લાગ્યું, ત્યારે એક બાજુપરના જીનેથી તેઓ ટ્રંક લઇ નીચે ઉતરી પડી.

નીચે કંપાઉન્ડમાં કોઇ જ નહોતું. બરાબર મધ્ય રાત્રીનો સમય થયો હતો. ઘડીઆળમાં બારના ટકોરા થયા. દરવાન હજી સુઇ ગયો નહોતો. યુજીની ધીમે પગલે આગળ વધી તો તે વૃદ્ધ માણુસને એક ખુરશી ઉપર ઝોકાં ખાતો તેણે દીઠો. યુજીની તે પછી ધીમે ધીમે આગળ વધી. પાછળ તેની બ્હેનપણી હતી. બન્ને જણીઓ હળવેથી દરવાનની નજર ચુકાવીને દરવાજાની બહાર નિકળી ગઇ. બન્ને જણીઓનાં હૃદય ધડકતાં હતાં, પણ યુજીનીએ પોતે ધારણ કરેલો નવિન વેશ સાર્થક કર્યો હતો. તેણે મુખ ઉપર અતિશય શાંતિનો ડોળ ધારણ કરી રાખ્યો. રસ્તા ઉપરથી એક હેલકરી પસાર થતો હતો. બન્ને જણીઓએ તેને પેલી ટ્રંક ઉપાડી લેવાને આજ્ઞા કરી. પછી ધીરે ધીરે તેઓ નિયત કરેલા સ્થાને પહોંચ્યાં. પ્રથમથી કરી રાખેલા સંકેત પ્રમાણે ત્યાં ગાડી તૈયાર જ હતી. તેમાં ટ્રંક મૂકી દીધી, અને બન્ને જણીઓ ચઢી બેઠી. ગાડીવાને યુજીનીને મરદના પોશાકમાં જોઇને મરદ જ જાણી, અને સાથેની યુવતીને જોઇને કાંઇક કોકડું હોવું જોઇએ એમ અનુમાન કર્યું: પણ તેને તેની મેહેનતના બદલામાં ઘણું સારૂં ઈનામ મળેલું હતું, અને ભવિષ્યમાં તેથી પણ વધારે સારૂં ઇનામ મળવાની આશા હતી, એટલે બીજી કશી ભાંજગડમાં ઉતરવાની તેને જરૂર નહોતી.

પાએક કલાકમાં ગાડી પેરીસ શહેર છોડીને આગળ વધવા લાગી.

બેરન ડેંગ્લર્સ આ રીતે પોતાની પુત્રી ગુમાવી બેઠો.

---

# પ્રકરણ ૪૪ મું.

---

બેરન ડેંગ્લર્સની પુત્રી યુજીનીને પોતાની સાહચર અને શિક્ષિકાને લઇને પિતાના ઘરનો ત્યાગ કરી બ્રુસેલ્સ તરફ નાસી જતી આપણે ગત પ્રકરણમાં જોઇ. હવે રાજકુમાર આન્ડ્રીઆનું શું થયું તે આપણે જોઇએ. તેને બિચારાને તો હાથમાં આવેલો ગ્રાસ મોંમાં મૂકતાં છેવટની ક્ષણે જ વિઘ્ન આવી પડયું. આન્ડ્રીઆ જોકે યુવાન હતો તો પણ તેનામાં બુદ્ધિ અને ચાતુર્યની ખોટ નહોતી. કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટોની વાત ઉપરથી તેને પ્રથમ સંશય આવ્યો અને ક્ષણવાર પછી તેનો વ્હેમ પાકો થયો, એટલે ધીરે રહીને તે દિવાનખાનાના બારણા તરફ વળ્યો. ત્યાંથી જરા ઝડપથી ચાલીને તે સૌ કોઇની નજર ચુકાવીને બીજા બે ત્રણ ઓરડામાંથી પસાર થઇ ગયો અને આખરે અદ્રશ્ય થઇ ગયો. પણ ગયા પ્રકરણમાં એક ખાસ કહેવા જેવી વાત કહેવાની રહી ગઇ હતી. તે એકે કન્યાના મિત્રો, મુરબ્બીઓ, અને સંબંધીઓ તરફથી આવેલી કેટલીક કીમતી ભેટો, દાગીનાઓ, ઝવેરાત વિગેરે પરોણાઓના જોવામાં આવે એવા હેતુથી એક ઓરડામાં ટેબલ ઉપર ગોઠવીને મુકેલાં હતાં. છુપાઇને પણ ઝડપથી પસાર થતાં આન્ડ્રીઆ આ ઓરડા આગળ આવી પહોંચ્યો. તે એકલો માત્ર ચતુર અને બુદ્ધિમાન જ નહોતો પણ દીર્ઘદ્રષ્ટી પણ હતો. તેણે પેલી ચીજો પૈકી કેટલીક, જે વિશેષ કિમતી અને ખીસ્સામાં રહી શકે તેવી જણાઇ તેવી ચીજો લઇને ખીસ્સામાં સરકાવી દીધી. પોલીસ આવી પહોંચ્યાની વાત તો તેના જાણવામાં

આવી ગઈ હતી જ; એટલે જીનેથી ઉતરવાની તસ્દી લેવાને બદલે તેજ ઓરડાની બારીએથી પછી તે નીચે ઉતરી પડયો. એવી બાબતોમાં તો તેણે પ્રથમથીજ ખરેખરી નિપુણતા મેળવી રાખી હતી. મકાનના કંપાઉન્ડની બહાર સહીસલામત નિકળી ગયા પછી પાએક કલાક તો કયાં જવું તેનો મન સાથે નિશ્ચય નહિ કરી શકવાથી આમ તેમ તે નાસવા લાગ્યો. સીધે રસ્તે જવામાં તો પકડાઈ જવાનો મોટો ભય હતો. આડા અવળા ગલીકુંચીઓના અનેક રસ્તા વટાવીને તે શહેર બહાર ઘણો દૂર નિકળી ગયો, ત્યારે જ જરા થાક ખાવાને અટકયો.

" ત્યારે શું હવે મારૂં આવી જ બન્યું કે ? " તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો. " ના, ના. જો મારા શત્રુઓ કરતાં વધારે ચાલાકી વાપરૂં તો તો પકડાવાનો ભય રાખવાની જરૂર નથી. હવે તો મારી સહિસલામતીનો બધો આધાર મારી ચપળતા અને ઝડપ ઉપર જ રહેલો છે. "

એટલામાં એક ગાડી તેની નજરે પડી. તેણે ગાડીવાળાને બોલાવ્યો.

" દોસ્ત, અહિં આવ. "

" શો હુકમ છે સાહેબ ? "

" તારો ઘોડો થાકી ગયેલો તો નથી ને ? "

" થાકી ગયેલો ? હા, હા, થાકેલો તો ખરો જ તો ! તમે પણ શેઠ ખરા દીઠા હો ! ઘોડાની પણ તમને કેટલી દયા ! આજે આખો દિવસ એક ડગલું તો સાલાએ ભર્યું નથી, અને તમે કહો છો થાકી ગએલો હશે ! આજે આખા દિવસમાં હું માત્ર એક સાત ફ્રાંક કમાયો છું, અને દશ ફ્રાંક તો શેઠને આપવાના છે. "

"ત્યારે એ સાત ફ્રાંકમાં બીજા વીસ ફ્રાંકનો વધારો કરવાની ઇચ્છા છે?'

"વાહ સાહેબ! ઘણી ખુશીથી! અરે, વીસ ફ્રાંક ક્યાં છે તે! વારૂ શો હુકમ છે?"

"એક ઘણી જ સ્હેલી વાત છે; પણ જો તારો ઘોડો થાકી ગયો ન હોય તો."

"અરે હમણાં પવનવેગે ઉડયો જાણોને! બોલો કેણી તરફ જવું છે?"

"'લુવ્રે' તરફ. મારો એક મિત્ર આગળ ગયેલો છે તેને મારે પકડી પાડવાનો છે. સાડા અગીઆર વાગ્યા સુધી આ જગાએ મારી રાહ જોતા થોભવાને તેને મેં કહેલું; પણ બાર વાગી ગયા ત્યાં સુધી બીજી જગાએ રોકાણને લીધે મારાથી આવી શકાયું નહિ. એટલે આખરે થાકીને તે ચાલ્યો ગયો લાગે છે. તેને તું પકડી પાડીશ?"

"અરે ખુશીની સાથે. આપ પૈસા આપનાર બેઠા છો તો પછી શું વાંધો છે? આપણે તો તૈયાર જ છીએ."

"'બુરજેટ' પહોંચીએ તે પહેલાં, જો તું તેને પકડી પાડે નહિ તો તને વીસ ફ્રાંક મળશે. લુવ્રે પહોંચતાં પહેલાં તો તેને પકડી પાડવો જોઇએ જ. જો તેમ નહિ બને તો તને માત્ર ત્રીસ ફ્રાંક જ મળશે."

"વારૂ, પણ જો હું તેને પકડી પાડું તો?"

"તો તો તને ચાલીસ ફ્રાંક આપીશ." આન્ડ્રીઆએ ક્ષણભર અચકાતાં કહ્યું. કારણ એવું વચન આપવામાં કાંઈ પણ હરકત નડે તેમ નહોતું.

"ઠીક ચાલો ત્યારે." તે ગાડીવાળાએ કહ્યું. "બેસી જાઓ અંદર."

આન્દ્રીઆ ગાડીમાં બેસી ગયો. ગાડી આગળ ચાલી. રસ્તામાં આન્દ્રીયાનો કલ્પિત મિત્ર તો પકડાયો નહિ. રસ્તામાં જતા આવતા રાહદારીઓને તથા મુસાફરખાનાઓમાં આન્દ્રીયા પોતાના મિત્રના સંબંધમાં ખબર પૂછતો. એક લીલા રંગની ગાડી અને ભુખરા રંગના ઘોડા તે રસ્તે થઇને પસાર થયા હતા કે કેમ એવો પ્રશ્ન જે કોઇ મળે તેને આન્દ્રીયા કરતો. એવા ગાડીઘોડા તો જ્યાં ત્યાં ઠેર ઠેર ફરતા જ હોય, એટલે આન્દ્રીયાને કોઇ જુઠો પાડી શકે તેમ નહોતું. રસ્તે જતા ઘણાખરા લોકોના જોવામાં તેવા ગાડીઘોડા આવ્યા હતા, એટલે આન્દ્રીયાને ગાડીવાળાને સમજાવવાને પણ કાંઇ અડચણ પડી નહિ. છેવટે તેવી એક ગાડી પકડાઇ ગઇ પણ ખરી. પણ આન્દ્રીયાનો મિત્ર, જેની શોધમાં તે દોડાદોડ કરી રહ્યો હતો, તે તેમાં નહોતો.

રસ્તામાં એક બીજી ગાડી પવનની ઝડપે આન્દ્રીયાની ગાડી આગળથી પસાર થઇ ગઇ. આન્દ્રીયાની ગાડી પાછળ રહી. આગળ જે ગાડી ગઇ તેમાંના મુસાફરોને આન્દ્રીયા ઓળખી શકયો નહિ. તે મનમાં જ બબડયો: "એ ગાડીને જેવા ઘોડા જોડયા છે તેવા ઝડપવાળા ઘોડા હોય અને તે ગાડીમાં બેઠેલા મુસાફરોનો પરવાનો મારી પાસે હોય તો કેવી મજા!" તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મુકયો.

આન્દ્રીયાની ગાડી પાછળ મૂકીને જે ગાડી એટલી ઝડપે આગળ નીકળી ગઇ, તે ગાડીમાં પ્રવાસ કરનાર મુસાફરો બીજા કોઇ નહિ પણ પુરૂષ વેશમા બેરન ડેંગ્લર્સની પુત્રી યુજીની અને તેની સાથે તેની બ્હેનપણી હતી.

"ચાલવા દે, ચાલવા દે." આન્ડીયાએ ગાડીવાળાને કહ્યું. "આપણે મારા મિત્રને પકડી પાડવો જ પડશે."

ગાડીવાળાએ ચાબુક ચમકાવ્યો. તેઓ પણ ઘણી ઝડપે આગળ વધ્યા અને સહીસલામત "લુવ્રે" માં આવી પહોંચ્યા.

"ચાલ, રહેવા દે હવે." આન્ડ્રીઆએ ગાડીવાળાને કહ્યું. "આપણે જે ગાડીને પકડી પાડવા માગીએ છીએ તે પકડાય તેમ લાગતું નથી, અને ઉલટું તારો ઘોડો બીચારો નાહકનો મરી જાય છે. હવે અહિં જ થોભી જઇએ. લે, જો, આ તારા ત્રીસ ફ્રાંક. હવે તો મારે અહિં મુસાફરખાનામાં આખી રાત પડી રહેવું પડશે, અને સવારમાં જતી પહેલી ગાડીમાં હું અહીંથી આગળ જઇશ અને બનતી તજવીજ કરીશ. મારી દોડાદોડ બધી નકામી ગઇ પણ કાંઇ ચિન્તા નહિ. તેમાં તારો શો વાંક?" એમ કહીને ગાડીવાનને ઠરાવ પ્રમાણેના ત્રીસ ફ્રાંક આપીને આન્ડ્રીયા ગાડીમાંથી ઉતરી પડયો.

ગાડીવાળો પૈસા લઇને પેરીસ ભણી પાછો વળ્યો. આન્ડ્રીઆએ મુસાફરખાનામાં જવાનો ડોળ કર્યો, અને થોડેક સુધી તે તરફ ગયો; પછી જ્યારે ગાડી અદૃષ્ય થઇ ગઇ એટલે તેણે પોતાનો માર્ગ બદલ્યો. થોડેક દૂર જઇને રસ્તાની એક બાજુ ઉપર ખુણામાં તે વિશ્રાંતિ લેતો બેઠો. હવે આગળ શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યો. ભાડાની ગાડીઓમાં વધારે વખત મુસાફરી કરવી એ સુરક્ષિત નહોતું. વળી ફ્રાંસ દેશના જે ભાગમાં તે વખતે તે હતો, તે ભાગમાં સખ્ત જાપતો અને દેખરેખ રહેતાં હોવાથી, અને છૂપાઇ રહેવાનાં ગુપ્ત સ્થાન ત્યાં ઝાઝાં ન હોવાથી તેને પકડાઇ જવાનો ભય હતો. એક ખાડામાં લપાઇને માથે હાથ દઇને વિચાર કરતો તે બેઠો. દસેક

મિનિટ આવી રીતે પસાર થયા પછી તેણે માથું ઉંચું કર્યું. તે એક નિશ્ચય ઉપર આવી ગયો. ત્યાંથી તેણે આગળ ચાલવા માંડયું, અને પાસે જ ચારેક માઇલ ઉપર એક ગામડું આવેલું હતું ત્યાં પહોંચી ગયો. ત્યાં એક મુસાફરખાનાનાં બારણાં તેણે હિંમતથી જોસભેર ખખડાવ્યાં. વીશીવાળાએ બારણાં ખોલ્યાં.

"દોસ્ત," આન્દ્રીઆએ કહ્યું. "મારા ઘોડાએ ભડકીને દોડતાં મને રસ્તામાં પાડી નાંખ્યો છે. રાતનો વખત હોવાથી મને રસ્તો જડયો નહિ, એટલે મારે ઘણું ભટકવું પડયું, આખરે હું અહિં આવી પહોંચ્યો છું. ઘોડો તો મને નાંખીને નાઠો તે ફરી હાથ લાગ્યો જ નહિ. મારે "કોમ્પીન" આજે રાત્રે જ પહોંચી જવાની ખાસ જરૂર છે; નહિ તો મારાં સગાં વહાલાં બધાં મારે માટે અનેક જાતની ચિન્તામાં પડશે. દોસ્ત, એકાદ ઘોડાની તારે મને ગમે તેમ કરીને પણ સગવડ કરી આપવી પડશે. જે ભાડું હશે તે આપવાને હું તૈયાર છું."

વીશીવાળાની પાસે ઘોડા તો તૈયાર હોયજ. તેણે એક ખાસદારને બોલાવ્યો, અને ઘોડો તૈયાર કરીને તે નવિન આવનાર ગૃહસ્થની સાથે જવાને તેને હુકમ આપ્યો. આન્દ્રીયાએ પેલા વીશીવાળાને વીસ ફ્રાંક આપ્યા. પૈસા ખીસ્સામાંથી બહાર કાઢતાં આન્દ્રીઆના ખીસ્સામાંથી એક કાર્ડ નીચે પડી ગયું. ખરૂં જોતાં તેણે તે કાર્ડ જાણી જોઇને નીચે પડી જવા દીધું હતું. આન્દ્રીઆ ઘોડો લઇને ચાલતો થયો તે પછી પેલા વીશીવાળાએ પેલું કાર્ડ ઉપાડી લીધું. તે ઉપર પેરીસના એક સારા પ્રખ્યાત ગૃહસ્થનું નામ અને ઠેકાણું લખેલાં તેના જોવામાં આવ્યાં; એટલે ઘોડો લઈ જનાર તે જ ગૃહસ્થ હોવો જોઇએ એવો તેનો નિશ્ચય થયો.

આન્ડીઆ આગળ ચાલ્યો. ઘોડો કાંઈ બહુ સારો નહોતો. કોમ્પીન પહોંચતાં ચાર વાગ્યા. કોમ્પીનમાં એક સારી વીશી હતી, તે આન્ડ્રીઆના જાણવામાં હતું. તેણે તે નિવાસગૃહ શોધી કાઢયું, અને ઘોડાવાળાને કાંઇક ઈનામ આપીને પરત વિદાય કર્યો. બીજે દિવસે પાછો તેને આગળ પ્રવાસ કરવાનો હતો, એટલે હવે વિશ્રાંતિની ખાસ જરૂર હતી. અત્યાર સુધી તેને કાંઇ વિઘ્ન નડયું નહોતું એટલે તેને જરા વધારે હિંમત આવી હતી. તેથી તેણે હવે કાંઇક સારી નિદ્રા લેવાનો અને ક્ષુધા તૃપ્ત કરવાનો નિશ્ચય કર્યો. તેણે બારણું ખખડાવ્યું એટલે નોકરે બારણું ખોલ્યું.

"દોસ્ત," આન્ડ્રીઆએ તેને સમજાવ્યો. "મુસાફરી દરમ્યાન એક ગામમાં હું જરા રંગ રાગમાં ગુલતાન થઇ ગયો. એટલામાં ગાડી બીજા મુસાફરોને લઇને ચાલતી થઈ. મેં એકલા પગે ચાલીને અહિં આવવાનો નિશ્ચય કર્યો, અને રસ્તો ચુકી ગયો; તેથી આખી રાત અંધારામાં ભૂખ્યા તરસ્યા રખડવાનો વારો આવ્યો. મને એક સારી ઓરડી ખોલી આપ અને નાસ્તા પાણી સારૂ કાંઈક લઇ આવ."

નોકરને કાંઇ સંશય આવ્યો નહોતો. આન્ડ્રીઆએ મ્હો બરાબર ઠાવકું રાખ્યું હતું, અને ઘણી જ શાંતિથી હુકમ કર્યો હતો. તેના મ્હોમાં સીગારેટ હતી. ડગલાના ખીસ્સામાં હાથ રાખ્યા હતા. તેનાં કપડાં સુંદર હતાં. તેનો દેખાવ એક ઉત્તમ પંકિતના ગૃહસ્થને છાજે તેવો હતો. આથી તેણે જોડી કાઢીને જે વાત કહી તે નોકરે તદ્દન ખરી જ માની. નોકર તેને માટે ઓરડી તૈયાર કરવા ગયો. આન્ડ્રીઆ પ્રથમ ઘણી વખત આ ગામમાં આવતો ત્યારે આ નિવાસગૃહમાં જે ઓર-

ડીમાં મુકામ કરતો, તે ઓરડી મેળવવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો. પણ તે વ્યર્થ ગયો; કારણ તે દિવસે તે ઓરડીમાં બીજો એક ગૃહસ્થ પોતાની બ્હેનની સાથે આવીને ઉતર્યો હતો. થોડીવારમાં બીજી ઓરડી તૈયાર થવાની નોકરે આવીને ખબર આપી, એટલે તે નોકરની પાછળ પાછળ તે ઓરડીમાં ગયો. નાસ્તો પાણી તૈયાર જ હતું. તેને યથેચ્છ ન્યાય આપ્યો. પછી જશને પથારીમાં પડયો. આન્દ્રીઆ થાકીને લોથ થઇ ગયો હતો. તે પથારીમાં પડતાંની સાથે જ નિદ્રાવશ થઇ ગયો. કારણ પશ્ચાત્તાપ એ શું ચીજ હશે તે તો આન્દ્રીઆ બીલકુલ સમજતો જ નહોતો.

તેણે પોતાના મનમાં સર્વ યુક્તિ ઘડી મૂકી હતી. પ્રાતઃકાલ થતા પહેલાં ઉઠવું, નિવાસગૃહના માલિકના બીલના પૈસા ઉદારતાથી પતાવી દેવા, અને પછી નિવાસ ગૃહમાંથી નિકળીને પાસેની ઝાડીમાં ભરાઇ જવું. ત્યાંના ગરીબ ખેડુતો, અને ગામડાઆ લોકોનો ગમે તે બ્હાને આશ્રય લેવો. ત્યાંથી એકાદ કઠીઆરાનો વેશ ધારણ કરવો; કપડાંલત્તાં તેવાં ફાટાંતુટાં પહેરવાં; હાથે પગે કાદવ લગાડી ગંદા કરવા; મ્હોએ રંગ લગાવી તેને જરા શ્યામ કરી નાંખવું; અને એ રીતે વેશ બદલી કઠીઆરાના વેશમાં જંગલોમાં ભટકતા ભટકતા ફ્રાંસની હદ વટાવી પર રાજ્યની હદમાં દાખલ થઇ જવું. પર હદમાં દાખલ થઇને નવિન ધારણ કરેલો વેશ ફેંકી દેવો, અને પોતાની પાસે દાગીના અને ઝવેરાત હતું, તે વેચીને પાછા પોતાની અસલ સ્થિતિ પર આવવું એવો તેણે વિચાર કર્યો હતો. વળી બેરન ડેંગ્લર્સ અને તેના સ્નેહી સંબંધીઓ બની ગએલા બનાવને ભૂલી જવાને અને ફજેતીની વાતને દાબી દેવાને પ્રયત્ન કર્યા સિવાય રહેનાર નથી એવી તેને પક્કી ખાત્રી હતી. આ વિચારોને લીધે તેના હૃદયને જરા

નિરાંત વળી હતી. એટલે તે થાકયો પાકયો થોડી જ વારમાં ભર-નિદ્રામાં પડી ગયો. વહેલા ઉઠાય તેવા હેતુથી તેણે બારીઓ ખુલ્લી રાખી હતી, પણ ઓરડીના બારણાને અંદરથી સાંકળ લગાવીને બંધ કરી લીધું હતું. આ ઉપરાંત વધારે સહિસલામતી માટે પોતાની પાસે હમેશાં તે એક લાંબી તીક્ષ્ણ છરી ખીસ્સામાં તૈયાર રાખતો; તે પણ પોતાના માથા તળે મુકીને જ તે સુઈ રહ્યો હતો. સવારમાં સાત વાગે તેના મુખ ઉપર જ્યારે સૂર્યનાં કિરણો પડયાં, ત્યારે તેની ગરમીથી તે જાગી ઉઠયો. જેમનાં મગજ સુવ્યવસ્થિત હોય છે, તેમનાં મગજમાં હમેશાં એકાદ વિશિષ્ટ વિચાર બળવાન હોય છે. રાત્રે સુતી વખતે જે છેલ્લો વિચાર આવે છે તે, અગર તો પ્રાતઃ-કાલમાં ઉઠતાંની સાથે જે પહેલો વિચાર તેવા મનુષ્યના મગજમાં આવે છે તે બલવત્તર હોય છે. આન્ડ્રીઆએ જાગ્રત થતાંની સાથે જ રાત્રે સુતી વખતે જે છેલ્લો વિચાર કર્યો હતો તેનું તેને સ્મરણ થયું. તેના અંતરાત્માએ એટલા બધા વખત સુધી નિદ્રામાં પડી રહેવા પોતાને માટે ઠપકો આપવા માંડયો. તે પથારીની બહાર કુદી પડયો, અને બારીએ ગયો તો નીચે આંગણામાં એક પોલીસના સીપાઇને તેણે દીઠો. નિર્દોષ મનુષ્ય પણ કાળી ડગલીવાળા યમના દૂતનાં દર્શ-નને એક અપશુકન તરીકે માને છે, તો પછી એક ગુન્હેગારના હૃદયને તો તે ભયભીત બનાવી દે તેમાં શી નવાઇ?

" અરે! આ પોલીસનો સીપાઇ અહિં કયાંથી? અને શા માટે?" આન્ડ્રીઆએ પોતાના મનને પ્રશ્ન કર્યો. તેણે પોતાના ભયને જરા દબાવ્યો, અને હિંમત લાવીને મનને આશ્વાસન આપવા લાગ્યો. " અરે, આવી વીશીઓમાં પોલીસના સીપાઇની હાજરીથી કાંઇ

બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. જતાં આવતાં રસ્તામાં મુસાફરી દરમ્યાન કદાચ વિશ્રાંતિ લેવા રોકાયો હોય, અગર તો ક્ષુધા તૃપ્ત કરી વીશીવાળાના ઉપર ઉપકાર કરવાને પણ આવ્યો હોય. હવે એવા બધા વિચારો કરવા તેના કરતાં એક વખત તો આપણે કપડાં જ પહેરી લેવાં ઠીક પડશે."

આમ વિચાર કરતાં તેણે ઝપાટાબંધ કપડાં પહેરી લીધાં. થોડાક માસથી તો તે રાજકુમાર બનીને ફરતો હતો, એટલે તેનો ખીજમતદાર તેને કપડાં પહેરાવતો· પરંતુ તેથી તે પોતે કાંઇ પોતાની ચાલાકી ભૂલી ગયો નહોતો. તેણે એટલી બધી ઝડપથી કપડાં પહેરી લીધાં કે તેના પોતાના નોકરને પણ, જો તેણે તેને તે વખતે જોયો હોય તો આશ્ચર્ય લાગ્યા સિવાય રહેત નહિ.

"ઠીક," આન્ડ્રીઆ મનમાં બબડયો. "ચાલો હવે, એ જાય ત્યાં સુધી આપણે અહિં જ બેસી રહીશું, અને પછી ધીમે રહીને સરકી જઇશું."

પછી પાછો તે ફરીથી બારી આગળ ગયો, અને પડદો ઉંચો કરીને બહાર નજર કરી. પહેલાં તેણે એક જ સિપાઇને દીઠો હતો, હવે તો તેની નજરે બે સીપાઇઓ પડયા. જેમાંનો એક તો જીનો રોકીને જ ઉભો હતો, આન્ડ્રીઆને ઉતરીને નીચે જવાનો માત્ર તેજ એક રસ્તો હતો. તેણે બીજી બાજુએ દૃષ્ટિ કરી તો નિવાસ-ગૃહના મુખ્ય દરવાજો આગળ એક ત્રીજો સિપાઇ ભરેલી બંદુક લઇને ઉભેલો જોયો. એ દરવાજા સિવાય બીજું બહાર નિકળવાનું કોઇ પણ દ્વાર નહોતું. આ ત્રીજા સિપાઇને જોતાં જ ખરેખરો મામલો આન્ડ્રીઆના સમજવામાં આવી ગયો. દરવાજા આગળ ઉભેલા

સિપાઇથી થોડેક દૂર લોકોનું એક ટાળું ભરાયું હતું, જેથી સિપાઇની નજર ચુકાવીને પણ કોઇથી નાસી શકાય તેમ નહોતું.

"અરે, આ તો એમ જ જણાય છે કે તેઓ મને જ પકડવા આવ્યા છે. ઓ બાપરે!" આન્ડ્રીઆ બબડયો.

તેનું મુખ ફીકકું પડી ગયું. ચિન્તાતુર ચ્હેરે તેણે ચારે તરફ દ્દષ્ટિ કરી. તેની ઓરડીમાં બહાર નિકળવાનો માર્ગ હતો જ નહિ.

"ઓ બાપરે, હવે તો આપણું આવી રહ્યું લાગે છે!" તેના હૃદયમાં આ વિચારથી એક કંપારી વછૂટી. આન્ડ્રીઆની સ્થિતિનો ગુન્હેગાર એક વખત કાયદાની ચુંગાલમાં સપડાયો એટલે કામ ચાલીને તેને મરણની જ શિક્ષા થવાની. આન્ડ્રીઆ મૂર્ખ નહોતો. તે આ વાત ઘણી સારી રીતે સમજતો હતો. તેને માટે મરણની જ શિક્ષા તૈયાર હતી. તેના ઉપર કોઇ જરા પણ દયા બતાવે તેમ નહોતું. તેની શિક્ષા તુરત જ અમલમાં મુકાવાની એની તેને સ્પષ્ટ ખાત્રી હતી. તેનું મગજ ભમવા લાગ્યું. એક ક્ષણ વાર તો તેણે પોતાના બે હાથે પોતાનું માથું દબાવી દીધું. તે ભયથી ગાંડા જેવો થઇ ગયો. થોડીક ક્ષણો આવી રીતે પસાર થયા પછી તેને જરા હિંમત આવી. આમ થતાં તેને એક નવિન વિચાર સ્ફુર્યો. તે વિચારથી તેના મુખ ઉપર એક વિચિત્ર પ્રકારનું હાસ્ય ફરકી રહ્યું તેણે ચારે તરફ નજર કરી. તેની નજર કાગળ, કલમ, અને ખડીઆ ઉપર પડી. તેણે એક કાગળ ઉપર નીચે પ્રમાણે લખ્યું:—

"મારે બીલ ચુકવવા જેટલા અત્યારે મારી પાસે પૈસા નથી; પણ હું અપ્રમાણિક માણસ નથી, હું આ એક વીંટી પાછળ મુકી જાઉં છું. તેની કિંમત બીલના પૈસા કરતાં સેંકડો ગણી છે.

દિવસ ઉગતાં પહેલાં હું અહિંથી છૂપી રીતે નાસી ગયો છું, તેને માટે ક્ષમા ચાહું છું, પણ મારી પાસે પૈસા ન હોવાથી કોઇને શરમને લીધે મુખ બતાવી શકયો નથી.”

પત્ર લખી રહ્યા પછી પોતાની આંગળીએથી વીંટી ઉતારીને તેના ઉપર મુકી, પછી ઓરડીના બારણાની સાંકળ ખોલી નાંખી અને જાણે છાનામાના નાસી જતી વખતે ઓરડીનું બારણું બંધ કરવાનું ભૂલી ગયો હોય, તેવો દેખાવ કરવાને તેણે બારણું જરા ખુલ્લું મૂકયું. પછી ઓરડીના ખૂણામાં ચુલા ઉપરથી ધૂમાડો જવાની એક ચીમની-ધૂમાડીઉં હતું તેમાં તે ભરાઇ ગયો. ધૂમાડીઆમાં ચઢતા પહેલાં ઓરડીમાં જમીન ઉપરથી પોતાનાં તમામ પગલાં ભૂસી નાંખ્યાં. આ પછી તે પેલા ધૂમાડીઆમાં ઉંચે ચઢવા લાગ્યો. તે એવી ચાલાકીથી ઉપર ચઢતો હતો કે આવી બાબતનો તેને સારો અનુભવ હોવો જોઇએ એમ જણાતું હતું. નાસી છૂટવાને માટે તેને માત્ર તેજ એક માર્ગ ખૂલ્લો જણાયો. એટલામાં કર્મધર્મસંયોગે એક પોલીસ અમલદાર ત્રણ ચાર સીપાઇઓને લઇને જીના ઉપર ચઢવા લાગ્યો. એક સિપાઇને જીનાને માથે ઉભો રાખ્યો. બીજો નીચે ઉભો જ હતો. વીશીના દરવાજા આગળ પણ એક સિપાઇ ભરેલી બંદૂક લઇને તૈયાર ઉભેલો હતો જ. એક બે સિપાઇઓને લઇને પેલો અમલદાર આગળ વધવા લાગ્યો. પોલીસને આવી રીતે આવી ચઢવાનું કારણ એવું બન્યું કે;—આન્ડ્રીઆનો પીછો પકડવા માટે સવારના પહોરમાંજ પેરીસથી ચારે બાજુએ તારો છૂટયા હતા. આથી દરેક ઠેકાણે સત્તાવાળાઓ ખૂની આન્ડ્રીઆને પકડવાને તેની શોધ કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. ‘કોમ્પીન’ એ એક તાલુકાનું મુખ્ય મથક હતું; એટલે ત્યાં બાતમીદારો, પોલીસ સિપાઇઓ, અને

અમલદારો સંખ્યાબંધ હતા. તેમને તારનો સંદેશો મળતાંની સાથે જ તેમણે તપાસ શરૂ કર્યો. આન્ડીઆ જે વીશીમાં ઉતર્યો હતો તે વીશી ગામમાં સૌથી પહેલા નંબરની હોવાથી તેઓનું ધ્યાન પ્રથમ તે વીશી તરફજ દોરાયું. બાતમીદારોથી ખબર મળી કે પહેલી રાત્રે કેટલાક મુસાફરો ત્યાં આવીને ઉતર્યા હતા. વધારે બારિક તપાસમાં સવારમાં ચાર વાગ્યાના સુમારે એક ગૃહસ્થ એક નોકર સાથે ઘોડા ઉપર વીશીમાં આવેલાની બાતમી મળી. તે માણસ વીશીમાં ઉતર્યો હતો આથી પોલીસ અમલદારોનો શક મજબુત થતો ગયો. હજી તે માણસને વીશી છોડીને જતાં કોઇએ જોયો નહોતો એવી ખાત્રી થતાં પોલીસ અમલદારોએ તે વીશી ઉપર છાપો માર્યો. મકાનને ચારે બાજુએથી ઘેરી લીધું, અને નોકર ચાકરોને એકઠા કરી તેમનાથી તથા વીશીના માલિકથી સર્વ તપાસ કરતાં તે માણસ આન્ડીઆ જ હોવા જોઇએ એવો નિશ્ચય થયો; એટલે પોલીસ અમલદાર આન્ડ્રીઆની ઓરડી તરફ ચાલ્યો. પાસે જઇને જોયું તો બારણું ખુલ્લું દીઠું.

“ઓહો !” પેલો અમલદાર બબડયો. “બારણું કાંઇ ખુલ્લું છે ને ! ત્યારે શું પક્ષી અંદરથી ઉડી જવા પામ્યું છે કે શું ?”

અમલદાર ઓરડીમાં દાખલ થયો. આમ તેમ જોતાં ટેબલ તરફ તેની નજર ગઈ તો ત્યાં પેલી ચીઠ્ઠી અને વીંટી માલુમ પડયાં. આથી છટકી ગયાની પ્રથમ તેને શંકા આવી; છતાં તે અમલદાર કાંઇ કાચો પોચો નહોતો. તે પણ જમાનાનો ખાધેલો, અનુભવી, અને બાહોશ માણસ હતો. તેણે ઓરડામાં ચારે તરફ ફરીથી બારીક તપાસ કરવા માંડી. પથારીમાં જોયું, પડદા પાછળ તપાસ કરી. ત્યાં

એક બે પેટીઓ અને કબાટ હતાં તે પણ તપાસી જોયાં. જ્યારે તેના જોવામાં કાંઇ જ આવ્યું નહિ, ત્યારે પછી તેણે બારીએ જઇને ત્યાંથી નીચે દૃષ્ટિ કરી જોઇ. તેની અનુભવી આંખને બારીએથી ઉતરીને કોઇ નાસી ગયાની કાંઇ નિશાનીઓ જણાઇ નહિ. એટલે ફરીથી ત્રીજી વખત ઓરડીમાં નજર કરતાં તેની દૃષ્ટિ ઉંચે ગઇ. ત્યાં તેણે એક ધુમાડીઉં જોયું એટલે તે અમલદાર ધુમાડીઆ આગળ જ થોભ્યો. પ્રથમ તેણે નીચે ચુલામાંની રાખોડી તરફ નજર કરી તો કાંઇ તેના જોવામાં આવ્યું નહિ. આન્ડ્રીઆએ તેમાં પગલાંનાં નિશાન ન રહે તે માટે ખાસ કાળજી રાખી હતી. આમ છતાં તે પણ એક નાસી છુટવાનો માર્ગ હતો, એટલે તેના સંબંધમાં બારીક તપાસ કર્યા સિવાય રહેવું બરાબર નહોતું. તે અમલદારે થોડુંક ઘાસ અને લાકડાં મંગાવ્યાં, અને ચુલામાં તાપણું કરવાનો હુકમ આપ્યો. અગ્નિના ભડકા ઉપર જવા લાગ્યા. ધુમાડીઆમાંથી ધુણીના ગોટેગોટ બહાર નિકળ્યા, પણ છતાં કોઈ માણસ તેમાંથી બહાર નિકળી આવ્યો નહિ. ખરી વાત એમ હતી કે આન્ડ્રીઆ પણ જાતે પોલીસ અમલદારના કરતાં ઓછો ચાલાક નહોતો. તે વળી પેલા અમલદારના માથા ઉપર પણ ભુરકી ભભરાવે' તેમાંનો હતો. તાપણું થયું તે પહેલાં તો તે ટોચે પહોંચી ગયો હતો, અને ધૂમાડીઆમાંથી બહાર નિકળીને છાપરા ઉપર જ ધુમાડીઆના ખુણામાં લપાઇ ગયો હતો. પેલા પોલીસ અમલદારે પોતાનો પ્રયત્ન વ્યર્થ ગએલો જોઇને પોતાના સોબતીઆને કહ્યું કે "આરોપી અહિં નથી." આ શબ્દો આન્ડ્રીઆના કાને પડયા, એટલે ઘડીભર તે પોતાને બચી ગએલો માનવા લાગ્યો. પણ તેણે ધુમાડીઆમાંથી થોડીવાર રહીને નજર કરી તો પેલો અમલદાર ત્યાંથી જરા પણ

ખસ્યો નહોતો. ધુમાડીઆ આગળ જ વધારે બારિક તપાસ કરતો ઉભો હતો. આન્ડ્રીયાને હવે કાંઇ ઉપાય શોધી કાઢયા સિવાય છુટકો નહોતો. રખેને સિપાઇઓ બીજે રસ્તેથી છાપરા પર ચઢી આવે એવો તેને ભય લાગ્યો. જો એક વખત તેમ થયું તો પછી તેનો બચાવ કોઇ પણ રીતે થઇ શકે તેમ નહોતું; કારણ છાપરા પરથી નાસવાનો બીજો માર્ગ નહોતો. તેથી તેણે ત્યાંથી જેમ બને તેમ જલદીથી પસાર થવાનો નિશ્ચય કર્યો. જે ધુમાડીઆમાંથી તે ઉપર ચઢી આવ્યો હતો તે રસ્તે તો પાછા જવાય તેમ હતું જ નહિ; એટલે તેવા જ બીજા એક ધુમાડીઆ મારફતે બીજી ઓરડીમાં ઉતરવાનો તેણે વિચાર કર્યો. તેના સુભાગ્યે બીજા ધુમાડીઆ તરફ જતાં તેને કોઇએ જોયો નહિ.

બીજી તરફ પેલો અમલદાર પણ થાકયો. તેની ધીરજ ખુટવા લાગી. તેણે પોતાના સોબતીઓને કહ્યું:—

" દોસ્તો, મને એમ હવે ખાત્રી થાય છે કે બદમાસ આ ચીઠ્ઠીમાં લખ્યા પ્રમાણે સવારના પ્હોરમાં જ નજર ચુકાવીને ચાલતો થયો હોવો જોઇએ. પણ કાંઇ ફીકર નહિ. આપણે ચારે રસ્તા ઉપર હમણાં જ સ્વારો દોડાવીએ છીએ અને જંગલમાં પણ પકકો તપાસ કરાવીએ છીએ, એટલે તે પકડાયા સિવાય રહેનાર નથી. "

પોલીસ અમલદારનું વાકય પુરૂં થયું તે પહેલાં તો એક ભયંકર ચીસ સંભળાઇ અને જોરથી ઘંટ વાગવા લાગ્યો.

" અરે એ શું છે ? એ કોણ બૂમો પાડે છે ? " પેલા અમલદારે પૂછ્યું.

" કોઇ મુસાફર કાંઇક ધાંધળ કરતો હશે ! " વીશીના માલીકે

કહ્યું. "ત્રીજા નંબરની ઓરડીમાંથી કાંઇક અવાજ આવે છે." એમ કહીને તેણે પોતાના નોકરને તે તરફ દોડી જવાને આજ્ઞા કરી.

ચીસો વધવા લાગી. ઘંટ વધારે જોસથી વાગવા લાગ્યો.

"નહિ, નહિ." પેલા અમલદારે નોકરને જતાં અટકાવીને કહ્યું. "કાંઇ ગરબડ હોય એમ લાગે છે. મારે પોતાને જ ત્યાં જવું પડશે. ત્રીજા નંબરની ઓરડીમાં કોણ છે?"

"ગઇ કાલે રાત્રે એક યુવાન છોકરો આવીને ઉતરેલો છે. તેની તેની સાથે તેની બ્હેન છે."

આ પળે એક ત્રીજી ચીસ સંભળાઇ.

"ચાલો, તે તરફ ચાલો." અમલદારે પોતાની સાથેના સીપાઇઓને હુકમ કર્યો.

": પણ જરા ઉભા રહો." વીશીના માલિકે કહ્યું. "ત્રીજી ઓરડીમાં બે જીના છે. એક જીનો બહાર છે અને એક અંદર છે. આપણે પ્રથમ બન્ને જીનાઓ સાચવવા જોઇશે."

"હા, હા, એ પણ ઠીક છે." એમ કહીને પેલા અમલદારે સીપાઇઓએ કયાં જવું અને શું કરવું તેની વ્યવસ્થા કરી દીધી.

"બંદુકો ભરીને તૈયાર રાખો. ગુન્હેગાર શરણ ન થાય, અને નાસવાનો પ્રત્ન કરે, તો છેવટે ગોળીબાર કરજો. તારના સંદેશા ઉપરથી તે કોઇ ભયંકર બદમાસ હોય એમ માલુમ પડે છે. તેને હાથમાંથી છટકવા દીધો છે, તો તમે તમારી વાત જાણ્યા! ખબરદાર! જરા પણ ગફલતમાં રહેતા નહિ!"

આમ કહીને અમલદાર પોતાની સાથે બે સિપાઇઓને લઇને અંદરનો જીનો સંભાળવા લાગ્યો.

હવે એ ચીસોનું કારણ નીચે પ્રમાણે બન્યું હતું; આન્ડ્રીઆ પોતાની ઓરડીમાંના ધુમાડીઆ વાટે છાપરા ઉપર પહોંચી ગયો હતો, અને ત્યાંથી સર્વની નજર ચુકાવી જોડેની બીજી ઓરડીના ધુમાડીઆમાં ભરાઈ ગયો હતો. ત્યાંથી તે ધીરે ધીરે નીચે ઉતરવા લાગ્યો. ઘણો ખરો ભાગ તે સાવચેતીથી ઉતર્યો ખરો, પણ ધુમાડીઆનો લગભગ ત્રીજો ભાગ બાકી રહ્યો એટલામાં તેનો પગ ખસી ગયો, અને તે ધારવા કરતાં વધારે વેગ અને અવાજથી ધબ દઈને નીચે પડયો. ઓરડી ખાલી હોત તો તો તેમાં કાંઇ વાંધા જેવું નહોતું, પણ આન્ડ્રીઆના કમનસીબે ઓરડી ખાલી નહોતી. તે ઓરડીમાં પથારીમાં બે સ્ત્રીઓ નિદ્રા લેતી હતી. તેઓ આન્ડ્રીઆના અવાજથી જાગી ઉઠી, અને જે જગાએથી અવાજ આવ્યો તે જગા તરફ બન્ને જણીઓ ધારી ધારીને જોવા લાગી તો એક મનુષ્ય તેમની નજરે પડયો. આન્ડ્રીઆને જોતાં જ તે સ્ત્રીઓમાંની એકે ભયને લીધે બૂમાબૂમ કરી મુકી, અને આખી વીશીમાં ચીસો સંભળાઇ. બીજી સ્ત્રીએ પથારીમાંથી ઉઠીને જોરથી ઘંટ વગાડવા માંડયો. આવી રીતે આન્ડ્રીઆ બીચારો ચારે તરફથી ભયમાં આવી પડયો.

"દયા કરો! દયા કરો!" ગભરાએલો આન્ડ્રીઆ આજીજી કરવા લાગ્યો. તે કોને કાલાવાલા કરી રહ્યો હતો તે વાત પણ તેના સમજવામાં આવી નહોતી.

"દયા કરો! પ્રભુની ખાતર બુમાબુમ કરશો નહિ! મને બચાવો! મને બચાવો! હું તમને કાંઇ નુકસાન કરવા આવ્યો નથી!"

"કોણ આન્ડ્રીઆ! ખૂની આન્ડ્રીઆ!" એક સ્ત્રીએ તેને ઓળખતાં આશ્ચર્યથી કહ્યું.

" કોણ યુજીની ! બેરન ડેંગ્લર્સની પુત્રી યુજીની ! " આન્ડ્રીઆના મુખમાંથી આશ્ચર્યચકિત થતાં નિકળી ગયું.

" દોડો ! દોડો ! કોઇ આવો રે ! આવો ! અમને બચાવો ! બચાવો ! અરે, કોઇ દોડો ! " યુજીનીની બ્હેનપણી ચીસો પાડવા ગી અને વધારે જોરથી ઘંટ વગાડવા લાગી.

" અરે મને પરમાત્માની ખાતર બચાવો. " આન્ડ્રીઆએ જોડતાં કાલાવાલા કરવા માંડયા. " મારી પાછળ પોલીસ ગેલી છે. મને પકડવાને તેઓ આવ્યા છે. મને બચાવો ! દયા કરો ! "

" અરે, હવે તો કાંઇ ઉપાય રહ્યો નથી. એ લોકો અહિં આવતા ય છે." યુજીની બોલી.

" અરે મને ગમે ત્યાં સંતાડી દો. અરે, પછી તમે એમ જો કે તમને કાંઇ ખરાબ સ્વપ્ન આવેલું, તેથી તમે ભયભીત ને ગભરાટમાં ખોટી બુમાબુમ કરી મુકી હતી. આ રીતે કરવાથી નો સંશય દૂર થશે, અને હું બચી જઇશ ! "

પેલી બન્ને યુવતીઓ એટલી બધી ભયભીત થઇ ગઇ હતી ને આન્ડ્રીયાને એવી ધીકારતી હતી કે થોડીવાર તો તેઓ મૂઢ જેવી ઉભી રહી.

" ઠીક ત્યારે, " આખરે યુજીનીને દયા આવવાથી તે બોલી. જે રસ્તેથી તું આવ્યો તે રસ્તે પાછો ચાલ્યો જા. જા, જા, કમ- ીબ બદમાસ ! જા, જલદી કર ! "

" અરે આ રહ્યો ! પકડો સાલાને ! અરે, હમણા અહિં ! મેં જાતે તેને હમણાં દીઠો છે ! " કોઇકે જીના ઉપરથી જ ળ કરવા માંડયું.

પોલીસ અમલદાર દોડી આવ્યો. બધે બારણાના કાણામાંથી નજર કરી તો અંદર આન્ડ્રીઆને કાલાવાલા કરતો તેણે જોયો.

તેણે બારણું તોડી પાડવાને માટે પ્રયત્ન કરવા માંડયો. આન્ડ્રીઆ બીજી તરફ દોડયો, તો તે બારણું પણ સિપાઇઓએ ઘેરી લીધેલું જોયું. તે ગભરાયો.

"દુર્ભાગી પ્રાણી, તારાથી નસાય તે રસ્તે નાસી જા. નાસી ન શકાય તો આત્મઘાત કરીને તારા પાપી જીવનનો અંત લાવ." યુજીનીએ સલાહ આપી.

આન્ડ્રીઆ થર થર કંપવા લાગ્યો. "આપઘાત કરૂં ! હું આપઘાત કરૂં ! શા માટે ?" તેણે પ્રશ્ન કર્યો.

"કારણ કે," યુજીનીએ જવાબ આપ્યો. "નહિ તો ખૂનના ભયંકર ગુન્હા માટે તને મોતની શિક્ષા થયા સિવાય રહેવાની નથી."

"છે ! છે !" આન્ડ્રીઆએ કહ્યું. "મારા મિત્રો મને બચાવી લેશે !"

એટલામાં બન્ને બાજુનાં બારણાં તોડી પાડીને પોલીસના માણસો અંદર દાખલ થયા. અમલદારે આન્ડ્રીઆના તરફ પિસ્તોલ તાકી. આન્ડ્રીઆ શરણ થયો અને હાથ આગળ ધર્યા. પોલીસ અમલદારે તુરત જ તેને હાથકડી પહેરાવી દીધી.

યુજીની અને તેની બ્હેનપણી તો જોઇ જ રહી. જે યુવાનની પાછળ આખા પેરીસ શહેરના સુધરેલા સમાજની યુવતીઓ એક વખત પ્રેમમુગ્ધ થઇને ભટકતી હતી, તેનું એક ખુની અને ડામ્મીસ બદમાસમાં પરિવર્તન થએલું જોઇને બન્ને જણીઓ મૂઢ બની ગઈ.

આન્ડ્રીઆએ હવે પોતાનું અસ્સલ પોત પ્રકાશ્યું.

"બાઇ સાહેબ," તેણે યુજીનીના તરફ ઉદ્ધતાઇ ભરેલું હાસ્ય કરતાં કહ્યું. "આપના પિતાશ્રીને કાંઇ સંદેશો મોકલવાની આપની ઇચ્છા છે ? જો હોય તો આ સેવક તે ખુશીથી પહોંચાડશે; કારણ ઘણું કરીને સેવક પેરીસ તો પહોંચશે જ."

યુજીની બીચારી શરમને લીધે પોતાનું મુખ સંતાડવા લાગી.

"અરે ! અરે !" આન્ડ્રીઆએ ઉદ્ધતાઈની પરિસીમા કરી. "હવે આપને શરમાવાનું એવું કાંઈ જ કારણ નથી. બાઈ સાહેબ, આપ મારી પાછળ પાછળ નાસી આવ્યાં તેમાં આપે કાંઈ જ ગેરવ્યાજબી કર્યું નથી; કારણ આપનો મારે માટેનો પ્રેમજ એવો છે. વળી આપણાં બન્નેનાં લગ્ન લગભગ થઈ ગયા જેવાં જ છે ને ?"

આવી રીતે પેલી બે છોકરીઓને આન્ડ્રીઆ સતાવતો હતો તે જોઈને પોલીસ અમલદારે ત્યાંથી એકદમ કુચ કરી જવાને હુકમ આપ્યો. આન્ડ્રીઆ તેમની સાથે ચાલતો થયો. ટોળે મળેલા લોકો પેલી બે યુવતીઓ માટે અનેક પ્રકારની ટીકા કરવા લાગ્યા. બન્ને જણીઓને એટલી બધી શરમ લાગી કે તુરત જ ત્યાંથી મુકામ ઉઠાવવાની તેમને જરૂર જણાઈ. તેમની દયા ખાઈને વીશીના માલિકે તમાસગીરોને બહાર કાઢયા, અને વીશીનાં બારણાં બંધ કર્યાં. તો પણ રસ્તા ઉપર લોકોની ઠઠ જામી. ગાડી મંગાવીને બન્ને જણીઓ જઈને ગાડીમાં બેઠી. યુજીનીએ આંખો બંધ કરી દીધી, છતાં લોકોની વિવિધ પ્રકારની નિન્દા તેના કાને પડવા લાગી. ગાડી ગામની હદ છોડીને આગળ વધી ત્યારે જ બન્ને જણીઓના જીવમાં જીવ આવ્યો. બીજે દિવસે તેઓ 'બ્રુસેલ્સ' પહોંચી. આણી તરફ રાજકુમાર આન્ડ્રીઆ કેવલકેન્ટીની સ્વારી તે જ દિવસે સાંજના બડી ધામધુમથી પેરીસ શહેરના મુખ્ય કારાગૃહમાં દાખલ થઈ, અને ઇટાલીનો રાજકુમાર પોતે ફ્રાંસના રાજ્યની પરોણાગતનો સ્વાદ અનુભવવા લાગ્યો.



# પ્રકરણ ૪૫ મું.



બૅરન ડેંગ્લર્સની પુત્રી યુજીની પોતાની સહીયરને લઇને વેશ બદલીને કેવી રીતે નાસી ગઇ તે આપણે જોયું. પણ એ વાતની કોઇએ ઝાઝી ચોળાચોળ કરી નહિ; કારણ દરેક જણ પોત પોતાના કાર્યમાં મશગુલ હતું. બેરન ડેંગ્લર્સને દેવાના ઢગલામાં દબાઇ મરવાનો વારો આવ્યો હતો. હવ તેનો ઉદ્ધાર કોઇ પણ રીતે થાય તેમ નહોતું. આન્ડ્રીઆ—રાજકુમાર આન્ડ્રીઆના પૈસા હાથમાં લઇને તેથી મદદથી પોતાની આંટ તાજી કરી, જતી આબરૂ બચાવવાની તેની ધારણા ધૂળમાં મળી ગઇ. હવે તો દેવાળું કાઢવા સિવાય બીજો કાંઇ પણ રસ્તો જ નહોતો. બેરન ડેંગ્લર્સને તે ભયંકર અને દુ:ખદાયક વિચારોમાં પડતો મુકીને આપણે તેની સ્ત્રીની હાલત તપાસીએ. મેડમ ડેંગ્લર્સ શરૂઆતમાં તો ફજેતીના ભયથી મૂઢ બની થઇ હતી, પણ ધીરે ધીરે તેના તે ઘાનું દરદ ઓછું થતું ચાલ્યું. થોડીવાર પછી તે પોતાના પ્રિયતમ અને હમેશના સલાહકાર લુશીઅન ડીબ્રેની સલાહ લેવાને દોડી. પોતાની દીકરી યુજીનીથી તે એટલી બધી કંટાળી ગઇ હતી કે આન્ડ્રીઆની સાથે તેનું જેમ બને તેમ જલદીથી લગ્ન કરી નાંખવા ઘણી આતુર થઇ રહી હતી. વળી એવી ઉમ્મર લાયક થએલી છોકરીની સતત હાજરીને લીધે મેડમ ડેંગ્લર્સને પણ ઘણી સાવચેતીથી ચાલવું પડતું અને અંકુશમાં રહેવાની જરૂર પડતી. માતાએ એક માતા અને પત્ની તરીકેના પોતાના વિશુદ્ધ અને અનુકરણીય જીવનનો આદર્શ પોતાની પુત્રી આગળ હમેશાં ખડો રાખવાની ફરજ છે. તેમાં જરાપણ ન્યૂનાધિક થતાં પુત્રીના કુમળા હૃદય ઉપર તુરત જ તેની માઠી અસર થયા સિવાય રહેતી નથી. અને તેનું પરિણામ આખરે

ઘણું ભયંકર આવે છે. સ્વાભાવિક રીતે પુત્રી પોતાની માતાને જ સાંસારિક બુદ્ધિમત્તા અને વિશુદ્ધ ચારિત્ર્યના નમુના તરીકે સમજતાં શિખે છે. મેડમ ડેંગ્લર્સ કેવા પ્રકારની પત્ની અને માતા હતી તેનું વર્ણન થઇ ગએલું છે. તેથી તેને હમેશાં પોતાની પુત્રી તરફનો સતત ભય રહેતો. તે ચીબાવલી છોકરી રખેને પોતાનાં રહસ્યો જાણી જાય અને તેની સહિયર તેને આડીઅવળી શિખામણ આપે, એ ભયથી મેડમ ડેંગ્લર્સનું મન સતત વ્યથિત રહેતું હતું. તેની પુત્રી તેના ધારવા પ્રમાણેની જડ બુદ્ધિની નહોતી. પોતાની માતાનો મોં. ડીબ્રે સાથેનો સંબંધ તે ઘણા લાંબા સમયથી કળી ગઇ હતી. યુજીની કેટલીક વખત ડીબ્રેના તરફ એટલો બધો તિરસ્કાર બતાવતી, કે તેની માતાનાં અવિચારી અને અનીતિમય રહસ્યો તેનાથી ગુપ્ત રહી શકતાં નહોતાં, એમ સ્પષ્ટ રીતે સમજાતું હતું. ખાસ કરીને મોં. ડીબ્રેની સાથેનો ખાનગી અંગત તથા આર્થિક સંબંધ તો તમામ તેની જાણમાં હતો. દુર્ભાગ્યે જગતમાં મનુષ્ય દરેક વસ્તુને પોતાની આંખથી જ જુએ છે, અને પોતાની બુદ્ધિ અને પોતાના વિચારો પ્રમાણે જ તેની કિંમત કરે છે; દરેક બાબતમાં પોતાના મત પ્રમાણે જ નિર્ણય કરે છે. આથી બીજાઓ તે જ બાબતના સંબંધમાં શું ધારતા હશે, તે વિચારવાનું તેઓને સાધન હોતું નથી. લગ્ન ભાગી પડવાથી મેડમ ડેંગ્લર્સ ઘણી જ દિલગીર થઇ. પોતાની પુત્રીનાં લગ્ન અટક્યાં એ કારણે કાંઇ તેને દિલગીરી થતી નહોતી, પણ તેને લીધે પોતાને હજી વધારે વખત પરતંત્રતામાં રહેવું પડશે, એ વિચા-રથી તેને દુઃખ થતું હતું. આવા સંજોગોમાં ડીબ્રે સિવાય બીજા કોઇની પણ સલાહ તેને કામની નહોતી, તેમજ તેને રૂચે તેમ પણ નહોતી. આથી તે તુરત જ મોં. ડીબ્રેને ત્યાં દોડી. તો ડીબ્રે ઘેર નહોતો, એવી નોકરે તેને ખબર આપી. છતાં મેડમ ડેંગ્લર્સ

તેના દિવાનખાનામાં તેની રાહ જોતી બેઠી. આ તરફ બેરન ડેંગ્લર્સને ત્યાં લગ્નમાં વિઘ્ન પડતાં ફજેતીના અગર ફોજદારીમાં ઘસડાવાના ભયથી જેવી રીતે બીજા લોકો ત્યાંથી નાઠા હતા તેવી રીતે મોં. ડીબ્રેએ પણ ત્યાંથી ચાલતી પકડી હતી. ત્યાંથી નિકળીને તે ઉતાવળો ઉતાવળો પોતાની કલબમાં ગયો. ત્યાં પણ તે જ વાત ચાલતી હતી. સુધરેલા પાશ્ચાત્ય જગતની રાજધાની પેરીસ શહેરમાં જ્યાં ત્યાં તે દિવસે સાંજે બેરન ડેંગ્લર્સને ત્યાં બનેલા બનાવનીજ ચર્ચા ચાલી રહી હતી. વિદ્યુતની ઝડપે સર્વત્ર સમાચાર ફરી વળ્યા હતા. ડીબ્રે પણ પોતાના એક બે મિત્રો સાથે તેજ વાદવિવાદમાં ભળ્યો. તેના મિત્રોએ પ્રથમ તો તેની મશ્કરી કરવા માંડી. આગળ જતાં એક મિત્રે એવી સુચના કરી કે ડીબ્રેએ મેડમ ડેંગ્લર્સના મિત્ર તરીકે તેની વ્હારે દોડવું જોઇએ, અને ડેંગ્લર્સના કુટુંબને નિન્દામાંથી બચાવવાને તેની પુત્રીની સાથે લગ્ન કરવું જોઇએ. ડીબ્રેએ આ સુચનાની સામે થવાનો થોડો ઘણો ડોળ કર્યો, પણ તે ઉપર ઉપરનોજ હતો; કારણ આ વિચાર કાંઇ તેને છેક અરૂચિકર તો નહોતો જ. તેજ વિચાર તેના મગજમાં ઘણી ઘણી વખત ઘોળાતો હતો. યુજીનીની સાથે લગ્ન કરવાથી આ કુટુંબ ઉપર પોતાનો કાબુ રહે તેમ હતું. આમ તો પોતાના મિત્રોને તેણે હસવામાં ઉડાવ્યા. નાસ્તા પાણી અને રંગરાગ સાથે આ વાત ઉપર એટલો બધો વિવાદ ચાલ્યો કે રાતનો એક વાગી ગયો તેનું પણ કોઇને ભાન રહ્યું નહિ.

આ સમય દરમ્યાન મેડમ ડેંગ્લર્સ બિચારી મોં. ડીબ્રેને ત્યાં તેની રાહ જોતી બેઠી હતી. તે પોતાના દિલગીરી ભરેલા વિચારોમાં એટલી બધી મશગુલ થઇ ગઇ હતી, કે તેને પણ સમયનું ભાન રહ્યું નહિ. વિચાર–નિદ્રામાંથી જાગ્રત થઇ ઘડીઆળ સામે નજર કરતાં

રાત્રીના અગીઆર વાગી ગયા હતા અને ચાલીસ મિનિટ ઉપર થઇ ગઇ હતી. મેડમ ડેંગ્લર્સ બિચારી રાહ જોઇ જોઇને આખરે થાકી, અને ઘેર પાછી આવી. આટલી મોડી રાત્રે એકલી પાછી ફરીને છાનીમાની પોતાના દિવાનખાનામાં ઘુસી ગઇ. યુજીનીએ ઘર-માંથી નાસી જવામાં જેટલી ચાલાકી વાપરી હતી, તેટલી જ ચાલા-કીથી મેડમ ડેંગ્લર્સ પોતાના મકાનમાં દાખલ થઇ, એટલે તે વાત કોઇના જાણવામાં આવી નહિ. તેનું દિવાનખાનું યુજીનીના દિવા-નખાનાની જોડેજ હતું. પોતાનાં કપડાં લત્તાં ઉતારીને તે પોતાની પુત્રીના ઓરડાના બારણા આગળ ધીમેથી જઇને કાન માંડી સાંભ-ળવા લાગી. અંદરથી બીલકુલ અવાજ આવતો નહોતો. છોકરી બિચારી દુઃખ અને ઉદ્વેગને લીધે થાકી પાકી સુઇ ગઇ હશે, એમ તેણે પ્રથમ માની લીધું. યુજીનીના નિર્દોષપણાની તેને હજી ખાત્રી હતી. પોતાની પુત્રી માતપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે, અગર તેમની આબરૂને કલંક લગાડશે, એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. કારણ પુત્રીનો વિચાર કરતી વખતે પોતે પોતાની સ્થિતિ અને વર્તનને તે વિસરી જતી હતી. તે પોતાના ઓરડામાં પાછી આવી, અને પોતાની દાસીને બોલાવી તેને યુજીનીના સંબં-ધમા તેને પ્રશ્ન કર્યો.

“બ્હેન તો ધાંધલ શાંત થયું એટલે પોતાની બ્હેનપણી સાથે પોતાના ઓરડામાં ચાલ્યાં ગયાં હતાં.” દાસીએ ઉત્તર આપ્યો.“ ત્યાં તેમણે ચ્હા મંગાવીને પીધા પછી મને તેમણે રજા આપી.” આ પછી દાસી નીચે બીજા નોકર ચાકરો સાથે ગપ્પાં મારતી હતી અને તેને બીજી કાંઇ વધારે ખબર નહોતી. યુજીની પોતાના ઓરડામાં નિરાંતે નિદ્રા લેતી હોવી જોઇએ એમ શેઠાણીએ અને

દાસીએ અનુમાન કર્યું. મધ્યરાત્રીના વખતે છોકરીઓને વિના કારણ જાગ્રત કરી તેમને દુઃખ દેવાનું કાંઇ કારણ જણાયું નહિ. આથી મેડમ ડેંગ્લર્સ તો મનમાં કોઇ પણ જાતનો જરા પણ સંશય રાખ્યા સિવાય જઇને પોતાની પથારીમાં પડી અને બનેલા બનાવોનો વિચાર કરવા લાગી. જેમ જેમ વધારે વિચાર કરતી ગઇ, તેમ તેમ તેના જીવને વધારે વધારે ગભરામણ થતી ગઇ. તેની વિમાસણ વધતી ગઇ. હવે તેને દુઃખને બદલે શરમ લાગવા માંડી. બનેલો બનાવ અતિશય શરમ ભરેલો હતો એવું તેને ભાન થયું. સમાજમાં મુખ બતાવવું મુશ્કેલ થઇ પડશે એમ તેને લાગ્યું. ગરીબ બિચારી મરસીડીસના ઉપર આફત આવી પડવાની વાત જાણીને તેના તરફ ઉપહાસ કરનાર મેડમ ડેંગ્લર્સ પોતેજ પોતાના ઉપર આફત આવી પડતાં અફસોસ કરી રહી હતી.

“આ તો ખરેખરજ બેઆબરૂ થવાનો સમય આવ્યો.” તે મનમાંજ વિચાર કરવા લાગી. “આ તો આખા કુટુંબ ઉપર આફત આવી પડી. કાલે સવારમાં તો ધીરે ધીરે આ વાત ફેલાઇ જશે, અને અપકીર્તિ થશે. આજકાલ સુધરેલા સમાજમાં ઉપહાસ અને અપકીર્તિ એ તો મૃત્યુના કરતાં પણ બૂરી વાતો છે. એ ઘા કદી રૂઝાતા જ નથી. એટલું નસીબ પાધરૂં છે કે યુજીનીનામાં મારા કરતાં વધારે હિંમત છે. તેની હિંમત જોઇને કેટલીક વખત તો મને ધ્રુજારો છૂટે છે, પણ તે આવે વખતે ઉપયોગી થઇ પડે ખરી!” તેણે ઉંચે જોઇને પ્રભુની પ્રાર્થના કરવા માંડી. “સુખે સોની અને દુઃખે રામ!” અત્યારે તેને પ્રભુ સાંભર્યા. જે પ્રભુના અસ્તિત્વમાં પણ તે કદી માનતી નહોતી, તેજ પ્રભુનું શરણ લેવાનો તેને વિચાર આવ્યો. પણ તેનું ચિત્ત તે વિચારમાં પણ સ્થિર રહી શક્યું નહિ. તેની નજર આગળ લાગલોજ આન્ડ્રીઆ કેવલકેન્ટી—રાજકુમાર

આન્ડ્રીઆ ખડો થયો. આન્ડ્રીઆ એક બદમાસ, ધાડપાડુ, લુટારો, ચોર, અને ખૂની હતો; આમ છતાં પણ તેનામાં બહારની ટાપટીપ એવી હતી કે હરકોઈ માણસ છેતરાઇને તેને કોઇ સારા ઉત્તમ કુટુંબનો કુલદીપક માની લે. તેનું શિક્ષણ જોકે પરિપૂર્ણ તો નહોતું, પણ જગત તેને અઢળક દ્રવ્ય સંપત્તિનો માલિક અને કુલીન કુટુંબનો એક જુના રાજવંશનો એકનો એક વારસ સમજતું હતું. આ બધાનું રહસ્ય શું તે મેડમ ડેંગ્લર્સ જેવી અબલાની બુદ્ધિમાં ઉતરી શક્યું નહિ ત્યારે આવા દુઃખદાયક સંયોગોમાં કોની મદદ લેવી ? ડીબ્રે તેને માત્ર સલાહ આપી શકે; પણ તેના કરતાં વધારે સત્તા બુદ્ધિ અને હિંમતવાળા મનુષ્યની મદદની તેને જરૂર હતી. તેને મોં. વાઇલફોર્ટનું સ્મરણ થયું. આન્ડ્રીઆને અટકમાં લેવાનો હુકમ મોં. વાઇલફોર્ટેજ આપેલો હતો. તેણે જ કાંઇ પણ દયા લાવ્યા સિવાય તેના કુટુંબ ઉપર આ આફત આણી હતી. જાણે કે મોં. વાલઇફોર્ટને અને તેને કાંઇ સંબંધજ ન હોય ! કાંઇ લાગતું વળગતું જ ન હોય ! વાઇલફોર્ટેજ વગર વિચાર્યે નિષ્ઠુરતાથી તેને આફતમાં આણી મૂકી હતી, એ વિચારથી તેના હૃદયને અતિશય ક્લેશ થયો. તોપણ જે વાઇલફોર્ટ એક વખતે તેના પ્રેમાળ અને કોમળ અંતઃકરણ ઉપર સ્વામીત્વ ભોગવતો હતો, જે એક વખત તેના આંતરિક પ્રેમનું પાત્ર હતો, તેજ વાઇલફોર્ટ તેને જાણી બુજીને આવી દયાજનક સ્થિતિમાં લાવી મૂકે, એ વાત માનવાને તેના હૃદયે ના પાડી. ના, ના, વાઇલફોર્ટ તેવો પાષાણહૃદયી માણસ નહોતો. તેણે તેના ઉપર આફત નાંખવાના ઇરાદાથી નહિ, પણ અનેક ભાવી આફતોથી તેને બચાવવાને માટેજ આ પગલું ભર્યું હોવું જોઇએ. બદમાસ આન્ડ્રીઆના પંજામાંથી તેના કુટુંબને બચાવવાના હેતુથીજ વાઇલફોર્ટને આવું વર્તન કરવાની જરૂર પડી

હતી. તે કસાઇ નહોતો પણ ડૉક્ટર હતો. તેનો હત્યા કરવાનો વિચાર નહોતો, પણ સડેલાં અવયવ કાપી નાંખી શરીરને સુરક્ષિત કરવાની તેની ફરજ હતી. વાઇલફ્રોર્ટના વર્તનથી, આન્ડ્રીઆનાં ભૂતકાલનાં પરાક્રમો સાથે બેરન ડેંગ્લર્સને કાંઇ પણ સંબંધ નહોતો એમ જગતની ખાત્રી થઇ શકે તેમ હતું. બેરન ડેંગ્લર્સ અને તેનું કુટુંબ એક ભયંકર કાવતરાનો ભોગ થઇ પડયું હતું, અને તેથી સર્વ કોઇની દયાને પાત્ર હતું, એવું જણાવવા માટેજ વાઇલફ્રોર્ટે આ પગલું ભર્યું હતું. આ વિચારો આવતાં વાઇલફ્રોર્ટ બધાના ભલાને માટે જ પ્રયત્ન કરી રહ્યો હતો એવો તેના મનમાં નિશ્ચય થયો. પણ હવે વાઇલફ્રોર્ટનો પ્રયત્ન ત્યાંજ અટકવો જોઇએ, એમ તેને લાગ્યું. બીજે દિવસે તેને મળવાનો મેડમ ડેંગ્લર્સે વિચાર કર્યો. મેજીસ્ટ્રેટ તરીકે તે પોતાની ફરજ બજાવવાથાં ચુકે તેરો નહોતો, તો પણ કેટલીક સવલતો તો તેને તે જરૂર આપશેજ, એવી તેને ખાત્રી હતી. જરૂર પડે તેને ભૂતકાલનું–તેમના પરસ્પરના તે વખતના સંબંધનું–સ્મરણ કરાવવાનો પણ તેણે નિશ્ચય કર્યો. આ વિચારે તેનું બ્હાવરૂં બની ગએલું મગજ શાંત પડયું અને આખરે તે નિદ્રાને આધીન થઇ.

બીજે દિવસે સવારમાં નવ વાગે તે ઉઠી. પોતાની દાસીને અગર બીજા નોકર ચાકરોને બોલાવવાની તેણે કાંઇ જરૂર જોઇ નહિ. પહેલે દિવસે રાતના જેવો જ સાદો પોષાક તેણે પહેરી લીધો, અને કોઇને કાંઇ પણ ખબર ન પડે, તેવી રીતે ઘરમાંથી નિકળી એક ગાડી ભાડે કરીને તે વાઇલફ્રોર્ટને ત્યાં દોડી. છેલ્લા એક માસથી તો વાઇલફ્રોર્ટનું મકાન ચેપી રોગના એકાદ દવાખાના જેવું બની રહ્યું હતું. કેટલાક ઓરડાઓ તો તદ્દન બંધ જ પડી રહ્યા હતા. આખું મકાન ઉજજડ વેરાન જેવું લાગતું હતું.

દૂરથી જ આ બધો દેખાવ જોઇને મેડમ ડેંગ્લર્સના હૃદયમાં કંપારી વછુટી. તેણે ગાડીમાંથી ઉતરીને આગલા દરવાજા આગળ આવી જેમ તેમ કરીને ઘંટ વગાડયો. ત્રણ વખત ઘંટ વગાડયો, ત્યારે દરવાજો ખુલ્યો.

"બાઇ સાહેબ, આપને શું કામ છે?" દરવાને પ્રશ્ન કર્યો.

"અલ્યા, મને પણ ભૂલી ગયો કે? કેમ ઓળખાણ પડતું નથી?" મેડમ ડેંગ્લર્સને વાઇલ્ફોર્ટના તમામ નોકર ચાકરો પીછાનતા હતા.

"બાઇ સાહેબ, હવે અમારે કોઇનું પણ ઓળખાણ રાખવાનું નથી. અમે કોઇને ઓળખતા જ નથી." નોકરે જવાબ આપ્યો.

"તારૂં ભેજું કાંઇ ગેપ થઇ ગયું લાગે છે!"

"પણ આપ કોણ છો, અને કયાંથી આવો છો?"

"અલ્યા, આટલું બધું! આ તો ગજબજ કહેવાય!"

"બાઇ સાહેબ, સેવકને ક્ષમા કરજો. અમે તો ચીઠ્ઠીના ચાકર. અમારે તો હુકમ થાય તે પ્રમાણે વર્તવાનું છે. આપનું નામ શું?"

"બેરોનેસ ડેંગ્લર્સ. તેં મને કાંઇ સેંકડો વખત તો જોઇ છે!"

"હા, હા, કદાચ જોયાં હશે. વારૂ બાઇ સાહેબ, આપ શા કારણે પધારેલાં છો?"

"કેટલી મૂર્ખતા! કેવો અવિવેક! યાદ રાખ, આવી રીતનું મારૂં અપમાન કરવા માટે હું તારા શેઠને ફરીઆદ કર્યા સિવાય રહેનાર નથી."

"બાઇ સાહેબ, આપને આવી રીતે મારા જેવા એક ગરીબ નોકર ઉપર ગુસ્સે થવાનું કારણ નથી. અમારા શેઠના અગર ડોકટર આવીનીના સ્પષ્ટ હુકમ સિવાય કોઇને પણ મકાનમાં દાખલ થવા દેવાની અમને સખ્ત મનાઇ છે."

“ ઠીક છે. મારે તારા શેઠને મળવું છે.”

“ શું એટલું બધું જરૂરનું કામ છે ?”

“ તે સિવાય અત્યારના પહોરમાં આવી રીતે દોડતી હું અહિં આવી હોઇશ ? પણ ચાલ હવે બસ કર. આ બધો ઢોંગ જવાદે. આ મારૂં કાર્ડ લે, અને તારા શેઠને જઇને આપ.”

“ ત્યાં સુધી આપ અહિં ઉભાં રહેશો ?”

“ હા, હા, જા.”

નોકર દરવાજો બંધ કરીને અંદર ગયો. મેડમ ડેંગ્લર્સને બહાર જ ઉભા રહેવું પડયું. થોડીવારમાં નોકર પાછો આવ્યો. દરવાજો ખોલીને તેણે મેડમ ડેંગ્લર્સને દાખલ કરી, અને પાછો દરવાજો બંધ કરી લાધો. દરવાને પછી એક સીટી વગાડી. વાઇલફોર્ટનો અંગત નોકર તુરત દોડી આવ્યો.

“ આ ગરીબ માણુસને બિચારાને ક્ષમા કરો, બાઇ સાહેબ.” તેણે કહ્યું. “ શેઠે તેને સખ્ત તાકીદ આપી છે, એટલે તેનો બિચારાને ચેપ લાગ્યો.” ખીજમતદારે તેને મેજીસ્ટ્રેટની ઓફીસના દિવાનખાનામાં દાખલ કરી. મેડમ ડેંગ્લર્સ પોતાના દુઃખમાં ડુબી રહી હતી, તો પણ નોકરોએ તેણીના તરફ જે વર્તન ચલાવ્યું હતું, તેથી તેને ખરેખરૂં અપમાન લાગી ગયું હતું. વાઇલફોર્ટને જોતાં જ તેણે પ્રથમ તે બાબતની ફરીઆદ કરી.

“ મારા નોકરોને ક્ષમા કરો.” વાઇલફોર્ટે ખુલાસો કર્યો. “ તેમાં તેમનો બિચારાનો જરા પણ દોષ નથી. હાલમાં તેમના પોતાના ઉપર સંશયયુક્ત દૃષ્ટિથી જોવામાં આવે છે; તેમના ઉપર સખ્ત જાપ્તો રહે છે; એટલે તેઓ પણ શંકાશીલ બની ગયા છે;

અને તેમાં કાંઈ નવાઇ નથી. અમારા કુટુંબ ઉપર અત્યારે આફતોનો કાંઇ પાર નથી."

"ત્યારે તો તમે પણ દુઃખી જ છો?" બેરોનેસે પૂછ્યું.

"હા જી." મેજીસ્ટ્રેટે જવાબ આપ્યો.

"ત્યારે તો મારે માટે તમે દિલસોજી ધરાવતા હોવા જ જોઇએ. મારા માટે તમારા મનમાં દયા આવતી હોવી જ જોઇએ."

"હા જી. મને તમારી સ્થિતિની ખરેખર દયા આવે છે."

"ત્યારે હું અત્યારે અહિં શા માટે આવી છું તે તમે જાણો છો?"

"હા. ગઇ કાલના બનાવ વિશે વાત કરવાને તમે આવ્યાં લાગો છો."

"હા હા. મારા ઉપર એક ભયંકર આફત આવી પડી છે."

"આફત તો નહિ પણ કાંઇક ભાગ્યહીનતા." "ભાગ્ય-હીનતા?" બેરોનેસે આશ્ચર્યથી પુછ્યું.

"બાઇ સાહેબ," મેજીસ્ટ્રેટે થંડા અવાજે જવાબ આપ્યો. "જેનો કાંઇ ઉપાય જ ન હોઇ શકે તેને જ માત્ર હું આફત ગણું છું."

"ત્યારે શું આ બધો બનાવ ભુલાઇ જશે?"

"દરેક વાત ભુલાઇ જશે. જગતમાં ગમે તેવા બનાવને પણ લોકો ચાર દિવસ જ યાદ કરે છે. તમારી પુત્રીનાં લગ્ન આજે બંધ રહ્યાં છે, તો આવતી કાલે થશે! આવતી કાલે નહિ તો અઠ-વાડીએ, મહિને, છ મહિને, અગર વરસે પણ થયા સિવાય રહેનાર નથી. વળી હાલનો સંબંધ તુટી ગયો, તેથી કાંઇ તમને બહુ દિલ-ગીર થવાનું કારણ નથી એમ મારું તો ધારવું છે."

" ધારું છું કે હું એક મિત્રની પાસે આવી છું,—એક સ્નેહીની સાથે વાત કરી રહી છું." તેણે એક માનખંડિતા નાયિકાની ઢબે કહ્યું.

"તે તો આપ પોતે સમજો છો જ બાઇ સાહેબ." એવી ખાત્રી આપતાં વાઇલફોર્ટના ફીકકા ચ્હેરા ઉપર શરમને લીધે જરા રતાશ આવી. તેની દૃષ્ટિ આગળ ભૂતકાલનાં કાંઇ કાંઇ દૃશ્યો ખડાં થયાં.

"ત્યારે તો જરા વધારે લાગણીથી વાત કરો!" મેડમ ડેંગ્લર્સે વિનંતિ કરી. "મારી સાથે એક ન્યાયના અમલદાર તરીકે વાત કરવાની જવા દો! આવા આફતના સમયે તો તમારે એક સ્નેહી તરીકે મને દિલસોજી બતાવવી જોઇએ! મારે માટે તમારું અંતઃકરણ આર્દ્ર થવું જોઇએ! મને તમારે રસ્તો બતાવવો જોઇએ! સમજ્યા?"

"જ્યારે જ્યારે દુર્ભાગ્ય અને આફતોની વાતો હું હમણાંનો સાંભળું છું," વાઇલફોર્ટ બોલ્યો. "ત્યારે ત્યારે મને મારા પોતાના જ દુર્ભાગ્યનું સ્મરણ થાય છે: અને મારા દુર્ભાગ્ય સાથે બીજાનાં દુર્ભાગ્યોની તુલના મારાથી સ્હેજે થઇ જાય છે. તેમ થાય છે, એટલે બીજાનાં દુર્ભાગ્યો મને એટલાં બધાં ભયંકર લાગતાં નથી. આથી જ મને તમારી હાલની વિપત્તિમાં કાંઇ ખાસ દુઃખ દેખાતું નથી. મારી સાથે સરખાવતાં તમારી સ્થિતિ હજાર દરજ્જે સારી છે, અને મને તેની ઇર્ષ્યા થાય છે. પણ બાઇસાહેબ, આવી વાતોથી તમારું અંતર દુખાય છે, તો હવે તેવી વાતો જવાદો. આપણે હવે વિષય ઉપર આવીએ. તમે કહેતાં હતાં કે—"

"હું તમારી સલાહ લેવા આવી છું; તમારી સાથે વાટાઘાટ કરવા આવી છું. પેલા ધુતારાનું—ઠગનું શું થશે?"

"ઠગ! ધુતારો!" વાઇલફોર્ટ બોલ્યો. "ખરેખર બાઇસાહેબ,

કેટલીક બાબતો તો તમે હદ ઉપરાંત વધારી વધારીને કહો છો; અને કેટલીક ગંભીરમાં ગંભીર બાબતો હોય છે તેને તમે જરાપણ મહત્ત્વ આપતાં નથી. મોં. આન્ડ્રીઆ કેવલકેન્ટી, અગર મોં. બેનીડેટ્ટો ઠગ અને ધુતારો નહિ, પણ ભયંકર બદમાસ ખૂની છે."

"સાહેબ, આપનું કહેવું કેટલેક દરજ્જે સત્ય છે. મારાથી તેની ના પાડી શકાય તેમ નથી. પરંતુ મારી એક એવી વિનંતી છે, કે આપ જેમ તે દુર્ભાગી મનુષ્યનો કેડો વધારે લેશો, તેમ અમારા કુટુંબને વધારે ઉંડો ઘા થશે. જુઓ, મારી વિનંતિ જરા ધ્યાનમાં લો, અને હવે જ્યારે તે નાસી જ ગયો છે, તો તેને ભૂલી જાઓ, અને છટકી જવા દો. એમાં તમારૂં કાંઇ બગડવાનું નથી."

"બાઇ સાહેબ, હવે તો તેમ કરવાને બીલકુલ સમય રહ્યો જ નથી. તેને માટે ચારે તરફ હુકમો ક્યારનાએ છુટી ગયા છે."

"તે પકડાયો તો—તે પકડાશે એવું આપનું માનવું થાય છે ખરૂં?"

"હું એમ ધારૂં છું ખરો."

"વારૂ, જો કદાચ તે પકડાય તો તેને કેદમાં જ પડી રહેવા દેશો?"

મેજીસ્ટ્રેટે માથું ધુણાવ્યું.

"મારી દિકરીનાં લગ્ન બીજા કોઇની સાથે થઇ જાય ત્યાંસુધી તો તેને કેદખાનામાં જ પડી રહેવા દેજો."

"તેમ બનવું અશક્ય છે. બાઇસાહેબ, ન્યાયને અંગે કેટલીક વિધિ કરવો પડે છે."

"શું મારે માટે પણ આવો વાંધો લેવાનો?" કાંઇક મશ્કરી અને કાંઇક ગંભીરતાથી તેણે પૂછ્યું.

"બધાને માટે ફાયદો તો એક જ છે. મારે પોતાને માટે તેમજ."

"ઓહ!" મેડમ ડેંગ્લર્સના મુખમાંથી ઉદ્ગાર નિકળી ગયો.

વાઇલફોર્ટે તેના અંતરમાં ચાલી રહેલા વિચારો સમજવાને ι તરફ એક તીક્ષ્ણ નજર ફેંકી.

"હા, હા. તમારા મનના ઉદ્ગાર હું સારી રીતે સમજું છું" ι્લફોર્ટ બોલ્યો. "મારા મકાનમાં હમણાં હમણાં ઉપરા ઉપરી મરણો નીપજ્યાં છે, તેના સંબંધમાં બહાર અનેક પ્રકારની વાતો ેે છે, તેના વિશે તમે વિચાર કરો છો."

"ના, ના. હું એવા કાંઇ વિચારો કરતી નહોતી."

"ના શા માટે કહો છો? તમે તેના જ વિચારો કરતાં હતાં ι તેમ કરવાનો તમને હક છે. તમે મારા વિશે તમારા અંતરમાં ι કહી રહ્યાં હતાં કે "ગુન્હાને માટે બીજાનો આવી રીતે નિર્દ- થી પીછો પકડો છો, તો તમારા પોતાના મકાનમાં જ ગુન્હા છે તેની કેમ તપાસ કરતા નથી, અને ગુન્હેગારને કેમ સજા ા નથી?"

મેડમ ડેંગ્લર્સ ફીકી પડી ગઇ.

"તમે આવો વિચાર કરતાં હતાં, નહિ વારૂ?"

"હા, હા, હું કબુલ કરૂં છું."

"જુઓ, હું તેનો તમને જવાબ આપું."

વાઇલફોર્ટે પોતાની ખુરશી જરા વધારે પાસે આણી: પછી ા ઉપર હાથ ટેકવીને તેણે ખોખરા અવાજે કહ્યું:

"ગુન્હાઓને માટે શિક્ષા થતી નથી તેનું કારણ એવું છે કે

ગુન્હેગારો નિશ્ચિત થયા નથી. એવા સંજોગોમાં વગર વિચાર્યું કાંઇક કરી બેસવાથી ગુન્હેગારને બદલે નિર્દોષ માણસો બિચારાં માર્યાં જાય. પણ જ્યારે ગુન્હેગાર પકડાશે, ત્યારે ( તેણે સામેના એક ક્રોસની તરફ આંગળી બતાવી ) હું પવિત્રમાં પણ પવિત્ર વસ્તુના સોગન ખાઇને કહું છું કે—ત્યારે તેઓને શિક્ષા થયા સિવાય રહેનાર નથી. પછી તે ગુન્હેગાર ગમે તે હોય. જુઓ, મેં આ સોગન તમારા આગળ લીધા છે. હવે તમારાથી બીજું કાંઇ કહી શકાય તેમ છે ?"

"પણ આ બદમાસે બધા કહે છે તેવો ગુન્હો ખરેખર કર્યો છે શું ?"

"જુઓ, સાંભળો." વાઇલફોર્ટે કહ્યું. "હું તમને તેના ચરિત્રનું અતિ સંક્ષેપમાં વર્ણન કરી બતાવું. એ બદમાસ બેનીડેટોને સોળ વરસની ઉમ્મરે ખોટા બનાવટી દસ્તાવેજ ઉભા કરવા માટે પાંચ વરસની સજા થઇ હતી. પછી બીજા એક ચોરીના કામમાં દસ વરસની સજા તેને કરવામાં આવી હતી. એક ત્રીજા લુંટના કામમાં તેને જન્મટીપની સજા થઇ હતી. છતાં તે નાસી જવા પામ્યો. અને હાલમાં તેના ઉપર ખૂનનો આરોપ છે."

"વારૂ આ બદમાસ કોણ છે ?"

"શી ખબર ? કોઇ ભામટો છે. કોરસીકાનો રહીશ હોય એમ લાગે છે."

"તેને કોઇ ઓળખતું નથી ?"

"ના, ના. તેનાં માતા પિતા કોણ હશે તે કોઇ જ જાણતું નથી."

"પણ તેને લાવનાર મનુષ્ય કોણ હતો ?"

"તેના જેવો જ એક બદમાસ! કદાચ તે તેનો મળતીઓ પણ હશે !"

મેડમ ડેંગ્લર્સે હાથ જોડયા.

"વાઇલફોર્ટ !" તે અતિશય મૃદુ અને પ્રેમાળ અવાજે બોલી.

"બાઇ સાહેબ," વાઈલ્ફોર્ટે જરા કર્કશ અવાજે અને દૃઢતાથી કહ્યું. "પ્રભુની ખાતર તેવા બદમાસને બચાવવાની વાત તો કરશો જ નહિ. હું કોણ છું? હું શું છું? માત્ર કાયદો. કાયદાને આંખો હોય છે? તે બીજાનું દુઃખ જોઇ શકે છે? મધુર શબ્દોના અવાજ કાયદાને કાને પડે છે? કાયદાને હૃદય–લાગણી હોય છે? જે મધુર મધુર બાબતોનાં સ્મરણો તાજાં કરાવવા તમે મથો છો, તે યાદ લાવવા જેવી કાયદાને સ્મરણ શક્તિ હોય છે? ના, ના, બાઇ સાહેબ, ના. કાયદો દરેક રીતે બુઠ્ઠો જ હોય છે. કાયદાની આજ્ઞા થઇ ગઇ છે, અને જ્યાં કાયદો બોલ્યો કે સજા થઇ જ સમજજો. તમે કદાચ કહેશો કે હું તો એક મનુષ્ય પ્રાણી છું, અને કાયદો નથી; એક જીવતો જીવંત મનુષ્ય છું, અને પુસ્તક નથી; પણ બાઇ સાહેબ, આપ મારા તરફ તથા મારી આસપાસ જરા નજર કરો. મનુષ્ય જાતે મને પોતાના ભાઇ તરીકે માન્યો છે કે? તેઓએ મારા ઉપર સ્નેહ રાખ્યો છે કે? તેઓએ મને જતો કર્યો છે કે? તમે મારી પાસે જે ક્ષમાની યાચના કરી રહ્યાં છો, તેવી ક્ષમા મને કોઇએ બતાવી છે કે? ના, બાઇ સાહેબ, ના. તેઓ તો હમેશાં મને ઘા કરતાં જ આવ્યાં છે! તમે પણ ક્યાં ઉતરો તેમ છો? તમારી મોહક દૃષ્ટિ શું મને એમ નથી કહી રહી કે ભૂતકાળના કેટલાક પ્રસંગો

સંભારીને મારે શરમાવું જોઈએ. ઠીક, મારાં જે જે પાતકો તમારા જાણવામાં છે, તે માટે મને તમારી હાજરીમાં શરમાવાનો પ્રસંગ આવ્યો છે. ફીકર નહિ. કદાચ તમે ધારો છો તેના કરતાં પણ મારે શરમાવાનાં વધારે કારણો હશે! પણ હું પાપી હોવાથી–બીજાના કરતાં મારાં પાપો વધારે ભયંકર અને મોટાં હોવાથી જ્યાં સુધી બીજાં મનુષ્યોનાં પાપો ઉઘાડાં પાડવાના પ્રસંગો મને મળે નહિ, ત્યાં સુધી મારાથી શાંત બેસી રહી શકાતું નથી. મને બિલકુલ સંતોષ થતો નથી. મારો એ ધંધો છે, અને હું હમેશાં તેમાં ફલીભૂત થાઉં છું. મનુષ્ય માત્રમાં કાંઈ નહિને કાંઈ પણ દોષ મને મળી આવે છે; અને તેથી મને અતિશય આનંદ થાય છે. દરેક ગુન્હેગારને શિક્ષા કરતી વખતે મને સંતોષ થાય છે, કે જગતમાં બધાં મનુષ્યો લગભગ સરખાં જ હોય છે, અને હું પણ મનુષ્ય છું. હું કાંઈ બીજાના કરતાં વધારે પાપીષ્ટ છું, એમ મને લાગતું નથી. આખું જગત માત્ર પાપનું ભરેલું છે!" છેલ્લા શબ્દો બોલતાં વાઇલ્ડફોર્ટ ઘણા જુસ્સામાં આવી ગયો હતો.

"પણ," મેડમ ડેંગ્લર્સે એક છેલ્લો પ્રયત્ન કરી જોવાનો વિચાર કર્યો. "આ જુવાન તમે કહો છો તેવો ખૂની કદાચ હશે, પણ તે બિચારો નિરાધાર છે. તેનું જગતમાં કોઈ જ નથી." તેણે કહ્યું.

"એ વળી વધારે ખરાબ. અગર જો મારો અભિપ્રાય પૂછો તો વધારે સારૂં; કારણ તેમ હશે તો તેની પાછળ કોઈને રોવાની જરૂર પડશે નહિ."

"પણ આ તો નિર્બલ અને પડતા મનુષ્યને પાટુ મારવા જેવું થાય છે."

"એક ખુનીની નિર્બલતા!"

"પણ તેની બેઆબરૂની સાથે અમારૂં કુટુંબ કલંકિત થાય છે!"

"મારા પોતાના જ મકાનમાં ભયંકર ગુપ્ત મરણો થયાં નથી શું? મારી આબરૂ કોડીની બની ગઇ નથી?"

"મહાશય," હવે મેડમ ડેંગ્લર્સનો મિજાજ હાથથી ગયો. તે બોલી. "મહાશય, આપ બીજાઓને દયા બતાવતા જ નથી. દયા એ શું ચીજ છે, તે સમજતા જ નથી. તો યાદ રાખજો કે બીજાઓ પણ પ્રસંગ આવ્યે કદી તમને દયા બતાવનાર નથી!"

"ઠીક!" વાઇલફોર્ટે થંડે કલેજે જવાબ આપ્યો.

"મારી ખાતર–આપણા ભૂતકાલના એક સમયના પ્રેમની ખાતર એક એટલું તો કરો જ! તપાસ હાલ તુરત મુલતવી તો રાખો જ! એક છ માસ વીતી જવાદો!"

"ના જી." વાઇલફોર્ટે દૃઢતાથી નિષ્ઠુર હૃદયે જવાબ આપ્યો. "બાઇ સાહેબ, તેમ બનવું કેવળ અશક્ય છે. હુકમો અપાઇ ગયા છે. સ્પેશ્યલ કોર્ટને–ખાસ ન્યાયાધીશીને ભરાવાને હજી પાંચેક દિવસની વાર છે. પાંચ દિવસ તો મારે ઘણા છે. તમે શું એમ નથી જોતાં કે મારે પણ ગઇ ગુજરી વિસરી જવાની ખાસ જરૂર છે? રાત્રી દિવસ મારે સતત કામ કરવું પડે છે. તેમાં કેટલીક વખત હું ભૂતકાલને વિસરી જાઉં છું; ત્યારે મારી લાગણીઓ બ્હેર મારી જાય છે ખરી, પણ તેટલો વખત મનને દુઃખ થતું અટકે છે."

"પણ જ્યારે તે નાસી ગયો છે, તો તેને હવે જતો કરો. મારી અબલાની–તમારી એક વખતની પ્રિયતમાની આટલી વિનંતિ માનો! છેક નિર્દય ન બનો! તમારે એમાં કાંઈ ખોટું કરવાનું નથી. માત્ર મૌન ધારણ કરવાનું છે! મારી ખાતર આટલું કરો!

ફરીથી કદી હું તમને વિનવવા આવનાર નથી. મારી અને મારી દિકરીની આબરૂ બચાવો !"

"મેં તમને એક વખત કહ્યું ને કે હવે વાત હાથમાં રહી નથી. આજે સવારે સર્વ દિશાઓમાં તારો છુટી ગયા છે અને આજ ક્ષણે કદાચ–"

"સાહેબ," ખીજમતદારે ઉતાવળે ઓરડામાં દાખલ થતાં કહ્યું. "એક સ્વાર આ લખોટો લઇને આવ્યો છે. કહે છે કે ઘણો જ જરૂરી અને મહત્વનો છે."

"વાઇલફોર્ટે તે લખોટો લઇને તુરત જ ફોડયો. મેડમ ડેંગ્લર્સ ભયથી કાંપવા લાગી. વાઇલફોર્ટ વાંચીને આનંદમાં આવી ગયો.

"પકડાયો !" તે બોલ્યો. "જુઓ, બાઇસાહેબ, હું કયારને કહેતો હતો ને કે તે પકડાઇ ગયો હોવો જોઇએ ?"

મેડમ ડેંગ્લર્સ થંડીગાર બની ગઇ. તેના હોસકોસ ઉડી ગયા.

"ઠીક ત્યારે સાહેબજી બાઇસાહેબ." મેજીસ્ટ્રેટ મકલાતો મકલાતો બેરોનેસને બારણા સુધી વળાવવા ગયો. તે ગઇ એટલે તે પાછો આવ્યો, અને ટેબલ ઉપર હાથ પછાડતાં બોલ્યો:—

"ચાલો, આ વખતની ખાસ ન્યાયાધીશી આગળ મુકવાને બે ખોટા દસ્તાવેજના, ત્રણ લુંટના અને બે ઘર બાળી મુકાયાના કેસો તો મેં તૈયાર કરી રાખેલા છે જ. આ વખતે હજી સુધી ખુનનું કામ એક પણ હતું નહિ. એકાદ એવું કામ આવી જાય તો ઠીક, એવી મારી ઇચ્છા હતી; તો આખરે તે પણ આવી મળ્યું. આ વખતની સેશન્સમાં કોઇ ઓર તરેહનો બ્હાર આવશે ?"

# પ્રકરણ ૪૬ મું.

---

વાઇલફોર્ટે મેડમ ડેંગ્લર્સને જણાવ્યા પ્રમાણે વેલેન્ટાઇન હજી સાજી થઇ નહોતી. વેલેન્ટાઇને પથારીમાં પડયા પડયા મેડમ વાઇલફોર્ટના કહેવાથી જ બની ગએલા બધા વિચિત્ર બનાવોની વાત જાણી. યુજીની કેવી રીતે નાસી ગઇ; આન્ડ્રીઆ કેવી રીતે પકડાયો; તેના ઉપર ખુનનો આરોપ કેવી રીતે મુકાયો; આ વિગેરે તમામ મુખ્ય મુખ્ય બનાવો તેના જાણવામાં આવ્યા ખરા, પણ તે પોતે તો પથારીમાં પડી હતી. વળી તે એટલી બધી અશક્ત બની ગઈ હતી, કે તે બનાવો તરફ સાજી હોત અને જેવું લક્ષ આપ્યું હોત, તેવું લક્ષ તેણે આપ્યું નહિ. તેનું મગજ જોઇએ તેવું બરાબર કામ કરી શકતું નહોતું. દિવસના ભાગમાં વૃદ્ધ નોરટીઅર પોતાને પોતાની પૌત્રીના ઓરડામાં લઇ જવાને હુકમ કરતો; અને તેની હાજરીમાં વેલેન્ટાઈનનું મન પ્રફુલ્લિત અને મગજ શાંત રહેતું. તે વૃદ્ધ અપંગ હોવા છતાં પણ પોતાની પૌત્રીના ઉપર બરાબર દેખરેખ રાખતો. વાઇલફોર્ટ પણ પોતાની કચેરીમાંથી પાછો ફર્યો પછી દરરોજ એકાદ બે કલાક પોતાની પુત્રી તથા પિતાની પાસે બેસતો. સાંજના છ વાગે વાઈલફોર્ટ પોતાની ઓફીસના દિવાનખાનામાં જતો. રાતના આઠ વાગે ડો. આવ્રીની આવતો, અને રાતના ભાગની તે છોકરી માટેની દવા તે જાતે તૈયાર કરી લાવતો. તે પછી નોરટીઅરને તેના પોતાના ઓરડામાં લઇ જવામાં આવતો. ડોકટરે પોતે પસંદ કરેલી એક નર્સ વેલેન્ટાઇન ઉંઘી જતી ત્યાં સુધી-દસ અગીઆર વાગ્યા સુધી તેની પાસે રહેતી. તે જતી વખતે વેલેન્ટાઇનના ઓરડાને તાળુ લગાવીને કુંચી વાઇલ-

ફોર્ટને પોતાને આપી જતી કે જેથી વેલેન્ટાઈનના ઓરડામાં બીજું કોઈ દાખલ થઈ શકે જ નહિ. તે પછી વેલેન્ટાઇનના ઓરડામાં જવાનો એક જ રસ્તો ખુલ્લો રહેતો. માત્ર મેડમ વાઇલફોર્ટના ઓરડામાં થઇને જ ત્યાં જવાતું. આથી વાઇલફોર્ટનો તેમજ ડોકટરનો જીવ નિશ્ચિન્ત રહેતો. મોરેલ હમેશાં વેલેન્ટાઇનની ખબર મેળવવાને નોરટિઅરની પાસે આવતો. દિવસે દિવસે તેનું મગજ વધારે શાંત થતું જતું હતું. વેલેન્ટાઇનમાં જોકે હજી માનસિક તેમજ શારીરીક અશક્તિ ઘણી હતી, તો પણ દિવસે દિવસે તેની તબીઅતમાં સુધારો થતો જતો હતો. વળી મોન્ટેક્રિસ્ટોએ વેલેન્ટાઈનને બચાવવાનું તેને વચન આપ્યું હતું, અને તેના ઉપર મેકઝીમીલીઅનને સંપૂર્ણ વિશ્વાસ હતો. વેલેન્ટાઇનના મગજની નબળાઇમાં રાત્રીના શાંત સમયે ઘણો વધારો થતો. તેની આંખો આગળ એક પછી એક જુદાં જુદાં ચિત્રવિચિત્ર દષ્યો ખડાં થતાં. કોઇક વખત તેની અપર માતા તેને ધમકાવતી દેખાતી; તો કોઇક વખત મેકઝીમીલીઅન તેને ભેટવાને દોડી આવતો જણાતો; તો કોઇક વખત મોન્ટેક્રિસ્ટો જેવા અજાણ્યા માણસોનાં ચિત્ર તેના ભ્રમિષ્ટ મગજ આગળ ખડાં થવાનો ભાસ તેને થતો. ઓરડામાંનો સામાન પણ જાણે કે એક જગાએથી બીજી જગાએ દોડાદોડ કરી રહ્યો હોય એમ તેને લાગતું. તેના મગજની આવી સ્થિતિ સવારના ત્રણેક વાગ્યા સુધી ચાલતી. તે પછી તે ગાઢ નિદ્રામાં પડી જતી, જેમાંથી સવારમાં તે ઘણી મોડી જાગ્રત થતી. યુજીની નાસી ગયાની અને આન્ડ્રીઆ પકડાયાની વાત તેણે જે દિવસે સાંભળી તે દિવસ રાતના તો તેના મગજમાં વધારે ગભરાટ થયો.

રાતના અગીયાર વાગ્યા. રાતની દવા વેલેન્ટાઇનથી પોતાનાથી પથારીમાંથી ઉઠયા સિવાય લઇ શકાય તેવી રીતે મૂકીને ઓરડાંના બારણાને તાળુ મારીને નર્સ હમેશની માફક વિદાય થઇ.

તેના ગયા પછી પા કલાક વીસેક મિનિટ થઈ; વેલેન્ટાઇ-ઇનને તે રાત્રીએ પાછો ફરીથી વધારે તાવ આવ્યો હતો. તે પોતાનું મગજ સ્થિર રાખી શકી નહિ. કલ્પનાઓ ઉપરથી તેનો કાબુ જતો રહ્યો. તેમ થતાંની સાથેજ તેનું મગજ બ્હેકી ગયું, અને હજારો પ્રકારનાં દશ્યો તેની દષ્ટિ આગળ નાચવા લાગ્યાં. દિવાનાં કિરણોમાંથી અનેક વિચિત્ર પ્રકારની મૂર્તિઓ પેદા થવા લાગી. મગજની આવી ડામાડોળ સન્નિપાતિક સ્થિતિમાં અંદરની ઓરડીનું બારણું ધીમેથી ખુલતું હોય એવો તેને ભાસ થયો. તેણે અવાજ સાંભળવાને માટે પ્રયત્ન કર્યો, પણ થોડીવાર સુધી તેવો કાંઇ અવાજ તેના સાંભળવામાં આવ્યો નહિ. બીજી કોઇ વખતે તો આવી શંકા પડતાં તેણે પોતાની પથારી આગળની દોરી ખેંચીને ઘંટ વગાડી ઘરનાં બીજાં માણસોને જગાડયાં હોત, પણ તેના મગજની અવ્યવસ્થિતિની તેને, પોતાને ખાત્રી હોવાથી તેમ કરવાની તેને જરૂર જણાઇ નહિ. એવો અવાજ તેના મગજની વિકૃતિને આભારી હતો, એમ તેણે માની લીધું, અને તેને કાંઇ ઘણું આશ્ચર્ય લાગ્યું નહિ. મગજ જરા સ્થિર કરીને તેણે વિચાર કર્યો કે, એવાં અનેક પ્રકારનાં દશ્યો, અવાજો, અને વિચિત્ર દેખાવો પૈકીનું કાંઇ પણ સત્ય નરતાં, તેના નિર્બલ મનની કલ્પના-ઓનાં જ તે પરિણામો હતાં. સવાર પડતાં એ સર્વ કાંઇ અદશ્ય થઇ જતું, એ વાતનું સ્મરણ થતાં તેને તેમની અસત્યતા અગર મિથ્યાત્વની વધારે ખાત્રી થઇ. થોડીક ક્ષણ પછી બારણાની પાછ-

ળથી એક મનુષ્ય આકૃતિ નિકળી આવતી જણાઇ. પણ આવી આવી આકૃતિઓ રોજ રોજ નજર પડતી હતી, એટલે તેને કાંઈ ભય લાગ્યો નહિ. તેણે તે આકૃતિ મેકઝીમીલીઅનની ધારી લીધી, અને બારણા તરફ એકી નજરે જોઇ રહી. પેલી આકૃતિ તેની પથારી તરફ આગળ વધવા અને ધ્યાનપૂર્વક સાંભળવા લાગી. આ વખતે એકાએક તે મધ્ય રાત્રીના ગુપ્ત પરોણાના મુખ ઉપર દીવાનો પ્રકાશ પડયો.

"અરે આ તો મેકઝીમીલીઅન નહોય!" વેલેન્ટાઇન બબડી. પછી તે કલ્પનિક આકૃતિનું રૂપ બદલાવાની તે રાહ જોવા લાગી. તેની નાડી તાવને લીધે પૂર જોસમાં ધમધમી રહી હતી. મગજને શાંત કરવાને માટે પેલી તૈયાર કરીને મુકેલી દવા લેવાનું ડૅાકટરે તેને કહેલું હતું. તે દવાની અસરથી તેના મગજની ગભરામણ ઓછી થતી. તેણે પેલી દવા લેવાને હાથ લાંબો કર્યો. આ વખતે પેલી આકૃતિ ઝડપથી આગળ આવી, અને વેલેન્ટાઇન તેના શ્વાસોચ્છવાસનો અવાજ સ્પષ્ટ રીતે સાંભળવા લાગી, તથા તેનો હાથ પોતાને અડકયાનું તેને સ્પષ્ટ ભાન થયું. આ વખતે તો પ્રથમના બધા પ્રસંગો કરતાં વેલેન્ટાઇનને કાંઇક જુદો જ અનુભવ થયો. હવે પોતે જાગ્રત અને સંપૂર્ણ ભાનમાં હોવાની તેને ખાત્રી થવા લાગી. તેના આખા શરીરે કંપ વછુટયો. તેનો હાથ કોઇ દબાવતું તેને લાગ્યું, અને તેનું કારણ તે આકૃતિ તેને દવાનો પ્યાલો લેવા દેવાને માગતી નહોતી એમ તેને સમજાયું, અને તેણે ધીરે ધીરે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. પછી તેણે ધારી ધારીને જોયું, તો તે આકૃતિ તેને ભય ઉપજાવવવાને અગર ધમકાવવાને બદલે તેને આશ્વાસન આપવા અગર તેનું રક્ષણ કરવા

માગતી હોય એમ તેને લાગ્યું. તે આકૃતિએ દવાનો પ્યાલો પોતાના હાથમાં લઇને દીવા આગળ ધરી જોયો. તે આકૃતિને–તે અજાણ્યા મનુષ્યને–કારણ તે આકૃતિ મનુષ્યની હતી–માત્ર પ્યાલો પ્રકાશમાં તપાસવાથી જ સંતોષ થયો નહિ. તેણે તેમાંથી એક ચમચો ભરીને દવા જુદી લઇને ચાખી જોઇ. વેલેન્ટાઇન તો આ બધું જોઇને મૂઢ જ બની ગઇ. તે તો પ્રતિક્ષણ એમ જ ધારતી હતી, કે આ દૃષ્ય ઉડી જઇને વળી બીજું કોઈ વિચિત્ર દૃષ્ય તેની કલ્પના શક્તિ ખડું કરશે; પણ પેલો મનુષ્ય અદૃષ્ય થવાને બદલે તેની પથારી પાસે આવ્યો, અને જરા ધ્રુજતા અવાજે બોલ્યો: " હવે આ દવા પી જાઓ."

હવે તો વેલેન્ટાઇનને ખરીજ ગભરામણ થઇ. તેની નજર આગળ ભમતી અનેક આકૃતિઓમાંની કોઈ પણ આકૃતિએ અત્યાર સુધી તેની સાથે વાતચીત કરી નહોતી. તેના મુખમાંથી એકાદ આશ્ચર્યનો ઉદ્‌ગાર નિકળી જવાનું કરતો હતો.

" પેલા માણસે તેને તદ્દન ચુપ રહેવાની ઇશારત કરી.

" આ તો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો!" તે બબડી.

હવે તે યુવતીના મનમાં કોઇ પણ જાતનો સંશય રહ્યો નહિ. તેની આંખો ભયથી ફાટી જવા લાગી. તેનું શરીર કંપવા લાગ્યું, અને તે પથારીમાં વધારેને વધારે લપાવા લાગી. આવી ભાગી રાત્રે, આવી છુપી રીતે, મોન્ટેક્રિસ્ટો તેના ઓરડાની ભીંત-માંથી એકાએક નિકળી આવે, તે એક ઘણી અસંભવિત વાત હતી.

" બૂમાબૂમ કરવાની જરૂર નથી. તારે લેશ માત્ર પણ ગભ-રાવાનું કારણ નથી." કાઉન્ટે તેને શાંત પાડવા માંડી. " તારા

અંતઃકરણમાં કોઇ પણ જાતનો ભય અગર શંકા લાવતી નહિ. વેલેન્ટાઇન, તારા આગળ અત્યારે જે ઇસમ ઉભો છે તે એક પિતાની વત્સલતાથી તને ચાહે છે, તે એક તારો નિઃસ્વાર્થી અને સાચો મિત્ર છે, અને તેને તારે માટે અથાગ માન છે."

વેલેન્ટાઇન થોડીવાર તો બીલકુલ જવાબ આપી શકી જ નહિ. એક અજાણ્યા મનુષ્યનો અવાજ સાંભળીને તે એટલી બધી ગભરાઇ ગઇ હતી કે તે એક શબ્દનો પણ ઉચ્ચાર કેટલીક મિનિટ સુધી કરી શકી નહિ. આ છતાં તેનાં ચક્ષુઓ "તમારો હેતુ સારો હોય તો તમે અત્યારે આવી રીતે અહિંઆં શા માટે આવ્યા છો ?" એમ મૂક ભાષામાં પ્રશ્ન કરવા લાગ્યાં.

તે યુવતીના મગજમાં ચાલી રહેલા વિચારો બધા કાઉન્ટના સમજવામાં આવી ગયા.

"સાંભળ," તે બોલ્યો. "અગર મારા સામું જો. જો મારૂં મુખ તને ફીકકું લાગતું નથી ? મારી આંખો રાતી દેખાતી નથી ? ચાર દિવસથી મેં જરાપણ આંખ મીંચી નથી, કારણ આજે ચાર દિવસથી તો અહોરાત્ર તારી હું તપાસ રાખી રહ્યો છું. મેકઝીમીલીઅનની ખાતર તારૂં રક્ષણ કરવાને અને તને બચાવવાને એક ક્ષણ માત્રનો આરામ પણ મેં લીધો નથી."

વેલેન્ટાઇન મેકઝીમીલીઅનનું નામ સાંભળીને શરમાઇ ગઇ. તેના મનમાંથી તમામ ભય જતો રહ્યો.

"મેકઝીમીલીઅન !" તે બોલી. તેનો અવાજ અતિશય મધુર લાગ્યો. "મેકઝીમીલીઅને ત્યારે તમને બધી વાત જણાવી દીધી છે શું ?"

"તેણે મને તમામ હકીકત જણાવી છે. તું તેનું જીવન છે, એવું તેણે મને કહ્યું છે, અને મેં તને બચાવવાનું તેને વચન આપ્યું છે."

"મને બચાવવાનું તમે વચન આપ્યું છે?"

"હા."

"પણ તમે દેખરેખ રાખવાની અને રક્ષણ કરવાની વાતો કરો છો, તે શું તમે ડોકટર છો?"

"હા, હા. હાલના સંજોગોમાં મારા જેવો ઉત્તમ ડોકટર મળી શકે તેમ નથી. તું ખાત્રી રાખ."

"તમે દેખરેખ રાખ્યા કરો છો, એમ તમે મને હમણાં કહ્યું; પણ મેં તો તમને અત્યાર આગમચ કદી જોયા જ નથી, તો તમે કયાં હતા?"

કાઉન્ટે અંદરની ઓરડી તરફ આંગળી કરી.

"પેલા બારણાની પાછળ હું સંતાઇ રહ્યો હતો. તે ઓરડામાંથી જોડેના મકાનમાં જવાનો એક છૂપો રસ્તો, અને બારી છે; અને જોડેનું મકાન મેં ભાડેથી રાખ્યું છે."

વેલેન્ટાઇને પોતાની દૃષ્ટિ ફેરવી લીધી,.અને લજ્જા અને અભિમાનથી નાખુશી બતાવતાં બોલી:—

"મેહેરબાન, આપે ઘણું ભયંકર અને અઘટિત કાર્ય કર્યું છે. રક્ષણના બહાના હેઠળ એક સન્નારીનું તમે અપમાન કર્યું છે."

"વેલેન્ટાઇન," કાઉન્ટે જવાબ આપ્યો. "તારી ઉપર દેખરેખ રાખવામાં તારી પાસે કોણ આવે જાય છે, તને શું આષધ આપવામાં આવે છે, તને કેવો ખોરાક આપવામાં આવે છે, આવા પ્રકારની હું તપાસ રાખતો રહું છું; અને જ્યારે મને તેમાં કાંઇ ભય

જેવું લાગે છે, ત્યારે હું હમણાં આવ્યો તેવી રીતે આવીને વિષનો પ્યાલો ઉપાડી લઇને તેની જગાએ તને માફક આવે તેવું ઉત્તમ ઔષધ હું મુકી દઉં છું. આથી જ તારૂં મરણ નિપજવાને બદલે હજી તું જીવતી રહેવા પામી છે."

"વિષ! મરણ!" જાણે કે પોતે બેભાનમાં હોય તેમ સમજીને વેલેન્ટાઇન બોલી ઉઠી. "મહાશય, આપ શું કહેવા માગો છો?"

"ચુપ! ચુપ!" મોન્ટેક્રિસ્ટોએ તેને ફરીથી શાંત રહેવાની ઈશારત કરતાં કહ્યું "દીકરી, હું કહું છું તે અસત્ય નથી. અહિંઆં સર્વત્ર વિષ અને મરણનાજ ભણકારા વાગી રહ્યા છે. પણ ચાલ હવે આ જરા પી જા." એમ કહીને કાઉન્ટે પોતાના ખીસ્સામાંથી એક લાલ પ્રવાહી ઔષધની શીશી કાઢીને તેનાં થોડાંક ટીપાં પેલા પ્યાલામાં નાખ્યાં.

"આ લઇ લે અને આજે રાતના હવે બીજું કાંઇજ લેતી નહી."

વેલેન્ટાઇને હાથ લાંબો કર્યો પણ તુરતજ પાછો ભયથી પાછો ખેંચી લીધો. મોન્ટેક્રીસ્ટો તેનો સંશય દૂર કરવાને તે પ્યાલો લઇને તેમાંનો અડધો ભાગ પી ગયો. પછી તે પ્યાલો વેલેન્ટાઇનના આગળ ધર્યો. વેલેન્ટાઇનનો સંશય દુર થયો, અને તે હસતાં હસતાં તે પી ગઇ.

"હા, હા," તે બોલી." આ દવા તો બરાબર છે. ડોક્ટર આવીની મને રાતના આપે છે તેવીજ દવા આ છે. તેનાથી મારૂં મગજ શાંત પડે છે. માફ કરજો સાહેબ, તમારો ઉપકાર થયો."

"વેલેન્ટાઇન," કોઉન્ટે કહ્યું. "આજ ચાર દિવસથી રાતની વખતે હું તને આવીજ રીતે બચાવું છું. પણ તે સમય મેં કેવી

રીતે ગાળ્યો છે! કેવી ભયંકર ક્ષણો મારે પસાર કરવી પડી છે? તારા પ્યાલામાં જ્યારે વિષનું મિશ્રણ થતું ત્યારે મને તે બદલી લેવાનો સમય મળે તે પહેલાં રખેને તું તે પી બેસે, એવા ભયથી મારા હૃદયને કેટલી બધી વ્યથા થતી હતી!"

"મહાશય," વેલેન્ટાઇન બોલી. "મારા પ્યાલામાં વિષનું મિશ્રણ થતું જોઇને આપના હૃદયને વ્યથા થવાની વાત આપ કરો છો, પણ જો આપે તે જોયું હોય, તો તેવી રીતે કોણ કરે છે, તે પણ આપે જોયું હોવું જ જોઇએ?"

"હા."

વેલેન્ટાઇન પથારીમાં જરા બેઠી થઇ ગઇ.

"શું તે કોણ છે તે તમે જોયું છે? તમે તેને ઓળખો છો?"

"હા હા." કાઉન્ટે ફરીથી જવાબ આપ્યો.

"તમે તો ઘણી ભયંકર વાત કરી રહ્યા છો. કેવી ભયંકર વાત તમે મને સમજાવવા માગો છો! શું મારા પિતાના જ ઘરમાં મારૂં ખુન કરવાનો પ્રયત્ન! મારા પોતાના જ ઓરડામાં! મારી માંદગીની પથારીમાં જ મને મારી નાંખવાનો પ્રયત્ન! ના, ના. મહાશય, તમે મને ખોટું ખોટું સમજાવો છો. તમે મને ઇશ્વર ઉપરથી પણ વિશ્વાસ ઉડાડી દેવાને લલચાવો છો! અરે એ બધું અશક્ય છે. તેવું કદી બની શકે જ નહિ."

"ખુનીએ શું તારા એકલાના ઉપર જ હાથ ઉગામ્યો છે? તું શું તેનો પ્રથમ ભોગ છે? તારાં માતામહ અને માતામહી, અને તારા દાદાજીના નોકર બેરીસની શી વલે થઇ તે તું શું એટલામાં જ વિસરી ગઇ? અરે વૃદ્ધ નોરટીઅર પણ તેનો ભોગ થઇ પડયા

સિવાય રહેનાર નહોતા; પરંતુ છેલ્લાં ત્રણ વરસથી તેમને ઔષધનો ઉપચાર ચાલે છે, તેને લીધે જ તે બચવા પામ્યા છે."

"હે પ્રભુ!" વેલેન્ટાઇન બોલી. "હવે જ મને સમજાય છે કે દાદાજી મને પોતાની દવામાંથી થોડો થોડો ભાગ રોજ શા માટે પાતા હતા."

"તેનો સ્વાદ સુકાં નારંગીનાં છોડાનાં જેવો જરા તુરો લાગતો હતો ને?"

"હા, હા."

"ત્યારે હવે બરાબર સમજાય છે." મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "આ ઘરમાં કોઇક વિષપ્રયોગ કરનાર ખુની છે, એ વાત તારા દાદાના જાણવામાં છે. આવા દુષ્ટ કૃત્યમાં કોણ પ્રવૃત્ત થઇ રહ્યું છે, તે પણ તેઓએ અનુમાનથી જાણી લીધું હોવું જોઇએ. તેમણે તારી રક્ષા કરવાને પ્રથમથી જ ઉપાય લીધો છે. આ છતાં આજે ચાર દિવસથી જે પ્રયોગ ચાલી રહ્યો છે, તે એટલો ભયંકર છે કે તે ઉપાય પણ નિરૂપયોગી થઇ પડયો હોત, અને પરિણામ ક્યારનુંએ અતિ ભયંકર આવી ગયું હોત."

"વારૂ, પણ આવો ભયંકર દુષ્ટ ખૂની કોણ છે?"

"તું મને એક પ્રશ્નનો જવાબ આપ કે રાતના વખતે ચોરી છૂપીથી ધીમે રહીને તારા ઓરડામાં દાખલ થતાં કોઇને તું જુએ છે ખરા કે?"

"હા, હા. વારંવાર કોઇક આકૃતિ-કોઇક છાયા મારી પાસે આવતી અને અદશ્ય થઇ જતી મને જણાય છે. આ છાયાને હું સ્વપ્ન તરીકે અત્યાર સુધી ધારતી હતી, અને તમને દીઠા ત્યારે તો

અને એમ થયું કે મારૂં મગજ જ ખસી ગયું હોવું જોઇએ."

"વારૂ ત્યારે, તારૂં ખૂન કરવાને કોણ પ્રયત્ન કરી રહ્યું છે તે શું હજી તને સમજાતું નથી?"

"ના, ના, મને તો કાંઇ સમજાતું નથી. મારૂં ખુન કરવાની ઇચ્છા કોણ કરે તેમ છે?"

"ત્યારે તું આજે તો હવે તે જાણીશ જ." કાઉન્ટે ધ્યાન દઇને સાંભળતાં કહ્યું.

"કેવી રીતે?" વેલેન્ટાઇને ભયભીત અવાજે પૂછ્યું.

"કારણ કે અત્યારે તારૂં મગજ ભમતું નથી, તેમજ તારા શરીરમાં તાવ પણ નથી. તું અત્યારે બરોબર જાગ્રત છે. બરાબર મધ્ય રાત્રીનો સમય થયો છે. ખુનીઓ પોતાના ભીષણ પૈશાચિક કૃત્યને માટે આ સમય જ પસંદ કરે છે!"

"હે પ્રભુ! હે ઇશ્વર!" કપાળ ઉપરનાં પસીનાનાં ટીપાં લુછી નાંખતાં વેલેન્ટાઇન બોલી. ઘડીઆળમાં ટકોરા થતા સાંભળ્યા.

"વેલેન્ટાઇન," કાઉન્ટે તેને કહ્યું. "બરાબર હિંમત રાખ. તારા હૃદયના ધબકારા શાંત પાડી દે. જરા પણ હાલચાલ કરતી નહિ. ભર નિદ્રામાં હોય તેવો ઢોંગ કરીને પડી રહે, તો તારાથી બધું જોઈ શકાશે."

વેલેન્ટાઇને કાઉન્ટનો હાથ પકડયો. "હું ધારૂં છું કે કાંઇક અવાજ સંભળાય છે." તે બોલી. "તમે જતા રહો. હું તમારા કહેવા પ્રમાણે બરાબર વર્તન કરીશ."

"ઠીક ત્યારે, થોડીવાર માટે હું રજા લઉં છું." કાઉન્ટે ધીમે પગલે અંદરની ઓરડી તરફ જતાં કહ્યું. તેના મુખ ઉપર તે વખતે

એક પિતાના જેવી વત્સલતા વ્યક્ત થતી હતી. તેના મુખ ઉપરનું હાસ્ય જોઇને વેલેન્ટાઇનનું અંતર ઉપકારવશ થઇ ગયું. બારણું બંધ કરતા પહેલાં તે જરા પાછો ફર્યો અને બોલ્યો: "જરા પણ હાલતી ચાલતી નહિ. જરાપણ અવાજ કરતી નહિ. તું ખરેખર શાંત નિદ્રામાં છે એવું જોનારને લાગવું જોઇએ. નહિ તો હું તારી મદદે દોડી આવું તે પહેલાં તો તારા રામ રમી જશે એમ જાણજે." આવી ભયંકર ચેતવણી આપીને કાઉન્ટ અંદરના બારણામાં અદશ્ય થઇ ગયો. બારણું તેની પાછળ બીલકુલ અવાજ થયા સિવાય બંધ થયું.

---

## પ્રકરણ ૪૭ મું.

---

વેલેન્ટાઇન એકલી જ હતી. આસપાસનાં કેટલાંક ઘડીઆળોમાં હજી મધ્યરાત્રીના ટંકારા વાગી રહ્યા હતા. રસ્તા ઉપરથી જતી આવતી કોઇક કોઇક ગાડીઓના અવાજ સંભળાતા હતા. એ સિવાય સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. વેલેન્ટાઇનની નજર તેની સામેજ લટકાવેલા ઘડીઆળ તરફ ખેંચાઇ. તેની ગતી તેને પોતાના હૃદયના ધબકારા કરતાં પણ વધારે મંદ લાગી.

મોન્ટેક્રિસ્ટોએ તેને એટલી બધી ખાત્રી કરી આપી હતી, તોપણ તેનું મન હજી શંકાશીલજ હતું. તેને મારી નાંખવાને કોઈ ઇચ્છતું હોય, એ વાત નિર્દોષ વેલેન્ટાઇનના માનવામાં આવતી નહોતી. શા માટે તેને મારી નાંખે? તેના ખૂનથી બીજાઓને

શો લાભ થવાનો હતો ? તેનું ખૂન કરવામાં તેમનો શો હેતુ હોઇ શકે ? એવું તે તેણે કોઇનું શું બગાડયું હતું કે તેનું ખૂન કરવા સુધી વાત આવે ? એવો તે કોણ છૂપો શત્રુ હતો કે જેની ઇર્ષ્યાનો તે ભોગ થઇ પડી હતી ? હવે તેને નિદ્રા આવે તેમ હતું જ નહિ.

તેના મગજમાં તે વખતે એકજ વિચાર રમી રહ્યો હતો કે જગત્‌માં કોઇક એક વ્યક્તિ એવી હતી કે જે તેનું ખૂન કરવાને માટે મથી રહી હતી. ધારો કે વિષ-પ્રયોગનો અમલ થઇ વેલેન્ટાઇનના જીવનનો જલદીથી અંત આવતો નથી એમ જોઇને કંટાળીને તે વ્યક્તિ કોઇ હથીઆરનો ઉપયોગ કરવાને પ્રવૃત્ત થઇ જાય તો ? લાંબા સમયથી રાહ જોઇ રહેલા તે દુષ્મનના હૃદયમાં ભરાએલો સેતાન તેજ વખતે તેને ઠાર કરી નાંખવાને તે શત્રુને-ખૂનીને લલચાવે તો ? અને કાઉન્ટે કહ્યાપ્રમાણે તેને બચાવવાને દોડી આવવાનો કાઉન્ટને બીલકુલ સમય પણ મળે નહિ તો ? તેની અંતિમ ઘડી આવી રહી હોય, અને મેકસીમીલીઅનનો ફરીથી મેળાપ થવાનો પણ તેને પ્રસંગ ન મળે તો ? વેલેન્ટાઇનના મનમાં આવા અનેક ભયંકર વિચારોની પરંપરા ચાલી રહી. એક વખત તો તેને એમ જ થયું કે ઘંટ વગાડીને ઘરનાં બીજાં માણસોને મદદ માટે બોલાવવાં; પણ અંદરની ઓરડીના બારણામાંથી કાઉન્ટ તેને નિહાળી રહ્યો હતો, અને તેની મદદે દોડી આવવાને તૈયાર જ ઉભેલો હતો .એમ તેણે જોયું, એટલે તેને પોતાની નિર્બલતા માટે શરમ આવી. કાઉન્ટની વત્સલતાનું તેને ભાન થયું. તેના ઉપકારનો બદલો કોઇ રીતે વાળી શકાય તેમ નહોતો, તો પછી તેની સલાહ શા માટે ન માનવી ? આવી સ્થિતિમાં વીસેક મીનીટ પસાર થઇ ગઇ. આ સમય તેને એક યુગ જેવો લાંબો જણાયો. એટલામાં સાડાબારનો

ટકોરો થયો. આ વખતે અંદરની ઓરડીના બારણા ઉપર આંગળીના નખથી જરા અસ્પષ્ટ અવાજ કરીને તે નિશાનીથી કાઉન્ટે તેની ખાત્રી કરી આપી કે તેના રક્ષણ માટે તે તૈયાર જ ઉભો હતો, અને તેને ભયભીત થવાનું જરાપણ કારણ નહોતું. આથી વેલેન્ટાઇનને હિંમત આવી ગઇ. તેજ ક્ષણે બીજી બાજુએથી એટલે મેડમ વાઇલફોર્ટના—પોતાની અપર માના ઓરડા તરફથી કાંઇક અસ્પષ્ટ અવાજ આવતો તેને સમજાયો. તે પોતાનો શ્વાસ રોકીને ધ્યાન દઇને સાંભળવા લાગી તો કોઇ ઘણાં જ ધીમાં પગલાં ભરતું તેના ઓરડા તરફ આવતું હોય એમ તેને લાગ્યું. પળવાર પછી તેના ઓરડાનું તાળું ખખડ્યું, અને બારણું ધીમેથી ખુલ્યું. વેલેન્ટાઇન પોતાના હાથ ઉપર માથું ટેકવીને બારણા તરફ એકીટસે જોઇ રહી હતી. તુરત તેણે પોતાનું માથું નીચે નાંખી દીધું, અને આંખો ઉપર હાથ રાખી લીધો. પછી થર થર કાંપતી, ભયભીત હૃદયે શું બની રહ્યું હતું તે અર્ધી ખુલ્લી આંખો રાખીને જોવા લાગી. કોઇક ઘણે જ ધીમેથી પથારી નજીક આવ્યું અને પડદો ઉંચો કર્યો. વેલેન્ટાઇને કાઉન્ટની શિખામણ યાદ કરીને જાણે પોતે ગાઢ નિદ્રામાં હોય તેમ બતાવવાને નિયમિત રીતે શ્વાસોચ્છવાસ લેવા માંડયા.

"વેલેન્ટાઇન!" તે નવિન આવી પહોંચેલી વ્યક્તિએ ઘણે જ ધીમેથી તેને હાંક મારી.

અવાજ સાંભળવા છતાં વેલેન્ટાઇન તો તદ્દન શાંત જ પડી રહી. તેણે કાઉન્ટને વચન આપ્યું હતું, અને તે પાળવાનો તેનો નિશ્ચય થયો હતો.

કેટલીક પળ સુધી સર્વત્ર શાંતિ પ્રસરી રહી. આ પછી વેલેન્ટાઇના ઔષધના પ્યાલામાં કાંઇક પ્રવાહી પદાર્થ રેડાતો હોય

એવો અવાજ તેને કાને પડયો. તેણે ધીમેથી આંખો ઉઘાડી અને તે દિશા તરફ નજર કરી; તો એક નાની સરખી શીશીમાંથી એક સ્ત્રી પેલા પ્યાલામાં કાંઇક દવાનાં ટીપાં નાંખી રહી હતી. આ સમય દરમ્યાન કાંતો વેલેન્ટાઇનની શ્વાસોચ્છવાસ લેવાની ક્રિયામાં કાંઇક વિક્ષેપ થયો હોય, અગર તો વેલેન્ટાઇને કાંઇક હાલચાલ કરી હોય, ગમે તેમ હોય, પણ પેલી સ્ત્રીને સંશય આવવાથી તે એક ક્ષણ ભર અટકી, અને વેલેન્ટાઇન ખરેખર નિદ્રામાં હતી કે જાગતી હતી તે જોવાને તેણે પથારી તરફ નજર કરી. આ સ્ત્રી બીજી કોઇ જ નહિ પણ વેલેન્ટાઇનની અપર માતા હતી.

તેને ઓળખતાં જ વેલેન્ટાઇનના શરીરમાં કંપારી વછૂટી, અને તેને લઇને પથારીમાં હાલચાલ થઇ. મેડમ વાઇલફોર્ટ લાગલી જ ભીંત સાથે લપાઇ ગઇ, અને વેલેન્ટાઇનની હાલચાલ બારિક દૃષ્ટિથી તપાસવા લાગી. વેલેન્ટાઇનને મોન્ટેક્રિસ્ટોની ચેતવણીનું સ્મરણ થઇ આવ્યું. તેને એમ લાગ્યું કે તેની અપર માતાના બીજા હાથમાં એક છરો તૈયાર હતો. આથી હિંમત લાવીને તેણે આંખો મીંચી દીધી, છતાં તેની આંખો પૂરેપૂરી તો બંધ થઇ શકી જ નહિ.

મેડમ વાઇલફોર્ટ પાંચેક મિનિટ લપાઇ રહી. વેલેન્ટાઇને નિયમિત રીતે શ્વાસોચ્છવાસ લેવા માંડયો હતો. પથારીમાં જરા પણ હાલચાલ થતી નહોતી. વેલેન્ટાઇન તદ્દન નિશ્ચેષ્ટ થઇને પડી હતી. આથી તેની અપર માતા મનનો સંશય દૂર થઈ ગયો. તેણે ફરીથી હાથ લાંબો કર્યો, અને ભીંત આગળ જ લપાઇ રહીને પેલી શીશીમાંનો બધો પ્રવાહી પદાર્થ પેલા પ્યાલામાં ઠાલવી દીધો. પછી તે ધીમેથી એવી સફાઇથી ઓરડામાથી ચાલી ગઇ કે તેના ગયાની

વેલેન્ટાઇનને બીલકુલ ખબર પડી નહિ. માત્ર તેનો હાથ વેલેન્ટાઇનને દેખાતો બંધ થયો, એટલે તે ઉપરથી તેની અપર માતા ગઇ હશે એમ અનુમાન કરી લીધું.

મેડમ વાઇલફોર્ટ પાંચેક મિનિટ ઓરડામાં રહી હશે, પણ તેટલામાં વેલેન્ટાઇનના મનની શું શું સ્થિતિ થઇ ગઇ, તેનું વર્ણન કરવું કેવળ અશકય છે. ભયને લીધે છેવટના ભાગમાં તો વેલેન્ટાઇન બેભાન થઇ ગઇ હતી. અંદરની ઓરડીનું બારણું ખુલવાનો અવાજ થયો, ત્યારે જ તે ભાનમાં આવી. તેણે પરાણે પરાણે માથું જરા ઉંચું કર્યું, તો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો તેના તરફ ધીરે ધીરે આવતો જણાયો.

"કેમ," તેણે કહ્યું. "હજી તારા મનમાં શંકા રહે છે?"

"ઓહ!" વેલેન્ટાઇન બબડી.

"તેં નજરે જોયું ને?" "હા. હા."

"તેં તે વ્યક્તિને ઓળખીને?"

"હા, હા." વેલેન્ટાઇને દુઃખિત અવાજે જવાબ આપ્યો. "પણ હજી મારા માન્યામાં વાત આવતી નથી."

"ત્યારે હવે તારો શું વિચાર છે? તારે પોતાને મરવું છે? અને જોડે મેકઝીમીલીઅનને પણ મારવાનો વિચાર છે?"

"અરે," તે યુવતીએ ગભરાતાં ગભરાતાં જવાબ આપ્યો. "મારાથી આ ઘરમાંથી કોઇ રીતે નાસી છૂટાય તેમ નથી? કોઇ રીતે મારો બચાવ થાય તેમ નથી શું?"

"વેલેન્ટાઇન, તું જ્યાં જઇશ ત્યાં દુશ્મન તારી પૂઠ લેશે. તને છોડનાર નથી. તારા નોકર ચાકરોને લાંચથી–પૈસાથી ચલાયમાન

કરવામાં આવશે, અને કોઇ પણ છૂપી રીતે તારો નાશ થવાનો, એ વાત નક્કી. વહેતા ઝરાનું સ્વચ્છ અને તાજું પાણી તું પીશ તો તેમાં પણ તને વિષ માલુમ પડશે; ઝાડ ઉપરથી તારી પોતાની મેળે ફળ તોડી લઇશ, તો તેમાં પણ તારે માટે વિષ ભરેલું તને માલુમ પડશે."

"પણ મારા દાદાજીએ લીધેલી સંભાળથી હવે મારે વિષથી ડરવાનું નથી, એમ તમે મને કહેતા હતા ને?"

"હા, હા. પણ તેથી ગમે તેવા ભારે પ્રમાણની સામે કાંઇ તું ટક્કર ઝીલી શકે નહિ. વિષની જાતમાં ફેરફાર થશે, અગર તો તેનું પ્રમાણ વધારવામાં આવશે."

પછી તેણે પેલો પ્યાલો પોતાના હોઠે લગાડી જોયો.

"જો આમાં વિષનું મિશ્રણ થઇ ગયું છે." તેણે કહ્યું. "હવે આ વખતે બ્રુસીન નહિ પણ એક જુદી જ જાતનું વિષ છે. જો આ પ્યાલામાંની દવા તારા પીવામાં આવી હોત તો તારૂં આવી જ બન્યું હતું."

"પણ," પેલી નિર્દોષ બાલાએ પ્રશ્ન કર્યો. "આ રીતે મારો પીછો લેવાનું કારણ શું?"

"શું? હજી તારા સમજવામાં આવતું નથી? વેલેન્ટાઇન, તું એટલી બધી ભલી અને વિશ્વાસુ છે કે તારા સમજવામાં ખરે-ખરી વાત આવી શકતી નથી!"

"ના, ના. મેં તેનું કાંઇ જ બગાડયું નથી."

"પણ વેલેન્ટાઇન, તારી પાસે દ્રવ્ય છે. તું એક સારી સંપત્તિની માલિક છે, અને હજી બીજી સંપત્તિ તને મળવાની છે. જ્યારે તેના પોતાના પુત્રને કાંઇ પણ મળનાર નથી."

" પણ તેમાં શું ? એ દ્રવ્યમાં તેનું કાંઇ લાગતું વળગતું નથી. એ તો મને મારા મોસાળમાંથી વારસો મળેલો છે."

" હા, હા, એ વાત ખરી છે; અને તેજ કારણને લીધે તારા માતામહ અને માતામહીનું કાટલું કરવામાં આવ્યું; આજ કારણને લીધે વૃદ્ધ નોરટીઅરના ઉપર ચક્કર ફરી રહ્યું છે; આજ કારણને લીધે તારો કાંટો માર્ગમાંથી ખસેડવાનો નિશ્ચય થયો છે; કારણ કે તેમ થાય તો તારી મિલકત તારા પિતાને મળે, અને તારા પિતાને એક જ પુત્ર હોવાથી આખર જતાં તે મિલકત તેના છોકરાને આવે."

" એડવર્ડને ? નિર્દોષ બિચારો બાળક ! શું તેને માટે આ બધાં પાપાચરણ ચાલી રહ્યાં છે ?"

" હા, હા. જો, હવે તો તારા સમજવામાં બરાબર આવી ગયુંને ?"

" પ્રભુ કરે ને તે નિર્દોષ બાળકને આ માટે કાંઇ ખમવાનો પ્રસંગ આવે નહિ."

" વેલેન્ટાઇન, તું તો ખરેખર એક દૈવી પ્રાણી જણાય છે !'

" પણ, ત્યારે મારા દાદાજીના ઉપર હજી કેમ ઘા કરવામાં આવતો નથી."

" કારણ કે તારો કાંટો માર્ગમાંથી દૂર થયો, એટલે તારો ભાઇ વારસ થાય છે. તેને વારસામાંથી બાતલ કરવામાં ન આવે ત્યાં સુધી તેને જ વારસો મળે. વળી એવા સંજોગોમાં હાલ તુરત તેમના ઉપર હુમલો કરવો નિરર્થક છે."

" પણ આવા ભયંકર ગુન્હાની યોજનાઓ એક અબલાના મગજમાં સ્ફુરી આવે અને તે અમલમાં મૂકે તે શું બનવા જોગછે ?"

"તારી તબીઅતની સુધારણા માટે ઇટાલીના પ્રવાસે તમે બન્ને મા દિકરીઓ ગએલાં, તે વખતે પેરૂસામાં એક નિવાસ-ગૃહમાં એક કાળા ઝભ્ભાવાળો માણસ તારી અપર માતાને મળેલો. તેની પાસેથી તેણે આ વિષ વિષે સર્વ માહિતી મેળવી છે; અને ત્યારથી તે ભયંકર યોજનાએ તેના મગજમાં ઘર કર્યું છે."

"અરે ત્યાર તો ખરેખર," તે યુવતી બોલી. "ત્યારે તો તેના ભયંકર કાવતરાનો હું ભોગ થઇ પડવાની જ!"

"ના, ના. વેલેન્ટાઇન, હવે તેવો ભય રાખવાનું કારણ નથી. હું તેનાં બધાં કાંવતરાં પ્રથમથી સમજી ગયો છું. શત્રુ કોણ છે અને શું કરવા માગે છે, તે આપણને પ્રથમથી સમજાયું છે, એટલે હવે તેને આપણે કદી ફાવવા દેનાર નથી. વેલેન્ટાઇન, હવે તારે મરણનો જરા પણ ભય રાખવા જેવો નથી. પરંતુ તારા પોતાના સુખની ખાતર તેમજ તારા જેટલાજ બીજા એક ઉદાર અંતઃકરણના સુખની ખાતર હવે તારે મારા ઉપર સંપૂર્ણ ભરોંસો રાખવો પડશે."

"મને આજ્ઞા કરો, બોલો મારે શું કરવું?"

"તારે બીજું કાંઇજ કરવાનું નથી. માત્ર હું તને જે કાંઇ આપું તે તારે પીવું."

"મારી એકલીનીજ વાત હોય તો તો મને મરણનો જરા પણ ભય નથી. મૃત્યુથી હું જરા પણ ડરતી નથી."

"તારે કોઇને પણ આ વાત કહેવી નહિ—તારા પિતાને પણ કહેવી નહિ."

"આ કાવતરામાં મારા પિતાનો હાથ કદી હોઇ શકેજ નહિ. તમે શું એમ ધારો છો કે તેઓ પણ આમાં સામેલ છે?"

"ના, મારૂં તેમ કહેવું નથી. પણ તારા પિતા જેવા ડાહ્યા માણસે અત્યાર સુધીમાં એમ સમજવું જોઇતું હતું કે આવાં મરણો સ્વભાવિક હોતાં નથી. તેમણે તારા માટે બરાબર કાળજી રાખવી જોઇતી હતી. તેમણે ખૂનીના સામે થવાની જરૂર હતી." તેણે ધીમેથી કહ્યું.

"મહાશય," વેલેન્ટાઇને કહ્યું. "મારાથી બનતું તમામ હું કરીશ; કારણ મારા ઉપર બીજા બે જણનો આધાર છે. એક મારા દાદાજીનો, અને બીજો મેકઝીમીલીઅનનો."

"જેવી રીતે હું તારી રક્ષા કરૂં છું, તેવીજ રીતે હું તે બન્ને જણની રક્ષા કરીશ."

"ઠીક ત્યારે મુરબ્બી, આપની ઇચ્છામાં આવે તેમ કરો." તેણે ધીમા અવાજે ઉમેર્યું. "હે પ્રભુ! હજી મારા ઉપર શું વીતવાનું બાકી હશે!"

"જો ત્યારે, વેલેન્ટાઇન, ગમે તે થાય પણ જરા પણ ગભરાતી નહિ. તને દુઃખ પડે, તારી તમામ ઇન્દ્રીયોની ક્રિયાઓ બંધ પડી જાય, તારૂં બધું ભાન જતું રહે, તું જાગ્રત હોય છતાં તારાથી બોલી શકાય નહિ, અગર તું કયાં છે તે સમજી શકાય નહિ, તો પણ તારે કોઈ જાતનો ભય રાખવો નહિ. કદાચ તને કબરમાં પૂરી દેવામાં આવે, દાટી દેવામાં આવે, તો પણ તારે જરા પણ ગભરાવું નહિ. તેવે વખતે તારે ખાત્રી રાખવી કે "આ વખતે પણ એક ખરો મિત્ર એક પિતા જેટલી વત્સલતાથી મારૂં રક્ષણ કરી રહ્યો છે, અને તે મને તેમજ મેકઝીમીલીઅનને અંતઃકરણથી ચ્હાય છે!"

"ઓ બાપરે! આ તે કેવી ભયંકર સ્થિતિ!"

"ત્યારે તારી અપર માતાને ઉઘાડી પાડવાનું તારે કબુલ છે?"

" ના, ના. તેના કરતાં મરણ સો ગણું બેહેત્તર ! "

" ના, ના, તારો વાળ પણ વાંકો થનાર નથી; પણ ગમે તે થાય તો પણ તારે કોઇ પણ જાતની ફરીઆદ કરવી નહિ."

" ના, ના, હું કાંઇ પણ ફરીઆદ કરનાર નથી. હું માત્ર મેકઝીમીલીઅનનો જ વિચાર કર્યા કરીશ."

" ત્યારે દીકરી, જેવો તને મેકઝીમીઅનના પ્રેમમાં વિશ્વાસ છે, જેટલો ઇશ્વરના ઉપર વિશ્વાસ છે, તેટલોજ વિશ્વાસ મારા ઉપર રાખજે."

પછી તેણે પોતાના ખીસ્સામાંથી એક ડબ્બી બહાર કાઢી, અને તેમાંથી વટાણાના જેવડી એક ગોળી તેણે તેના હાથમાં મૂકી. વેલેન્ટાઇને તે લીધી અને કાઉન્ટની મુખચર્યા જોઇને તેને સંપૂર્ણ વિશ્વાસ આવ્યો.

" દિકરી, એ ગોળી તું ગળી જા. એ ગોળી તારી ખરેખરી રક્ષા કરશે."

વેલેન્ટાઇન તે ગોળી ગળી ગઇ. " ગમે તેમ થશે પણ હવે હું બીલકુલ ડરવાની નથી. મને તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે."

મોન્ટેક્રિસ્ટો કેટલાક વખત સુધી પેલી છોકરી તરફ જોઇ રહ્યો. તે ધીરે ધીરે નિદ્રાવશ થઇ ગઇ. પેલી ગોળીએ અમલ કરવા માંડયો. કાઉન્ટે પેલા પ્યાલામાંની ઘણા ખરા ભાગની દવા ઢોળી દીધી, કે જેથી વેલેન્ટાઇને તે પીધી હશે એમ તેની સાવકી માતાને ખાત્રી થાય. પછી ફરીથી થોડીવાર વેલેન્ટાઇનના તરફ નિહાળીને જોઇ રહ્યો. જ્યારે તેને દવાએ તેના ધારવા પ્રમાણેનો અમલ કરવા

માંડયાની ખાત્રી થઇ ત્યારે તે ત્યાંથી અદૃષ્ય થઇ ગયો. નિર્દોષ વેલેન્ટા-ઇન એક સત્પુરૂષના જેવી શાંતિથી નિદ્રા લેતી જણાતી હતી.

---

## પ્રકરણ ૪૮ મું.

ઓરડામાંનો દીવો ઝાંખો બળ્યા કરતો હતો. આસપાસ સર્વત્ર શૂન્યકાર હતો. ચારે પાસની શાંતિ અતિ ભયાનક લાગતી હતી. મધ્યરાત્રી વીતી જઇ તે ઉપર બેએક કલાકનો સમય થયો હતો. આ વખત ફરીથી પાછું ઓરડાનું બારણું ખુલ્યું, અને કોઇક સ્ત્રીએ ડોકું બહાર કાઢયું. આ સ્ત્રી બીજી કોઇજ નહિ, પણ મેડમ વાઇલ-ફોર્ટ પોતેજ હતી. પોતાની દવાની શી અસર થઇ, તે જોવાને તેની આવી હતી. તે બારણામાં એક ઘડીભર ઉભી રહી, અને કાન માંડીને સાંભળવા લાગી. વેલેન્ટાઇનના ઓરડામાંથી બીલકુલ અવાજ આવતો સંભળાતો નહોતો. તેને આથી વધારે હિંમત આવી. વેલેન્ટાઇને પ્યાલામાંની દવા પીધી હતી કે કેમ તેની ખાત્રી કરવાને તે આગળ વધી. પ્યાલામાંની લગભગ પોણા ભાગની દવા ખાલી થએલી તેણે જોઈ અને તેને સંતોષ થયો. બાકીની દવા તેણે વેલેન્ટાઇના ઓરડામાંના ચૂલામાંનો અગ્નિ સતેજ કરીને તેમાં નાંખી દીધી. તેણે બહુજ કાળજીપૂર્વક પ્યાલો સાફ કર્યો, અને પોતાના રૂમાલથી લુછી નાંખીને પાછો ટેબલ ઉપર મૂકી દીધો. પછી તે ધડકતા હૃદયે અને ધ્રુજતે પગલે વેલેન્ટાઇનની પથારી નજીક ગઇ, અને તેના તરફ ધારી ધારીને જોઇ રહી. દીવાનો

ઝાંખો પ્રકાશ, આસપાસની ગંભીર શાંતિ, અને મગજમાંના દુષ્ટ વિચારોએ ભાગી રાત્રીના સમયે મેડમ વાઇલફોર્ટને ભયભીત બનાવી મૂકી. છેવટે જરા હિંમત લાવીને પડદો ખસેડીને:વેલેન્ટાઇનને નિહાળી રહી. પેલી યુવાન બાલાના શ્વાસોચ્છવાસનો અવાજ સંભળાતો નહોતો. તેનું મુખ જરા ખુલ્લું હતું, પણ નાક અગર મુખમાંથી જરા પણ શ્વાસ નિકળતો નહોતો. તેના ફીક્કા પડી સએલા હોઠ જરા પણ હાલતા નહોતા. આંખોમાંથી તેજ ઉડી ગએલું લાગ્યું. તેના ગાલ ઉપરથી તમામ રંગ ઉડી ગયો હતો. તેના કેશ ચારે બા-જુએ વિખરાએલા પડયા હતા. થોડીક ક્ષણ સુધી તેના તરફ નિહાળીને જોઇ રહ્યા પછી ખાત્રી થતાં મેડમ વાઇલફોર્ટે તે બાલાના હૃદય ઉપર પોતાનો હાથ મૂકયો, તો તે બંધ પડી ગએલું અને બરફ જેવું ઠંડું લાગ્યું. મેડમ વાઇલફોર્ટને માત્ર પોતાની આંગળી-માંના જ લોહીના ધબકારા સંભળાવા લાગ્યા. તેને પોતાને પણ એક કંપારી વછૂટી, અને તેણે પોતાનો હાથ ખસેડી લીધો. વેલેન્ટાઇનનો એક હાથ પલંગમાંથી નીચે લટકતો હતો, બીજો હાથ ગમે તેવી સ્થિતિમાં પડયો હતો. આંગળીઓના નખનો રંગ પણ બદલાઇને ભૂરો થઇ ગયો હતો. મેડમ વાઇલફોર્ટના મનમાં જરા પણ સંશય રહ્યો નહિ. હવે તો બધું પતી ગયું હતું, પોતાની રાક્ષ-સી પ્રવૃત્તિઓના અંતિમ કાળમાં તેને સંપૂર્ણ વિજય મળ્યો હતો: હવે તે ઓરડામાં ક્ષણભર પણ ઉભા રહેવાની જરૂર તેને જણાઇ નહિ: આથી તે ચુડેલ ધીમે ધીમે ત્યાંથી વિદાય થવા લાગી. તેને તેનાં પોતાનાં પગલાંના અવાજનો ભય લાગવા માંડયો. જતાં જતાં પણ જરા પાછી ફરીને થોડીવાર તે વેલેન્ટાઇનના તરફ જોઇ રહી. આ વખતે દીવાની જ્યોત હાલી, અને કાંઇક

અવાજના ભણકારો તેને લાગ્યો. મેડમ વાઇલફોર્ટ ચમકી. તુરતજ એકાએક દીવો હોલાઇ ગયો, અને ઓરડામાં ઘોર અંધકાર થઇ રહ્યો. ઘડીઆળમાં તેજ ક્ષણે સાડા ચારનો ટકોરો થયો. મેડમ વાઇલફોર્ટે અંધકારમાં ફાંફાં મારીને રસ્તો શોધી કાઢયો, અને ભયથી ધડકતા હૃદયે પોતાના ઓરડામાં દાખલ થઇ ગઇ. બીજા બે કલાક સુધી વેલેન્ટાઇનના ઓરડામાં સર્વત્ર અંધકાર વર્તી રહ્યો, અને કોઇએ તે ઓરડાની મુલાકાત લીધી નહિ. પછી પ્રાતઃકાળનો ઝાંખો પ્રકાશ ધીરે ધીરે ઓરડામાં દાખલ થવા લાગ્યો. થોડે થોડે તેમાંની સર્વ વસ્તુઓ દષ્ટિગોચર થવા લાગી. આ સમયે વેલેન્ટાઇનની નર્સ (પરિચારિકા) જીના ઉપરથી ચઢી આવતી જણાઇ. હાથમાં એક પ્યાલો લઇને તે ઓરડામાં દાખલ થઈ. પિતાના જેવી વત્સલ દષ્ટિને, અગર પ્રિયતમના જેવી સ્નેહાળ દષ્ટિને વેલેન્ટાઇનની ખરી સ્થિતિ તુરતજ સમજાઇ ગઇ હોત. પણ એ ભાડુતી પરિચારિકાને તો વેલેન્ટાઇન ભર નિદ્રામાં પડેલી ગાગી.

"ઠીક!" તે ટેબલ પાસે આવતાં બબડી. "તેણે રાતની દવા બધીજ પી લીધી છે. ચાલો સારૂં થયું!" તેણે પેલા ચુલા આગળ ગઇ અગ્નિ બરાબર સતેજ કર્યો અને પોતાની ટાઢ જરા ઉરાડી દીધી. આ પછી તે તેજ વખતે ઉઠીને આવેલી છતાં વેલેન્ટાઇનને ભર નિદ્રામાં ધારી એક વિરામાસન પર વધુ નિદ્રા લેવી પડી. પ્રાતઃકાલની ગુલાબી નિદ્રામાં તેને સમયનું ભાન રહ્યું નહિ. ઘડીઆળમાં આઠનો ટકોરો થયો, અને તેના અવાજથી તે જાગી ઉઠી. વેલેન્ટાઇન હજી તેવીજ સ્થિતિમાં પડી રહી હતી. આથી તેને દરદીની આટલી બધી લાંબી અને શાંત નિદ્રા જોઇને આશ્ચર્ય લાગ્યું. હાથ પલંગની બહાર હજી તેજ

સ્થિતિમાં લટકતો જોયો, એટલે તો તેને વહેમ પડયો. તે દરદી તરફ દોડી તો તેના શીકા હોઠ ઉપર પરિચારિકાની નજર ગઇ. તેણે પલંગ બહાર લટકતો હાથ પોતાના હાથમાં લીધો, તો તે બરફ કરતાં પણ વધારે ઠંડો, અને અકડાઇ ગએલો જણાયો. પરિચારિકાને માટે આ નિશાન કાંઇ ઓછું નહોતું. તુરતજ તેને તમામ પરિસ્થિતિ સમજાઇ ગઇ, અને તે એક ભયાનક ચીસ પાડતી બારણા તરફ દોડી.

"અરે, કોઇ આવોરે, આવો ! દોડો ! દોડો ! જલદી દોડો !"

"અરે શું છે ? છે શું ?" ડોકટર આવીનીએ જીના ઉપરથી બૂમ મારી. તે હમેશાં તે વખતે વેલેન્ટાઇનને જોવાને માટે આવતો. તે લાગલોજ દોડી આવ્યો. બીજી બાજુએથી વાઇલફોર્ટ પણ હાંફળો ફાંફળો દોડી આવ્યો. ડોકટર અને વાઇલફોર્ટ બન્ને ભેગા થઇ ગયા.

"ડોકટર, કોઇની મદદ માટેની બૂમો તમે સાંભળી કે ?"

"હા, હા. વેલેન્ટાઇનના ઓરડામાંથી બૂમ આવી છે. ચાલો, ચાલો, દોડો જલદી !"

ત્રીજી બાજુએથી નોકર ચાકરો દોડી આવ્યા, અને વેલેન્ટાઇનની સ્થિતિ જોઇને મૂઢ બની ગયા.

"અરે, મેડમ વાઇલફોર્ટને બોલાવો ! કોઇ દોડો, મેડમ વાઇલ-ફોર્ટને જગાડો !" એમ બૂમો પાડતો વાઇલફોર્ટ વેલેન્ટાઇનના ઓરડા તરફ દોડતો હતો. ડોકટર આવીની તેની આગળ હતો. તેણે વેલેન્ટાઇનને પોતાના હાથમાં ઉંચકી લીધી.

"અરેરે, આ બિચારી નિર્દોષ બાલા પણ ભોગ થઇ પડી ! અરે, હવે આ અઘોર પૈશાચિક કૃત્ય કયારે અટકશે ?" ડોકટર બબડયો.

" ડોકટર, તમે શું કહો છો ?" વાઇલફોર્ટે ગભરાતા થથરતા અવાજે પૂછયું.

" એજ કે વેલેન્ટાઇનનો અમર આત્મા આ ફાની દુનીઆનો ત્યાગ કરી ગયો છે." ડોકટર આવીનીએ ગંભીર અવાજે જવાબ આપ્યો.

વાઇલફોર્ટના પગ ગળી ગયા. તે જમીન ઉપર જ બેસી ગયો. નોકર ચાકર બધા ઓરડામાંથી બહાર દોડયા. અને પોતાની નોકરીની અગર પગારની પણ દરકાર ન રાખતાં મકાન છોડીને ચાલ્યા ગયા. તે વખતે મેડમ વાઇલફોર્ટ ઉતાવળે ઉતાવળે પોતાનાં કપડાં સંભાળતી ઓરડામાં દાખલ થઈ અને મૂઢ જેવી ઉભી રહી. તેણે પોતાની આંખોમાં પરાણે પરાણે થોડાંક આંસુ આણ્યાં. આસપાસ નજર કરતાં તેનું ધ્યાન ટેબલ તરફ ગયું. તે એકાએક તે દિશા તરફ દોડી. ડોકટર આવીની ટેબલ ઉપરનો દવાનો પ્યાલો બારીકીથી તપાસી રહ્યો હતો. તેને ઘણી નવાઇ લાગી. આગલી રાત્રે તેણે એ પ્યાલામાંની દવા બધી ચુલામાં ડાલવી હતી, અને તેણે પોતેજ તે પ્યાલો સાફ કરીને ટેબલ ઉપર મૂકયો હતો. પરંતુ અત્યારે તે પ્યાલાનો ત્રીજો ભાગ દવાથી ભરેલો જણાયો. આ દૃષ્ય જોઇને મેડમ વાઇલફોર્ટ સ્તબ્ધ બની ગઇ. મૃત વેલેન્ટાઇનના પ્રેતના દર્શનથી પણ તેને એટલો બધો ભય લાગે તેમ નહોતું ! તે દવાનો રંગ પણ પોતે જે દવા મિશ્રણ કરી હતી તેના જેવોજ હતો. પોતે પ્યાલામાં જે વિષ મેળવ્યું હતું તેજ વિષ અત્યારે તેમાં હતું, અને ડોકટર આવીની તેને બારીકીથી તપાસી રહ્યો હતો. તેની આટલી બધી સાવચેતી છતાં ગુન્હો પકડાય એવી સાબીતીનું પ્યાલામાં અસ્તિત્વ જોઇને તેની

બુદ્ધિ બ્હેર મારી ગઇ. તે એક પૂતળાની માફક જ્યાં હતી ત્યાંજ ઠરી ગઇ. વાઇલફોર્ટ પણ પોતાના હાથમાં મ્હોં છૂપાવીને શોક કરી રહ્યો હતો. ડાક્ટર આવ્રીની પ્યાલો લઇને બારી આગળ ગયો, પ્યાલામાંનું ઔષધ બારીક નજરે તપાસી જોયું, અને પછી તેમાં આંગળી બોળીને જરા ચાખી જોયું.

“અહા!” તે બોલી ઉઠયો. “આ વખતે બ્રુસીનનો ઉપયોગ થયો જણાતો નથી. જોઇએ ત્યારે શાનો ઉપયોગ થયો છે!”

પછી તે ઓરડામાં એક કબાટમાં તેણે બધી દવાઓ રાખી હતી, તેમાંની એક શીશીમાંનો કાંઇક પ્રવાહી પ્રદાર્થ પેલા પ્યાલામાં નાંખ્યો. તુરતજ ઔષધનો રંગ બદલાયો.

“ઓહો!” ડાક્ટરના મુખમાંથી ઉદ્ગાર નિકળી ગયો. એક ન્યાયાધીશને સત્ય સમજાતાં, અગર કોઇક વિજ્ઞાનના અભ્યાસીને નવિન શોધખોળ હાથ વાગતાં જે લાગણી થાય, તેવી લાગણીથી તે બોલી ઉઠયો હતો. મેડમ વાઇલફોર્ટના હોસકોસ ઉડી ગયા. તેની આંખોએ અંધારાં આવી ગયાં. તે લથડીઆં ખાતી ખાતી ત્યાંથી ચાલતી થઇ. થોડીક ક્ષણ પછી બહાર કોઇનો જમીન ઉપર પડવાનો ધબકારો સંભળાયો. તે તરફ બીજા કોઇનું પણ ધ્યાન નહોતું. માત્ર ડાક્ટર આવ્રીની મેડમ વાઇલફોર્ટની હીલચાલ બારીકીથી તપાસી રહ્યો હતો. અવાજ સાંભળતાં તે ઓરડા બહાર દોડી ગયો, તો મેડમ વાઇલફોર્ટને બહાર બેભાન પડેલી જોઇ. તે પાછો આવ્યો.

“મેડમ વાઇલફોર્ટની મદદે જા.” ડાક્ટરે પરિચારિકાને કહ્યું. “મેડમ વાઇલફોર્ટ બેભાન થઇને પડી છે.”

“પણ અહિં—”

"અહિં હવે તારૂં કાંઇ કામ નથી. કારણુ વેલેન્ટાઇનનો આત્મા તો કયારનોએ ઉડી ગયો છે."

"મરી ગઈ! શું મરી ગઇ! મારી દિકરી મરી ગઇ!" વાઇલફોર્ટ દુ:ખ અને શોકથી કકળી ઉઠયો. તે પાષાણુ હૃદયી મનુષ્યને એ અનુભવ કોઇક નવિન જ પ્રકારનો હતો.

"મરી ગઇ!" એટ ત્રીજો અવાજ આવ્યો, "કોણુ કહે છે કે વેલેન્ટાઇન મરી ગઇ?"

વાઇલફોર્ટ અને ડોકટર બન્નેએ જે દિશામાંથી અવાજ આવતો હતો તે તરફ નજર કરી તો ભયથી થરથર ધ્રુજતા મોરેલને ત્યાં ઉભેલો જોયો.

હમેશના રીવાજ મુજબ તે વૃદ્ધ નોરટીઅરને મળવા આવ્યો હતો, તે કેટલાક વખત સુધી નીચે ઉભો રહ્યો, પણુ કોઇ ચાકર નોકર તેની નજરે પડયો નહિ. તેણે ઘંટ વગાડયો પણુ કોઇએ જવાબ આપ્યો નહિ. નોકર ચાકર બધા વાઇલફોર્ટના મકાનનો ત્યાગ કરીને ચાલ્યા ગયા હતા. આ રીતે જવાબ ન મળ્યો તો પણુ મોરેલને ગભરાવાનું કારણુ નહોતું. વેલેન્ટાઇનનો એક વાળ પણુ વાંકો થનાર નથી એવું મોન્ટેક્રિસ્ટોએ તેને વચન આપ્યું હતું, અને મોન્ટેક્રિસ્ટો હમેશાં પોતાનું વચન પાળતોજ. દરરોજ રાતના મોન્ટેક્રિસ્ટો તેને વેલેન્ટાઇનની તબીઅતના સમાચાર કહેતો, અને બીજે દિવસે સવારમાં વૃદ્ધ નોરટીઅર તરફથી મોન્ટેક્રિસ્ટોના કથનને પુષ્ટિ મળતી. આથી જયારે તેને કાંઇ પણુ જવાબ ન મળ્યો, તેમજ કોઇ નોકર ચાકર નજરે ન પડયો, અને મકાનમાં સર્વત્ર ઉજ્જડ જેવું લાગ્યું, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે બુમો પાડયાજ કરી; પણુ તેનો

જવાબ આપે કોણ ? આખરે તેણે પરવાનગીની દરકાર કર્યા સિવાય ઉપર જવાનો નિશ્ચય કર્યો.

ઉપર જઇને જોતાં નોરટીઅરના ઓરડાનાં બારણાં પણ ખુલ્લાં હતાં. તે વૃદ્ધ હમેશની માફક વિરામાસન ઉપર પડેલો હતો, પણ તેની આંખો ભયભીત હતી.

"મુરબ્બી, આપ કેમ આમ જણાઓ છો ?" મેકઝીમીલીઅને પૂછ્યું.

કાંઇ પ્રત્યુત્તર મળ્યો નહિ.

"આપ કાંઇક વિચારમાં જણાઓ છો ખરા ! આપને કાંઇ ચીજની જરૂર લાગે છે ! નોકરને બોલાવું ?"

"હા." બુઢ્ઢાએ જવાબ આપ્યો.

મેકઝીમીલીઅને કેટલીક મિનિટો સુધી ઘંટ વગાડયા કર્યો, પણ કોઇએ ઉત્તર આપ્યોજ નહિ. તે પેલા બુઢ્ઢાના તરફ વળ્યો. તેનો ચ્હેરો વધારે ને વધારે શોકગ્રસ્ત લાગવા માંડયો.

"અરે, આ કોઇ જવાબ કેમ નથી આપતું ? ઘરમાં કોઇ માંદુ સાજુ છે કે શું ?" મેકઝીમીલીઅને બુઢ્ઢાને પ્રશ્ન કર્યો.

બુઢ્ઢાની ગભરામણ ક્ષણે ક્ષણે વધતી જતી હતી.

"અરે, આ બધું છે શું ? મને તો ભય લાગે છે. વેલેન્ટાઇનને કાંઇક થયું છે કે ?"

"હા, હા." બુઢ્ઢાએ ઇશારતથી સમજાવ્યું.

મેકઝીમીલીઅનના પગ ગળી ગયા. તે પરાણે પરાણે ઉપર દોડયો. વેલેટાઇનના ઓરડાનું બારણું ખોલવાની જરૂર નહોતી. બારણું

ખુલ્લું જ હતું. અંદરથી કોઇકનો ડુસકાં લઇને રોવાનો અવાજ આવ્યો. તેણે અંદર નજર કરી. ભય અને દુઃખથી તે ભાન ભૂલી ગયો. તેની આંખે અંધારાં આવ્યાં. તેથી અવસ્થામાં તેને કાને શબ્દ પડયા કે "વેલેન્ટાઇન મરી ગઇ!"

"મરી ગઇ! વેલેન્ટાઇન મરી ગઇ!" તેના કાનમાં પ્રતિઘોષ થયો.

---

## પ્રકરણ ૪૯ મું.

વાઇલફોર્ટ પચીસેક વરસથી મેજીસ્ટ્રેટનું કામ કરતો હતો. લોકોની અનેક પ્રકારની દુઃખ અને આફતની વાતો સાંભળી સાંભળીને તેના કાન બ્હેર મારી ગયા હતા. તેની લાગણીઓ કુંઠિત થઇ ગઇ હતી. પારકાના દુઃખની તેને જરાપણ દરકાર નહોતી. તેનું હૃદય નિષ્ઠુર બની ગયું હતું. દયા એ શું ચીજ છે તેનો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તે હમેશાં ફરજનીજ વાતો કરતો. હજી સુધી તેના ઉપર કોઇ ભયંકર આફત આવી પડી નહોતી. એટલે "પરોપદેશે પાંડિત્ય" બતાવવાને તે હંમેશાં તૈયાર રહેતો; અને પોતે સુખ દુઃખ, લાભાલાભના દ્વંદ્વથી અતીત રહેવાનો ડોળ કરતો

વાઇલફોર્ટ મેક્ઝીમીલીઅન મોરેલને બીલકુલ ઓળખતો નહોતો. તેના જેવો એક તદ્દન અજાણ્યો, સાધારણ, અને ક્ષુલ્લક આદમી પોતાના હૃદયની નબળાઇ જોઇ ગયો, તે વિચારથી વાઇલફોર્ટને શરમ લાગી. તેણે રોવાનું બંધ કર્યું અને આંખમાંનાં આંસુ લુછી નાંખ્યાં.

"તમે કોણ છો ?" તેણે મેકઝીમીલીઅનને પૂછ્યું. "જે મકાનમાં મરણ જેવો શોકજનક બનાવ બન્યો હોય ત્યાં કેવી રીતે જવું, અગર કેવી રીતે વર્તવું, તેનું પણ તમને કાંઇ ભાન છે કે નહિ ? આવા સમયે અહિં આવતાં તમને જરા વિચાર પણ આવતો નથી ? જાઓ, જાઓ, અહીંથી ચાલ્યા જાઓ. તમે ગમે તે કામે આવેલા હશો, પણ અત્યારે તમારે અહીં રોકાવું મુનાસિબ નથી."

પણ મેકઝીમીલીઅન તો સ્તબ્ધ બની ઉભો જ રહ્યો. પલંગ ઉપર પડેલા વેલેન્ટાઇનના શબ તરફ તે શૂન્ય દૃષ્ટિથી જોઇ રહ્યો હતો.

"જાઓ, જાઓ, અહિંથી ચાલ્યા જાઓ. કેમ તમે સાંભળતા નથી કે શું ? આવા વિચિત્ર પ્રકારના તમે કોણ મનુષ્ય છો ?" વાઇલફોર્ટે તેને ફરીથી કહ્યું. ડોકટર આવ્રીની તેને બહાર લઇ જવા લાગ્યો. મેકઝી-મીલીઅન થોડીવાર ફરીથી પેલા શબ સામે જોઇ રહ્યો, ઓરડામાં ચારે તરફ નજર કરી. તેણે બોલવાને માટે મ્હો ખોલ્યું, પણ તેમાંથી શબ્દોચ્ચાર થઈ શક્યો નહિ. તે માથાના વાળ વીંખતો એવી રીતે ત્યાંથી ચાલ્યો ગયો કે વાઇલફોર્ટ અને ડોકટર આવ્રીની બન્ને જણા એકબીજાના સામે જોઇ રહ્યા.

"આ તો કોઇ તદ્દન ગાંડો લાગે છે ?" બન્ને જણના મનમાં એકજ વિચાર આવ્યો.

. પણ પાંચ મિનિટ પણ ભાગ્યે થઇ હશે, એટલામાં જીનો કોઇ અસાધારણ વજનના ભારથી ધમધમવા લાગ્યો. જે ખુરશીમાં વૃદ્ધ અપંગ નોરટીઅર પડેલો હતો, તે ખુરશી રાક્ષસી બળથી ઉંચકીને મેકઝીમીલીઅન નોરટીઅરને ઉપર લઇ આવ્યો ઓરડામાં આવીને તેણે તે ખુરશી નીચે મૂકી, અને પછી વેલેન્ટાઇનની પથારી

પાસે ધસડી ગયો. નોરટીઅરના હૃદયમાં ચાલી રહેલી અતિ ભયંકર વ્યથા તેના મુખ ઉપર વ્યક્ત થતી હતી. તે અપંગ અને મૂગો છતાં તેનાં નેત્રોમાંથી ભયંકર અગ્નિની જ્વાલાઓના ભભૂકા નિકળી રહ્યા હતા. વાઇલફોર્ટ તેની આવી ભીષણ દૃષ્ટિ સહન કરી શકયો નહિ.

"જુઓ, મુરબ્બી, જુઓ," મેકઝીમીલીઅને એક હાથ નોરટીઅરના ખભા ઉપર મૂકીને બીજા હાથે ઇશારત કરી. "જુઓ, પિતાજી, વેલેન્ટાઇનની બધાએ મળી શું દશા કરી છે તે!"

એક અજાણ્યા મનુષ્યને વૃદ્ધ નોરટીઅરને "પિતા" તરીકે સંબંધતો જોઇને વાઇલફોર્ટ તો આશ્ચર્યચકિત થઇ ગયો. વૃદ્ધ નોરટીઅરની આંખો ક્રોધથી લાલ થઇ ગઇ. તેના ગળાની નસો તરી આવી. તેના લમણા અને હોઠ તથા ગાલનો રંગ ભૂખરો થઇ ગયો, અને તેને રોગનો હુમલ્લો થઇ આવેલો લાગ્યો. તેના મુખમમાંથી માત્ર એક ચીસ પડી જવાની જ બાકી હતી. તે ચીસ તેના મુખને બદલે તેની આંખોમાંથી નિકળતી હતી. ડોકટર આવીની તુરત જ તેની મદદે પડયો, અને તેને એકદમ કાંઇ અતિ જલદ દવા સુંઘાડી દીધી. તે જરા ભાનમાં આવ્યો અને શાંત થયો.

"મુરબ્બી," મેકઝીમીલીઅને તે વૃદ્ધનો હાથ પોતાના હાથમાં લેતાં કહ્યું. "આ બધા હું કોણ છું, અને મને અહિં આવવાનો શો હક્ક છે, એવો પ્રશ્ન કરે છે. અરે, તમે પોતે જ તેમને કહો!"

આ શબ્દો સાથે તે યુવાન ડુસકાં લઇને રડવા લાગ્યો.

વૃદ્ધ નોરટીઅરનો શ્વાસ અતિ જોરથી ચાલવા લાગ્યો. કોઇકને એમ લાગે કે તે મૃત્યુની અંતિમ યાતના ભોગવી રહ્યો હતો. આખરે તેની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો.

" મુરેબ્બી, " મેકઝીમીલીઅન ખોખરા અવાજે બોલ્યો. " આ બધાને તમે કહો કે ફરીથી તમે પોતે જ તેનો મારી સાથે વિવાહ નક્કી કર્યો હતો. તમે પોતે જ તેમને જણાવો કે તે મારી આંખોની કીકી, મારા જીવનનું સત્વ, અને મારા હૃદયની અધિષ્ઠાત્રી દેવી હતી ! "

આટલું બોલતાં તે યુવકનું હૃદય તેના હાથમાં રહી શકયું નહિ. તે જમીન ઉપર પટકાઇ પડયો, અને અતિશય કલ્પાન્ત કરવા લાગ્યો. ડોકટર આવ્રીનીથી પણ તેનું દુઃખ, તેનો શોક, તેનું કલ્પાન્ત જોઇ શકાયું નહિ. તે ત્યાંથી દૂર ખસી ગયો. આખરે વાઇલફોર્ટનું પાષાણ હૃદય પણ પીગળયું. મેકઝીમીલીઅન મોરેલ ગમે તે હોય પણ પોતાની મૃત પુત્રી-પોતાની વહાલામાં વહાલી દીકરી માટે તેને અંતરથી આ પ્રકારનું કલ્પાન્ત કરતો જોઇને વાઇલફોર્ટ તેના આગળ પોતાનો ખોટો ડોળ વધુ સમય સુધી સાચવી શકયો નહિ. વેલેન્ટાઈન જીવતી હોત તો મેકઝીમીલીઅનનો હક્ક વાઇલફોર્ટે કદી પણ માન્યો હોત નહિ; બલકે તેને ચ્હાવા માટે કદાચ તેના ઉપર અતિ ભયંકર વૈર લેવાને તે તૈયાર થયો હોત. પરંતુ તેજ યુવાનને તેને માટે શોક કરતો જોઇને વાઇલફોર્ટે તેને પોતાની ગોદમાં લેવાને પોતાના હાથ લંબાવ્યા. પણ મેકઝીમીલીઅનને તો દશે દિશામાં અંધારૂં થઇ રહ્યું હતું. તેને કાંઇ સુજતું જ નહોતું. તે તો વેલેન્ટાઇનનો હાથ પોતાની આંખોએ લગાડીને રડયા કરતો હતો. વાઇલફોર્ટ પણ મુક્ત કંઠે રોવા લાગ્યો. આમ કેટલોક વખત વ્યતીત થઇ ગયો. આખરે વાઇલફોર્ટે પોતાનો શોક સમાવ્યો.

" ભાઇ, " તેણે મેકઝીમીલીઅનને કહ્યું. " તમારા કહેવાથી એમ સમજાય છે કે તમે વેલેન્ટાઇનને ચ્હાતા હતા. તેની સાથે તમારો સંબંધ નક્કી કરવામાં આવ્યો હતો. મને આમાંની કાંઇ જ

ખબર નથી; છતાં હું તેનો પિતા તમને ક્ષમા કરૂં છું; કારણ તમારૂં કલ્પાન્ત સત્ય અને ભયંકર છે. વળી મારૂં હૃદય એટલું બધું શોકમગ્ન છે કે તેમાં તમારા ઉપરના ક્રોધને માટે બીલકુલ સ્થાન જ નથી. પણ હવે તેનો અમર આત્મા આ નાશવંત જગતનો ત્યાગ કરી ગયો છે. સગાં વહાલાંના સ્નેહની સાથે હવે તેને કાંઇ પણ લાગતું વળગતું નથી. હવે તો તેની છેવટની રજા લઇ લો. તેનો જે હાથ તેના જીવન દરમ્યાન મેળવવાની તમે આશા રાખી હતી, તે હાથ તેના મરણ બાદ તમારા હાથમાં લો; તેનું છેલ્લું દર્શન કરી લો; અને પછી તમે અહિંથી જાઓ. હવે તો અહિંઆં કોઇક ધર્મગુરૂનું કામ છે કે જે અંતિમ ક્રિયાથી તેના આત્માને શાંતિ અપાવે !"

"મેહેરબાન," મેકઝીમીલીઅને જરા બેઠા થઇને જવાબ આપ્યો. "આપ સાહેબની ભૂલ થાય છે. વેલેન્ટાઇનનું મરણ એવી રીતે નીપજ્યું છે કે તેને એક ધર્મગુરૂની જ નહિ, પણ કોઈ વૈર લેનારની પણ જરૂર છે. તમે ધર્મગુરૂને બોલાવો, હું પોતે તેનું વૈર લઇશ." તે યુવકના બળતા હૃદયમાથી જ્વાલાઓ નિકળવા લાગી.

મેકઝીમીલીઅનના આવા અસંબદ્ધ ભાષણથી કાંઇક નવિન વિચાર મગજમાં સ્ફુરતાં વાઇલફોર્ટે પૂછ્યું: "એટલે ? તમે શું કહેવા માગો છો ?"

"મારૂં કહેવું એવું છે, સાહેબ કે જેવા તમે મરનારના પિતા છો, તેવા જ તમે આ પેરીસ શહેરના મુખ્ય ન્યાયાધીશ પણ છો; એટલે તમારે માથે બેવડી ફરજ છે. પિતા તરીકે તમારે મરનારનો શોક કરવાનો છે તે તો તમે પુરતો કરી લીધો; હવે મુખ્ય મેજીસ્ટ્રેટને પોતાની ફરજ બજાવવાની બાકી રહી છે."

નોરટીઅરનાં ચક્ષુઓમાં કોઇ અજબ જાતનું તેજ જણાવા લાગ્યું. ડોકટર આવીની પાસે આવ્યો.

"ગૃહસ્થો," તે બન્ને જણાના મનમાં ચાલી રહેલા વિચારો સમજી જતાં મેકઝીમીલીઅન બોલ્યો, "હું કાંઇ કોઇ પાગલ નથી, હું શું કહું છું, અને તેમાં શી જોખમદારી રહેલી છે, તે હું સારી રીતે સમજું છું; વળી તમે પણ હું શું કહેવા માગું છું તે સારી રીતે સમજી શકો છો. વેલેન્ટાઇનનું ખૂન થએલું છે!"

વાઇલફોર્ટે માથું નીચું ઘાલ્યું; ડોકટર આવીનીએ આગળ આવી માથું ધુણાવ્યું; નોરટીઅરે ઇશારતથી સંમતિ આપી.

"હવે સાહેબ," આજકાલના શાંતિ અને કાયદાના વ્યવસ્થિત સામ્રાજ્યમાં કોઇનું પણ આવા સંશયયુક્ત સંજોગોમાં મરણ થાય, તો તે બાબત સંપૂર્ણ ચોકસી અને તપાસ કરવાને કાયદાએ અને સરકારે મુખ્ય મેજીસ્ટ્રેટના માથા ઉપર ફરજ રાખેલી છે. મરનાર ગમે તે હોય તે વિચારવાનું નથી. કાયદો આંધળો છે. તે વ્યક્તિઓને જોઇ અગર ઓળખી શકતો નથી. ગરીબ તવંગર સર્વને માટે કાયદો એક જ છે. મેજીસ્ટ્રેટ સાહેબ, કાયદો દયા બતાવતો નથી. આપના મકાનમાં ખૂનનો ગુન્હો બન્યો છે એવું હું આપને જાહેર કરૂં છું, ના, ના, હું આપના આગળ–પેરીસના મુખ્ય મેજીસ્ટ્રેટ સાહેબના આગળ ફરીઆદ કરૂં છું. હવે આ બાબતની ચોકસી કરવી, અને અપરાધીને–ખૂનીને શોધી કાઢી તેને સજાએ પહોંચાડવો એ આપનું કર્તવ્ય છે."

તે યુવાન નિર્દય રીતે વાઇલફોર્ટના સામે જોઇ રહ્યો. વાઇલફોર્ટે ડોકટર આવીની અને નોરટીઅરના તરફ દષ્ટિ કરી, પણ તે

બન્ને જણુની દૃષ્ટિમાં સહાનુભૂતિને બદલે દૃઢ નિશ્ચય જ તેને જણાયો.

"હા." વૃદ્ધ નોરટીઅરે ઈશારત કરી.

"અલબત, આ યુવાનનું કહેવું તદ્દન સત્ય છે." ડોકટર આવીનીએ કહ્યું.

"મેહેરબાન," બધાને દાબી દેવાનો પ્રયત્ન કરતાં વાઇલફોર્ટ બોલ્યો. "તમે બધા છેતરાઓ છો. તમારી ભૂલ થાય છે. મારા મકાનમાં કદી ગુન્હો બને જ નહિ. માત્ર મારૂં નસીબ જ ફુટેલું છે! બનાવ ઘણો ભયંકર અને ઘણો શોચનીય બન્યો છે; એ વાત કબુલ છે. પણ અહીં ગુન્હાનું તો નામ પણ નથી!"

નોરટીઅરની આંખોમાંથી ક્રોધાગ્નિ વરસવા લાગ્યો, પણ મેકઝીમીલીઅને તેને તેમ કરતાં રોકયો.

"સાહેબ, હું એવી ફરીઆદ આપના આગળ કરૂં છું," મેકઝીમીલીઅને કહ્યું. "કે આપના મકાનમાં એક નહિ પણ એક કરતાં વધારે ખૂન થયાં છે. છેલ્લા ચાર માસની મુદતમાં આ ચોથું ખૂન છે. વધારામાં હું આપને જાહેર કરૂં છું કે વેલેન્ટાઇનને આ પહેલાં પ્રથમ પણ એક વખત ઝેર આપવામાં આવ્યું હતું; પરંતુ આ મુરબ્બી વૃદ્ધ નોરટીઅરે પ્રથમથી જ લીધેલા સાવચેતીને લીધે તે વખતે તે વખતે બચી ગઇ. ત્યારે ફરીથી પાછો આજે તેના ઉપર બીજી વખત વિષનો પ્રયોગ થયો છે, અને તે તેનો ભોગ થઇ પડી છે: કારણ આ વખતે બીજી જ જાતના વિષનો ઉપયોગ થયો છે, પ્રમાણ બમણું લેવામાં આવેલું છે, અને તેના પરિણામે ખૂનીનો ધારેલો હેતુ પાર પડેલો છે. વળી વિશેષમાં મારે એ જાહેર કરવાનું છે કે મારી માફક આ સઘળી વાત આપના જાણવામાં છે જ; કારણ કે

આ ગૃહસ્થે એક ડોકટર તરીકે તેમજ તમારા એક સાચા હિતૈષી તરીકે આપને આ સંબંધમાં પ્રથમથી ચેતવણી આપી હતી."

"મેહેરબાન, તમારૂં ભેજું ગેપ થઈ ગયું લાગે છે. તમારૂં મગજ ચસ્કી ગયું જણાય છે!" વાઇલફોર્ટે મિથ્યા ફાંફાં મારવા માંડયાં.

"મારૂં મગજ ચસ્કી ગયું છે?" મેક્ઝીમીલીઅન બરાડી ઉઠયો. "ઠીક, તો હવે હું ડોકટર આવ્રીનીને વિનંતી કરૂં છું. મેહેરબાન, આપનાં સાસુ મેડમ સેન્ટ મિરાનના મરણની રાત્રે આપના આજ મકાનના બાગમાં તેમણે આપને કાંઇક શબ્દો કહ્યા હતા, તે તેમને પોતાને યાદ છે કે તે જરા તેમને પૂછી જુઓ. તે વખતે તમે પોતે બાગમાં એકલા હતા, અને બીજું કોઇ સાંભળતું નહોતું, એમ તમારૂં માનવું હતું. તે વખતે તમે તે મરણનો દોષ બધો ભવિતવ્યતા—કિસ્મત ઉપર ઢોળવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. તેજ કિસ્મતે આજે વેલેન્ટાઇનનો ભોગ લીધો છે!"

વાઇલફોર્ટ અને ડોકટર આવ્રીની એક બીજાના સામે જોવા લાગ્યા.

"હા, હા," મેક્ઝીમીલીઅને આગળ ચલાવ્યું. "તે સમય યાદ કરો. તમારી તે વખતની વાતચીત મેં પોતે કાનોકાન સાંભળી છે. અત્યાર સુધી આપ ગુન્હા છૂપાવતા આવ્યા છો. આપના ઉપરી અધિકારીઓને—આપનાથી ચઢીઆતી સત્તાવાળા અમલદારોને મારે આપના આવા વર્તન માટે ફરીઆદ કરવી જોઇતી હતી. મેં તેમ ન કર્યું તેથી અત્યારે મારૂં અંતઃકરણ વેલેન્ટાઈનના ખૂનમાં મેં પોતેજ મદદ કરી છે, એવો મને દોષ દઇ રહ્યું છે. પણ હવે હું લાંબો વખત શાંત રહેનાર નથી. હું તેના ખૂનનું વેર લીધા સિવાય રહે-

નાર નથી. વ્હાલી વેલેન્ટાઇન! તારૂં ખૂન હું અજવાળામાં આણ્યા સિવાય રહેનાર નથી. આ મકાનમાં ચાર ચાર ખૂન થયાં છે, છતાં તારા પિતા તે માટે કાંઇ તપાસ કરતા નથી. તારા પોતાના ખૂનના સંબંધમાં પણ તેઓ ચેકસી નહિ કરે, તો હું પ્રતિજ્ઞા લઉં છું કે હું પોતે ખૂનીનો પત્તો પાડીને તેને સજાએ પહોંચાડયા સિવાય રહેનાર નથી!"

મેકઝીમીલીઅન વધુ બોલી શકયો નહિ. તેનું હૈયું ભરાઇ આવ્યું. આંખોમાંથી અશ્રુ-પ્રવાહ ચાલવા લાગ્યો, અને ફરીથી પાછો તે વેલેન્ટાઇનના શબ આગળ માથું મૂકી મૂકત કંઠે રોવા લાગ્યો.

આ પછી ડોકટર આવીની બોલ્યા.

"હું પણ" તેણે કહ્યું. "આ યુવાનના મતને મળતો છું. ખૂનીના ઉપર દયા લાવીને તેના રાક્ષસી કાર્યમાં અજાણતાં મદદ રૂપ થઇ પડવા માટે મારૂં હૃદય પણ મને ડંખી રહ્યું છે. મારૂં લોહી ઉકળી રહ્યું છે."

"હે પ્રભુ! હે દીનાનાથ! હે દયાળુ પ્રભુ!" વાઇલ-ફોર્ટ બબડયો.

મેકઝીમીલીઅને આખરે વૃદ્ધ નોરટીઅરના તરફ નજર કરી.

"જુઓ, જુઓ," તેણે કહ્યું. "મોં. નોરટીઅર કાંઇક કહેવા માગે છે."

"હા. હા." નોરટીઅરે ઇશારત કરી.

"ખુની કોણ છે તે આપ જાણો છો?" મેકઝીમીલીઅને તે બુઢ્ઢાને પૂછ્યું.

"હા, હા."

"ત્યારે, આપ અમને તેનો પત્તો આપશો ?" મેક્ઝીમીલીઅને ફરીથી પૂછ્યું. "ડૉક્ટર, જુઓ સાંભળો." તેણે ડૉક્ટરને પણ વિનંતિ કરી.

નોરટીઅરે મેક્ઝીમીલીઅનને ઓરડાની બહાર જવાની ઈશારત કરી.

"હું બહાર જાઉં ?" "હા." "મુરબ્બી, મારા ઉપર દયા કરો ! મને શા માટે બહાર મોકલો છો ! વેલેન્ટાઈનના ખૂનની બાબત મારે પણ જાણવાની ખાસ અગત્ય છે." તે વૃધ્ધે પોતાનો આગ્રહ ચાલુજ રાખ્યો.

"વારૂ ત્યારે, પછી મને પાછો તો આવવા દેશોને ?"

"હા."

"હું એકલોજ બહાર જાઉં ?" "ના."

"ત્યારે :મોં. વાઈલફોર્ટને મારી સાથે જાઉં ?"

"ના." "ત્યારે ડૉક્ટરને લેતો જાઉં ?" "હા."

"આપ મોં. વાઈલફોર્ટની સાથે એકલા વાતચીત કરવા માગો છો ?" "હા."

"પણ તેઓ બરાબર સમજી શકશે ?" "હા"

"અરે," એકાન્તમાંજ વાતચીત થાય તો તે બીજા કોઈના જાણવામાં આવે નહિ, એ વિચારથી ખુશી થતો વાઈલફોર્ટ બોલ્યો. "અરે એ :બાબતની તમે જરા પણ ચિન્તા કરતા નહિ. મારા પિતાની મૂક ભાષા સારી રીતે સમજી શકું છું."

ડૉક્ટર આર્વીની મેક્ઝીમીલીઅનને બહાર લઈ ગયો. આખું મકાન ઉજ્જડ વેરાન જેવું લાગતું હતું. પા એક કલાક પછી વાઈલ-

ફોર્ટ આવીને ડોકટર અને મેકઝીમીલીઅનને નોરટીઅરની પાસે બોલાવી ગયો.

વાઇલફોર્ટનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો હતો. તેની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં.

" ગૃહસ્થો, " તેણે પેલા બન્ને જણને અંદર લઈ જઇને કહ્યું. " આપ બન્ને જણુ મને એવું વચન આપો કે આજની આ ભયંકર વાત આપણા સિવાય બીજા કોઇના પણ જાણવામાં આવશે નહિ ! તે હમેશને માટે ગુપ્ત રહેશે ! "

બન્ને જણા જરા ચમકીને પાછા હઠયા.

" મારી તમને વિનંતિ છે–" વાઇલફોર્ટ આગળ બોલવા ગયો.

"પણ, પણ" મેકઝીમીલીઅને તેને અટકાવીને કહ્યું. "ખૂનીનું શું?"

" એ બાબત તમે કાળજી રાખશો નહિ. ગુન્હેગારને શિક્ષા થશે જ. મારા પિતાએ ગુન્હેગારનું નામ મને આપ્યું છે; તમારા જેટલી જ વેર લેવાને માટે મારા પિતાને આતુરતા છે, છતાં તેમની પણ તે નામ ગુપ્ત રાખવાની ઇચ્છા છે. "

નોરટીઅરે પણ હા પાડી.

મેકઝીમીલીઅનને આશ્ચર્ય અને ભય લાગ્યો.

" મેહેરબાન, " વાઇલફોર્ટે મેકઝીમીલીઅનને કહ્યું. " મારા પિતાના જેવો દૃઢ નિશ્ચય, અને તેમના જેવી નિર્દયતા હજી કદી પણ મારા જોવામાં આવ્યાં નથી; છતાં જ્યારે તેમના જેવો માણસ તમને વિનંતિ કરે છે, ત્યારે તેમને ખાત્રી છે, કે વેલેન્ટાઇનના ખૂનનું વૈર લેવાયા સિવાય રહેવાનું નથી. કેમ, પિતાજી, આ વાત ખરી છે ને ? "

" હા, હા. " તે વૃધ્ધે ફરીથી ઇશારત કરી.

" મારા પિતા મને ઘણી સારી રીતે ઓળખે છે. તેઓ મારો સ્વભાવ સારી રીતે જાણે છે. મેં તેમને વચન આપ્યું છે. ગૃહસ્થો, ખાત્રી રાખજો કે માત્ર ત્રણજ દિવસની અંદર મારી દિકરીના ખુનનો બદલો એવો લેવાશે કે ભલભલાં પાષાણનાં હૃદયો પણ પીગળી જશે." આમ બોલતાં વાઇલફોર્ટે દાંત કકડાવ્યા, અને પોતાના પિતાના હાથમાં વચન આપ્યું.

" કેમ મુરબ્બી, આ વચન બરાબર પાળવામાં આવશે ?" મેકસીમીલીઅને નોરટીઅરને પૂછ્યું.

" હા હા." નોરટીઅરની આંખોમાં એક પ્રકારનો આનંદ જણાયો.

" વારૂ ત્યારે, ગૃહસ્થો," વાઇલફોર્ટે ડોકટર તથા મેકસીમીલીઅન બન્નેને કહ્યું. " હવે તમે બન્ને જણ પણ પ્રતિજ્ઞા લો કે આ વાત કદી બહાર જશે નહિ; અને મારી દિકરીનું વૈર લેવાનું કામ મને સોંપી દો."

ડોકટર આવ્રીનીએ જરા આડું જોઇને હા પાડી. મેકસીમીલીઅન વેલેન્ટાઇનના શબ તરફ દોડયો, તેને એક અંતિમ ચુંબન કર્યું, અને એકદમ ઓરડામાંથી ચાલતો થયો.

નોકર ચાકરો તો બધાજ નાસી ગયા હતા. આથી વેલેન્ટાઇનના મરણ સંબંધી તમામ વ્યવસ્થા કરવાનું કાર્ય વાઇલફોર્ટના મિત્ર તરીકે ડોકટર આવ્રીનીના માથે આવી પડયું. અપંગ અને મૂક નોરટીઅરની આંખોમાંથી ચાલ્યાં જતાં આંસુ જોઇ શકાય તેમ નહોતું. ડોકટર આવ્રીનીએ વાઇલફોર્ટને પોતાના ઓરડામાં ચાલી

જવાને કહ્યું. પછી તેણે વેલેન્ટાઈનના મરણનું તે જીલ્લાના સરકારી ડૉક્ટરનું સરટીફીકેટ મેળવવાની વ્યવસ્થા કરી. પછી ધર્મગુરૂને માટે તજવીજ કરવા માંડી.

"કોઈ ખાસ પાદરીને બોલાવવો છે?" ડૉકટરે વાઈલફોર્ટની પાસે જઈને પૂછયું.

"ના, ના. તેવું કાંઈ નથી. જે કોઈ નજીકમાં જ હોય તેને બોલાવો."

"ત્યારે આ સાથેના મકાનમાંજ એક ઈટાલીઅન પાદરી છે તેને બોલાવીએ તો?"

"મારે કાંઈ પણ વાંધો નથી."

ડૉકટર આગીની પેલા પાદરીને બોલાવવા ગયો.

"મહાશય," તેણે પેલા પાદરીને કહ્યું. "આપના પડોશમાંજ— આ જોડેના જ મકાનમાં એક મરણ થએલું છે. આ પેરીસ શહેરના મુખ્ય મેજીસ્ટ્રેટ મોં. વાઈલફોર્ટની પુત્રી મરણ પામી છે."

"હા જી. કેટલાક નોકરો અહિંથી વાતો કરતા કરતા જતા હતા, તે મેં સાંભળ્યું છે. જે યુવાન છોકરી મરણ પામી છે, તેનું નામ વેલેન્ટાઈન છે, એ પણ મારા જાણવામાં છે. તેના આત્માની શાંતિને માટે હું કયારનોએ પ્રાર્થના કરી રહ્યો છું." પેલા પાદરીએ કહ્યું.

"વારૂ ત્યારે મહારાજ, આપે જ્યારે તે પરોપકારનું કાર્ય શરૂ કર્યું છે, તો તે ત્યાં પધારીને પુરૂં કરશો તો આપનો મોટો આભાર થશે."

"ચાલો, આવ્યો. અમારૂં તે કર્તવ્ય છે."

પછી તેઓ બન્ને જણા વેલેન્ટાઇનનું શબ પડયું હતું ત્યાં ગયા. વાઇલફોર્ટ પોતાના ઓરડામાં જ હતો. ત્યાં માત્ર નોરટીઅર હતો. તે વૃધ્ધે અંતિમ ધર્મક્રિયા ચાલે તે દરમ્યાન ત્યાંજ રહેવાની માગણી કરી; કારણ તેને પાદરીની મુખચર્યામાં કાંઇક વિચિત્રતા લાગી. ડૉકટર આવીની એકલો ત્યાંથી બહાર ગયો. જતાં જતાં નોરટીઅરની સ્થિતિનું તેણે પેલા પાદરીને ભાન કરાવ્યું. પાદરીએ તે અપંગની પણ સંભાળ લેવાનું વચન આપ્યું.

ડૉકટર બહાર ગયો, એટલે પોતાની પવિત્ર ફરજ બજાવવામાં ખલેલ થાય નહિ, અને ચોધાર એકાન્ત મળે તેવા કારણે તે પાદરીએ ઓરડાનું આગલું બારણું બંધ કરી અંદરથી સાંકળ લગાવી, અને બીજી બાજુ મેડમ વાઇલફોર્ટના ઓરડામાંથી તે ઓરડામાં આવવાનું બારણું હતું તે પણ બરાબર બંધ કરી લીધું.

## પ્રકરણ ૫૦ મું.

બીજે દિવસે સવારમાં આકાશમાં વાદળાં છવાઇ રહ્યાં હતાં. દિવસ ઉદાસ અને ખિન્ન લાગતો હતો. પહેલે દિવસે રાતના વેલેન્ટાઇનના શબને એક શબ-પેટીમાં બંધ કરવામાં આવ્યું હતું. તે વખત સુધી નોરટીઅર પોતાની પૌત્રીના શબ આગળથી ખસ્યો નહોતો. શબને બંધ કરતી વખતે તેને બીજા ઓરડામાં લઇ જવામાં આવ્યો. તેમ કરતી વખતે તેણે જરા પણ

આનાકાની કરી નહિ. તેમ કરવાને તે નાખુશી બતાવશે, એમ બધાનું ધારવું હતું, પરંતુ તેમાં તેણે કાંઇ પણ વિરોધ બતાવ્યો નહિ. શબને બંધ કરવામાં આવ્યું, ત્યાં સુધી પેલો ઇટાલીઅન પાદરી–'બુસોની' પણ તેની પાસેજ બેસીને પ્રાર્થના કરી રહ્યો હતો. શબ પેટીમાં મૂકાયા પછી તે કોઇને કાંઇ પણ કહ્યા કહાવ્યા સિવાય ત્યાંથી વિદાય થઇ ગયો. ડોકટર આવીની સવારમાં આઠ વાગે આવી પહોંચ્યો. તે અને વાઇલફોર્ટ બન્ને વૃદ્ધ નોરટીઅરની ખબર જોવા તેના ઓરડામાં ગયા, તો તે બુઢ્ઢાને શાંતિમાં–બલકે આનંદથી નિદ્રા લેતો તેમણે જોયો. તેઓ બન્ને તે ચિત્ર જોઇને દિઙ્મૂઢ બની ગયા.

"જુઓ," ડોકટર આવીનીએ વાઇલફોર્ટને કહ્યું. "ભારેમાં ભારે પણ કુદરત કેવી રીતે ઓછો કરે છે! વૃદ્ધ નોરટીઅર પોતાની પૌત્રીને પોતાની આંખની કીકી સમાન ચ્હાતા હતા, તેમ છતાં જુઓ, કેવી શાંત નિદ્રામાં તેઓ પડેલા છે!"

"હા હા. તમારી વાત સત્ય છે." વાઇલફોર્ટે આશ્ચર્ય પામતાં જવાબ આપ્યો. "તે શાંતિથી નિદ્રા લે છે. મને પણ તેજ આશ્ચર્ય લાગે છે; કારણ કે તેમના મનને જરા પણ ઉદ્વેગ થાય છે, તો તેઓને આખી રાત બીલકુલ શાંતિ મળતી નથી."

"શોકથી તેમની લાગણીઓ બ્હેર મારી ગઇ છે!" ડોકટર આવીનીએ કહ્યું, અને પછી તેઓ બન્ને વાઇલફોર્ટના ઓરડામાં ગયા.

"જુઓ ડોકટર," વાઇલફોર્ટે કહ્યું. "શોકથી મારી લાગણીઓ–મારી ઇન્દ્રિયો તો કાંઇ બ્હેર મારી જતી નથી. આજ બે

દેવસથી મને એક ક્ષણભર પણ આરામ મળ્યો નથી; છતાં જુઓ, સામે ટેબલ પર કેટલા કાગળો પડયા છે. એ બધું મેં જાતેજ લખ્યું . આ બધાં સેશન્સનાં કામો મેં પોતેજ તૈયાર કર્યાં છે. કામ ! ામ ! કામ ! બસ્સ તેજ માત્ર એક મારે આનંદનું સ્થાન છે ! જ મારો શોક દૂર કરવાનું એક સાધન છે !" એમ કહેતાં તેણે ાકટરનો હાથ પોતાના હાથમાં લઈને હલાવ્યો.

"હવે, હાલ મારી હાજરીની કાંઈ જરૂર છે કે !"

"ના ના." વાઈલફોર્ટે જવાબ આપ્યો. "માત્ર અગીઆર ાગે આવજો;—બાર વાગે—હે પ્રભુ ! ઓ મારી દિકરી રે !" ાઈલફોર્ટની સર્વ હિંમત પાછી જતી રહી, અને મુખમાંથી શોકના ઉદ્ગાર નિકળી ગયા. ડૉકટર ત્યાંથી ચાલતો થયો. વાઈલફોર્ટ ફરીથી ાછો પોતાના કામે લાગ્યો.

વેલેન્ટાઈનના શબની પાયદસ્તના સરઘસનો-સ્મશાન યાત્રાનો ્મય બપોરના બાર વાગ્યાનો નિર્માણ કરેલો હતો. બરાબર સમયે ાગતા વળગતા તમામ લોકો આવી પહોંચ્યા. રસ્તા ઉપર નિરૂદ્યમી ાકોનું એક મોટું ટોળું ભેગું થઇ ગયું.

શહેરના ઘણા ખરા મુખ્ય મુખ્ય મનુષ્યો હાજર હતા. કારણ ાઈલફોર્ટની લાગવગ સારી હતી. તેની મેહેરબાની મેળવવાની સૌ ાઈને દરકાર હતી. આ બધું તેની સામાજીક સ્થિતિના કરતાં તેની મમલદારીની 'સત્તાને વધારે આભારી હતું. એ બધામાં આપણા જુના મિત્રો, ડીબ્રે, બોકેમ્પ, વિગેરે પણ હતા. ઓળખીતાઓ ટોળે ળીને વાતોચીતો કરવા લાગ્યા.

"કેવી ગરીબ ! કેટલી નિર્દોષ છોકરી !" ડીબ્રેએ પ્રસંગને

અનુસરતી વાત છેડી. "કેટલી ડાહી ને શાણી! વળી કેવી નાજુક અને ખુબસુરત! આપણે તે દિવસે બેરન ડેંગ્લર્સને ત્યાં ભેગા થયા હતા, ત્યારે તે ત્યાં હતી તે વખતે તેનું શરીર કેવું સારૂં હતું! તે એટલામાં યમરાજની ઝપટમાં આવી પડશે, એમ તે વખતે કોણે ધાર્યું હોત!"

"ના, ના, કોઇ ધારી શકે નહિ!" રીનોડ બોલ્યો.

"તમે તેને ઓળખતા હતા!"

"મને એક બે વખત વાતચીતનો પ્રસંગ મળેલો. તે જરા ઉદાસ લાગતી પણ એકંદરીમાં ઘણી મોહક હતી. પણ તેની સાવકી મા કેમ જણાતી નથી કાંઇ?"

"તે તો બિચારી ગાંડી જેવા થઇ ગઇ છે. આ છોકરી માટે તેને ઘણો સ્નેહ હતો."

'મોં. વાઇલફોર્ટને બિચારાને ઘણું જબરૂં દુઃખ આવી પડયું."

"ડીબ્રી, તમે કોને શોધી રહ્યા છો!"

"કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને."

"અરે, એ તો મને રસ્તામાં મળ્યો હતો." બોકેમ્પે જવાબ આપ્યો. "હું ધારૂં છું કે તે કાંઇ બહાર ગામ જનાર છે. મને કાંઈ એવી વાત તે કરતો હતો. તે તેના શ્રોફને મળવા જતો હતો."

"તેનો શ્રોફ? તેનો શ્રોફ તો બેરન ડેંગ્લર્સ છે, નહિ વારૂ!"

"હા હા. પણ એકલો મોન્ટેક્રિસ્ટોજ અહિં જણાતો નથી એમ નથી. મેકઝીમીલીઅન પણ જણાતો નથી."

"મેકઝીમીલીઅન! એને આ લોકોની સાથે એવો સંબંધ છે કે શું?"

"હા હા. થોડો ઘણો સંબંધ છે ખરો. પણ જુઓ પેલા નવિન ગૃહસ્થ કોણ આવ્યા ? અરે, એ તો ન્યાય ખાતાના પ્રધાન છે!"

ત્રણે જણા નવિન આવનાર ગૃહસ્થ તરફ આગળ વધ્યા.

મોન્ટેક્રિસ્ટો રસ્તામાં મળવાની વાત બોઉશમ્પે કરી હતી તે ખોટી નહોતી. તે વખતે મોન્ટેક્રિસ્ટો બેરન ડેંગ્લર્સને ત્યાંજ જતો હતો. ડેંગ્લર્સે કાઉન્ટની ગાડી આંગણામાં આવતી જોઇ, એટલે તે સામો લેવા દોડયો. તેના મુખ ઉપર એક વિષાદપૂર્ણ હાસ્ય વ્યાપી રહ્યું હતું.

"હું ધારૂં છું કે આપ સાહેબ મારા તરફ દિલસોજી બતાવવાને આવેલા હોવા જોઇએ;" તેણે કાઉન્ટના તરફ હાથ લંબાવતાં કહ્યું. "અને તેને માટે હું આપનો આભારી છું. મારા કુટુંબ ઉપર ખરેખરી આફત આવી પડી છે હું હમણાં એજ વિચાર કરી રહ્યો હતો કે આ વરસે મારા તેમજ મારા ઓળખીતા પાળખીતાઓ પર ઉપરા ઉપરી આફતો પડતી જાય છે. જુઓને આપણા મોં. વિલફોર્ટ બિચારા પોતાની વ્હાલી પુત્રી ગુમાવી બેઠા છે. વળી તેના કુટુંબમાં બીજા પણ તેવા જ શોકજનક બનાવો બન્યા છે. વળી કાઉન્ટ મોર્સર્ફની બિચારાની એટલી બધી અપકીર્તિ થઇ કે છેવટે તેને મૃત્યુનું શરણ લેવાનો સમય આવ્યો. પેલા બેનીડેટ્ટોએ મારા કુટુંબના નામને કલંક લગાડયું; વળી—"

"વળી શું ?" કાઉન્ટે પૂછ્યું.

"અરે, શું આપને માલુમ નથી ?"

"ના, ના. તમારા ઉપર શું કાંઇ નવિન આફત આવી પડી છે ?"

"મારી દિકરી યુજીની નાસી ગઇ છે !"

"અરરરર ! શું કહો છે ?"

"સત્યજ. તમારે ઘર સંસારની કાંઇપણ ઉપાધિ લાગેલી નથી, એટલે તમે કેવા સુખી છો ?"

"શું તમારૂં એમ ધારવું છે ? વારૂ, ત્યારે શું આપની પુત્રી—"

"પેલા બદમાસે કરેલું અપમાન અસહ્ય થઇ પડયાથી તે મુસાફરીએ નિકળી પડી છે."

"ત્યારે તો તેની માતાની સાથે ગઇ હશે ?" "ના, ના. બીજા કોઇકની સાથેજ ગઇ છે. તેને એવું અપમાન લાગ્યું છે કે તે ફરીથી ભાગ્યેજ ફ્રાંસમાં પગ મૂકશે !"

"બેરન, "મોન્ટેક્રિસ્ટોએ કહ્યું, "બીજા કોઇ સાધારણ મનુષ્યના ઉપર આવી આફત આવી પડી હોય તો તે તો તેના ભાર નીચે કચડાઇ જ જાય ! પણ લોકો કહે છે કે લક્ષાધીશોનામાં દુઃખ સહન કરવાની કોઇ અજબ શકિત હોય છે ! તત્વજ્ઞાનીઓ કહે છે કે લક્ષ્મી ઘણાં ઘણાં દુઃખો દૂર 'કરે છે ! અને અનુભવી મનુષ્યો તેને ટેકો આપે છે ! આ વાત જો ખરી હોય તો તમને ઘણું દુઃખ થવું જોઇએ નહિ. કારણ તમે તો ફ્રાંસ દેશના તો શું પણ આખા યુરોપના વેપારીઓના રાજા પડયા "

કાઉન્ટે કરેલાં વખાણથી કુલાઇ જઇને ડેંગ્લર્સ જરા હસવા લાગ્યો.

" આપે વેપારની વાત કાઢી તે ઠીક થયું. " તે બોલ્યો. " આપ પધાર્યા તે વખતે હું ચાર પાંચેક ચીઠીઓ ઉપર સહીઓ

કરતો હતો. કામ જરા ઉતાવળનું છે. બે ઉપર સહીઓ કરી લીધી છે, બાકીની ઉપર જરા સહીઓ કરી લેવા દેશો ?" પોતાનું મહત્વ બતાવવાના ડેંગ્લર્સે ડોળ કર્યા.

"હા, હા. ઘણી ખુશીથી."

ક્ષણભર શાંતિ પથરાઇ રહી. દરમ્યાન ડેંગ્લર્સ સહીઓ કરવામાં રોકાયો. અને મોન્ટેક્રિસ્ટો ઉંચે છત સામે જોઇ રહ્યો.

"આ તો કાંઇક કિમતી કાગળીઆં લાગે છે."

"હા, હા." ડેંગ્લર્સ હસતાં હસત બોલ્યો. "ફ્રાંસ બેંક ઉપરના ચેક છે. ધારણ કરનારને પૈસા મળે તેવા હુકમો છે. કાઉન્ટ," તેણે આગળ ચલાવ્યું. "તમે મને વેપારીઓનો રાજા કહો છો તો મારે તમને શ્રીમન્તોના બાદશાહની ઉપમા આપવી યોગ્ય થશે. વારૂ, પણ આપ જાણો છો કે આ કાગળના તુકડાની કીંમત દસ લાખ ફ્રાંકની છે ?"

કાઉન્ટે કાગળ પોતાના હાથમાં લીધો. ડેંગ્લર્સે ઘણા અભિમાનથી તેને આપ્યો. કાઉન્ટે વાંચ્યું.

"ધી બેંક ઑફ ફ્રાંસના, વ્યવસ્થાપક જોગઃ—

મોં.                    તે અગર તેઓ હુકમ કરે તેને ફ્રાંક ૧૦૦૦૦૦૦ અંકે દસ લાખ ફ્રાંકની રકમ આપજો.

(સહી) "બેરન ડેંગ્લર્સ."

"એક, બે. ત્રણ, ચાર, પાંચ." મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "પચાસ લાખ ! ઓ બાપરે ! બેરન, તમારા જેવા લક્ષાધીશો તો હજી મારા જોવામાં ઘણાજ થોડા આવ્યા છે." કાઉન્ટે બેરન ડેંગ્લર્સની થંડી મશ્કરી કરી તેને છાપરે ચઢાવ્યો.

" મારૂં કામકાજ–મારા ધંધો બધો હંમેશાં એવોજ ચાલે છે ! " ડેંગ્લર્સે બડાઇ હાંકી.

" અરે, આ તો ઘણું વિચિત્ર ! " કાઉન્ટે અજ્ઞાનતાનો ઢોંગ કરવા માંડયો. જાણે પોતે કાંઇજ સમજતો ન હોય તેમ બોલ્યો. "જો આનો દેખાડ કરતાંની સાથેજ પૈસા મળતા હોય તો તો આશ્ચર્યનીજ વાત !"

" હા, હા. ખરેખર ! તુરતજ પૈસા મળવાના ! " ડેંગ્લર્સે કાઉન્ટની અજ્ઞાનતા ઉપર હસવા માંડયું. કાઉન્ટના પ્રપંચનો ખરો મર્મ–તેના અંતરનું રહસ્ય તે સમજી શકયો નહિ.

" અરે, આવી આંટ–આવી આબરૂ હોવી એ પણ એક ઘણી મજાની વાત છે ! ખરેખર ! ફ્રાંસ દેશમાંજ આવી વ્યવસ્થા જોવામાં આવે છે ! આવા કાગળના પાંચ કકડાની કીંમત પચાસ લાખ ફ્રાંક ! એ તો નજરે જોયા સીવાય કોઇના માન્યામાં પણ આવે નહિ. "

" અરે, આપને ખાત્રી કરી જોવી હોય તો આપ અહીંજ થોડીકવાર થોભી જાઓ. મારા ગુમાસ્તાને હું બેંકમાં મોકલું છું. જુઓ તે તુરત પૈસા લઇને આવે છે કે નહિ. "

" ના, ના. " કાઉન્ટે પેલાં કાગળીયાંને બેવડાં વાળતાં કહ્યું. " આ વાત મને તો એટલી બધી વિચિત્ર લાગે છે, કે હું પોતે જાતેજ તેનો અનુભવ કરવાનો. જુઓને, મારા આપની પાસે સાઠ લાખ ફ્રાંક લ્હેણા પડતા હતા, તેમાંથી મેં નવ લાખ ફ્રાંક ઉપાડયા છે; એટલે હજી આપને મારા એકાવન લાખ ફ્રાંક દેવા પડે છે. હવે આ આપની સહીના ચેકના જે પાંચ કાગળના કકડા મારા

હાથમાં છે, તેનો હું મારા લ્હેણા પેટે સ્વીકાર કરૂં છું. આપની સહીના પ્રભાવનો મારે જાતેજ અનુભવ કરવો છે. વળી પૈસાની પણ હાલમાં મારે ઘણી જરૂર છે. લો, હું આપને પુરેપુરા સાઠ લાખની પાવતી લખી આપું છું." આમ કહીને મોન્ટેક્રિસ્ટોએ પેલા પાંચ ચેક પોતાના ખીસ્સામાં સરકાવી દીધા, અને ડેંગ્લર્સના સામે પણ ન જોતાં ગુપચુપ પાવતી લખી આપી.

બેરન ડેંગ્લર્સની સ્થિતિ તો અતિ વિચિત્ર થઇ ગઇ. તેજ ક્ષણે તેના પગ આગળ વજ્રપાત થયો હોત તોપણ તેને વધારે ભય થાત નહિ.

" શું !" તે લથડતી જીભે બોલ્યો. " એ પૈસા તમે લઇ જાઓ છો ? માફ કરો ! માફ કરો ! પણ મારે આ પૈસાની તો ખાસ જરૂર છે. એ તો એક ધર્માદા દવાખાનાના પૈસા છે. અનામત જેવા છે, અને તે આજે પાછા આપવાના છે. "

" હાં ! હાં ! ઠીક ! ઠીક !" કાઉન્ટે કહ્યું. " એવું હોય તો મારે કાંઇ આજ ચેકની જરૂર નથી. મને બીજી રીતે પૈસા આપો. ગમે તેવી રીતે આપશો તોપણ ચાલશે. મારે તો જ્યાં ત્યાં પૈસા જોઇએ છીએ. આ ચેક લઇ જવાનો મને વિચાર થયો તે તો એટલાજ કારણથી કે મારા લક્ષમાં કાંઇક જીજ્ઞાસા ઉત્પન્ન થઈ હતી. તમે વર્ણન કર્યું તે ઉપરથી મને એમ થયું કે આ ચેક કેવી રીતે વટાવાય છે, તે જોઇએ, તો કોઇક વખત કોઇ જગાએ એમ કહેવા થાય કે બેરન ડેંગ્લર્સની શરાફી પેઢીની આંટ એવી અજબ છે કે માત્ર તેમની સહી જોતાંની સાથેજ એક ક્ષણની પણ વાર લગાડયા સીવાય ફ્રાંસની બેંકે મને તુરતજ પચાસ લાખ ફ્રાંક ગણી

આપ્યા હતા. એ એક મજાની વાત ગણાત ! પણ કાંઇ ફીકર નહી. લો, આ તમારા ચેક તમારે જોઇએ તો પાછા લો. મારે કાંઇ તેજ કાગળીઆં જોઇએ એવો નિયમ નથી. મારે તો માત્ર પૈસાજ જોઇએ." એમ કહીને કાઉન્ટે પોતાના ખીસ્સામાંથી પેલા પાંચ ચેક ડેંગ્લર્સના આગળ ધર્યા. ડેંગ્લર્સે તુરતજ તે ઝુંટાવી લેવાની ઝડપ મારવાનો વિચાર કર્યો, પણ કાઉન્ટ કાંઇ કાચો નહોતો. તેણે ડેંગ્લર્સ ને ખરો ફસાવ્યો હતો. હવે તે તેને એમ કાંઇ જતો કરે તેમ નહોતું.

" કેમ બેરન, આપને મારો અ વશ્વાસ આવ્યો ? "

" નાજી ના. એવું તે હોય ? વળી તમે મને પાવતી પણ આપો છો. "

" બેરન, આપ 'રોમ' શહેરમાં જઇને જુઓ કે ટોમ્સન અને ફ્રેંચની પેઢીવાળા મારી સહીની પાવતીને કેટલું માન આપે છે તમેજ આવો અણવિશ્વાસ રાખો છો. "

" ક્ષમા કરો, કાઉન્ટ, ક્ષમા કરો. "

" ત્યારે તો હું આ ચેક મારી પાસે રાખું છુંજ ? "

" હા, હા, રાખો. " હવે ડેંગ્લર્સથી બીજું કાંઇપણ બોલી શકાય તેમ નહોતું. તેના આખા શરીરે પસીનો પસીનો થઇ ગયો. " હા, હા, રાખો. "

મોન્ટેક્રિસ્ટોએ મ્હો ઠાવકું રાખીને પેલાં કાગળીઆં ખીસ્સામાં મુકતાં કહ્યું. " હજી પણ જોઇએ તો ફરીથી વિચાર કરો. આપની મરજી ન હોય તો આ કાગળીઆં પાછાં લઈ લો. "

" ના, ના. " ડેંગ્લર્સે જવાબ આપ્યો. " રાખો તમારી પાસે આ તો અમે શરાફ લોકો બહુજ વ્યવસ્થિત કામ કરીએ છીએ,

એટલે મને એમ થયું કે તે દવાખાનાના ખાતે ઉધારેલા ચેક હોવાથી તેજ ચેક મારે તમને ન આપવા જોઇએ પણ એ તો મારી ગેર સમજુત ! જાણે કે કાંઇ તેજ પૈસા ઉપર છાપ મારી હોયને ! માફ કરજો." બેરન હસવા લાગ્યો, પણ તેના હૃદયમાં તો ઉકળાટ ચાલી રહ્યો હતો.

"વાહવા, એમાં ક્ષમા શી માગવી વળી ?" કાઉન્ટે ઉદારતા બતાવી. "તેમ છતાં આપને એમ લાગતું હોય તો જાઓ હું ક્ષમા કરૂં છું, પછી છે કાંઇ ?"

"પણ હજી તમારા એક લાખ ફ્રાંક બાકી રહ્યા ?"

"અરે, એ તો નજીવી રકમ !" કાઉન્ટે કહ્યું "એટલી રકમ રહે ખરી, પણ હવે એવી રકમને તે કોણ પુછે છે. રહેવા દો હવે તે. તમારી મહેનતનો કાંઇક બદલો પણ તમને મળવો જોઇએ !"

"કાઉન્ટ," ડેંગ્લર્સે પુછ્યું. "આપ મશ્કરી તો નથી કરતાને ?"

"વળી વહેવારની બાબતમાં મશ્કરી કેવી ?" કાઉન્ટે એવી ગંભીરતાથી કહ્યું કે ડેંગ્લર્સ તો ચુપજ થઇ ગયો. કાઉન્ટ રજા લઇને ઉઠયો.

."મો. બોવાઇલ–દવાખાનાંઓના ખજાનચી." નોકરે એક નવિન ગૃહસ્થ, આવી પહોંચ્યાની ખબર આપી.

"જુઓ," કાઉન્ટે ડેંગ્લર્સને કહ્યું. ": હું જરા મોડો આવ્યો હોત, તો મને તમારા આ ચેક મળત નહિ, અને તમારી સહીની કેવી કીંમત છે તેનો અનુભવ કરવાનો લાભ પણ મળત નહિ."

ડેંગ્લર્સના મુખ ઉપરનો તમામ રંગ ઉડી ગયો. તે કાઉન્ટને બારણા સુધી પહોંચાડવા ગયો. બહાર નિકળતાં સામે મોં. બોવાબ્લ મળ્યો, તેને કાઉન્ટે નમન કર્યું. કાઉન્ટ તો ત્યાંથી સીધો એક તરફજ ગાડી હંકારી ગયો. દરમ્યાનમાં ડેંગ્લર્સ પોતાના મનની બધી લાગણીઓ દબાવીને નવીન આવનાર ગૃહસ્થનું આતિથ્ય કરવા લાગ્યો.

"પધારો સાહેબ," ડેંગ્લર્સે કહ્યું. "હું ધારૂં છું આજે તો આપ એક લ્હેણદાર તરીકે મારે ત્યાં પધારેલા છો."

"બેરન, આપનું ધારવું કેવળ સત્યજ છે." મોં, બોવાબ્લે જવાબ આપ્યો. "દવાખાનાંઓના ધર્માદા પૈસા આપને ત્યાં જે જમા છે તે પચાસેક લાખ ફ્રાંક લેવા માટે આવેલો છું."

"આવડી મોટી રકમ તેમના નામ પર હોવા છતાં દવાખાનાંઓ ગરીબને માટે હોઇ દયાને પાત્ર છે એમ કહેવાય છે." ડેંગ્લર્સે હસવાનો ડોળ કર્યો.

"વારૂ પણ, સાહેબ, આપને મારો પત્ર મળ્યો હતોને?"

"હા, કાલે મળ્યો હતો."

"ત્યારે તો હું આ પાવતી લખી લાવ્યો છું તે તપાસી લો, અને મને પૈસા આપો."

"મોં. બોવાઇલ, આપના દરદીઓ, અનાથ બાલકો, અને વિધવાઓએ એક ચોવીસ કલાક ખોટી થવું પડશે. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો હમણાંજ અહિંથી ગયા તે તમે જોયાને?"

"હા. વારૂ પણ તેથી?"

"એજ કે તમારે માટે તૈયાર કરી મૂકેલી પચાસ લાખની રકમ

તેઓ ઉપાડી ગયા."

"એવું કેમ બન્યું ?"

"કાઉન્ટના મારી પાસે પૈસા લ્હેણા પડતા હતા. તેઓ પચાસ લાખ ફ્રાંક લેવા માટે આવ્યા, અને ખાસ જરૂર બતાવી એટલે મારે તેમને હમણાંજ પચાસ લાખના ચેક લખી આપવા પડયા. હવે જો ફરીથી આજે ને આજેજ બીજો પચાસ લાખનો ચેક લખું, તો બધા મળીને એકજ દિવસમાં એક કરોડ થઇ જાય, અને બેંક-વાળાને જરા હરકત પડે. બીજે દિવસે આપું તો કાંઇ વાંધો આવે નહિ."

"શું કહો છો ?" મોં. બોવાઇલના માન્યામાં વાત ન આવી હોય તેવી રીતે તે બોલ્યો. "પેલા ગૃહસ્થ હમણાં જ અહિંથી ગયા તે શું પચાસ લાખ લઇ ગયા ?"

"હા, હા. તેઓ ઘણું કરીને તમને ઓળખે છે. જો કે તમે કદાચ તેમને નહિ ઓળખતા હો. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો તો દરેક જણાને ઓળખે છો!"

"પચાસ લાખ !"

"આ રહી તેમની પાવતી. માનવામાં ન આવતું હોય તો નજરે જોઇને ખાત્રી કરો ! "

એમ કહીને બેરન ડેંગ્લર્સે પાવતી આગળ કરી.

"ખરી વાત ! ખરી વાત !" મોં. બોવાઇલે કહ્યું. "ત્યારે તો આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો તો કોઇ કોટયાધીશ જણાય છે !"

"તે કોણ છે, તેની પાસે કેટલા પૈસા છે, એ વાત તો મને કાંઇ માલુમ નથી. પણ તેની પાસે અથાગ દ્રવ્ય હોય એમ

લાગે છે. તેણે એક લાખ ફ્રાંકની તો છૂટ મૂકી છે!"

મોં. બોવાઇલ તો આભોજ બની ગયો. એક લાખ ફ્રાંકની છુટ મુકનાર કોઇ અજબ લક્ષ્મીવાન હોવો જોઇએ."

"ત્યારે તો મારે તેની પાસે જવું પડશે." મોં બોવાઇલે કહ્યું. "તેની પાસેથી કાંઇક નાણાંની મદદ ધર્માદાના કાર્ય માટે જરૂર મળશે."

"હા, હા. જરૂર મળશે. તે માસે ઓછામાં ઓછા વીસ હજાર તો દાન કરે છે."

"વાહ! એવી શ્રીમન્તાઇ તો હજુ સુધી આપણા જોવામાં આવી નથી. હું તેને મેડમ મોર્સર્ફ અને તેના પુત્રનો દાખલો આપીશ."

"શું દાખલો?"

"તેમણે પોતાની તમામ મિલકત ધર્માદામાં આપી દીધી છે."

"શા માટે!"

"કારણ કે કાઉન્ટ મોર્સર્ફે અધર્મથી મેળવેલો પૈસો તેઓ પોતાના ઉપયોગમાં લેવા માગતાં નહોતાં."

"ત્યારે તેમનો નિર્વાહ કેવી રીતે ચાલશે?"

"મા બિચારી એક ગામડામાં ઝુંપડીમાં જઇને રહી છે, અને છોકરો લશ્કરમાં નોકરીમાં દાખલ થયો છે."

"તેમની પાસે કેટલીક મિલકત હતી?"

"બાર તેરેક લાખની. વારૂ પણ હવે અમારે શું કરો છો ત્યારે?"

"હા, હા. આપને આ પૈસાની હાલ ખાસ જરૂર છે?"

"હા. કારણ આવતી કાલે તો અમારો હિસાબ અને સિલક તપાસવાના છે."

"આવતી કાલે છે ને ? ઓહો ! ત્યારે તો પ્રથમથીજ મને તે પ્રમાણે કહેવું હતું ને ? કાંઇ ફીકર નહી. કાલે હીસાબ તપાસનારાઓ કેટલા વાગે આવનાર છે ?"

"બે વાગે."

"ત્યારે બાર વાગે માણસ મોકલજો." ડેંગ્લર્સે હસતાં હસતાં કહ્યું.

મોં. બોવાઇલ કાંઇ બોલ્યો નહિ, પણ તેણે પોતાની સંમતિ બતાવી. તે જવાને તૈયાર થયો.

"વારૂ ત્યારે કાલે ?"

"હા, હા, કાલે કોઇ માણસને બાર વાગે મોકલજો."

"ના, ના, હું પોતેજ આવીશ."

"વાહ ! તો તો ઘણુંજ ઉત્તમ ! આપનો ફરીથી મેળાપ પણ થશે !"

બન્નેએ હસ્તધૂનન કર્યું.

"વારૂ," મોં. બોવાઇલે પૂછ્યું. "તમે મોં. વાઇલફોર્ટને ત્યાં સ્મશાન-યાત્રામાં નથી જવાના ?"

"ના, ના, પેલા બદમાસ બેનીટેટ્ટોવાળો બનાવ બની ગયા પછી હું તેવા જાહેરમાં ભાગ નથી લેતો."

"સાહેબ, આપને માટે બધાને ઘણું લાગે છે ! બિચારી આપની પુત્રી."

"શું આપને ખબર નથી ? મારી પુત્રી તો આ સંસારનો ત્યાગ કરીને સંન્યાસિની બનવા માગે છે."

"ના ના, મને કાંઇ ખબર નથી."

"પણ ને વાત ખરી છે. પેલો માઠો બનાવ બન્યો, તેને બીજે જ દિવસે તેની ઓળખીતી એક સંન્યાસિનીની સોબતમાં મારી આજ્ઞા લઇને તે પેરીસ છોડીને ચાલી ગઇ છે. તેને આજ્ઞા આપતાં મારા હૃદયને ઘણું ઘણું કષ્ટ થયું. જુઓને સાહેબ, એકની એક પુત્રી એવી રીતે સંસારનો ત્યાગ કરી દે, અને મઠમાં દાખલ થાય એ માબાપથી કેમ દેખી ખમાય? પણ પેલા બદમાસે અમારા કુટુંબના કરેલા અપમાનથી તેને ઘણુંજ માઠું લાગી આવ્યું હતું. અમે ઘણું ઘણું સમજાવી, પણ તે બીલકુલ સમજીજ નહિ. આખરે મારે તેને સંમતિ આપવી પડી. તે ઇટાલીમાં એક મઠમાં દાખલ થવા ગઇ છે." ડેંગ્લર્સે તમાચો મારીને મ્હોં લાલ રાખવાનો ઢોંગ કર્યો.

"અરે, આ તો તમારા ઉપર વળી એક નવીન ભયંકર આફત."

આવી રીતે દિલસોજી પ્રદર્શિત કરીને મોં૦ બોવાઇલ ત્યાંથી ચાલતો થયો. તે ભાગ્યેજ બારણાની બહાર ગયો હશે, એટલામાં ડેંગ્લર્સે બારણું બંધ કરી લીધું.

"કેવો મૂર્ખ!!!" ડેંગ્લર્સ મોટેથી હસી પડયો.

"આવજે કાલે બપોરના બાર વાગે! અરે ત્યાર પહેલાં તો બંદા કયાંય પલાયન થઇ ગયા હશે! પછી કુટજે માથું બેઠો બેઠો!"

ડેંગ્લર્સે પોતાની ઓરડીને અંદરથી બરાબર બંધ કરી લીધી. પછી તમામ કાગળપત્રો બહાર કાઢયા. કેટલાક કાગળોનો નાશ કર્યો, અને કેટલાકને ગોઠવીને મુકયા. પેટીમાંથી પચાસેક હજાર ફ્રાંકની નોટો મળી આવી; તે લઇને ખીસ્સામાં મૂકી. ચોપડા વિગેરે તમામ સ્પષ્ટ નજરે પડે તેમ ગોઠવ્યું. આ બધું થયા પછી એક પત્ર તેણે

લખી કાઢયો, અને તેના ઉપર પોતાની સ્ત્રીના નામનું સરનામું કર્યું.

"આજે રાતના તેના ટેબલ ઉપર મૂકી દઇશ." તે બબડયો.

પછી પોતાના ટેબલના ખાનામાંથી એક પરદેશમાં મુલાફરીએ જવા માટેનો પરવાનો બહાર કાઢયો. "ચાલો ઠીક છે, હજી તો આમાં બીજી બે માસની મુદત છે."



## પ્રકરણ ૫૧ મું.



મોં. ઓવાઇલ વેલેન્ટાઇનના શબની સ્મશાનયાત્રામાં રસ્તામાંથીજ સામેલ થઇ ગયો. આકાશમાં વાદળાં છવાઇ રહ્યાં હતાં. દિવસ ઘણો ખિન્ન લાગતો હતો. ઠંડો પવન ફુંકાઇ રહ્યો હતો. ઝાડો ઉપર રહેલાં કેટલાંક સુકાં પાકાં પાન ખરી પડતાં હતાં. મોં૰ વાઇલફોર્ટે પોતાના કુટુંબના ઉપયોગ સારૂ–પોતાની શ્રીમન્તાઇ અને મહત્તા દેખાડવા માટે એક ખાનગી કબરસ્તાન તૈયાર કરાવી રાખ્યું હતું. સરઘસ તે તરફ ચાલ્યું. બધી મળીને લગભગ સોએક ગાડીઓ હતી. પાછળ લગભગ પાંચ સાતસો સારા સારા પેરીસ શહેરના ઉત્તમ વર્ગના મનુષ્યો પગે ચાલતા હતા. આ બધા તે ભલી, દયાળુ, અને નિર્દોષ બાલાના શબને છેવટનું માન આપવાને ભેગા થએલા હતા. પેરીસ શહેરની બહાર નિકળ્યા એટલામાં પાછળથી એક ભવ્ય સુંદર ગાડી તેજદાર ઘોડા સાથેની આવી પહોંચી. સરઘસથી જરા દૂર ગાડી ઉભી રહી, એટલે તેમાંથી કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો નીચે ઉતરી

પડયો, અને ટોળામાં સામેલ થઇ ગયો. તેને જોતાં મો૦ રીનોડ તેની પાસે આવ્યો.

"મેકઝીમીલીઅન કયાં છે?" કાઉન્ટે તેને પૂછ્યું.

"અમને કોઇને ખબર નથી. તે કયાંય પણ જણાતો નથી."

કાઉન્ટ શાંત રહ્યો, પણ આસપાસ નજર કરવા લાગ્યો.

બધા કબરસ્તાનમાં આવી પહોંચ્યા. ત્યાં એક ઝાડ પાછળ મેકઝીમીલીઅન ઉભેલો જણાયો. કાઉન્ટ છાનોમાનો તેની પાસે જઇને ખાત્રી કરી આવ્યો કે તેની પાસે આત્મહત્યા કરવાનું કાંઇપણ હથીઆર નહોતું. શબને નિયત કરેલા સ્થાન ઉપર લઇ ગયા. મેકઝીમીલીઅન તેની પાછળ પાછળ ગયો.

નિયમ પ્રમાણે બધી વ્યવસ્થા થયે જતી હતી. કાઉન્ટનું ધ્યાન મેકઝીમીલીઅન ઉપર દેખરેખ રાખવામાંજ માત્ર પરોવાએલું હતું.

" જુઓ, જુઓ, " બોકેમ્પે રીનોડને બતાવતાં કહ્યું. " મેકઝીમીલીઅન પણે શું કરે છે ? "

" અરે તેનો ચ્હેરો કેટલો ફીક્કો પડી ગયો છે ! " રીનોડે કહ્યું.

" તમે તો બન્નેજણા કહેતા હતા ને કે તે તો વેલેન્ટાઇનને ઓળખતોજ નહોતો ? " ડીબ્રેએ ટીકા કરી.

" હા. હા. તેની સાથે માત્ર બે ત્રણ વખત તેનો મેળાપ થયો હશે. "

દરમ્યાનમાં યોગ્ય ધર્મક્રિયા સાથે શબને કબરમાં પધરાવવામાં આવ્યું. શબને વળાવવા માટે આવેલા લોકો એકે એકે શહેરમાં પાછા ફરવા લાગ્યા. બોકેમ્પ, રીનોડ, અને ડીબ્રેએ મેકઝીમીલીઅનને

માટે થોડી ઘણી શોધ કરી, પણ જ્યારે તેને દીઠો નહિ, ત્યારે તેઓ પણ ચાલતા થયા. થોડી વારમાં આખું કબરસ્તાન નિર્જન બની ગયું. મેકઝીમીલીઅન એક ખુણામાંથી નીકળી આવ્યો, અને જ્યાં શબને દાટવામાં આવ્યું હતું ત્યાં આગળ વધવા લાગ્યો. બીજી બાજુ સંતાઇ રહેલો મોન્ટેક્રિસ્ટો તેના ઉપર છુપી રીતે બારીક તપાસ રાખી રહ્યો હતો. પેલો યુવાન કબ્બર આગળ પણ બહારની બાજુએ ધુંટણીએ પડીને બે હાથમાં માથું રાખી રોવા લાગ્યો. કાઉન્ટ પણ તેની બરાબર પાછળ આવીને એવો સાવચેત થઇને ઉભો કે વખતે જો તે યુવાન પોતાના મન ઉપર કાંઇપણ અત્યાચાર કરવા જાય તો તુરતજ તેને અટકાવી શકાય. થોડીક ક્ષણો પસાર થઇ ગઇ. તે યુવાનનું રૂદન કાઉન્ટથી વધારે વખત સહન થઇ શકયું નહી. તે આગળ આવ્યો, અને મેકઝીમીલીઅનના ખભા ઉપર બન્ને હાથ મુકીને બોલ્યો;—

" દોસ્ત, હું તને શોધતો હતો. "

કાઉન્ટે ધાર્યું હતું કે તે એકાએક પોકેપોક મુકીને રોઇ પડશે; પણ તેણે તો ઉલટો શાન્તિથી જવાબ આપ્યો.

" મને હમણાં બોલાવતા નહિ. હું પ્રાર્થના કરવામાં રોકાએલો છું. "

કાઉન્ટ ઘડીભર તેની સામે જોઇ રહ્યો.

" ઠીક ત્યારે. તે પછી હું તને પેરીસ પાછો મારી સાથે લઇ જઇશ. "

" ના જી. "

" કેમ તારી શી મરજી છે ? " " મને દખલ કરો નહી. મને પ્રાર્થના કરવા દો. "

કાઉન્ટ ત્યાંથી દુર ખસી ગયો, પણ એવી જગાએ જઇને સંતાઇને ઉભો રહ્યો કે જ્યાંથી મેકઝીમીલીઅનની દરેક હીલચાલ ઉપર તે બારિક નજર રાખી શકે. કેટલોક સમય વીત્યા પછી મેકઝીમીલીઅને ત્યાંથી ઉઠીને પેરીસ તરફનો રસ્તો લીધો. કાઉન્ટે પોતાની ગાડી વિદાય કરી દીધી, અને પગપાળો તેની પાછળ પાછળ ચાલ્યો. મેકઝીમીલીઅન પોતાને ઘેર ગયો. થોડીવાર પછી કાઉન્ટ પણ તેની પાછળ પાછળ આવ્યો. મેકઝીમીલીઅનની બ્હેન જ્યુલીએ કાઉન્ટને દીઠો.

" અહા ! કાઉન્ટ ! " તેણે આનંદથી તેનું સ્વાગત કરવા માંડયું.

" મેકઝીમીલીઅન હમણાં ઘેર આવ્યો ને ? " કાઉન્ટે પ્રશ્ન કર્યો.

" હા, હા. હમણાંજ ઘરમાં ગયો. પણ "

" હમણાં બીજી કાંઇ વાત કરવાની ફુરસદ નથી, બ્હેન. મારે મેકઝીમીલીઅનનું ઘણું જરૂરનું કામ છે. "

" જાઓ ત્યારે, જુઓ, તે પોતાના ઓરડામાં હશે. " તેણે હસતાં હસતાં કહ્યું.

મોન્ટેક્રિસ્ટો ઉપર દોડયો. જીના ઉપર ઉભા રહીને તેણે કાન માંડીને સાંભળ્યું, તો સર્વત્ર શાન્તતા જણાઈ. મેકઝીમીલીઅનના ઓરડાનાં બારણાં અંદરથી બંધ હતાં. કાચનાં બારણાં છતાં અંદરની બાજુએ લાલ પડદો હોવાથી અંદર શું ચાલી રહ્યું હતું તે જોઇ શકાતું નહોતું. કાઉન્ટની ચિન્તા વધવા લાગી.

" હવે શું કરવું ? " તે વિચાર કરવા લાગ્યો. " ઘંટ વગાડુ ? ના, ના. તેમ કરીશ તો મેકઝીમીલીઅન ઉતાવળમાં કાંઈ સાહસ કરી બેસશે "

ક્ષણભર વિચાર કર્યા પછી એક નિશ્ચયપર આવીને તેણે બારણાના કાચ ઉપર એક મુક્કી મારી. કાચ તુટી ગયો. એટલે અંદર હાથ ઘાલીને પડદો કાઉન્ટે ખસેડી નાંખ્યો. મેકઝીમીલીઅન ટેબલ આગળ બેસીને લખતો હતો ત્યાંથી અવાજ સાંભળીને ચમકીને ઉઠયો.

" ગભરાતા નહિ, " કાઉન્ટે તેને કહ્યું. "એ તો હું છું. જરા ખસી પડયો તેથી આ કાચ ભાગી ગયો. વારૂ, ચાલો, તમારે બારણું ખોલવાની તસ્દી લેવી મટી." કાઉન્ટે અંદર હાથ વાળીને બારણું ખોલ્યું. મેકઝીમીલીઅન સામો આવ્યો, પણ તે કાઉન્ટનું સ્વાગત કરવા માટે નહિ, પણ તેને અંદર પેસતો અટકાવવા માટેજ.

" તમને કાંઇ ઇજા તો નથી થઇને ? " મેકઝીમીલીઅને પુછ્યું.

" ના. ના. કાંઇ જણાતું તો નથી પણ આ તમે શું કરી રહ્યા છો ? કાંઇક લખતા જણાઓ છો ? "

" ના, ના. હું તો કાંઇ લખતો નથી. "

" ના શું ? તમારી આંગળીઓ શાહીથી ખરડાએલી છે. "

." હા. હા. કાંઇક લખતો હતો ખરો. સૈનિક હોવા છતાં કોઇક કોઇક વખત હું કાંઇક લખું છું ખરો. "

કાઉન્ટ ઓરડામાં દાખલ થયો. તેને મેકઝીમીલીઅન અટકાવી શકયો નહિ પણ તે તેની પાછળ પાછળ ગયો.

" તમે કાંઇક લખતા હતા ? "

" હા, હા. મેં આપને કહ્યું તો ખરૂં. "

કાઉન્ટે આસપાસ નજર કરી.

" તમારી પિસ્તોલો કાંઇ ટેબલ ઉપર પડી છે ને ? "

" કારણુ કે હું મુસાફરીએ જવાની તૈયારીમાં છું. "

" મેકઝીમીલીઅન ! દોસ્ત ! "

" મહેરબાન ! "

" મેકઝીમીલીઅન ! મિત્ર ! કાંઇ સાહસ કરી બેસતો નહિ એવી મારી તને વિનંતી છે. "

" સાહસ ? મુસાફરી જવું તેમાં કાંઇ સાહસ છે કે ? "

" મેકઝીમીલીઅન, " કાઉન્ટે કહ્યું. " હવે બધો ઢોંગ જવા દે. એ બધી છેતરવાની વાતો નહિ ચાલે. તું શું મને બાળક ધારે છે ? આજ સવારનો તારી પાછળ પાછળ ભમું છું તે શું મને ખરેખરી ચિન્તા થયા સિવાય ? મેકઝીમીલીઅન, તારો આત્મહત્યા કરવાનો વિચાર મારા સમજવામાં આવી ગયો છે. "

" એમ ? " મેકઝીમીલીઅને કંપતાં કંપતાં પુછ્યું. " કાઉન્ટ, તમને આવો વિચાર ક્યાંથી આવ્યો ? "

" તું આત્મહત્યા કરનાર છે. " કાઉન્ટે આગળ ચલાવ્યું. "મારા કહેવાની સાબીતી તારે જોઇતી હોય તો તે આ રહી. " એમ કહીને કાઉન્ટે ટેબલ ઉપરથી સંતાડેલો એક કાગળ ખેંચી કાઢયો. આ પત્ર મેકઝીમીલીઅને લખવા માંડયો હતો.

મેકઝીમીલીઅન તે ઝુંટાવી લેવા દોડયો. કાઉન્ટે તેનો આશય સમજી લઇને તેનું કાંડું પોતાના વજ્ર જેવા કાંડામાં પકડયું.

"તું આત્મહત્યા કરવા માગે છે, અને તે બાબતનો તેં આ પત્ર લખ્યો છે."

"વારૂ," મેકઝીમીલીઅને મિજાજ ખોઇને જવાબ આપ્યો. "વારૂ, અને મારો કદાચ તેવો ઇરાદો થયો તો મને તેમ કરતાં કોણ રોકનાર છે ? મારી બધી આશાઓ ધૂળધાણી થઇ ગઇ છે, મારૂં હૃદય ભગ્ન થઇ ગયું છે, જીંદગી મને માત્ર એક ભાર રૂપ જ થઇ પડી છે. મને હવે કોઇ પણ બાબતમાં રસ રહ્યોજ નથી. જગત્ મને ખારૂં લાગે છે. જો હું વધારે વખત જીવતો રહીશ તો હું તદ્દન ગાંડો બની જઇશ. માટે મને મરવા દેવો એ એક દયાનું, પુણ્યનું કામ છે. હવે આ બધું જાણ્યા પછી હું ખોટું કરૂં છું એમ આપ કહી શકશો ? શું એવું કહેવાની આપ હિંમત ધરાવો છો ?"

"હા, હા." તે યુવાન જેટલો મિજાજ ખોઇને વાત કરતો હતો તેટલી જ શાંતિથી કાઉન્ટે જવાબ આપ્યો. "હા. હા. એવી હિંમત હું ધરાવી શકું છું."

"તમ હિંમત ધરાવો છો ?" મેકઝીમીલીઅન ક્રોધિત થઇને બોલ્યો. "તમેજ મને અત્યાર સુધી ખોટી ખોટી આશાઓ આપી; તમેજ મને જુઠાં જુઠાં વચનો આપ્યાં. તમે તેમ ન કર્યું હોત, તો કદાચ તેને મૃત્યુના પંજામાંથી હું બચાવી શકત નહિ, તો પણ તે નિરાંતે મારા હાથમાં તો પ્રાણ ત્યાગ કરતજ ! એટલો દિલાસો પણ મને મળત ! તમે બધુંજ જાણવાનો—બધુંજ સમજવાનો ઢોંગ કરો છો. તમે મોટા વિજ્ઞાનશાસ્ત્રી અને ડોકટર હોવાનો ડોળ કરો છો, અને એક છોકરીના ઉપર થએલા વિષ પ્રયોગમાંથી તેનો બચાવ કરી શકયા નથી ! હવે તો મને તમારા ઉપર ખરેખરો તિરસ્કાર આવે છે !"

"મેકઝીમીલીઅન,—" "જ્યારે સાંભળવાની તમારી ઇચ્છા જ છે, તો સત્ય હકીકત જ હવે હું કહેવાનો જ ! હવે તો તમારા મનનો સંતોષ થવા દો ! તમે મને સ્મશાન–ભૂમિમાં કાંઈક કહ્યું, ત્યારે મારૂં હૃદય પીગળ્યું; તમે અહિં આવ્યા ત્યારે મેં તમને આ ઓરડીમાં દાખલ થવા દીધા. પણ જ્યારે હવે તમે મારા વિશ્વાસનો દુરૂપયોગ કર્યો છે, અને મારો પીચ્છો તમે મૂકવાનાજ નથી, ત્યારે તો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો,—મારા ઢોંગી મિત્ર, આપ જાતે જ આપના મિત્રનું મરણ નિહાળીને સંતુષ્ટ થાઓ." આમ બોલીને એક ગાંડાની માફક અટ્ટહાસ્ય કરતો તે પોતાની પિસ્તોલો તરફ દોડયો.

"હું હજી પણ ફરીથી કહું છું કે તારાથી આત્મહત્યા નહિ કરી શકાય." કાઉન્ટે દમામથી કહ્યું.

"હું જોઉં છું કે મને તમે કેવી રીતે રોકી શકો છો !" મેકઝીમીલીઅને કહ્યું. કાઉન્ટે તેનું કાંડું એવું મજબુત પકડયું કે તે છોડાવી શકયો નહિ.

"હું તને અટકાવવાનોજ." કાઉન્ટે કહ્યું.

"એટલે ? તમને તેમ કરવાનો શો અધિકાર છે ? તમે કોણ છો ?"

"હું કોણ છું?" મોન્ટેક્રિસ્ટો બોલ્યો. "સાંભળ; હું એક એવો માણસ છું કે જેને તને એમ કહેવાનો સંપૂર્ણ અધિકાર છે કે 'તારા પિતાને યાદ કર." તેના જેવા પિતાના પુત્રે આત્મહત્યા કરવી યોગ્ય નથી." આ શબ્દો સાથે મેકઝીમીલીઅનના સામે કાઉન્ટ એવા ભપકા અને ગંભીરતાથી ઉભો રહ્યો, કે તે યુવાનથી

તેનું તેજ ખમી શકાયું નહિ. તે એક બે ડગલાં પાછળ હઠી ગયો."

"આપ મારા પિતાને કેમ યાદ કરો છો ? આપણી અત્યારની વાતને મારા પિતાની યાદગીરી સાથે શું સંબંધ છે ?"

"કારણ કે તારી માફક જ્યારે તારા પિતા આત્મહત્યા કરવાની અણી ઉપર હતા, ત્યારે મેંજ તેમને બચાવ્યા હતા. તેમના બચાવ માટે તારી બ્હેનને ગીનીઓની થેલીની ભેટ આપનાર પણ હું જ હતો.—એટલુંજ નહિ, પણ સમુદ્રના તોફાનમાં નાશ પામેલા તમારા વહાણને બદલે નવેસરથી ફેરેઓનના જેવુંજ વહાણ બંધાવી તે નૌકા તારા પિતાને મેંજ ભેટ આપી હતી. તને આત્મહત્યા કરતાં અટકાવવાનો મને હરેક પ્રકારનો અધિકાર છે; કારણ કે હું બીજો કોઇજ નહિ પણ તારા પિતાનો જુનો નિમકહલાલ નોકર અને મિત્ર "એડમન્ડ દાંતે" છું, કે જેણે તને નાનપણમાં ખોળામાં બેસાડીને રમાડેલો છે."

આ શબ્દોની વિદ્યુત્ જેવી અસર થઇ. મેકઝીમીલીઅન બીજાં બેચાર ડગલાં વધારે પાછળ હઠી ગયો. તેની તમામ હિંમત અને જુસ્સો જતાં રહ્યાં. થોડીક ક્ષણ તો તે એક ખુરશી ઉપર બ્હેબાકળો થઇને પડી રહ્યો. તે પછી બરાબર શુદ્ધિમાં આવતાં તે ઓરડાની બહાર દોડયો, અને પોતાની બ્હેન અને બનેવીને મોટેથી હાંકો મારવા લાગ્યો.

મોન્ટેક્રિસ્ટોએ ત્યાંથી નાસી જવાનો વિચાર કર્યો, પણ મેકઝીમીલીઅને તેને તેમ કરતાં અટકાવ્યો. તેણે ઓરડાનું બારણુંજ બંધ કરી લીધું. મેકઝીમીલીઅનની બૂમો સાંભળીને તેની બ્હેન જ્યુલી, અને તેનો બનેવી એમેન્યુઅલ, તથા કેટલાક નોકરો દોડી આવ્યા.

મેકઝીમીલીઅન ગાંડાની માફક પોતાની બ્હેન તથા બનેવીના હાથ ઝાલીને તેમને ઓરડામાં કાઉન્ટની પાસે ઘસડી ગયો. પછી ડુસકાં ખાતો ખાતો બોલ્યોઃ—

"પગે પડો ! પગે પડો ! કાઉન્ટને પગે પડો ! આપણો રક્ષણ-કર્તા દેવતા તેજ છે! આપણને બચાવનાર, આપણને જીવિતદાન આપનાર તેજ છે ! આપણા પિતાને આત્મહત્યાના ઘોર પાતક-માંથી બચાવનાર આ કાઉન્ટ પોતેજ છે ! તે—"તેણે તેની એડમ-ન્ડ તરીકે ઓળખ કરાવી હોત, પણ કાઉન્ટે એટલામાં તેના મ્હો ઉપર પોતાનો હાથ ધરીને તેને બોલતો અટકાવ્યો. જ્યુલી કાઉન્ટને પગે પડી. એમેન્યુઅલ કાઉન્ટનો હાથ લઇને ચુમવા લાગ્યો. મેકઝી-મીલીઅને તો ફરીથી જમીન ઉપર લાંબા થઇ પ્રણામ કર્યા. આજ ક્ષણે કાઉન્ટનું હૈયું ભરાઇ આવ્યું. તે પાષાણહૃદયી મનુષ્યનું હૃદય પોતે કરેલા ઉપકારની કૃતજ્ઞતાના દર્શનથી પીગળ્યું, અને તે નીચું માથું ઘાલીને છુટે મ્હોએ રોવા લાગ્યો. કેટલીકવાર સુધી તો ઓરડામાં આનંદની રડારોળ થઇ રહી. જ્યુલી ત્યાંથી એકાએક દોડી. તે પેલી રેશમી થેલી લેવા દોડી.

"કાઉન્ટ, અમે વારંવાર અમારા ગુપ્ત રક્ષક અને હિતસ્વીના સંબંધમાં તમારા આગળ વાતો કરતાં છતાં, તમે તો કાંઇજ બોલતા નહિ. તમે તો અમારા તરફ ઘણી નિર્દયતા બતાવી છે! એટલુંજ નહિ પણ તમારી જાતના તરફ પણ ઘણી નિષ્ઠુરતાથી તમે વર્ત્યા છો ! તમે આવા પાષાણ હૃદયી—"

" મિત્રો, સાંભળો. " કાઉન્ટ બોલ્યો. " છેલ્લાં અગીઆર વરસથી તમારો અને મારો એવો સંબંધ થતો આવ્યો છે કે તમને

મિત્રો કહું તો તે યોગ્યજ છે. આજે જે ગુપ્ત રહસ્ય બહાર પડી ગયું છે, તે એક ઘણુંજ ભયંકર બનાવને આભારી છે. તે રહસ્ય મરણ પર્યન્ત મારા હૃદયમાંજ છુપાવી રાખવાનો મારો ઇરાદો હતો, પણ મેકઝીમીલીઅનેે આજે એક અતિ ભયંકર પાપ કરવાની તૈયારી કરી તેને લીધેજ મારે તે ખુલ્લું કરવાની જરૂર પડી છે." એમ કહીને તેણે મેકઝીમીલીઅનને પોતાની ગોદમાં લીધો. એટલામાં જ્યુલી પેલી રેશમી થેલી લઇને આવી. તેની આંખમાં પણ હર્ષનાં અશ્રુ ચાલ્યાં જતાં હતાં. "

" જુઓ, આ રહી તમારી યાદગીરી. "

" બ્હેન, " કાઉન્ટે કહ્યું, " હવે મને તે થેલી પાછી આપો. હવે જ્યારે તમે મને જાતે ઓળખ્યો છે, તો પછી તે થેલી હું મારી પાસે એક સ્મરણ ચિન્હ તરીકે રાખીશ. "

" ના. ના. " તે થેલી હૃદય સાથે લગાવતાં જ્યુલીએ કહ્યું. " તે વાત નહિ બને. મારી આપને ખાસ વિનંતિ છે કે તે થેલી અમારી માસે રહેવા દો. તમે જતા રહો ત્યારે અમારે તમારા સ્મરણ ચિન્હ તરિકે તે જોઇએ.

" હા, બ્હેન, હા. " કાઉન્ટે હસતાં હસતાં જવાબ આપ્યો. તમારૂં ધારવું સત્ય છે. હવે એક અઠવાડીઆમાં હું આ દુષ્ટ દેશનો ત્યાગ કરવા માગું છું કે જ્યાં પાપીઓ આનંદ કરે છે, અને જ્યાં મારા પિતા જેવા ભલા અને પુણ્યશાળી માણસો દુઃખ અને ભૂખમરાનો ભોગ થઇ પડે છે ! "

આ સમય દરમ્યાન મેકઝીમીલીઅન તો વાતચીતમાં કાંઇપણ ભાગ લેતોજ નહોતો. આથી નવેસરથી બીજી રીતે પ્રયત્ન કરવાનો

કાઉન્ટે વિચાર કર્યો. તેણે જ્યુલી અને તેના પતિને ઓરડામાંથી જતા રહેવાને આજ્ઞા કરી. જે તેમણે તુરતજ પાળી.

પછી કાઉન્ટ અને મેકઝીમીલીઅન એકલા પડયા. "જો દોસ્ત," કાઉન્ટે તેના ખભા ઉપર હાથ મુકતાં કહ્યું. "તું મરદ છે ને? તારામાં હીંમત છે ને?"

"હા; કારણ મારે હવે દુ:ખ ભોગવવાનો પ્રસંગ આવ્યો છે."

"મેકઝીમીલીઅન," કાઉન્ટે જરા ઠપકો આપતાં કહ્યું. આવા વિચારો મરદને છાજતા નથી. તારા જેવો એક નીતિવાન ધર્મિષ્ટ માણસ આવા વિચારો એક ક્ષણ વાર પણ મનમાં આવવા દે તો તે મહાપાપ કહેવાય?"

"ના, ના, કાઉન્ટ, હવે તમે ગભરાતા નહિ." મેકઝીમીલીઅને એક વિષાદપૂર્ણ હાસ્યથી જવાબ આપ્યો. "હવે હું આત્મહત્યા કરનાર નથી."

"ત્યારે, હવે આ હથીઆરોથી અમારે ડરવાનું કારણ નથી?"

"ના, ના, કારણકે પિસ્તોલ અગર છરીના કરતાં જીવનનો અંત લાવવાનો એક વધારે સારો ઉપાય છે એમ મને માલુમ પડયું છે."

"એ શું?"

"મારા શોક અને દુ:ખને લીધેજ મારા જીવનનો ઘણો જલદીથી અંત આવશે."

"મિત્ર," કાઉન્ટે દિલસોજી ભરેલા અવાજે કહ્યું. "જરા મારૂં કહેવું સાંભળ. એક દિવસ તારી માફક કેવળ નિરાશ થઇને મેં પણ આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો હતો. તારા પિતાએ જ્યારે

પોતાના માથા આગળ પિસ્તોલ ધરી ત્યારે, અને જ્યારે કારાગૃહમાં ભૂખમરાથી આ જીવનનો અંત લાવવાનો મેં ઠરાવ કર્યો ત્યારે. કોઇએ આવીને અમને કહ્યું હોત કે " આ સાહસ ન કરશો, એક દિવસ એવો આવશે કે જ્યારે તમે ફરીથી પાછા સુખના શિખરે પહોંચશો અને આ અમૂલ્ય જીવનની તે વખતે તમને કિંમત જ- ણાશે." તો તે વખતે તે કહેનાર ગમે તે મનુષ્ય હોત તો પણ અમે તેના તરફ શંકાશીલ નજરે જોયું હોત, અને તેના શબ્દો કદીજ માન્યા હોત નહિ. છતાં તું જુએ છે કે તારા પિતાની પાછલી જીં- દગી કેવા સુખમાં પસાર થઇ. હું અત્યારે જીવનને કેટલું કિમ- તી ગણું છું—"

"પણ તમે તમારી સ્વતંત્રતા ગુમાવી હતી; મારા પિતાની સર્વ સંપત્તિનો વિનાશ થયો હતો; પણ મેં તો વેલેન્ટાઇન ગુમાવી છે!"

"મારા સામે જો." કાઉન્ટે કહ્યું, "જો, મારી આંખોમાં આંસુ જણાતાં નથી. મારા શરીરમાં જ્વર જણાતો નથી, તોપણ તારૂં દુઃખ જોઇને મારૂં હૈયું ચીરાઇ જાય છે. તને હું મારા પુત્રની માફક ગણું છું; હું પોતે તને જ્યારે વિનંતી કરૂં છું–કાલાવાલા કરૂં છું; ત્યારે એકાદ દિવસ તારે પણ સુખનો આવવો જોઇએ, એવી મને ખાત્રી હોવીજ જોઇએ, એમ શું તને નથી લાગતું?"

"કાઉન્ટ, તમે શું કહો છો તેનો વિચાર કરજો. તમને કદાચ સ્ત્રીના પ્રેમનો સ્વાદ ચાખવાનો મળ્યો નહિ હોય. વેલેન્ટાઇને મને જે સ્નેહનો સ્વાદ ચખાડયો છે, તેવા પ્રેમનું કદાચ તમને સ્વપ્ને પણ દર્શન થયું નહિ હોય. વેલેન્ટાઇન મારૂં સર્વસ્વ હતી. વેલેન્ટા-

ઇનના સિવાય આખું જગત શૂન્ય અને નિર્જન થઈ ગયું છે !"

"પણ મારી તને એ વિનંતિ છે કે તારે આટલા બધા નિરાશ થવું નહિ."

"કાઉન્ટ, જરા વિચાર કરીને બોલજો. તમારા બોલવાનો અર્થ તો એવો નિકળતો લાગે છે કે મને વેલેન્ટાઇનના મુખનું દર્શન થશે; મને તેની સાથે ફરીથી મેળાપ થશે."

કાઉન્ટે હાસ્ય કર્યું.

"મિત્ર, મારા મુરબ્બી," મેકઝીલીમીઅન બોલ્યો. "તમે જે બોલો તે વિચારીને બોલો. તમારી મારા ઉપરની સત્તાનો હું સ્વીકાર કરૂં છું, તો તમે જુઠ્ઠા પડો નહિ તેનો પ્રથમથીજ વિચાર કરજો. કાંઇ આશા રાખવા જેવું છે ?"

"હા. હા. તારે આમ છેકજ નિરાશ થઇ જવાનું કારણ નથી."

"પણ મને ખોટું ખોટું સમજાવતા નહિ. માતા જેમ પોતાનાં રોતાં બાળકોને શાંત કરવાને ફોસલાવે છે, પટાવે છે, તેવી રીતે મને ફોસલાવતા નહિ. જો આપ મને કાંઇ આશા આપતા હો તો હું આપને વચન આપું છું કે હું કાંઈપણ અયોગ્ય સાહસમાં પ્રવૃત્ત થઇશ નહિ."

"એટલાથી સરે તેમ નથી. તારે મારી સાથે આવવાનું છે મારી સાથેજ રહેવાનું છે એક અઠવાડીઆમાં તો આપણે ફ્રાંસ છોડીને પરદેશ જવાનું છે."

"અને મને આશા રાખવાને માટે તમે કહો છો?"

"હા, હા. કારણકે તને સુધારવાનો મારી પાસે ઉપાય છે."

"કાઉન્ટ, આપની ભૂલ થાય છે. આપ એમજ સમજો છો કે મારૂં દુઃખ સાધારણ છે; અને પરદેશ જવાથી, સ્થાનબદલો થવાથી મારૂં દુઃખ વિસારે પડશે; પણ આપની ભૂલ થાય છે."

"વધારે તો હું શું કહું ? મારો ઉપાય રામબાણ છે, અને તેમાં મારો વિશ્વાસ છે. માત્ર તું મને તેનો ઉપયોગ કરવાની તક આપે એટલે બસ !"

"કાઉન્ટ, એથી મારી વ્યથા નાહક લંબાશે."

"ત્યારે મને તેવી તક આપવાનો પણ તારો વિચાર નથી ? જો, આ કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની શક્તિનો હજુ તને કાંઇપણ ખ્યાલ નથી. અરે તે શું ચમત્કાર કરી શકે છે તેની તને હજી માહિતી નથી. તો જરા થોભી જા. જોતો ખરો કે હું કેવો ચમત્કાર કરી બતાવું છું !"

"નહિતો—"

"નહિતો ? નહિતો મારે તને નિર્ગુણી કહેવો પડશે."

"કાઉન્ટ, મારા ઉપર દયા કરો."

"મેકસીમીલીઅન, મને તારે માટે એટલી બધી લાગણી થાય છે–મને એટલી બધી દયા આવે છે કે જો આજથી બરાબર એક માસમાં તારૂં દુઃખ મારાથી દૂર નહિ થઇ શકે તો હું પોતેજ ભરેલી પિસ્તોલો તારા હાથમાં મુકીશ; અગર તો ભયંકરમાં ભયંકર તુરત અમલ કરે તેવા વિષનો પ્યાલો તારા આગળ ધરીશ, કે જેથી તારી મુચ્છા માફક તું આત્મહત્યા કરી શકીશ ! મારી પ્રતિજ્ઞા બરાબર ધ્યાનમાં રાખજે ! આજથી એક માસ !"

" તમે વચન આપો છો ? "

" હા, હા. મારૂં વચન છે. હું પણ મનુષ્ય છું, અને તારા કરતાં કાંઇ ઓછું મેં સહન કર્યું નથી. મેં પણ આત્મહત્યાના વિચારો કર્યા હતા. હાલમાં આટલી સમૃદ્ધિ અને સુખ છતાં પણ કેટલીક વખતે મને મૃત્યુને માટે ઇચ્છા થઇ આવે છે ! "

" ત્યારે તમે મને વચન આપો છો ? "

" અરે વચન શું ? હું તેવા સોગન ખાઉં છું. "

" ત્યારે આજથી એક માસમાં જો મારૂં દુઃખ દૂર ન થાય, તો તમે મને આત્મહત્યા કરવા દેશો, અને મને નિર્ગુણી નહિ કહો, ખરૂં કે ? "

" આજથી બરાબર એક માસે. આજ દિવસે અને આજ સમયે. આજે સપ્ટેંબર માસની પાંચમી તારીખ થઇ છે. આજથી દસ વરસ ઉપર આજ દિવસે તારા પિતાને મેં આત્મહત્યાના ઘોર પાતકમાંથી બચાવ્યા હતા. "

મેકઝીમીલીઅને કાઉન્ટનો હાથ પોતાના હાથમાં લઇને ચુમ્યો.

" એક માસમાં જો તારૂં દુઃખ મારાથી દૂર નહિ થઇ શકે, તો આજ તારીખે, અને આજ સમયે તારી ઇચ્છામાં આવે તેમ તને કરવા દઇશ; પણ તું સામો પ્રતિજ્ઞા કર કે તે પહેલાં તું કાંઇપણ અયોગ્ય સાહસ કરીશ નહિ. "

" હા, હા. હું સોગન ખાઉં છું. "

કાઉન્ટે તે યુવાનને પોતાની છાતી સરસો ચાંપ્યો.

" જો ત્યારે, હવે આજથી તારે આવીને મારી પાસે રહેવું.

હેદીના દિવાનખાનામાં તારે રહેવાની વ્યવસ્થા થશે. મારી પુત્રીનું સ્થાન મારો પુત્ર લેશે."

"ત્યારે હૈદીનું શું થયું?"

"તે ગઇ કાલે રાતનાજ અહિંથી ઉપડી ગઇ છે."

"તમને છોડીને ચાલી ગઇ?"

"ના, ના. તે આગળ ગઇ છે, અને મારી રાહ જોવાની છે. જો ત્યારે, મારે ત્યાં આવીને રહેવાની વ્યવસ્થા કર, અને મને અહિંથી બીજા કોઇની નજરે પડયા સિવાય છાનો માનો વિદાય કરી દે."

મેકઝીમીલીઅને કાઉન્ટના આગળ માથું નમાવ્યું, અને એક બાલકના જેટલા માનથી તેની આજ્ઞાનું પાલન કર્યું.

---

## પ્રકરણ પ૨ મું.

પેરીસ શહેરના રૂ-સેન-જરમેન નામના મહોલ્લામાંના એક મકાનની એક ઓરડી આલ્બર્ટે પોતાને તથા પોતાની માતાને સારૂ થોડા વખત માટે ભાડે રાખી હતી. તેજ મકાનનો પહેલો માળ એક બીજા માણસે ભાડે રાખેલો હતો. તે બીજા મનુષ્યને કોઇજ ઓળખતું નહોતું; તેનું નામ પણ કોઇના જાણવામાં નહોતું; એટલું જ નહિ પણ તે ભાગ્યેજ કોઇની નજરે પડતો. મકાનની સંભાળ માટે રાખેલા નોકર પણ તેનું મુખ બરાબર જોવા પામતા નહોતા;

કારણુ તે જ્યારે ત્યાં આવતો ત્યારે એક મોટા જભ્ભામાં પોતાના શરીરને લપેટીને આવતો. સાધારણુ માણુસોની હીલચાલ ઉપર જીજ્ઞાસા અને આકાંક્ષાથી જેવી તપાસ રાખવામાં આવે છે, તેવી તપાસ આ માણુસના ઉપર રાખવાની કોઇની હિંમત પણુ ચાલતી નહોતી; કારણ તે કોઇ મોટો માણુસ હતો, અને તેના કાર્યમાં માથું મારવું એ ઘણું જોખમકારક હતું, એમ મનાતું હતું. તેની મુલાકાતો તદ્દન અનિયમિત હતી. તે હમેશાં પોતાના ઠરેલા સમય કરતાં કોઇક વખત વહેલો અગર કોઇક વખત મોડો આવતો; પણુ સાંજના ચાર વાગ્યાના સુમારે તે સાધારણુ રીતે ત્યાં આવતો ખરો. તે કદી રાત ગાળવાને ત્યાં રહેતો નહિ. તેનો એક વિશ્વાસુ નોકર ત્યાં રહેતો, અને તે તમામ વ્યવસ્થા રાખતો. આ નોકર એટલો બધો નિમકહલાલ અને પ્રમાણુક હતો, કે તેની પાસેથી કાંઇ પણુ બાતમી મળી શકે તેમ નહોતું. ચારવાગે પેલો ગૃહસ્થ આવતો. અડધા એક કલાક પછી એક ગાડી આવીને ઉભી રહેતી, અને તેમાંથી એક સન્નારી ઉતરતી. તે હમેશાં કાળાં વસ્ત્રોમાં સજ્જ થઇને આવતી. આ ઉપરાંત તે પોતાના મુખ ઉપર એક જાડો કાળો બુરખો ઓઢી લેતી. આ મુખ-આચ્છાદનને લીધે તેનું મુખ પણ કોઇ જોઇ શકતું નહિ. તે એક છાયાની માફક ઉપર દોડી જતી. તેનાં પગલાં એટલાં ધીમાં પડતાં કે તેનો બીલકુલ અવાજ આવતો નહોતો. મકાનની સંભાળ માટે રાખવામાં આવેલા નોકરો પણ ઘણા ચાલાક અને વિવેકી હતા. તેઓ કદીજ ભાડુતોનાં કાર્યો અગર હીલચાલો માટે કોઇપણુ પ્રકારની જીજ્ઞાસા બતાવતા નહિ કદાચ તેમના આ ગુણોને લીધેજ પેલી સ્ત્રી પહેલે માળે અટકતી, અને કાંઇક વિચિત્ર રીતે બારણું ખખડાવતી. તુરતજ બારણું ખુલતું, અને તે અંદર દાખલ

થતી કે તુરતજ પાછું બારણું બંધ થઇ જતું. આ પછી બધે પાછું હતું તેવું સુમસામ થઇ જતું. જેવી સાવચેતી આવતી વખતે લેવાતી, તેવીજ જતી વખતે પણ લેવાતી હતી. પેલી સ્ત્રી પહેલી જતી. તે ગાડીમાં બેસતી કે ગાડી કેટલીક વખત જમણી તરફ, તો કેટલીક વખત ડાબી હાથ તરફ જતી. તેના ગયા પછી અડધા એક કલાકે પેલો ગૃહસ્થ પણ પોતાનું મુખ બરાબર આચ્છાદિત કરીને તેવીજ ગુપ્ત રીતે ત્યાંથી ચાલતો થતો.

જે દિવસે મોન્ટેક્રિસ્ટો ડેંગ્લર્સને મળવા ગયો હતો, તેને બીજે દિવસે પેલો ગૃહસ્થ હંમેશાની માફક સાંજના ચાર વાગ્યાને બદલે સવારના દસ વાગે પેલા મકાનના પહેલા માળના પોતાના દિવાન-ખાનામાં આવી પહોંચ્યો. તેની પાછળ તુરતજ એક ગાડી આવી અને તેમાંથી પેલી સ્ત્રી ઉતરી અને ઉપર ગઇ. બારણું ખુલ્યું, અને તે અંદર દાખલ થઇ; પણ બારણું બંધ થયું, તે પહેલાં તો તે બોલી ઉઠી:

“ લુશીઅન ! લુશીઅન ! ”

નીચે ઉભેલા નોકરે તે દિવસે પહેલવહેલુંજ જાણ્યું કે તે મકાન ભાડે રાખનારનું નામ ‘ લુશીઅન ’ હતું. પણ તે કદી કોઇને કહે તેવો નહોતો.

“ કેમ ? ” બારણું બંધ થયા પછી તેને અંદર લઇ જતાં પેલા ગૃહસ્થે કહ્યું, “ કેમ ? વહાલી, એટલું બધું શું છે તે ? તું આટલી બધી શામાટે ગભરાઇ ગએલી જણાય છે ? એવું શું બન્યું છે, તે મને કહેતો ખરી. ”

" લુશીઅન, હું તમને જે વાત કહું તે તમે ગુપ્ત રાખશો ?"

" અલબત, એમાં સવાલજ શું ? પણ એવું તે શું છે ? આજે સવારમાં તારી ચીઠ્ઠી મળી એટલે હું તો તદ્દન ગભરાઇજ ગયો, અને તુરતાતુરત મારે અહિં આવવું પડ્યું. ચાલ, બોલી જા, શું છે તે. મારી ચિન્તા દૂર થાય."

" સાંભળો ત્યારે," પેલી સ્ત્રીએ લુશીઅન ડીબ્રેના તરફ આતુર દ્રષ્ટિ નાંખતાં કહ્યું. " એક ઘણો ગંભીર બનાવ બન્યો છે. ડેંગ્લર્સ–મારા સ્વામી ગઇ કાલે રાતના જતા રહ્યા છે. !"

" ડેંગ્લર્સ જતો રહ્યો ! કયાં જતો રહ્યો છે ?"

" તે તો મને કાંઇ ખબર નથી."

" એટલે ? તું શું કહેવા માગે છે ? શું તે પાછો પણ ફરનાર નથી ?"

" ના, ના. બીલકુલ નહિ. રાતના દસ વાગ્યાના સુમારે તે પોતાની ગાડી લઇને ઘેરથી નિકળ્યો. રસ્તામાં તેણે પોતાની ગાડી બદલી, અને ભાડાની ગાડીમાં બેઠો. તે ગાડી પ્રથમથીજ તૈયાર રાખવામાં આવેલી હતી."

" પણ તેમાં તારે આટલું બધું ગભરાવાનું શું છે? કોઇ ખાસ ગુપ્ત કામે ગયો હશે ?"

" જરા ધીરજ રાખો. જુઓ, તે એક કાગળ લખીને મૂકી ગયો છે."

" પત્ર ? " " હા. મારા ઉપર એક પત્ર લખીને મૂકી ગયો છે. લો આ રહ્યો તે ! વાંચો !"

એમ કહીને મેડમ ડેંગ્લર્સે એક પત્ર ડીબ્રેના હાથમાં મૂકયો.

તે વાંચતાં પહેલાં ડીપ્રે એક ક્ષણભર વિચારમાં પડયો. તેના મગજમાં કાંઇ કાંઇ વિચારો આવી ગયા. થોડીક ક્ષણમાં તે કાંઇ નિશ્ચયપર આવ્યો, અને તેણે તે પત્ર વાંચવા માંડયો:—

" મારી ધર્મનિષ્ટ, પતિવ્રતા પત્નિ, "

ડીપ્રે આ શબ્દો વાંચીને એકદમ અટકયો. તે બેરોનેસના સામે જોઇ રહ્યો. તે શરમાઇ ગઈ.

" વાંચો, વાંચો. આગળ ચાલવા દો ! " તેણે કહ્યું. ડીપ્રેએ આગળ ચલાવ્યું.

" બાઇ સાહેબ,

" જ્યારે આ પત્ર આપને પહોંચશે, ત્યારે આપ આપના સ્વામીના લફરામાંથી–બોજામાંથી મુક્ત થયાં હશો. પણ તેથી આપને એકાએક ભયભીત થવાનું કાંઈ કારણ નથી. જેવી રીતે આપની પુત્રીનો આપને વિયોગ થયો છે, તેવીજ રીતે આપના પતિનો પણ આપને માત્ર વિયોગજ થવાનો છે. વૈધવ્ય પ્રાપ્ત કરવાની આપની આશા ફલીભૂત થવાને તો હજી ઘણો વિલંબ છે. મારા કહેવાની મતલબ ટુંકામાં એટલીજ છે કે આ પત્ર આપને મળશે તે પહેલાં હું એક લાંબી પરદેશની મુસાફરીએ નિકળી પડયો હોઇશ. ફ્રાંસમાંથી પરદેશ જવાના ત્રીસ ચાલીસેક જુદા જુદા રસ્તા છે. તેમાંનો કયો રસ્તો હું લેનાર છું તે જાણવાની આપને તસ્દી આપવાનું હું યોગ્ય ધારતો નથી, એટલે મારી પૂઠ પકડવાથી પણ કાંઇ અર્થ સરે તેમ નથી. મારા વર્તન માટે મારે આપને કેટલોક ખુલાસો આપવો જરૂરનો છે, અને દુનીઆમાં જો કોઇ પણ મનુષ્ય મારૂં કહેવું બરાબર સમજી શકે તેમ હોય, તો તે માત્ર આપ એટલે મારી પત્નીજ છો,

તેથી હું આપના આગળ તે ખુલાસો કરૂં છું.

"આજે સવારમાં મેં જેમ તેમ કરીને પચાસ લાખ ફ્રાંક મહા મહેનતે ભેગા કર્યા. પણ તે મારે તુરતજ એક લ્હેણુદારને આપી દેવા પડયા. પછી તુરત જ બીજા એક લ્હેણુદારે તેટલી જ રકમની ફરીથી મારી પાસે માગણી કરી. મારે તેને આવતી કાલનો વાયદો કરવો પડયો. એ આવતી કાલના વાયદાથી છટકી જવાને હુ આજેજ પેરીસ છોડીને ચાલ્યો જાઉં છું. હું ધારૂં છું કે મારી વહાલી અને પતિવ્રતા પત્ની આ બધું સારી રીતે સમજી શકશે, નહિ વારૂ? આપ આ બધું સારી રીતે સમજી શકશો એમ કહેવાનું કારણ એવું છે, કે મારા વ્યાપાર ધંધાની સ્થિતિથી જેટલો હું વાકેફ છું, તેટલાં જ આપ પણ વાકેફ છો. એટલુંજ નહિ પણ આપ વળી આ સઘળી બાબતો મારા કરતાં પણ વધારે સારી રીતે સમજી શકો તેમ છે; કારણ કે મારી એક વખત સારી જેવી ગણાતી સંપત્તિના મોટા ભાગનું શું થયું, તેથી હું પોતે પણ અજ્ઞાત છું; જયારે બાઇ સાહેબ, મને ખાત્રી છે, કે તેનું શું થયું તે આપ પોતે સારી રીતે જાણો છો, અને સમજો છો, કારણ સ્ત્રીઓની બુદ્ધિ અગાધ હોય છે. ગમે તેવી ચમત્કારિક વાતો પણ તેઓ સ્હેજમાં સમજી જાય છે. હું પોતે માત્ર એટલુંજ સમજું છું, કે હું મારી ગણત્રીમાં છેતરાયો છું. મારી પડતીના વેગથી આપને આનંદ થયો છે ને? મારી સંપત્તિ આટલી ઝડપથી ઉડી ગઇ, તે જોઇને આપને કાંઇ અજાયબી લાગે છે ખરી? મને પોતાને તો મારા દ્રવ્યનો માત્ર ધૂમાડો ઉડી જતો દેખાયો છે, પણ તેની રાખોડીમાંથી આપને તો કાંઇક કિમંતી લાભ મળી આવેલા છેજ. આથી આપને છોડીને જતી વખતે આપને તદ્દન નિરાધાર સ્થિતિમાં જ ત્યજી

દઇને જાઉં છું, એવો દોષ મારૂં અંતઃકરણ મને દઇ શકતું નથી. આપના ઘણા સ્નેહીઓ છે, પ્રેમીઓ છે, મિત્રો છે. આપના વખાણનારાઓનો કાંઇ તોટો નથી, જે આપનું ઘણી સારી રીતે રક્ષણ કરી શકે તેમ છે. આપ ઘણાં ડાહ્યાં અને વિચારશીલ હોવાથી આપે પ્રથમથી જ આફતના સમયને માટે વ્યવસ્થા કરી મૂકેલી છે, જે મારી જાણ બહાર નથી. હવે આપની સ્વતંત્રતા હું આપને પાછી આપું છું. બાઇ સાહેબ, હજી મારે ખુલાસાના બે શબ્દ વધારે કહેવાની જરૂર છે. જ્યાં સુધી મને એવી આશા હતી, કે આપ આપણા કુટુંબના ભલાને માટેજ યત્ન કરી રહ્યાં છો, અને આપણી પુત્રીના સુખની ખાતર જ મથી રહ્યાં છો, ત્યાં સુધી હું આપનાં તમામ કૃત્યો તરફ તત્વજ્ઞાનની દૃષ્ટિથી આંખાડા કરીને જોતો હતો. પણ હવે મને સ્પષ્ટ માલુમ પડયું છે, કે આપ બાઇ સાહેબે આપણા કુટુંબનું-આપણા ઘરનું તો સત્યાનાશ વાળી નાંખ્યું છે; એટલે હવે એક પરભાર્યા મનુષ્યની ઉન્નતિના પગથીઆ રૂપ વધુ વખત બની રહેવાની મારી ઇચ્છા નથી. જ્યારે મેં આપનું પાણી ગ્રહણ કર્યું, ત્યારે આપની પાસે કાંઈક દ્રવ્ય, સંપત્તિ તો હતી; પણ આપના તરફ કોઇ પણ મનુષ્ય માનની નજરે જોતું નહોતું. આવા ખુલ્લા શબ્દો કહેવા માટે હું આપની ક્ષમા ચાહું છું: પણ આ આપણો પતિ-પત્નીનો ખાનગી વ્યવહાર હોવાથી, આ પત્ર હું આપને જ ખાનગી રીતે લખતો હોવાથી, ખુલ્લે ખુલ્લા શબ્દોમાં કહેવાને મને જરાપણ હરકત જણાતી નથી. તે સમયે-અપકીર્તિમાંથી મેં આપનું રક્ષણ કર્યું, અને મારા પ્રયત્નથી આપણા સંજોગો અને સંપત્તિમાં સુધારો થતો ચાલ્યો. પંદરેક વરસ સુધી આ પ્રમાણે ચાલ્યું આપણે એકબીજાના કાર્યમાં કદી પણ વિક્ષેપ કરતાં નહોતાં,

તેનુંજ તે પરિણામ હતું. પણ કેટલીક અણધારી અને અસાધારણ વિપત્તિઓ આવી પડી, જેથી મારા પોતાના કાંઇ પણ દોષ સિવાય મારૂં સર્વ કર્યું કારવ્યું ધૂળ મળી ગયું. બાઇ સાહેબ, આપે આપનું પોતાનું ભવિષ્ય સુધારવાનો પ્રયત્ન કર્યો, અને તેમાં આપ બરાબર ફાવ્યાં છો એવી મારી ખાત્રી થઇ છે. હવે આપને મારા લફરામાંથી છૂટાં કરવાનો મેં નિશ્ચય કર્યો છે. આપની પાસે અત્યારે પણ દ્રવ્યનો તોટો નથી; પણ સન્માનથી તો આપ તેટલાંજ વંચિત રહ્યા છો; એટલે જે સ્થિતિમાં મેં આપનો સ્વીકાર કર્યો હતો, તેવીજ સ્થિતિમાં હું આપનો ત્યાગ કરૂં છું. આપને મારા છેલ્લા પ્રણામ છે. બાંઇ સાહેબ, આજથી હું સ્વતંત્ર રીતે મારૂં પોતાનું ફોડી લેવાનો ઇરાદો રાખું છું. આપે મને જે કેટલાક પાઠો શિખવ્યા છે, તે માટે હું આપનો આભારી છું; અને આપની તે શિક્ષાઓને હું અમલમાં મૂકવા માગું છું.

"લી. હું છું

આપનો પતિપરાયણ પતિ

બેરન ડેંગ્લર્સ"

ડીબ્રે પત્ર વાંચતો હતો, ત્યારે બેરોનેસ તેના સામે જોઇ રહી હતી. ડીબ્રે હમેશાં પોતાના મન ઉપર સારો કાબુ રાખી શકતો, છતાં આ લાંબો અને દુઃખદાયક પત્ર વાંચતાં એક બે વખત તેના મુખના રંગમાં પણ ફેરફારો થયા. પત્ર પુરો થયો, એટલે તેણે તે બંધ કર્યો.

"કેમ ?" મેડમ ડેંગ્લર્સે આતુરતાથી પ્રશ્ન કર્યો.

"શું ?" ડીબ્રેએ સામો પ્રશ્ન કર્યો.

"આ પત્ર વાંચીને તમારા મનમાં શું વિચારો આવે છે ?"

"અરે, એ તો સ્હેલી વાત છે. મને તો એકજ વિચાર આવે છે, કે શંકાશીલ સંજોગોમાં બેરન ડેંગ્લર્સને અહિંથી નાસી જવું પડયુ છે."

"હા, હા, એ વાત તો ખરી. પણ આ સિવાય તમારે બીજું કાંઇ પણ મને કહેવાનું રહેતું નથી !"

"તમારો પ્રશ્ન મને કાંઇ સમજાતો નથી બાઇ સાહેબ." ડીબ્રેએ બેદરકારી ભર્યો જવાબ આપ્યો.

"તે તો ચાલ્યો ગયો. હવે ફરીથી તે પાછો આવવાનો નહિ !"

"ના. ના. બાઇ સાહેબ આપ એવી ભીતિ રાખતાંજ નહિ !"

"હું ખાત્રીથી કહું છું કે તે હવે કદી પાછો આવનાર નથી. હું તેને બરાબર ઓળખું છું. પોતાના સ્વાર્થની ખાતર તે જે નિશ્ચય કરે તેમાં પાછળથી જરા પણ ફેરફાર કરે તેવો તે નથી. મારો કાંઇ ઉપયોગ કરી શકાય એમ તેને લાગ્યું હોત, તો તે મને સાથે લઇ ગયા સિવાય રહ્યો ન હોત; પણ મને જોડે લઈ જવાથી તેનો કાંઈ પણ અર્થ સરે તેમ ન હોવાથી જ તે મને ત્યજીને ચાલતો થયો છે. તેણે મારો ત્યાગ કરીને મને મારી સ્વતંત્રતા પાછી આપી છે, એટલે હવે હું હમેશને માટે સ્વતંત્ર થઇ છું."

મેડમ ડેંગ્લર્સે નમ્ર અવાજે છેલ્લું વાકય ઉમેર્યું. તેની ઇચ્છા મળેલી સ્વતંત્રતા—છૂટા છેડાનો લાભ—લેવાની હતી.

ડીબ્રેએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ. મેડમ ડેંગ્લર્સ થોડીવાર તેના તરફ આતુરતાથી જોઇ રહી.

"કેમ ? " તેણે આખરે કહ્યું. "તમે કાંઇ જવાબ જ આપતા નથી ? "

"મારો એકજ પ્રશ્ન છે. તું હવે શું કરવા માગે છે ? "

"હું તમને તેજ પૂછું છું." તેણે જવાબ આપ્યો.

"તું મારી સલાહ પૂછે છે ? "

"હા, હા. તમારી સલાહ પૂછું છું." મેડમ ડેંગ્લર્સે આશા-ભર્યા અંતઃકરણથી કહ્યું.

"ત્યારે જો મારી સલાહ માનતી હોય," તે યુવાને થંડે કલેજે જવાબ આપ્યો. "તો તો તારે અહિંથી હાલ તુરત લાંબી મુસાફરીએ ચાલ્યા જવું."

"મુસાફરીએ ચાલ્યા જવું ? " તે બબડી.

"હા, હા. ડેંગ્લર્સ કહે છે, કે તારી પાસે સારા પૈસા છે અને તું સ્વતંત્ર છે. તારી પુત્રી અને તારા ધણીના નાસી જવાના આવા ગંભીર આફત ભરેલા બનાવો બન્યા પછી તારે થોડા વખત સુધી અહીં રહેવું યોગ્ય નથી. હવે તારે પણ આ પેરીસ શહેરમાંથી લાંબા વખત સુધી જતા રહેવાની ખાસ જરૂર મને જણાય છે, તું અહિ રહીને વૈભવ ભોગવવા માગીશ તે બની શકવાનું નથી; કારણ એક દેવાળીઆની સ્ત્રીને કોઇ જંપીને બેસવા દેનાર નથી. તારે હજી થોડાક દિવસ–દસ બાર દિવસ પેરીસમાં રહેવું. તારો ધણી તને દગો દઇને કેવી રીતે દેવાળું કાઢીને ચાલ્યો ગયો, અને તને કેવા ભયંકર સંકટ અને દારિદ્રમાં ડુબાવતો ગયો, તે વાતો તારે ઢોંગ કરીને દયા ઉપજે તેવી રીતે બધાને કહેતા ફરવું; એટલે તારા મિત્રો અને સગાં વહાલાંઓ તે હકીકત જ્યાં ત્યાં ફેલાવશે. પછી તારે થોડા ઘણા નજીવી

કિંમતના દાગીના, અને રાચરચીલું વિગેરે છોડી દઈને તારા વરનો ત્યાગ કરવો. આમ કરવાથી દરેક જણને તારી પ્રમાણિકતા ઉપર વિશ્વાસ બેસશે અને હરકોઈ તારાં વખાણ કરશે. સર્વ કોઇ તને નિરાધાર અને કંગાલ ધારશે, અને તારે માટે દયા ખાશે. માત્ર મને એકલાનેજ તારી ખરી સ્થિતિ માલુમ છે, અને હું તો તે સંબંધમાં કોઇના આગળ એક અક્ષર પણ બોલનાર નથી. વળી એક પ્રમાણિક ભાગીદાર તરીકે હિસાબ કરીને તારૂં જે કાંઇ લ્હેણું નિકળતું હશે, તે તને આપી દેવાને પણ હું તૈયાર છું."

જેટલા ભયથી બેરોનેસે આ શબ્દો સાંભળ્યા, તેટલીજ બેદરકારીથી ડીબ્રિએ તેને તે શબ્દો સંભળાવ્યા.

"હા. હા." તેણે કહ્યું, "હું બધાથીજ ત્યજાઇ છું! મેહેરબાન, આપનું કહેવું સત્ય છે! મારી સ્થિતિના સંબંધમાં હવે કાંઇ શંકા જેવું રહ્યુંજ નથી!"

તે મગરૂર અને મિજાજી સ્ત્રી માત્ર આટલાજ શબ્દો બોલી શકી.

"પણ તારે ફીકર શી છે? તારી પાસે પૈસા છે–સારા પૈસા છે." આમ કહીને ડીબ્રિએ પોતાના ખીસ્સામાંથી કેટલાંક કાગળીઆં કાઢયાં.

મેડમ ડેંગ્લર્સનું ધ્યાન તે તરફ નહોતું. તે તો પોતાના હૃદયમાં ચાલી રહેલું તોફાન અને આંખોમાં આવતાં આંસુ શાંત કરવામાં રોકાએલી હતી. છેવટે તેને પોતાની મહત્તાનું ભાન થયું, અને જેમ તેમ કરીને તેણે આંખોમાં આવેલાં આંસુ રોકી રાખ્યાં.

"બાઇ સાહેબ," ડીબ્રિ બોલ્યો. "આપણો અંગત સંબંધ તો ઘણા વખતથી ચાલ્યો આવે છે; પરંતુ આપણો લેણદેણનો અને

ભાગીદારોનો સંબંધ શરૂ થયાને તો માત્ર છ એક માસ જેટલી મુદ્દત થઇ છે. તમે એક લાખ ફ્રાંકની મૂડી રોકેલી. એપ્રીલ માસમાં આપણી ભાગીદારીનો વ્યાપાર શરૂ થયો. મે માસમાં આપણુને બધો મળીને સાડાચાર લાખનો નફો થયો. જુન માસમાં તે નફો વધીને નવ લાખે પહોંચ્યો. જુલાઇમાં સત્તર લાખ થયા. તે મહિનામાં સ્પેનીશ બોન્ડનો ધંધો આપણે કર્યો. ઓગસ્ટ મહિનાની શરૂઆતમાં ત્રણ લાખ ફ્રાંક ખોયા, પણ પાછા તે મહિનાની તેરમી તારીખે આપણું થએલું નુકસાન પાછું ફરી શકયું. આ રીતે શરૂઆતથી તે ગઇ કાલ સુધીનો કુલ એકંદર હિસાબ કરતાં ચોવીસ લાખનો નફો થયો છે. એટલે આપણા દરેક જણના ભાગમાં બાર લાખ આવે છે. વળી બાઇ સાહેબ," ડીબ્રેએ એક વ્યાપારીની પ્રમાણિકતાથી વ્યવસ્થિત હિસાબ બતાવતાં કહ્યું. " વળી આ ઉપરાંત આ પૈસાનું વ્યાજ ઉપજ્યું છે અને તે રકમ એંશી હજારની છે."

" પણ તમે તે પૈસા વ્યાજે મૂકયાનું તો મને કદી કહ્યું જ નહોતું."

" ક્ષમા કરજો બાઇ સાહેબ." ડીબ્રેએ જવાબ આપ્યો. " પણ આપે જરૂર પડે તો તેમ કરવાની મને પરવાનગી આપેલી હતી, અને મેં તેનો લાભ લીધો છે. એટલે વ્યાજની રકમમાંથી તમારા ભાગના ચાળીશ હજાર ફ્રાંક થયા. તમારી મૂડી એક લાખની, નફાના બાર લાખ, અને વ્યાજના ચાળીશ હજાર ફ્રાંક તમારા થાય. લો ત્યારે, આ તમારા પૈસા. અડધી રકમની નોટો છે અને અડધી રકમના ચેક છે." એમ કહીને તેણે એક કબાટ તરફ આંગળી કરી. " અહીંઆં પૈસા રાખવાનું કારણકે મારૂં મકાન એટલું બધું સહિ-

સલામત નથી. વળી તમને આપ્યા હોત તો, એટલી બધી મોટી રકમ તમારા ધણીથી તમારાથી ગુપ્ત રાખી શકાત નહિ. એટલે પેલા કબાટની અંદર દિવાલમાં એક છૂપા ખાનાની અંદર મેં તે પૈસા કાલેજ લાવીને રાખી મૂકયા છે. કારણ મને એમ ખાત્રી હતી કે ગમે તે વખતે મારે તમને હિસાબ આપવો પડશેજ." એમ કહીને ડીબ્રેએ પૈસા બહાર કાઢયા. "લો, બાઇ સાહેબ, આ નોટો ગણી જુઓ. બાકીની રકમના આ ચેક તપાસી જુઓ. મારા શરાફ ઉપરના તે ચેક છે, પણ તે બેરન ડેંગ્લર્સના જેવો નથી, એટલે ચેક વટાવીને તમારા પૈસા મેળવવાને તમને કાંઇ પણ હરકત પડવાની નથી."

મેડમ ડેંગ્લર્સે તે કાગળીઆં લીધાં. તેનું ધ્યાન તેમાં નહોતું. તેણે તે કાગળીયાં ફાટી જતા અંતઃકરણે પોતાના ખીસ્સામાં મુકયાં, અને પછી ડીબ્રે તરફથી કાંઇક દિલાસાની રાહ જોતી ઉભી. પણ તેની આશા વ્યર્થ ગઇ.

"હવે બાઈ સાહેબ," ડીબ્રેએ તેના સામે જોયા સિવાય કહ્યું. "આ લગભગ સાડાતેર લાખની મિલકત તમારી પાસે આવી છે. તમારા જેવી એક સ્ત્રીને માટે આ રકમ કાંઇ ઓછી કહેવાય નહિ. આટલી રકમમાં તો તમારી ઇચ્છા પ્રમાણે મોજ કરી શકશો. આમ છતાં પણ જો કોઇક વખતે જરૂર પડે, તો મારા તરફથી થોડી ઘણી મદદ મળશે."

"ઘણું સારૂં થયું મેહેરબાન, આપનો મોટો આભાર થયો!" બેરોનેસે ઘણા કર્કશ અને તીવ્ર અવાજે કહ્યું. "આપને એટલી બધી ઉદારતા બતાવવાનું કાંઇ કારણ નથી. આપે હમણાં મને જે

કાંઇ આપ્યું છે, તે મારા જેવી એ કંગાલ સ્ત્રીની જરૂરીઆત કરતાં પણ ઘણું વધારે છે, એ આપ ભૂલી જાઓ છો. સમાજમાંથી વિરક્ત થતી મારા જેવી એક કંગાલ ઓરતને બીજું શું જોઇએ ?" તેનો અવાજ દુઃખ, શોક, અને તિરસ્કારપૂર્ણ હતો.

એક ક્ષણવાર તો ડીબ્રે ગભરાયો, પણ પછી તુરતજ સાવધ થયો. તેણે મેડમ ડેંગ્લર્સને એવી રીતે નમન કર્યું, કે જેની મતલબ, " જેવી આપની ઇચ્છા બાઇ સાહેબ." એવી જણાઇ.

અત્યાર સુધી મેડમ ડેંગ્લર્સે ડીબ્રે તરફથી કાંઇક બીજી આશા રાખી હતી. તે કાંઇક બીજી જ ઇચ્છાથી તેની પાસે દોડી આવી હતી. પોતે સ્વતંત્ર થએલી હોવાથી હવે તેમના સંબંધમાં વચ્ચે આવનાર કોઇ ન હોવાથી ડીબ્રે તેનો ખુલ્લી રીતે સ્વીકાર કરવાને જરાપણ સંકોચાશે નહી એવી તેણે ધારણા રાખી હતી. પણ જ્યારે ડીબ્રેની બેદરકારીની તેને ખાત્રી થઇ; ત્યારે કાંઇપણ બોલ્યા ચાલ્યા અગર ગુસ્સો પણ કર્યા સીવાય, તેના સામે એક દૃષ્ટિપાત પણ ન કરતાં, અગર તેની સાથે છેવટનો એક શબ્દોચ્ચાર પણ ન કરતાં તે ત્યાંથી એકાએક ઉઠીને ચાલતી થઇ.

" ઓહો હો !" તેના ગયા પછી ડીબ્રે બબડયો. " શોરોપ ! શું ભપકો ! કેટલો મિજાજ ! પણ હવે તેને બીજી શી દરકાર રહી છે તે ! તે હવે નીરાંતે ખાઇ-પીને મોજમજાહ ઉડાવશે ! હવે સટ્ટાનો ધંધો કરવાનો નહિ મળે, એટલે તે પાનાં રમશે અને જુગાર ખેલશે !"

પછી પોતાના હિસાબની ચોપડી લઇને તેમાંથી તેણે મેડમ ડેંગ્લર્સને આપેલી રકમો કમી કરી નાખી.

" ચાલો આપણી પાસે દસ સાડાદસ લાખ ફ્રાંક રહ્યા છે." તે બબડયો. "કાંઇ વાંધો નહી: એટલી રકમ પાંચ છ માસમાં વગર મુડીએ મળે એ કાંઇ ઓછું નથી. મોં. વાઇલફોર્ટની પુત્રી વેલેન્ટાઇનનું અવસાન થયું એ ઘણું ખોટું થયું ! કારણ કે મારે માટે તે ખરેખરી લાયક હતી. આટલા પૈસા થયા પછી તેનો હાથ મેળવવાને મને કાંઇ ઝાઝી મુશ્કેલી નડત નહિ."

આ પછી વીસ પચીસેક મિનિટ તે ત્યાં રહ્યો. હંમેશના નિયમ મુજબ મેડમ ડેંગ્લર્સને ત્યાંથી ગયે લગભગ અડધો કલાક થયો એટલે તે પણ ત્યાંથી જવાને તૈયાર થયો.

જે ઓરડામાં ડીબ્રે અને મેડમ ડેંગ્લર્સનો મેળાપ થયો હતો, અને જ્યાં તે બન્ને જણે લગભગ પચીસેક લાખ ફ્રાંકની રકમ વ્હેંચી લીધી હતી, તેનીજ બરાબર ઉપરની ઓરડીમાં જે માણસો રહેતાં હતાં, તેમણે આગળ ઘણો અગત્યનો ભાગ ભજવેલો હોવાથી તેઓ કંઇ ભુલાય તેમ નથી. તે માણસો બીજાં કોઇજ નહિ પણ મર્સીડીસ અને આલ્બર્ટ બન્ને મા દીકરો હતાં. છેલ્લા થોડા દિવસથી મર્સીડીસનામાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. તેની આંખોનું નૂર ઉડી ગયું હતું; તેના મુખ ઉપરથી હંમેશનું હાસ્ય જતું રહ્યું હતું: તેના મુખમાંથી પ્રથમ જે અમૃતમય વાગ્ધારા ચાલતી હતી, તેની જગાએ હવે નાછુટકેજ કાંઇક શબ્દો નીકળતા. દારિદ્રને લીધે તેનોં જુસ્સો કમી થઇ ગયો હતો. એમ નહોતું, તેમ હીંમતના અભાવે દારિદ્ર તેને ભારરૂપ થઇ પડયું હતું એમ પણ નહોતું; પણ ભાગ્યએ તેને જે ફરેબ દીધો હતો તે તેનાથી કદી ભુલાય તેમ નહોતો, અને તેજ તેના કષ્ટનું ખરૂં કારણ હતું.

આ મા દીકરાની આસપાસ ચારે તરફ દુઃખના ડુંગરોજ દેખાતાજ હતા. પોતાના સ્વાભામાનનું રક્ષણ કરવાને તેમણે બન્ને જણે વૈભવનો ત્યાગ કર્યો હતો, તોપણ પોતાની નવિન સ્થિતિથી હજી તેઓ ટેવાયાં નહોતાં. જે ઓરડીમાં તેઓ રહેતાં હતાં તે ઓરડી તેમના પોતાના મકાન સાથે સરખાવતાં એક કંગાલ ઝુંપડી જેવીજ લાગતી. જે કાંઇ સામાનથી તેને શણગારવામાં આવી હતી, તે તેમના પ્રથમના વૈભવનો ઉપહાસ કરતો હોય એમ લાગતું હતું. જ્યાં નજર કરે ત્યાં દારિદ્રજ ડોકીઆં કરી રહ્યું હતું. મર્સીડીસે પોતાના ઘરનો ત્યાગ કર્યો ત્યારથી તે અહીંઆંજ આવીને રહી હતી. માત્ર આ જગ્યાનું એકાન્ત તેને ખાવા ધાતું હતું. આમ છતાં તેનો પુત્ર વારંવાર તેના મનની સ્થિતિ જાણવાને આતુરતા બતાવતો, તેથી તેની પોતાની લાગણીઓને દબાવીને કાંઇક હસવાનો ડોળ કરતી; પણ તેના પ્રથમના આનંદમય હાસ્યની સાથે તેના તે વખતના નિર્જીવ હાસ્યનો વિરોધ સ્પષ્ટ વ્યક્ત થતો હતો.

આલ્બર્ટ પણ દુખી હતો. હજી તે પણ તેની ખરી સ્થિતિથી ટેવાયો નહોતો. છતાં આ બન્ને ઉદાર, બુદ્ધિવાન, નિર્દોષ, અને પ્રમાણિક જીવો એક બાજાની લાગણી સારી રીતે સમજતાં હતાં અને તેમના પરસ્પરના માતૃભક્તિ અને પુત્ર–વાત્સલ્યનાં બંધનો વિપત્તિમાં વધારેને વધારે દૃઢ થતાં જતાં હતાં. તેઓએ દરેક દિશામાં કરકસર કરવા માંડી હતી. તેઓ એક બીજાનાં અંતર એટલી બધી સારી રીતે સમજતાં હતાં, કે આલ્બર્ટ પુરૂષ હોઇ ઉમ્મર લાયક થએલો હોવા છતાં પોતાની માતા આગળ પોતાની વિપત્તિઓ જણાવી શકતો, અને માતા તેને દીલાસો આપતી.

મર્સીડીસે દારિદ્રનું કષ્ટ કદી જોયું નહોતું. બચપણમાં તે ગરીબ સ્થિતિમાં હતી, તોપણ તેની જરૂરીઆતો તો પુરી પાડતી હતી, છતાં તે વખતની તેની જરૂરીઆતો અને હાલની તેની જરૂરીઆતોમાં જમીન અસ્માનનો ફેર હતો. તે વખતે તે પોતે જાતે એકલીજ હતી, અને થોડું કમાતી તોપણ તેમાંથી પોતાનું ગુજરાન સારી રીતે ચલાવતી હતી. ત્યાર પછી લાંબા સમય સુધી અનેક પ્રકારના વૈભવો ભોગવી છેવટે તે હાલના જેવી નિરાધાર સ્થિતિમાં આવી પડી હતી. અત્યારે મા દીકરા બેનો નિર્વાહ ચલાવવાનો હતો, પાસે પૈસા નહોતા, અને કેવી રીતે પૈસા મેળવવા એ એક અતિ ગંભીર પ્રશ્ન થઇ પડયો હતો.

શીઆળો આવી પહોંચ્યો હતો. આ નવી ઓરડીઓમાં સગડીઓની સવડ નહોતી, એટલુંજ નહી પણ સતત સગડીઓ ચાલુ રાખવાનું ખર્ચ પણ આ મા દિકરાથી વેઠી શકાય તેમ નહોતું. તેના સ્વામીના ઘરમાં તો મોટી મોટી ભઠ્ઠીઓ હંમેશાં ચાલુ રહેતી. ત્યાંના વૈભવની તો વાતજ શી કરવી? અહીંતો જરૂરીઆત ચીજનું પણ ઠેકાણું નહોતું, તો પછી વૈભવનું તો સ્વપ્ન પણ કયાંથી હોય? આમ છતાં પણ તેનો પુત્ર તેની પાસે હતો, અને તેને તે પોતાનું પરમ સુખ સમજતી. માતા પુત્ર બન્ને પરસ્પરની ફરજો બજાવવાને તત્પર હતાં, અને તેથીજ અત્યાર સુધી તેઓનું ટટ્ટુ ચાલતું હતું. 'તેમને બીજા કશાની પણ દરકાર નહોતી, પણ આખરે તેમને તેમની ખરી સ્થિતિનું ભાન થયું.

ડીબ્રે અને મેડમ ડેંગલર્સની વચ્ચે ઉપર વર્ણવેલી વાતચીત ચાલી રહી હતી તેજ વખતે આ મા દિકરાને વચ્ચે પણ નીચે પ્રમાણે વાર્તાવિલાપ ચાલી રહ્યો હતો.

"માતાજી," આલ્બર્ટે કહ્યું. "આપણી પાસે કે હું દ્રવ્ય છે, તેનો આપણે હીસાબ કરીએ. મારી યોજનાઓ અમલમાં મુકવાને માટે મારે કેટલીક મુડીની જરૂર છે."

"મુડી તો આપણી પાસે કાંઇપણ નથી." મર્સીડીસે એક દીલગીરી ભર્યું હાસ્ય કરીને કહ્યું.

"ના, ના. માજી, આપ ભૂલો છો." આલ્બર્ટે જવાબ આપ્યો. "એક ત્રણ હજાર ફ્રાંકની મુડી તો જાણે અલગ છે. કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોએ તમારે માટે અલગ રાખી મુકેલી અને તમને બક્ષીસ તરીકે આપેલી છે તે."

"દિકરા!" મર્સીડીસે નિઃશ્વાસ નાંખ્યો.

"માજી, અત્યાર સુધી મને પૈસાની કિંમત નહોતી, પણ હવે હું તેની કિંમત સારી રીતે સમજું છું. ત્રણ હજાર ફ્રાંક એ કાંઇ નાનીસુની રકમ નથી."

"પણ એ રકમ આપણે સ્વીકારવી?"

"હા, હા. તે સ્વીકારવામાં કાંઇ હરકત નથી. શુદ્ધ હૃદયની લાગણીની બક્ષીસ હોવાથી તે સ્વીકારવાને આપણે કોઇપણ જાતનો વાંધો નથી. માર્સેલ્સમાં પેલા મકાનના બાગમાં પૈસા દાટેલા છે. વારૂ હવે, આપણે માર્સેલ્સ પહોંચવાને બસો ફ્રાંક બસ છે."

"બસોજ ફ્રાંક? એટલાએ થશે?"

"અરે એ બાબતની મેં સર્વ તપાસ કરી છે. માજી, તમારે માટે મેં એક ખાસ ગાડીની વ્યવસ્થા કરી રાખી છે. ગાડીનો તથા રસ્તાનો તમામ ખર્ચ મળીને તમારી મુસાફરી માટે એકસોને ચૌદ ફ્રાંક એકંદરે થાય છે. તેને બદલે એકસોને વીસ ફ્રાંક ગણીએ."

" પણ તારી પોતાની શી વ્યવસ્થા ? "

" મારી ? મેં બાકીના એંશી ફ્રાંક મારે માટે રાખેલા છેને ! મારા જેવા જુવાનીઆને મોજમજાહની જરૂર નથી. વળી મને તો મુસાફરીનો અનુભવ છે."

" પણ તે અનુભવ તો મોજશોખથી મુસાફરી કરવાનો હતો. "

" તેની કાંઇ ચિન્તા નહિ. "

" ઠીક, પણ એ તારા બસો ફ્રાંક ક્યાં છે ? "

" આ રહ્યા. તે ઉપરાંત વળી બીજી પણ તેટલીજ રકમ મારી પાસે છે. જુઓ, મારા ઘડીઆલનો છેડો તથા એવી બીજી કેટલીક પરચુરણ ચીજો વેચી નાંખીને હું ચારસો ફ્રાંક લઇ આવ્યો છું. ઘડીઆળના કરતાં પણ છેડાની કીંમત જાસ્તી ઉપજી છે ! જુઓ માજી, હવે તો આપણે ખરેખર પૈસાદાર ગણાઇએ ! "

" પણ આપણે આ મકાનના ભાડાના પૈસા આપવાના બાકી છેને ? "

" ત્રીસ ફ્રાંક. તે તો જાણે મારી પાસેની રકમમાંથી હું આપીશ; એટલે આપણે હવે પૈસાનો તોટો નથી. વળી બીજું કાંઇક વિશેષ તમને બતાવું. "

આલ્બર્ટે ખીસ્સામાંથી એક પાકીટ કાઢીને તેમાંથી એક હજાર ફ્રાંકની નોટ મર્સીડીસના હાથમાં મુકી.

" આ શું ? " તેણે પુછ્યું.

" એક હજાર ફ્રાંક "

" વળી આ ક્યાંથી આવ્યા ? "

" માજી, સાંભળો. તમે ગભરાઇ જાઓ નહિ તો હું તમને વાત કહું."

" બેટા," આંખમાં આવતાં આસુ લુછી નાખતાં મર્સીડીસ બોલી. " દુખમાં આવું તારૂં ધૈર્ય જોઇને અને તારી આવી બુદ્ધિ જોઇને તારે માટે મારા મનમાં ઘણા માનની લાગણી પેદા થાય છે. દિકરા, તું છે ત્યાં સુધી મને કાંઇપણ દુઃખ નથી."

" ઠીક. માજી, હવે આપણે શા નિશ્ચય ઉપર આવ્યા છીએ તે તો તમે જાણો છોને ?"

" શું આપણે કોઇ નિશ્ચય ઉપર આવ્યાં છીએ ?"

" હા, હા. આપણે એવો નિશ્ચય કર્યો છે કે તમારે માર્સેલ્સમાં રહેવાનું છે, અને મારે આફ્રીકા જવાનું છે. ત્યાં જઇને મારા પિતાના જે નામનો મેં ત્યાગ કર્યો છે તેને બદલે હું મારી જાત મહેનતથા નામના મેળવીશ."

" મર્સીડીસે નિઃશ્વાય મૂકયો.

" માજી, ગઇ કાલે મેં લશ્કરમાં ઉમેદવાર તરીકે મારૂં નામ નોંધાવ્યું છે." આલ્બર્ટનું પોતાનું મન પણ સંકોચ પામ્યું.

" હું ધારૂં છું કે મારા શરીર ઉપર મારો પૂર્ણ અધિકાર છે," તેણે આગળ ચલાવ્યું. " અને તેનો હું ગમે તેવો ઉપયોગ કરી શકું. એક ખાલી પડેલી જગાએ મારૂં નામ દાખલ કરવામાં આવ્યું છે. નોકરીમાં દાખલ થવા બદલ બે હજાર ફ્રાંક મને મળ્યા છે."

" ત્યારે આ એક હજાર ફ્રાંક—" મર્સીડીસે થરથર કંપતાં કહ્યું.

" એક વરસની બે હજારની રકમ પૈકી અડધી રકમ અગાઉથી આપવામાં આવે છે તે આ રકમ છે. બાકીની રકમ વરસ આખરે મળશે." માતાને બોલતાં અટકાવીને પુત્રે ખુલાસો કર્યો.

મર્સીડીસે આકાશ તરફ એક એવી કરૂણાજનક દૃષ્ટિ કરી કે જેનું વર્ણન કરી શકાય નહિ. અત્યાર સુધી રોકી રાખેલાં આંસુનો પ્રવાહ તેનાં ચક્ષુમાંથી એકાએક વહેવા લાગ્યો.

"મારા પુત્રના લોહીના પૈસા!" તે બબડી.

"માજી, જો હું લડાઇમાં ખપી જાઉં-માર્યો જાઉં તો તો તમારા કહેવામાં કાંઇ વજુદ ગણાય; પણ મને ખાત્રી છે કે મને કાંઇ પણ થનાર નથી. વળી હાલના સંજોગોમાં તમારી ખાતર મને મારી જીંદગી વધારે વહાલી છે. પ્રથમ મને મારા જીવનની એટલી બધી કિંમત નહોતી, પણ હાલ તો મારી માતાની નિરાધાર સ્થિતિએ મને મારા જીવનની ખરી કિંમતનું બરાબર ભાન કરાવ્યું છે!"

"ઓ દયાળુ પ્રભુ!" મર્સીડીસ બબડી.

"વળી માતાજી, આપ એવોજ કેમ વિચાર લાવો છો, કે હું માર્યોજ જઇશ. શું જેટલા સૈન્યમાં જોડાતા હશે એટલા બધાજ માર્યા જતા હશે? આપણી ઓળખવાળા કેટલાએ માણસો તેમાં વર્ષોથી જોડાએલા છે, છતાં હજી સહિસલામત છે. મારો મિત્ર મેક-ઝીમીલીઅન મોરેલ કેટલાંએ યુદ્ધોમાં જઇ આવ્યો, પણ તેનો વાળ પણ વાંકો થયો નથી. માજી, જ્યારે હું યુદ્ધમાં જય મેળવીને ચંદ્રકોથી વિભૂષિત થઇને આપનાં ચરણોમાં આવીને શિર ઝુકાવીશ, ત્યારે આપને કેટલો આનંદ થશે? વળી, લશ્કરી પોષાકમાં હું એવો સુંદર દેખાઉં છું, કે તે પોષાકની ખાતર પણ મેં લશ્કરમાં જોડાવાનું વધારે પસંદ કર્યું છે."

મર્સીડીસે એક દીર્ઘ નિઃશ્વાસ નાખતાં હસવાનો પ્રયત્ન કર્યો. પુત્રનો આટલો બધો ત્યાગ વત્સલ માતાથી જોઇ શકાયો નહિ.

"જુઓ ત્યારે માજી, હવે આપ બરાબર સમજ્યાં હશોજ," આલ્બર્ટે આગળ ચલાવ્યું. "કે આ રીતે તમારે માટે મેં ચાર હજાર ફ્રાંક કરતાં પણ વધારે રકમ ભેગી કરી રાખી છે. આથી તમારો બે વરસ સુધીનો નિર્વાહ ચાલશે."

"શું તારૂં એમ ધારવું થાય છે ખરૂં?" મર્સીડીસે કહ્યું.

આ શબ્દો તે એવા ખિન્ન અવાજે બોલી કે તેણીનો અર્થ આલ્બર્ટના સમજવામાં આવ્યા સિવાય રહ્યો નહિ. તેનું હૃદય ધડકવા લાગ્યું, અને તેની માતાનો હાથ પોતાના હાથમાં લેતાં તે મમતાથી બોલ્યો:—

"હા, હા. તમે જરૂર જીવતાં રહેશોજ!"

"હું જીવતી રહીશ! જો તેવીજ તારી ઇચ્છા હોય, તો તારાથી મારી પાસેથી ખસાશે નહિ! તારે મારી પાસેજ રહેવું પડશે બેટા!"

"માજી, મારે તો જવું પડશે જ." આલ્બર્ટે શાંતિથી પણ દૃઢ અવાજે જવાબ આપ્યો. "તમારી પાસે રહી હું નિરૂપયોગી બનીને નિરૂદ્યમી જીવન ગાળું એવી તમારી ઇચ્છા કદી હોઇ શકે જ નહિ. તમારો સ્નેહ મારૂં ભાવી બગાડવા જેવો હોય જ નહિ. વળી મેં કરાર ઉપર સહિ પણ કરી દીધેલી છે."

"દિકરા, તારી ઇચ્છામાં આવે તેમ કર! પરમાત્માની મરજી હોય તેમ થાય!"

"ના, ના. માજી, એમ ન બોલો. મારી ઇચ્છા નહિ, પણ જરૂરીઆત અને ડહાપણ પ્રમાણે વર્તવું જોઇએ. આપણે માટે હવે જીવનમાં શું રહેલું છે? જીવન તમારે હવે શા અર્થનું છે? કાંઇજ નહિ. મારે પણ જીવન શા અર્થનું છે! તમારા વગર નિરર્થકજ.

કારણકે હું તમને ખાત્રીથી કહું છું કે જો આપ ન હોત તો જે દિવસે મારા પિતાના ગેરવર્તનની મને ખાત્રી થઇ, અને મેં તેમના નામનો ત્યાગ કર્યો, તેજ દિવસે મેં આ જીવનનો અંત આણ્યો હોત. વારૂ ત્યારે, જો તમે શાંતિ ધારણ કરવાનું વચન આપશો, તોજ હું જીવીશ; એટલું જ નહિ પણ જો મારી ઇચ્છા પ્રમાણે તમે મને તમારી સેવા કરવા દેશો, તો મારી શક્તિ, મારૂં બળ દ્વિગુણિત થશે. માજી, મારે અહિંથી આફ્રીકા જવાનું છે. આલ્જીરીઆમાં આપણું ફ્રેંચ સંસ્થાન છે, ત્યાંના સુબા ( ગવ્હરનર )ને હું મળીશ. તે ઘણોજ ઉમદા માણસ છે. હું તેને મારી વિતક તમામ વાત જણાવીશ, અને મારા ઉપર મીઠી નજર રાખવાને વિનંતિ કરીશ. મારી વિનંતિ જરૂરથી તેના હૃદયમાં ઉતરશે, અને છ માસ જેટલી મુદતની અંદર તો કાંતો હું સારી નામના મેળવી સૈન્યમાં એક સારા હોદ્દા ઉપર પહોંચીશ, સારી પદ્દી મેળવીને એકાદ મોટો અમલદાર બનીશ, અગર તો જગત્‌ને છેલ્લા પ્રણામ કરી જઇશ. જો મારૂં ભાગ્ય ખુલશે, અને જો હું સારી સ્થિતિએ પહોંચીશ, તો આપણે ગએલી કીર્તિ અને દ્રવ્ય પાછાં સંપાદન કરી શકીશું, અને આનંદથી રહી શકીશું. તેમ છતાં દુર્દૈવવશાત્ જો કદાચ આ પ્રયત્નમાં મારો વિનાશજ થયો, તો માજી, પછી તમને પણ તમારા જીવનનો અંત લાવવાને કાંઇ હરકત આવશે નહિ, અને આપણી દુર્દશાનો પણ તે સાથે અંત આવશે."

"ભાઇ, તારૂં કહેવું પણ સત્ય લાગે છે." મર્સીડીસે કહ્યું.

"આપણાં કૃત્યોનું નિરીક્ષણ કરનારાઓને આપણે એમ બતાવી આપવું જોઇએ કે આપણે દયાને પાત્ર છીએ."

"પણ મા, આપણે શોકસાગરમાં ડુબી જવાનું કાંઇ કારણ નથી." આલ્બર્ટે હિંમત આપતાં કહ્યું, "હું તમને ખાત્રી આપું છું

કે આપણે ઘણાં સુખી છીએ—અગર થોડા વખતમાં ઘણાં સુખી થઇશું. તમારામાં ધૈર્ય અને શાંતિ છે. મેં પણ જીવનનો ખોટો આડંબર છોડી દીધો છે. હું નોકરી ઉપર જોડાયો, એટલે ખરો સુખી થઇશ. તમે પણ માર્સેલ્સમાં સુખમાં રહી શકશો. હવે બીજા આડાઅવળા વિચારો જવાદો, અને જેમ બને તેમ સારી રીતે આપણો ચરિતાર્થ ચલાવવાનો પ્રયત્ન કરો."

"હા, હા, આપણે પ્રયત્ન કરીશું જ; કારણ મારી વાત તો બાજુ પર રહી પણ આલ્બર્ટ, તારે તો હજી લાંબી જીંદગી કાઢવાની છે, અને તને સુખ પણ મળવું જ જોઇએ."

"જુઓ ત્યારે, હવે આપણે બરાબર વહેંચણ કરી નાંખી છે." પેલા યુવાનનું મન શાંત થતાં તે બોલ્યો. "હવે આપણે છૂટા પડવું જોઇએ. હવે હું તમારા જવાની વ્યવસ્થા કરી નાંખું."

"અને તારૂં શું?"

"મારે થોડા દિવસ હજી અહિં રહેવું પડશે. આપણે જુદા પડવાનું શિખવું પડશે. મારે આફ્રિકા જવાનું હોવાથી કેટલાક ભલામણ પત્રો અને ત્યાંની કેટલીક માહિતી મેળવવાની છે. હું તમને માર્સેલ્સ થોડા દિવસમાં આવી મળીશ."

"ઠીક જેવી તારી મરજી." મર્સીડીસે કહ્યું. તેણે એક પોતાની રહેલી કિંમતી શાલ ઓઢી લીધી. તેઓ સાથે કાંઇક બહાર જવાને તૈયાર થયાં. આલ્બર્ટે કાગળીયાં બધાં ભેગાં કરીને ખીસ્સામાં મૂકયાં, અને ઘરધણીને બોલાવીને તેના ભાડાના પૈસા ચુકવી આપ્યા. પછી બન્ને મા દિકરો એક બીજાનો હાથ ઝાલીને જીનેથી ઉતરવા લાગ્યાં. તેમની આગળ કોઇક ઉતરતું હતું. તેને પાછળથી કોઇક સ્ત્રી આવતી હોવાનો ભાસ થયો, અને તેણે ફરીને પાછું જોયું.

"ડીબ્રે !" તેને જોતાં આલ્બર્ટ બોલ્યો.

"કોણ આલ્બર્ટ મોર્સર્ફ ?" ડીબ્રેએ ઉભા રહીને પૂછ્યું. તેને અજ્ઞાત રહેવું હતું, પણ જીજ્ઞાસાને લીધે તેને પોતાની તે ઇચ્છા બાજુપર મૂકી દેવી પડી. તેને કાંઇ ભાન રહ્યું નહિ.

"આલ્બર્ટ મોર્સર્ફ !" ડીબ્રે ફરીથી બોલ્યો.

આ પછી તેણે ધારીને જોતાં આલ્બર્ટની સાથે ઉભેલી તેની માતાને બરાબર ઓળખી. અત્યાર સુધી તેના મનમાં કાંઇ જુદાજ વિચારો ચાલી રહ્યા હતા, પરંતુ તે સ્ત્રી બીજી કોઇ જ નહિ પણ આલ્બર્ટની માજ હતી, એમ તેણે જોયું. ત્યારે તેણે કહ્યું:—

"ક્ષમા કરજો, આલ્બર્ટ, મેં જાણ્યું તમે એકલાજ હશો !"

આલ્બર્ટ તેનો મનોભાવ ક્યારનોએ સમજી ગયો હતો.

"માતાજી," તેણે પોતાની માના તરફ ફરીને ડીબ્રેનું ઓળખાણ કરાવતાં કહ્યું:

"આ ગૃહસ્થનું નામ મોં. ડીબ્રે છે. તેઓ એક મોટા અમલદાર છે. તેઓ એક વખત મારા મિત્ર હતા."

"એટલે શું ?" ડીબ્રે જરા ગભરાતાં ગભરાતાં બોલ્યો. "એક વખત મિત્ર હતા એનો શો અર્થ આલ્બર્ટ ?"

"મોં. ડીબ્રે, એવું કહેવાનું કારણ એટલુંજ છે, કે હવે મારો કોઇ મિત્ર નથી, અને વાસ્તવિક રીતે જોતાં કોઇ હોવો પણ જોઇએ નહિ. મારી હાલની સ્થિતિમાં આપે મને ઓળખવાની તસ્દી લીધી, તે માટે હું આપનો આભારી છું."

ડીબ્રેએ આગળ આવીને આલ્બર્ટની સાથે સ્નેહથી હસ્ત–ધૂનન કરતાં કહ્યું:—

" આલ્બર્ટ, દોસ્ત, તમારા ઉપર આવી પડેલી આફ્તો માટે મને ઘણુંજ લાગી આવે છે. મને ઘણીજ દિલગીરી થાય છે. જો મારાથી કાંઇ પણ મદદ કરી શકાય તેમ હોય તો હું તમારી સેવામાં હાજર છું. "

" આપનો ઘણોજ ઉપકૃત છું સાહેબ. " આલ્બર્ટે હસતાં હસતાં કહ્યું. " અમારા ઉપર સંકટો આવી પડયાં છે, એ વાત જો કે ખરી છે, તો પણ હજી અમારે કોઇની મદદની જરૂર પડે એવાં અમે છેક નિરાધાર બની ગયાં નથી. અમે પેરીસથી એકાદ દિવસમાં જવાનાં છીએ, અને અમારી મુસાફરીનો તમામ ખર્ચ કાઢયા પછી પણ અમારી પાસે લગભગ પાંચેક હજાર ફ્રાંક જેટલી રકમ રહેશે."

ડીલેના ખીસ્સામાં તે વખતે દસ લાખ ફ્રાંકની રકમ પડેલી હતી, છતાં આલ્બર્ટના આ શબ્દો સાંભળીને તેને ખરેખર શરમ લાગી. તે કાંઇ ઘણો વિચારશીલ મનુષ્ય નહોતો, તેમ છતાં પણ તેના મનમાં એવો વિચાર આવ્યો કે એકજ મકાનમાં-તેજ મકા· નમાં-એકી વખતે બે સ્ત્રીઓ જુદા જુદા હેતુથી આવેલી હતી. જેમાંની એક યોગ્ય રીતે અપમાનિત થએલી સ્ત્રી પંદર લાખ ફ્રાંક જેટલી રકમ લઇને ત્યાંથી ગઇ. તો પણ પોતાને ગરીબ અને દુઃખી સમજતી હતી; જયારે બીજી એક સ્ત્રી એવી હતી કે જે ચાર પાંચેક હજાર ફ્રાંક જેટલી તદ્દન નજીવી રકમથી પણ સંતોષ માનીને પોતાના ઉપર દૈવયોગે અન્યાયથી આવી પડેલી વિપત્તિઓ અને સંકટોમાં પણ પોતાને પરમ સુખી સમજતી હતી. આ તુલના તેના મગજ આગળ ખડી થતાં તે જરા ગભરાયો. આમાં રહેલા સત્વ અને ડહાપણથી તે ઘડીભર સ્તબ્ધજ બની ગયો. તુરતજ તે પાછો

સાવધ થયો, વિવેકના બે શબ્દો બોલ્યો, અને બન્ને માતા પુત્રને નમન કરીને તે ત્યાંથી નીચે દોડયો.

બીજે દિવસે સાંજના પાંચેક વાગે મર્સીડીસ પોતાના પુત્રનું સ્નેહથી આલિંગન લઇને, તેને અંતરથી આશિષ આપીને, ગાડીમાં બેઠી. ગાડીનું બારણું બંધ થયું. તે વખતે પાસે આવેલી એક બેંકના મકાનની એક બારીના પડદા પાછળ એક માણસ સંતાઇને ઉભો હતો. તેણે મર્સીડીસને ગાડીમાં બેસતાં અને પછી આલ્બર્ટને ત્યાંથી પાછો ફરતાં જોયાં. પોતાના મનનો સંશય દૂર કરવાનો યત્ન કરતો હોય તેમ તેને પોતાના કપાળ ઉપર હાથ ફેરવ્યો.

" અરેરેરે ! " તેના મુખમાંથી એકાએક ઉદ્દગાર નિકળી ગયા. " આ પ્રમાણિક, ભલાં અને નિર્દોષ પ્રાણીઓના સુખનો મેં જે નાશ કર્યો છે તે સુખ હું તેમને પાછું કેવી રીતે આપી શકીશ ? હે પ્રભુ ! મારા ઉપર દયા લાવ ! "

આ મનુષ્ય કોણ હતો ? તે બીજો કોઇજ નહિ પણ કાઉંટ ઓફ મોન્ટેક્રિસ્ટો હતો.

---

## પ્રકરણ ૫૩ મું.

પેરીસમાં 'લાફોર્સ' નામનું એક કારાગૃહ હતું. તેનો એક ભાગ ભયંકર પ્રકારના ગુન્હેગારોને માટે અલગ રાખવામાં આવ્યો હતો. એ વિભાગ 'કોર્ટ ઓફ સેન્ટ બર્નાર્ડ'ના નામથી જાણીતો હતો, પણ કેદીઓ તેને 'સિંહની ગુફા'ના ઉપનામથી ઓળખતા હતા.

કારણુ તેમાં પ્રવેશ કરનાર અપરાધીઓ પૈકીનો કોઇ ભાગ્યેજ સહિ-સલામત બહાર આવી શકતો. મુખ્ય કેદખાનાની અંદરનું એક આ બીજું કેદખાનું હતું. તેની દિવાલો બમણી જાડી હતી. અંદરના વિશાળ ચોગાનની આસપાસના કોટ એટલા બધા ઉંચા હતા કે તેમાં સુર્યનો પ્રકાશ કદી સીધો તો દાખલ થઇ શકતોજ નહિ. તે ચોગાનમાં સવારથી સાંજ સુધી ફીક્કા ચ્હેરાવાળા ચિન્તાગ્રસ્ત અપરાધીઓ આમ તેમ ભટકતા હતા. તેઓ પોતે કરેલાં પાપ કર્મોની શિક્ષા મળવાની રાહ જોઇ રહ્યા હતા. કેટલીક વખત ચોગાનમાં એકાદ જગાએ સુર્યનો તડકો આવતો હોય ત્યારે ત્યાં ભરાઇને તેઓ એક બીજાની સાથે ગપ્પાં મારતા, અગર તો દરવાજાની સામે નજર કરીને બેસી રહેલા જણાતા હતા. દરવાજો એકાદ અપરાધીને બહાર કાઢવાને અગર કોઇ નવિન અપરાધીને અંદર ધકેલી મુકવાને માટેજ ખોલવામાં આવતો.

'કોર્ટ ઓફ સેન્ટ બર્નાર્ડ'ને લગતો એક ઓરડો હતો. તેની ચારે બાજુએ જાળીઓ ભરીને એવી રીતનો બંદોબસ્ત કરી લેવામાં આવ્યો હતો કે કેદીઓને મળવા આવનારથી તેમને કાંઇપણ ચીજ ગુપ્ત રીતે ન આપી શકાય, અગર તેમની સાથે હાથ પણ મેળવી શકાય નહિ. એ એક અતિશય ભેજવાળું ભયંકર સ્થાન હતું; છતાં જેમની ઘડીઓ ગણાતી હતી તેવા કેદીઓને માટે સ્વર્ગ જેવું ગણાતું હતું. આ સ્થાનમાં પુરાએલા કોઇ કેદીને જ્યારે દેહાન્ત દંડની અગર કાળા પાણીની સજા થતી, ત્યારેજ તે તેમાંથી બહાર નિકળી શકતો. એ સિવાય ભાગ્યેજ કોઇ 'સિંહની ગુફા'માંથી કાયદેસર અગર ગેર-કાયદે છટકી જવા પામતો.

જે ચોગાનનું ઉપર વર્ણન કરેલું છે, અને જેમાંથી ભેજવાળી ઝેરી હવાની બાફ નિકળતી હતી, તેમાં એક યુવાન પોતાના ખીસ્સામાં હાથ ઘાલીને આમ તેમ ફરતો હતો. તેણે તે 'ગુફા'ના રહીશોના મનમાં એક અતિ તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન કરી હતી. તેનાં કપડાં જો ફાટેલાં ન હોત તો તેમના ઘાટ અને સિલાઇ વિગેરે ઉપરથી તે કોઇ ઘણા સારા કુટુંબના શોખીન માણસમાં ખપ્યો હોત. ફાટેલાં કપડાંમાં પણ તે ઘણી સારી ટાપટીપ કરી જાણતો હતો. તેના કેટલાક સોબતીઓ તેની આ ટાપટીપ નિહાળી રહ્યા હતા.

' જુઓ, જુઓ, રાજકુમાર પોષાક સજી રહ્યો છે." એક ગુન્હેગાર બોલ્યો.

" અરે, એ તો ખરેખરજ ઘણો દેખાવડો છે. જરા માથામાં તેલ નાંખવાની, અને વાળ હોળવાની સગવડ તેને મળતી હોય, તો તે એકાદ મોટા માણસમાં ખપે એમાં જરાપણ સંશય નહિ." બીજાએ ઉમેર્યું.

" તેનો ડગલો મારામારીમાં ફાટી ગયો હોવો જોઇએ, કારણ કે હજી નવોજ હોય એમ લાગે છે. જુઓ તો ખરા, તેના બુટ પણ કેવા સુંદર છે ! આવો સોબતી હોવો એ પણ આપણાં એક સદ્‌ભાગ્યની વાત ગણાય. !" ત્રીજાએ ટીકા કરી.

" કહો, ના કહો, પણ કોઈ સારો મોટો માણસ છે. તેની કપડાં પહેરવાની રીત તો જુઓ ! વળી તેની ઉમ્મર પણ કાંઇ ઘણી લાગતી નથી ! વળી કેવો રૂપાળો છે !" વળી બીજાએ ટાપસી પૂરી.

એટલામાં તે યુવાન એક જાળી આગળ ગયો, અને બહારની બાજુએ જાળી આગળ ઉભેલા એક પહેરેગીરને કહેવા લાગ્યો.

" મેહેરબાન, મને એક વીસેક ફ્રાંક ઉછીના આપો. એટલી નાની સરખી રકમ મને ધીરો. તમને તે રકમ જલદીથી વ્યાજ સાથે પાછી મળશે. તમારા પૈસાની તમે જરા પણ ચિન્તા કરતા નહિ. મારા સ્નેહી સંબંધીઓ લક્ષાધીશ છે. તમે મને માત્ર એટલીજ રકમ ધીરશો તો તેમાંથી હું કાંઈક સારાં કપડાં મંગાવવાની તજવીજ કરીશ. આવાં ફાટાં તુટાં કપડાં હમેશાં પહેરવાં ગમતાં નથી. મારા જેવા રાજકુમારને આવાં કપડાં પહેરવાં એ કાંઈ ઓછી દિલગીરીની વાત ગણાય નહિ !"

પહેરેગીરે તેની વાત તરફ કાંઈ પણ ધ્યાન આપ્યું નહિ; કારણ ત્યાં આવનારા ઘણા ખરા ગૃહસ્થોની વાતો એવાજ પ્રકારની હતી.

" કેમ સાંભળવામાં આવતું નથી કે ?" આન્ડીઆએ ફરીથી કહ્યું. " તમારામાં તો કાંઈ લાગણીજ જણાતી નથી. યાદ રાખજો, મારા કહેવા તરફ ધ્યાન નથી આપતા તો તમારી નોકરી ખોવાનો પ્રસંગ આવશે !"

આ છેલ્લા શબ્દો સાંભળીને તો પહેરેગીરને હસવું આવ્યા સિવાય રહ્યું નહિ. તે જરા જાળીની નજીક આવ્યો. એટલામાં ત્યાં બીજા કેદીઓ ભેગા થઈ ગયા.

" જુઓ, એટલી રકમ તમે મને ધીરશો તો તેમાંથી મારૂં ઘણું ઘણું કાર્ય સરશે, અને તમને પોતાને પણ કાંઈક ફાયદો મળશે."

" હા, હા, તેનું કહેવું ખરૂં છે." ટોળે મળેલા કેદીઓ બોલી ઉઠયા. " આ બીચારો ખરેખરો કોઈ ગૃહસ્થ લાગે છે !"

" એમ હોય તો તમારામાંથી એકાદ જણુજ તેને પૈસા ધીરોને." પેલા પહેરેગીરે કેદીઓને સંબોધીને કહ્યું. " તમારા સોબતીને તમારાથી ના પડાય નહિ."

" હું આ લોકોનો સોબતી કહેવાઉં નહિ !" આન્ડ્રીઆએ અભિમાનથી કહ્યું. " આવી રીતનું મારૂં અપમાન કરવાનો તમને શો અધિકાર છે ? "

" જુઓ, સાંભળો. " પેલા પહેરેગીરે જરા દિલગીરી ભર્યું હાસ્ય કરીને કહ્યું. " તમારૂં પણ કેવું માન રાખે છે ! લો હવે આપો એને પૈસા ! "

પેલા કેદીઓ એકબીજાની સામે થોડીવાર જોઇ રહ્યા. પહેરેગીરના ચઢાવ્યાથી તેઓ એકાએક ગુસ્સામાં આવી ગયા હતા. પહેરગીર ધારે તે વખતે તેમને શાંત પાડી શકે તેમ હતું, એટલે તેણે તેઓને આન્ડ્રીઆના ઉપર વૈર લેવાને ઉશ્કેર્યા. તેને જરા ગમ્મત નિહાળવાની મળે તેમ હતું.

તેઓ બધા તેને મારવાને માટે તૈયાર થઇને આગળ ધસવા લાગ્યા. તેના સોબતીઓ તેને કોઇ નવિન અનઘડ–શીખાઉ ધારતા હતા; પણ આન્ડ્રીઆ કાંઇ કાચો નહોતો. તે કેડરોસ પાસેથી પોતાના ધંધાને લગતી ઘણીખરી વિદ્યા શિખેલો હતો. તેણે કેટલીક એવી સંજ્ઞાઓ કરી કે જેથી તેના સોબતીઓને તુરતજ એમ ખાત્રી થઇ ગઇ, કે તે કોઇ આબરૂદાર માણસ નહોતો પણ તેમના જેવોજ એક હતો. તુરતજ તેમાંના કેટલાકે તેનો પક્ષ કરવા માંડયો, અને ટોળું ધીરેધીરે વિખરાઇ ગયું. આથી પહેરેગીરના મનમાં સંશય ઉત્પન્ન થયો. આન્ડ્રીઆએ પોતાના સોબતીઓને કાંઇક લાલચ આપી હોવી જોઇએ, એમ તેનું ધારવું હતું. તેણે તુરતજ તે યુવાનની અંગ-ઝડતી લેવા માંડી. આન્ડ્રીઆએ કાંઇ આનાકાની કરી નહી. એટલામાં એકાએક બહાર અવાજ આવ્યો.

" એનીડેટ્ટો ! " એક અમલદારે બૂમ મારી

પહેરેગીરે આન્ડ્રીઆને જતો કર્યો. એટલામાં પેલા અમલદારે તેને બીજીવાર બૂમ મારી અને ઓરડામાં દાખલ થવાને હુકમ કર્યો.

" જુઓ, મને કોઇક મળવાને આવ્યું જણાય છે. " આન્ડ્રીઆએ પહેરેગીરને કહ્યું. " મારા જેવા રાજકુમારનું અપમાન કર્યું છે, પણ જુઓ કે હવે તમારી કેવી મજા થાય છે ! "

આ પછી આન્ડ્રીઆ ઓરડામાં દોડયો. પહેરેગીર અને સોબતીઓ અચંબો પામ્યા.

આન્ડ્રીઆને પોતાને પણ કાંઇ તેમના કરતાં ઓછું આશ્ચર્ય લાગ્યું નહોતું; પણ કેદખાનામાં દાખલ થયા પછી તેણે કેવળ મૌન ધારણ કર્યું હતું.

" બધી બાબતનો વિચાર કરતાં, " તે પોતાના મનને કહેવા લાગ્યો. " એમ લાગે છે કે કોઇ ઘણોજ લાગવગવાળો માણસ મારૂં સંરક્ષણ કરે છે. મને જે અસાધારણ વૈભવ મળ્યો અને તે પણ નહિ જેવા પ્રયાસે, તેનું કારણ પણ તેજ હોવું જોઇએ. સારા કુટુંબમાં મારો જન્મ હોવાનું સાબીત થયું; ઉત્તમ કુલના કુળદીપક તરીકે જ્યાં ત્યાં મારી વાહવા થઇ; પૈસાનો મારા ઉપર વરસાદ વરસવા લાગ્યો; અને સારા ઉત્તમ કુટુંબમાં લગ્ન થવાનો સમય આવી લાગ્યો; આ બધા ઉપરથી એમ સ્પષ્ટ જણાઇ આવે છે કે મારૂં સંરક્ષણ કરનાર કોઇક અજબ શક્તિ ધરાવતો હોવો જોઇએ. દુર્ભાગ્યવશાત મારો તે સંરક્ષણ કર્તા હમણાં કોઇક જગાએ સંતાઇ ગયો જણાય છે, અને તેથીજ મારી આ દશા આવી પડી છે; પણ તે કાંઇ

લાંબો વખત પહોંચનાર નથી. અત્યાર સુધી મારૂં રક્ષણ કરીને ગુપ્ત થઇ જનાર મારો સંરક્ષક છેવટની ઘડીએ મને બચાવ્યા સિવાય રહેશે નહિ. મારે કોઇ પણ મૂર્ખાઇ ભરેલું પગલું ભરવું યોગ્ય થશે નહિ. તેમ કરવાથી વખતે મારા સંરક્ષકને કાંઇક માઠું લાગે, અને તે મને ત્યજી દે. હાલની વિપત્તિમાંથી મને બચાવવાને તેને બે રસ્તા ખુલ્લા છેઃ–એક તો લાંચથી પહેરેગીરોને ફોડીને મને અહિંથીજ છૂપી રીતે નસાડી મૂકવો, અગર તો ન્યાયાધીશોનાં મ્હો ભરીને મારો છૂટકારો કરાવવો. જ્યાં સુધી મારા સંરક્ષકે મારો અનાદર કરવા માંડયો છે એવી મારી ખાત્રી થાય નહિ, ત્યાં સુધી મારે કાંઇ પણ બોલવું અગર પગલું ભરવું મુનાસિબ નથી; અને પછી—"

આન્ડ્રીઆએ આવી રીતે એક ઓરજ તદબીર ગોઠવી કાઢી હતી. તે યુવાન સામનો કરવામાં જરાપણ પાછો પડે તેમ નહોતો, તેમજ પોતાનું રક્ષણ કરવામાં ગમે તેવા ઉપાય લેવાને પણ ચુકે તેવો નહોતો. તે એક કરતાં વધારે વખત જેલખાનાની મેહેમાન-ગીરી ભોગવી આવ્યો હતો. તેણે હરેક જાતનું દુઃખ ભોગવ્યું હતું. છતાં કેટલાક વખતથી વૈભવ અને માન આબરૂથી ટેવાયો હતો; એટલે આ વખતનો કરાગૃહમાંનો નિવાસ તેને અસહ્ય લાગતો હતો. તેના મગજમાં આ સંબંધી વિચારો ચાલી રહ્યા હતા, એટલામાં તેને બોલાવવામાં આવ્યો.

આન્ડ્રીઆનું હૃદય આનંદથી ધડકવા લાગ્યું. તેની પ્રાથમિક તપાસ એટલી ટુંક મુદતમાં થવાનો સંભવ નહોતો. કારાગૃહના મુખ્ય અધિકારી અગર ડોકટર તે વખતે તેને બોલાવવા મોકલે એ પણ બનવા જોગ નહોતું. આથી તેને મળવા આવનાર બીજું કોઇજ નહિ,

પણ જેની તે આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો તે તેનો સંરક્ષક હોવો જોઇએ એમ તેણે અનુમાન કર્યું.

મુલાકાતના ઓરડામાં તેને લઇ જવામાં આવ્યો. ત્યાં પહોંચતાંજ તેણે બરટુશીઓને જોયો. તેના આશ્ચર્યનો કાંઇ પારજ રહ્યો નાહ. બરટુશીઓ પણ જાળીના અંદરના ભાગમાં ઉભેલા આન્ડ્રીઆને કાંઇક દિલગીરી ભર્યા અચંબાથી જોઇ રહ્યો.

" ઓહો ! " આન્ડ્રીઆએ ભારે દુઃખનો ઉદ્ગાર કાઢયો.

" કેમ, બેનીડેટ્ટો કેમ છે ? શા સમાચાર છે ? " બરટુશીઓએ ઓખરા અવાજે પૂછ્યું.

" તમે ! તમે ! " આન્ડ્રીઆએ ભયભીત દૃષ્ટિથી ચારે તરફ જોતાં કહ્યું.

" દુર્ભાગી છોકરા, મને શું તું નથી ઓળખતો ? "

" ચુપ ! ચુપ ! છાના રહો ! " આન્ડ્રીઆને ભય લાગ્યો કે બરટુશીઓ કાંઇક ગઇગુજરી વાત કાઢશે, અને તે કોઇક સાંભળી જશે. " પ્રભુની ખાતર એટલું બધું મોટેથી બોલતા નહિ ! "

" મારી સાથે એકાન્તમાં વાતચીત કરવાની તારી ઇચ્છા છે ? " બરટુશીઓએ પૂછ્યું.

" હા, હા. "

" ઠીક છે. " બરટુશીઓએ એમ કહીને પોતાના ખીસ્સામાંથી, એક કાગળ બહાર કાઢયો, અને દરવાજા ઉપરના પહેરેગીરને આપીને કહ્યું: " વાંચો. "

" એ શું છે વળી ? " આન્ડ્રીઆએ ગભરાઇને પૂછ્યું.

" એ તો આપણને બન્નેને એકાન્તમાં મળવા અને વાતચીત કરવા દેવાનો હુકમ છે."

" ઓહો !" આન્ડ્રીઆ આનંદમાં આવી ગયો. પછી તે મનમાં જ બબડયો." મારો ગુપ્ત સંરક્ષક આવી પહોંચ્યો લાગે છે ખરો ! ચાલો ત્યારે હજી આપણને ભૂલી જવામાં આવ્યા નથી. ખાનગીમાં વાતચીત થવાની છે, એટલે તે ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે તેમને પણ કેટલીક વાતો છાની રાખવાની મરજી છે. મને એમ લાગે છે આ બરટુશીઓ મારા તે અજ્ઞાત સંરક્ષકના તરફથીજ સંદેશો લઇને આવ્યો હોવો જોઇએ."

પહેરેગીરે પોતાના અમલદારને બોલાવીને તેની સાથે કાંઇ વાત કરી. પેલા અમલદારે પરવાનગી આપી, એટલે તેણે દરવાજો ખોલ્યો, અને આન્ડ્રીઆને બહાર કાઢયો. પછી તેને પાસેનીજ એક ઓરડીમાં લઇ જવામાં આવ્યો, અને ત્યાં બરટુશીઓની સાથે એકાન્તમાં વાતચીત કરવાની તેને પરવાનગી મળી. આ ઓરડીમાં એક ખાટલો, ખુરશી, ટેબલ તથા બીજો કેટલોક જુજ સામાન પડેલો હતો, છતાં કેદીને તો તે વૈભવ–સ્થાન લાગે તેમ હતું.

બરટુશીઓ ખુરશી ઉપર બેઠો; આન્ડ્રીઆ ખાટલા ઉપર પડયો; પહેરગીર ત્યાંથી બહાર નિકળીને બારણું બંધ કરી જરા દૂર જઇને ઉભો રહ્યો.

" બોલ હવે, તારે મને શું કહેવું છે ?" બરટુશીઓએ પ્રશ્ન કર્યો.

" તમારે શું કહેવું છે તે ?" આન્ડ્રીઆએ સામો પ્રશ્ન કર્યો.

" પહેલો તું બોલ. "

" ના, ના. તમારે મને કહેવાનું વધારે હોવું જોઇએ, કારણ તમે મને શોધતા આવ્યા છો. "

" વારૂ એમ ! તું હજી પણ તારી દુષ્ટતા છોડતો નથી. ચોરી, લુંટ, ખુન—"

" મારી સાથે એકાન્તમાં વાતચીત કરવાની માગણી આ બધું મને કહેવા સારૂજ કરી હોય તો, આટલી બધી તસ્દી તમારે લેવાનું કાંઇ કારણ નહોતું. તમારી આ બધી મેહેનત વ્યર્થ છે. આ બધી વાતો શું કાંઇ મારાથી અજાણી છે ? મારા પોતાના ગુણદોષ મને માલુમ ન હોય, એમ તમારૂં ધારવું થતું હોય તો તે તદ્દન ભૂલભરેલું છે. હશે, પણ કેટલીક વાતો મને માલુમ નથી, તેના વિષે આપણે વાતો કરીએ. તમને કોણે મોકલ્યા ? "

" બેનીડેટ્ટો તું તો ઘણોજ આગળ દોડે છે ! "

" હા, હા. પણ આ વાતજ ખાસ મુદ્દાની છે. બધી નિરૂપયોગી માથાકુટને ખાડામાં નાંખો. મારે તેમની કાંઇ જરૂર નથી. તમને કોણે મોકલ્યા ? "

" મને તો કોઇએ પણ મોકલ્યો નથી. "

" હું આ કેદખાનામાં છું એ વાત તમે કેવી રીતે જાણી ? "

" કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોને ત્યાં બનીઠનીને પૂર ભપકામાં એક નામધારી બનાવટી રાજકુમાર તરીકે તું આવતો જતો હતો, તે વખતે મેં તને પ્રથમથીજ ઓળખ્યો હતો. "

" હાં, હાં. હવે ઠેકાણે આવ્યું. ઠીક, હવે આપણે મારા પિતાના સંબંધમાં કાંઇ વાતચીત કરીએ ! "

" તારો પિતા વળી બીજો કોણ છે ? હુંજ તારો પિતા છું, અને હું તારી આગળ પોતે જાતેજ ઉભો છું."

" તમે ? મહેરબાન, તમે તો પાલક પિતા. પણ હું ધારૂં છું કે મને એક લાખ ફ્રાંકની ઉદાર બક્ષીસ આપનાર તમે નહોતા; મારે માટે એક ઇટાલીઅન પિતા શોધી કાઢનાર પણ કાંઇ તમે નહોતા; પેરીસના કેટલાક સારામાંસારા કુટુંબના માણસોની સાથે 'ઓટવીલ'ના પોતાના બંગલામાં મને ભોજન માટે આમંત્રણ કરનાર, અને મને સમાજના ઉત્તમ પંક્તિના લોકોની સાથે ઓળખાણ પીછાણ કરાવી આપનાર હું ધારૂં છું કે તમે નહોતા; મને દેશનિકાલની સજામાંથી, અને કારાગૃહની યાતનામાંથી બચાવનાર, અને ઉત્તમ પ્રકારના વૈભવથી વિભૂષિત કરનાર તમે નહોતા. કહો, તમે હતા એમ તમે કહી શકો છો ? ના, ના. મારા કોરસીકન મિત્ર, તમારી એવી ગુંજાસ નહિ."

" એટલે મારા તરફથી તું શું જાણવા માગે છે ?"

" જુઓને, હું તમારી સ્મરણ શક્તિને તાજી કરૂં. તમને મદદ કરૂં. તમે હમણાંજ કોઇકની વાત કરતા હતાને ? કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની ?"

" જેને ત્યાં તું ચોરી કરવાને પેઠો હતો, અને તેં વખતે એક જણનું ખૂન પણ તેં કર્યું હતું ખરૂંને ?"

" હા; હા. તમારે જોઇએ તો તેમ માનો. મને તેની કાંઇ દરકાર નથી."

" વારૂ, તે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનું શું છે ?"

" ઠીક, મારો પ્રશ્ન એટલોજ છે કે નાટકની રંગભૂમિ ઉપર

જેમ ભાગ ભજવાય છે, તેમ મારે દોડીને તેની ગોદમાં ભરાઇ જઇને "મારા પૂજ્ય પિતાજી ! મારા વહાલા પિતાજી !" એમ કયારે કહેવાનું છે ?"

"જો, એનીડેટ્ટો, ઠઠ્ઠામશ્કરી જવાદે." બરટુશીઓએ કહ્યું. "આજે તો બોલ્યો તો બોલ્યો, પણ હવે પછી તેના નામનો ઉચ્ચાર કર્યો, તો તું તારી વાત જાણજે ! ખબરદાર !

"ઓહો !" બરટુશીઓની ગંભીરતાની વધારે મજાહ કરતાં એનીડેટ્ટો બોલ્યો. "વાહ કેમ નહી ?"

"કારણ કે જે ગૃહસ્થનું નામ તું લે છે તેના ઉપર પ્રભુની એટલી બધી કૃપા ઉતરેલી છે કે તેને તારા જેવો દુષ્ટ પુત્ર હોઇ શકેજ નહી."

"વાહ રે"

"ખબરદાર ! તેનું નામ પણ લેતાં વિચાર કરજે ! નહિ તો પાછળથી ભયંકર પસ્તાવો થવાનો વખત આવશે."

"ધમકી ! તમારી ધમકીથી કાંઇ હું બ્હી જનાર નથી. હું કહીશ કે—"

"તું શું એમ ધારે કે બધા તારા જેવાજ દુષ્ટ મનુષ્યો હોય છે ? શું બધાજ તારા જેવા પશુઓ હશે ?" બરટુશીઓએ એટલા શાંત અને ગંભીર અવાજે કહ્યું કે આન્દ્રીઆના તો મોની-આજ મરી ગયા. "તું એમ ધારે છે, કે જગતમાં બધા તારા જેવા કાળા કૃત્યનો કરનારા અને કાળા પાણીની સજાઓ ભોગવ-નારા પાપીઓજ પડયા હોય છે ? તું શું એમ ધારે છે કે તારે તેવા માણસોની સાથેજ કામ પડયું છે ? એનીડેટ્ટો, તું આવા બધા

ગાંડા ઘેલા વિચારો છોડી દે. અત્યારે તું એવા સંજોગોમાં સપડાએલો છે કે જરાપણ અવિચારી પગલું ભર્યું કે તુરતજ સુળીએ ચઢવાનો વારો આવ્યો એમ ખાત્રીથી માનજે !"

"પણ મારો બાપ કોણ છે ? મારો બાપ કયાં છે ? તે હઠીલા યુવાને ફરીથી પ્રશ્ન કર્યો. "ભલે જાન જાય તો હરકત નહિ, પણ મારો પિતા કોણ છે ? અને તે હાલ કયાં છે ? તે માહિતી તો હું ગમે તેમ કરીને પણ મેળવવાનોજ. મારે હવે કશાની શી દરકાર છે ? મારી શી આબરૂ જવાની છે ? મારૂં શું નુકશાન થવાનું છેતે ? લક્ષાધીશો હોય તેમની આબરૂને બટ્ટો લાગે ! મારે તેવી કાંઇપણ ભીતિ રાખવા જેવું નથી. માટે ચાલો, હવે એવી એવી ખોટી ભાંજગડો જવા દો, અને મને એ જણાવોકે મારો પિતા કોણ છે ?"

"હું તને તેજ કહેવાને આવેલો છું."

"ઓહો ?" બેનીડેટ્ટોની આંખો આનંદથી ચળકવા લાગી.

આ વખતે ઓરડીનું બારણું ખુલ્યું. જેલરે અંદર ડોકીયું કર્યું, અને બરટુશીઓને કહેવા લાગ્યો: "માફ કરજો સાહેબ, આપની વાતચીતમાં ડખલ કરવું પડે છે તે માટે. પણ કેદીને અમારા ઉપરી અધિકારી સાહેબ બોલાવે છે. તેઓ ખોટી થાય છે."

"જુઓ, આપણો મેળાપ ફરી થયો અને વાતચીત તો અધુરીજ રહી ગઇ." આન્ડ્રીઆએ બરટુશીઓને કહ્યું. "સાલો, આ વળી અત્યારે કયાંથી આવી પહોંચ્યો ?"

"કાંઇ ફીકર નહિ. હું કાલે પાછો ફરીથી આવીશ." બરટુશીઓએ તેને આશ્વાસન આપ્યું.

"બહુ સારૂં ત્યારે, ચાલો, સાહેબજી." આન્ડ્રીઆએ તેની રજા લેતાં કહ્યું. પણ જતાં જતાં બહાર પહેરેગીરને થોડાક પૈસા આપતા જજો એટલે મને કાંઇ અડચણ પડે નહિ, અને કાંઇ જોઇતી ચીજો પણ મળે." પછી જેલર તરફ ફરીને બોલ્યો. "ચાલો સાહેબ, હું તો તૈયાર છું."

"ઠીક, તે પ્રમાણે કરીશ." બરટુશીઓએ જતાં જતાં આન્ડીઆના પ્રશ્નનો જવાબ આપ્યો.



## પ્રકરણ ૫૪ મું

પાછળના એક પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે વેલેન્ટાઇનના મરણ પછી તેના મૃત દેહની રક્ષા કરવાને, તેમજ તેના આગળ ખ્રીતિધર્મની આજ્ઞા અને આચાર અનુસાર કેટલીક અંતિમ ક્રિયા અને પ્રાર્થના કરવાને ઈટાલીઅન પાદરી બુસોનીને બોલાવવામાં આવ્યો હતો. જે ઓરડામાં શબ હતું તે ઓરડામાંથી પાદરીએ સર્વ કોઇને બહાર નિકળી જવાને ફરમાન કર્યું હતું, પણ વૃદ્ધ નોરટીઅરે ત્યાં જવાને માટે ચોખ્ખી ના પાડી, એટલે તેને પાદરીએ ત્યાં રહેવા દીધો. તે પાદરીના ઉપદેશને લીધે, તેની મમતાને લીધે, અગર તેના તરફથી જ્ઞાન અને દીલાસો મળવાને લીધે, ગમે તેમ હોય, પણ તે વૃદ્ધના મનનું કાંઇક સમાધાન થયું. તેની સાથે એકાન્તમાં વાતચીતનો પ્રસંગ મળ્યા પછી તેનો અસહ્ય શોક ઓછો થઇ ગયો, અને તે શાન્ત બનીને ભવિતવ્યતાને તાબે થયો. તેની

ત્રી માટેનો તેનો અથાગ સ્નેહ જાણીતો હોવાથી સર્વ કોઇને
ાથી આશ્ચર્ય લાગ્યું.

વેલેન્ટાઇનના અવસાનના દિવસે વાઇલફોર્ટ અને તેના વૃદ્ધ
ંતા નોરટીઅરનો એકાન્તમાં મેળાપ થઇ બન્ને વચ્ચે કાંઇ
તચીત અને વાટાઘાટ થઇ હતી. તે પછી પિતા પુત્ર બન્નેનો
રીથી મેળાપનો પ્રસંગ આવ્યો નહિ. નોકર ચાકરો તમામ રજા
ગાની અગર ચઢેલો પગાર પણ મેળવવાની દરકાર કર્યા સીવાય
સી ગયા હતા. આથી તેમની જગાએ તુર્તાતુર્ત બીજા માણુસો
ખી લેવામાં આવ્યા. આ માણુસો નવિન હોવાને લીધે વાઇલ-
ર્ટનાં કુટુંબનાં માણુસોની પરસ્પરની અતડાશમા પણ વ-
રો થયો.

પોતાનું દુઃખ વિસારે પાડવાના હેતુથી વાઇલફોર્ટ કેડરોસના
નનો મુકદમો તૈયાર કરવામાં રોકાયો હતો. ફોજદારી ન્યાયાધીશ
સેશન્સ કોર્ટ ) ની બેઠક શરૂ થવાની તૈયારી હતી. વાઇલફોર્ટે પો-
નું તમામ ધ્યાન તે મુકદમામાં પરોવ્યું. જે જે કામોમાં કાઉન્ટ
ાફ મોન્ટેક્રિસ્ટોનો હાથ હતો તે તમામ કામોની માફક આ
નાવે પણ આખા પેરીસ શહેરને હીલોળે ચઢાવ્યું હતું. જ્યાં ત્યાં
ીજ વાતો ચાલી રહી હતી.

કામમાં ભેગો થયેલો પુરાવો જોઇએ તેવો મજબુત અગર
ર્ણયાત્મક નહોતો. જન્મટીપની સજા પામેલા એક બદમાસે
રણ વખતે ઉચ્ચારેલા થોડાક શબ્દો ઉપરજ માત્ર આખા કામનો
ખ્ય આધાર હતો. પોતાના સોબતી ઉપરના દ્વેષની લાગણીને
ધે, અગર તેના ઉપર કોઇક જુના વૈરનો બદલો લેવાના હેતુથી

પણ મરનારે તે શબ્દો કહ્યા હોય. તેના કથનથી સત્યાસત્યતા તપાસવાની તક પણ બીલકુલ મળી શકી નહોતી. છતાં મેજીસ્ટ્રેટના મનનો નિશ્ચય થઇ ગયો હતો. 'બેનીડેટ્ટો ' ગુન્હેગાર હતો, એવી તેને પક્કી ખાત્રી થઇ ગઇ હતી. પોતાના બુદ્ધિચાતુર્યની મદદથી તે કામપાર પાડવાની તેણે આશા રાખી હતી.

બરટુશીઓએ 'બેનીડેટ્ટો ' ની કારાગૃહમાં મુલાકાત લીધી તેને બીજે દીવસે વાઇલફોર્ટનો અને તેના પિતાનો ફરીથી પાછો અચાનક મેળાપ થઇ ગયો. વાઇલફોર્ટ બીચારો થાકયો પાકયો મકાનના પાછળના બાગમાં ફરતો હતો, એવામાં તેના પુત્ર બાળક એડવર્ડની રમતની બુમાબુમ તરફ તેનું ધ્યાન ખેંચાયું. જે તરફથી અવાજ આવતો હતો તે તરફ દૃષ્ટિ કરતાં, ઓટલા ઉપર એક જગાએ વૃદ્ધ નોરટીઅરની ખુરસી પડેલી તેના જોવામાં આવી. તેની માફક બુઢ્ઢાને પણ જરા હવા ખાવાની જરૂર લાગી હતી, એટલે તેની ખુરશી ત્યાં લાવીને મુકવામાં આવી હતી.

વાઇલફોર્ટે જોયું તો તેના પિતાની દૃષ્ટિ એક જગાએ સ્થિર થએલી જણાઇ. પ્રથમ તો તે શું નિહાળી રહ્યો હતો તે વાઇલફોર્ટને બીલકુલ સમજાયું નહિ; પણ તે બુઢ્ઢાની દૃષ્ટિમાં એટલો બધો તિરસ્કાર, દ્વેષ, અને ક્રુરતા ભરેલાં જણાયાં કે વાઇલફોર્ટ ચમકયો, અને તેનું કારણ શોધવા તરફ તેનું ધ્યાન ખેંચાયું. જે દિશા તરફ નોરટીઅર જોઇ રહ્યો હતો તે દિશામાં વાઇલફોર્ટ જરા આગળ વધ્યો, તો એક ઝાડ નીચે પોતાની પત્નીને બેઠેલી તેણે જોઇ. તે એક પુસ્તક વાંચતી હતી. વચમાં વચમાં વારંવાર તેના પોતાના પુત્ર એડવર્ડના તરફ સ્મિત હાસ્યથી જોતી, અગર તો તેની માગણી

પ્રમાણે તેણે ફેંકેલો દડો તેના તરફ પાછો ફેંકતી. એટલે પુસ્તકમાં તેનું એટલું બધું ધ્યાન નહોતું. આ જોતાંજ વાઇલફોર્ટના મુખ ઉપરથી લોહી ઉડી ગયું. પોતાના વૃદ્ધ પિતાની તિરસ્કારપૂર્ણ ક્રૂર દષ્ટિનો આશય તે સમજી ગયો. એવામાં તેના પિતાની દષ્ટિ તેના ઉપર પડી, એટલે તે વૃદ્ધની ક્રૂર અને તીક્ષ્ણ દષ્ટિનો વિષય તે થઇ પડયો. મેડમ વાઇલફોર્ટ આ દૃશ્યથી તેમજ તેના ખરા હેતુથી તદ્દન અજ્ઞાત હતી. તે તો પોતાના પુત્રને લાડ લડાવવામાં મશગુલ થઇ ગએલી હતી.

વાઇલફોર્ટથી પોતાના પિતાની દષ્ટિનો તાપ સહન થઇ શકયો નહિ. તે પોતાના પિતાના તરફ જવા લાગ્યો. જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ તેના પિતાનાં નેત્રોમાંથી ક્રોધનો અગ્નિ વરસી રહેતો તેને જણાવા લાગ્યો. પુત્ર પિતાનો ઠપકો અને ધમકી સમજી ગયો. નોરટીઅરે પોતાના પુત્રને તેણે લીધેલા પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવવાના હેતુથી ઉંચે આકાશ તરફ દષ્ટિ કરી.

“ હા જી, હા. મને યાદ છે. ” વાઇલફોર્ટે પાસે આવીને પોતાના પિતાને કહ્યું. “ મારી પ્રતિજ્ઞા હું ભૂલી ગયો નથી. હવે માત્ર એક દિવસજ બાકી છે. તેટલો વખત શાન્તિ રાખો. હું લીધેલા સોગન પાળ્યા સિવાય રહેનાર નથી. ”

પુત્રનો ઉત્તર સાંભળીને પિતાનો ક્રોધ શાન્ત થયો. તેણે પોતાની દષ્ટિ બીજી દિશામાં ફેરવી લીધી. વાઇલફોર્ટ ત્યાંથી ઉતાવળો ઘરમાં ગયો, અને પોતાના દીવાનખાનામાં ભરાઇ ગયો.

બીજે દિવસે સોમવાર હતો. તે દિવસે મુકદ્દમો શરૂ થવાનો હતો. પ્રાતઃકાળથીજ દિવસ ઘણો ખિન્ન લાગવા માંડયો. મેજીસ્ટ્રેટને

પહેલી રાતના બીલકુલ નિદ્રા આવીજ નહોતી. અનેક પ્રકારના ભયં-કર અને ખેદપૂર્ણ વિચારોમાં તેણે રાત્રિ પસાર કરી હતી. પ્રાત:કાળ થતાં તેણે હૈયું કઠિણ કર્યું. તે બબડયો: " આજે ગુન્હેગારોને તેમના ગુન્હાનો બદલો મળવાનો દિવસ છે. "

કચેરીમાં જવાનો સમય થતાં સુધી તે પોતાના ઓરડામાંથી બહારજ નીકળ્યો નહિ. ઘડીમાં તે કાંઇક લખતો, ઘડીમાં સ્તબ્ધ બનીને બેસી રહેતો, તો ઘડીમાં ઉઠીને ઓરડામાં આમતેમ આંટા ફેરા મારતો. તેના હૃદયમાં ચાલી રહેલું તુમુલ યુદ્ધ કોઇના પણ સમજવામાં આવે તેમ નહોતું.

જમવાનો સમય થયો, પણ તે જમવા ગયો નહિ. તેને માટે ભાણું પીરસીને તેના દીવાનખાનામાં લાવવામાં આવ્યું, તેણે તેને સ્પર્શ સુદ્ધાં પણ કર્યો નહિ. આમ કરતાં અગીઆર વાગ્યા. તેનો અંગત નોકર ઓરડામાં દાખલ થયો.

" સાહેબ, શેઠાણી આપને યાદ દેવરાવે છે કે અગીયાર વાગ્યા છે અને ન્યાયાધીશીનું કામ બાર વાગે શરૂ થાય છે. "

" વારૂ, " વાઇલફોર્ટે કહ્યું. " તેથી શું ? "

" શેઠાણી પોષાક સજીને તૈયાર થઇને બેઠાં છે. તેઓની મરજી આપની સાથે આવવાની છે. "

" ક્યાં ? " " કોર્ટમાં ! " " શા માટે ? " " શેઠાણીની ઇચ્છા આ કામ ચાલે તે વખતે જાતે હાજર રહીને તે જો-વાની છે. "

" અહા ! " વાઇલફોર્ટ ચોંકયો. " શું તેમની એવી ઇચ્છા છે ? "

" સાહેબ, આપની ઇચ્છા એકલાજ પધારવાની હોય તો હું જઇને શેઠાણીને તે પ્રમાણે કહું." વાઇલફોર્ટના અવાજની વિચિત્રતાથી ગભરાઇને નોકરે કહ્યું.

વાઇલફોર્ટ ક્ષણભર શાન્ત રહ્યો.

" તારી શેઠાણીને કહે," તેણે આખરે નોકરને કહ્યું. " કે હું પોતેજ તેની પાસે આવું છું. મારે કાંઇક વાતચીત કરવી છે."

" ઠીક સાહેબ "

નોકર સંદેશો પહોંચાડીને પાછો આવ્યો, અને પોતાના શેઠને પોષાક સજવામાં મદદ કરવા લાગ્યો. તે કાર્ય પૂર્ણ થતાં વાઇલફોર્ટ પોતાની પત્નીના દીવાનખાના તરફ ગયો. બારણા આગળ પહોંચતાંજ તેની આંખે અંધારાં આવી ગયાં અને કપાળે પસીનો થઇ આવ્યો. પણ તુરતજ મનને કબજે કરીને અંદર દાખલ થયો.

મેડમ વાઇલફોર્ટ એક વિરામાસન ઉપર પડી પડી અધીરાઇથી એક વર્તમાનપત્રનાં પાનાં ઉથલાવી રહી હતી. એડવર્ડ પાસેજ ઉભો ઉભો એક પુસ્તકનાં પાનાં ફાડી રહ્યો હતો. તે પોતાના પતિની સાથે જવાને તૈયાર થઇનેજ બેઠેલી હતી.

" કેમ આજે તો કાંઇ ઘણાજ કામમાં રોકાઇ ગયા લાગો છો ને શું ? આટલી બધી વાર કેમ લાગી ? " તે પોતાના પતિને જોતાંજ બોલી. " પણ આમ કેમ ? આજે આપનું મુખ આટલુ બધું ફીક્કું કેમ લાગે છે ? શું આપ આખી રાત કામ કરતા બેઠા હતા ? આપની તબીઅત કાંઇ નાદુરસ્ત છે ? જમવાને માટે પણ આજે કાંઇ નીચે આવ્યા નહિ ? મને સાથે લઇ જશોને ?"

તેણે એટલા બધા પ્રશ્નો કર્યા પણ વાઇલફોર્ટે તેમાંના

એકનો પણ જવાબ આપ્યો નહિ. ઘડીભર તે સ્તબ્ધ બનીને પુતળાની માફક ઉભોજ રહ્યો.

"એડવડ," આખરે તેણે પોતાના બાળક પુત્રને કહ્યું. "જરા બહાર જા તો. મારે તારી માની સાથે કાંઇક વાતચીત કરવા છે."

વાઇલફોર્ટનો ફીક્કો ચ્હેરો, તેનો દઢ અવાજ, અને તેની વિચિત્ર રીતભાત જોઇને મેડમ વાઇલફોર્ટ કંપી ઉઠી. એડવર્ડે પોતાની માતાના સામે જોયું. તે કાંઇ બોલી નહી, એટલે પિતાની આજ્ઞા તરફ એડવર્ડે કાંઇ લક્ષ આપ્યું નહિ.

"એડવર્ડ," વાઇલફોર્ટ એટલો બધો ચીઢાઇને બોલ્યો કે તે બાલક વિચારો ચમકીને ઉભો થઇ ગયો. "કેમ સાંભળતો નથી કે? જા, બહાર જા."

તે બાળકને બિચારાને કોઇ દિવસે તેવો અનુભવ થયો નહોતો. તે થરથર ધ્રુજવા લાગ્યો. પિતાએ તે જોયું. બાળકની પાસે દોડી જઇ તેને તેણે છાતી છાતી સરસો ચાંપી, એક ચુંબન કર્યું, અને તેને જરા માયા ભરેલા અવાજે કહ્યું.

"જા, બેટા, બહાર જા."

બાળક એડવર્ડનો ભય દૂર થઇ ગયો. તે આનંદમાં આવી જઇને ત્યાંથી બહાર દોડયો.

"હે પ્રભુ!" પત્ની પોતાના પતિના હૃદયમાં ચાલી રહેલા વિચારો જાણવાનો પ્રયત્ન કરતાં બબડી. "આજે આ બધું છે શું?" તેણે જરા હસવાનો ઢોંગ કર્યો.

મેજીસ્ટ્રેટે બારણું બંધ કર્યું, અને પછી પોતાના પત્નીના તરફ

ફરીને એટાએક થંડા અવાજે પૂછ્યું. "બાઇસાહેબ, આપ જે વિષનો હમેશાં ઉપયોગ કરો છો તે ક્યાં છે?"

પત્નીના મસ્તક ઉપર એકાએક વજ્રનો પ્રહાર થયો. તેના તમામ હોસકોસ ઉડી ગયા.

"આપ શું કહેવા માગો છો તે મને સમજાતું નથી." તેણે બેઠી હતી ત્યાંથી ઉઠવાનો પ્રયત્ન કરતાં લથડતી જીભે કહ્યું, અને ફરીથી પાછી ત્યાંને ત્યાંજ બેસી ગઇ.

"હું તને એટલુંજ પૂછું છું," વાઇલફોર્ટે થંડા અવાજે આગળ ચલાવ્યું. "કે જે વિષના પ્રયોગથી, તેં, મારા સસરા સેન્ટ મિરાન, મારી સાસુ મેડમ સેન્ટ મિરાન, નોકર બેરીસ, અને મારી વહાલી પુત્રી વેલેન્ટાઇનના પ્રાણ લીધા છે, તે વિષ તું ક્યાં છુપાવી રાખે છે?"

"અરે આપ આજે આ શું બોલી રહ્યા છો?" મેડમ વાઇલફોર્ટે આજીજી કરતાં ફરીથી પૂછ્યું.

"બાઇ સાહેબ, તમારે પ્રશ્ન કરવાનો નથી. તમારે તો મારા પ્રશ્નનો ઉત્તર આપવાનો છે."

"મારે કોને જવાબ આપવાનો છે? મારા સ્વામીને કે ન્યાયાધીશને?" લથડતી જીભે તેણે ફરીથી પૂછ્યું.

"ન્યાયાધીશને, બાઇ સાહેબ, ન્યાયાધીશને. અત્યારે તમારા આગળ તમારો સ્વામી ઉભો નથી, પણ મેજીસ્ટ્રેટ—ન્યાયાધીશ ઉભેલો છે, અને તે તમને પ્રશ્ન કરે છે."

"ઓ પ્રભુ! ઓ પ્રભુ!" તે બીજું કાંઇ પણ બોલી શકી નહિ.

"કેમ જવાબ નથી આપતી ?" મેજીસ્ટ્રેટે પૂછ્યું. પછી જરા સ્મિત-હાસ્ય કરતાં તે બોલ્યો. "ત્યારે એ વાત તો મુદ્દે ખરીજ ! તું તેની ના પાડી શકતી નથી !" તેનું તે સમયનું હાસ્ય તેના ક્રોધ કરતાં વધારે ભીષણ હતું.

તે ઉઠીને જરા આગળ આવી.

"અને તારાથી ના પાડી શકાય તેમ પણ નથી." વાઇલ્ફ્રેર્ટે તેના તરફ હાથ કરીને કહ્યું. "તેં આ ભયંકર ગુન્હાઓ કર્યા છે, અને અત્યાર સુધી તું પકડાઈ નથી. તારા ઉપરના પ્રેમને લીધે બધાં છેતરાયાં છે. મેડમ સેન્ટ મિરાનના મરણથીજ મારા જાણવામાં આવ્યું કે મારા ઘરમાં ગુપ્ત રીતે વિષ-પ્રયોગ ચાલી રહેલો છે. ડોકટર આવ્રીનીએ મને ચેતવણી આપી હતી કે મારા ઘરમાં ખૂનના પ્રયોગો ચાલી રહ્યા હતા. તે વખતે મારા હૃદયમાં તે વાત ઉતરતી નહોતી. બોરીસના મરણથી ડોકટર આવ્રીનીના કહેવાને ટેકો મળ્યો. મારૂં મન શંકાશીલ બન્યું, પણ દુર્ભાગ્યે એક નિર્દોષ પવિત્ર અને દેવાંશી બાલાના ઉપર મારો શક ગયો. પણ વેલેન્ટાઇનના મરણ પછી તો અપરાધી કોણ છે તે બાબત મારા મનમાં જરાપણ શંકા રહી નહી. એકલા મારા મનનેજ નહિ પણ બીજાના મનને પણ ખાત્રી થઇ ગઇ છે. આ રીતે હાલ તો તારો ગુન્હો માત્ર બેજ જણના જાણવામાં આવ્યો છે: પણ ઘણા ઘણા માણસોના મનમાં સત્ય વાતની શંકા આવી છે. એટલે હવે થોડાજ સમયમાં તારા ગુન્હાઓ જગજાહેર થઇ જશે. બોલ તારે શું કહેવું છે ? યાદ રાખજે કે હું તારો પતિ તરીકે પૂછતો નથી, પણ એક ન્યાયાધીશ તરીકે પૂછું છું."

તે યુવતીએ પોતાના હાથમાં પોતાનું મુખ છૂપાવી દીધું. "હું આપને વિનંતિ કરૂં છું–પ્રાર્થના કરૂં છું કે આપ ખોટાં અનુમાન અને વ્હેમનો ભોગ થઇ પડતા નહિ."

"ત્યારે શું તું પણ બ્હીકણુ છે કે?" વાઇલફોર્ટે તિરસ્કાર-યુક્ત અવાજે કહ્યું. "પણ તેમાં તારો પોતાનો વાંક નથી. હું હમેશાં એવું જોતો આવ્યો છું કે જે લોકો વિષ-પ્રયોગ કરનારા હોય છે તે બધાજ ભીરૂ–હિચકારા–બાયલા હોય છે. બે વૃદ્ધ મનુષ્ય અને એક યુવાન બાલાનું ખુન કરી, તેમની મરણોન્મુખ સમયની યાતના-ઓને થંડે કલેજે અને આનંદથી નિહાળનાર તારામાં પણ એવું હિચકારાપણું જોવામાં આવે છે એ શું સત્ય વાત છે?"

"ઓ બાપરે! ઓ પ્રભુ!"

"ચાર ચાર નિર્દોષ પ્રાણીઓની હત્યા કરનાર તું આવી બ્હીકણુ હોઇ શકે એ તો મને ઘણું આશ્ચર્ય લાગે છે." વાઇલફોર્ટે વધારે ને વધારે જુસ્સામાં આવતાં કહ્યું, "તેં બધી ગોઠવણો તો બરાબર કરી હતી. તારૂં કાવતરૂં છુપાવવાને તો તેં ઘણી કાળજી રાખી છે, પણ તું એ વાત ભુલી ગઇ કે પાપ લાંબા વખત સુધી છુપું રહેતું નથી; એ જ્યારે ત્યારે પણ બહાર તો આવવાનુંજ; ખૂન પકડાયા સિવાય રહેતુંજ નથી. વારૂ ત્યારે, જો આવો ગુન્હો કરતાં પકડાઈ તો તારી શી દશા થશે એ વાતનો તેં પ્રથમથી કાંઇ વિચાર કર્યો નહતો? આવા ગુન્હા માટે કાયદામાં શી શિક્ષા ઠરાવી છે તે શું તારા જાણવામાં નથી? ના. ના, એ વાત અશક્ય છે: તારા જાણવામાં હોવીજ જોઇએ. તારા જેવી બાહોશ, ચાલાક, અને વિચારવંત સ્ત્રીએ પ્રથમથીજ આવી બાબતોનો–આવાં કામોનાં

પરિણામનો પણ વિચાર કર્યો ન હોય એ માનવા જેવી વાત નથી: એટલે પ્રસંગ આવ્યે તેં કરેલા આવા ભયંકર ગુન્હાની શિક્ષામાંથી બચવાને કોઇ ઉપાયની પણ પ્રથમથીજ યોજના કરી રાખેલી હોવી જોઇએ. કોઇ વધારે જલદીથી, અને ચોક્કસ અસર કરે તેવું એકાદ વિષ તેં તારા પોતાને માટે કોઇક જગાએ છુપાવી રાખ્યું હોવુંજ જોઇએ. ”

મેડમ વાઇલફોર્ટ હાથ જોડવા લાગી. તે પોતાના પતિને પગે પડવા લાગી.

“ હા, હા. ” તે બોલ્યો. “ હવે હું સમજ્યો. તું તારા ગુન્હા કબુલ કરે છે; પણ ન્યાયાધીશના આગળ છેવટની ઘડીએ આવા ગુન્હાઓ કબુલ કર્યાથી તેની ભયંકરતા કાંઇ ઓછી થતી નથી. આવા ગુન્હા કરનાર ગુન્હેગાર શિક્ષામાંથી કોઇપણ રીતે તદ્દન બચી જઇ શકતો તો નથીજ. ”

“ શિક્ષા ! ” મેડમ વાઇલફોર્ટ બોલી ઉઠી. “ શિક્ષા ! આપ એ શબ્દનો વારંવાર ઉપયોગ કરો છો !”

“ હા, હા. આવા પ્રકારનો એકજ ગુન્હો કરનારને પણ ભયંકર શિક્ષા કરવામાં આવે છે, તો ચાર ચાર ખુન કરવા છતાં પણ તું શિક્ષામાંથી બચી જવાની આશા રાખે છે શું ? તું શું એમ સમજતી હતી કે પેરીસના મુખ્ય મેજીસ્ટ્રેટની ધણીઆણી હોવાથી તને કોઇ પૂછનાર નથી ? તેથી શું કાયદાની ચુંગલમાંથી પણ તું છટકી શકીશ ?

ના, બાઇ સાહેબ, ના. એવા ભયંકર ખૂનીને માટે તો કાયદાએ દેહાન્ત દંડની શિક્ષા ઠરાવી મૂકેલી જ છે, અને ખૂની ગમે તે

હોય તોપણ તેને માટે જલ્લાદની તલવાર હંમેશાં રાહ જોયા કરે છે. બાઇ સાહેબ, એવી ભયંકર શિક્ષામાંથી બચવાનો માત્ર એકજ ઇલાજ છે. તે એ કે જે વિષના પ્રયોગથી નિર્દોષ મનુષ્યોની હત્યા કરવામાં આવી છે, તેજ વિષનાં અગર બલ્કે તેનાથી કોઇ વધારે ભયંકર અને જલદ વિષનાં થોડાંક ટીપાનો ખુનીએ પોતે પોતાને માટે ઉપયોગ કરી લેવો. ”

મેડમ વાઇલફોર્ટના મુખમાંથી એક ભયાનક ચીસ નિકળી ગઇ. તે ભયથી આકુળવ્યાકુળ થઇ ગઇ.

“ બાઇ સાહેબ, ગભરાતાં નહિ. ” મેજીસ્ટ્રેટે આગળ ચલાવ્યું. “ આપે જલ્લાદની તલવારનો ભય રાખવાનું કાંઇપણ કારણ નથી. હું તમારૂં એવું અપમાન થવા દેનાર નથી, કારણ કે તે અપમાન તમારૂં નહી પણ મારૂં પોતાનું થશે. હું ક્યારનો તમને જે કહી રહ્યો છું, તે મારા શબ્દો તમે બરાબર ધ્યાન દઇને સાંભળ્યા હોય એમ મને જણાતું નથી. ના, ના. તમારે જલ્લાદને હાથે મરવાનું નથી. ”

“ ના, ના. મને આપનું કહેવું જરાપણ સમજાતું નથી. આપ શું કહેવા માંગો છો ? ” તે દુર્ભાગી સ્ત્રીએ લથડતા અવાજે પુછ્યું.

“ મારૂં કહેવું એવું છે કે આ શહેરના મુખ્ય મેજીસ્ટ્રેટની સ્ત્રી પોતાનાં પાપકર્મોથી તેના ધણીના નામને જાહેર રીતે કલંક લગાડી શકશે નહી. ”

“ ના! ના! ના. ! ”

“ બાઇ સાહેબ, હું તમારો આભારી છું. ”

“ શાને માટે આભારી ? ”

" તમે હમણાં જે કાંઇ કહ્યું તે માટે. "

" મેં શું કહ્યું ? અરે, મારૂં મગજ અત્યારે ભમી જાય છે. હું કાંઇપણ જોઇ અગર સમજી શકતી નથી. હે પ્રભુ ! હે પરમાત્મા!" તે જમીન ઉપરથી ઉઠી. તેનું આખું શરીર થર થર કંપતું હતું. તેના કેશ છુટા થઇને વિખરાઇ ગયા હતા.

" મેં ઓરડામાં દાખલ થતાંજ જે પ્રશ્ન કર્યો હતો તેનો ઉત્તર તેં હજી નથી આપ્યો. તું હંમેશાં જે વિષનો ઉપયોગ કરે છે તે વિષ તું કયાં છૂપાવી રાખે છે ? "

" ના, ના. મને આશા છે કે આપ એવી ઇચ્છા કદી રાખોજ નહિ. " તે યુવતી કાકલુદી ભરેલા અવાજે બોલી.

" બાઇ સાહેબ, મારી માત્ર એકજ ઇચ્છા છે કે તમારૂં પાપ જાહેર પ્રજાની જાણુમાં ન આવે. જલ્લાદને હાથે તમારો અંત આવે એ બદનામી મારાથી બીલકુલ સહન થાય તેમ નથી. એવી જાહેર અપકીર્તીનો પ્રસંગ હું લાવવા દેનાર નથી. એથી તો મારા નામને બટ્ટો લાગે. કેમ તમે સમજયાં ને ?" વાઇલફોર્ટે પુછ્યું.

" દયા કરો ! અરે, મારા ઉપર જરા દયા કરો !

" મારી માગણી એવી છે કે બરાબર ન્યાય થવો જોઇએ. હું પોતે ન્યાયાધીશ છું એટલે ગુન્હાને માટે શિક્ષા કરવી એ મારી પવિત્ર ફરજ છે. બીજી કોઇ સ્ત્રી હોત—ભલે પછી તે ગમે તો રાજાની રાણી કાં નથી હોતી-પણ જો તમારી જગાએ અત્યારે બીજી કોઇ સ્ત્રી હોત, તો મેં તેને જલ્લાદને આધીન કરી દીધી હોત: પણ તું મારી પોતાનીજ પત્ની છે, એટલે તારા ઉપર હું દયા કરૂં છું; અને તેથીજ તારી પોતાની પાસે છુપાવી રાખેલા જલદમાં જલદ વિષનું તને સ્મરણ કરાવું છું. "

" અરે મને દયા કરો ! મને ક્ષમા કરો ! મને જીવ દો ! મને જીવિતદાન આપો ! "

" અરે, કેવી બ્હીકણુ ! "

" સ્મરણ કરો કે હું આપની સ્ત્રી છું, આપની ધર્મપત્ની, આપની અર્ધાંગના છું ! "

" હું તો માત્ર એટલુંજ જોઇ શકું છું કે તું અપરાધી છે. તું ભયંકર ખૂની છે. તારા ગુન્હા સાબીત થઇ ચુકયા છે. "

" પ્રભુની ખાતર મને બચાવો ! "

" ના! ના ! "

" અરે, એક વખતના આપણા પ્રેમની ખાતર મને બચાવો ! "

" ના! ના ! "

" આપણા પુત્રની ખાતર ! અરે, આપણા એકના એક બાળકની ખાતર ! "

" ના, ના, તે બનવાનું નથી. જો હું તને આજે બચાવું તો કાલે તું બીજાઓની માફક બાળકની પણ હત્યા કરવાને ચુકે નહિ!"

" હું મારા બાળકની હત્યા કરૂં ! હું મારા પુત્રનો વિનાશ કરૂં ! હા! હા ! હા! હા!!!" તેણે એક ભયાનક અટ્ટહાસ્ય કર્યું.

ક્ષણ પછી તે ફરીથી પાછી પોતાના ધણીને પગે પડી, અને અત્યંત દયાજનક અવાજે ક્ષમાની યાચના અને જીવિતદાન માટે કાલાવાલા કરવા લાગી.

"જો, હવે હું તને છેલ્લી ચેતવણી આપી દઉં છું," વાઇલફોર્ટે કહ્યું. " કે કચેરીમાંથી પાછો આવતા મારી આજ્ઞા પળાઇ નથી

એમ જણાશે, તો હું પોતેજ તને પોલીસના હાથમાં સોંપી દઇશ. ”

હવે તેની બધી આશા નષ્ટ થઇ ગઇ.

“ સમજી કે ? ” તેણે ફરીથી કહ્યું. “ કચેરીમાં આજે એક ખૂનીને દેહાન્તદંડની સજા ફરમાવવાને માટેજ હું જાઉં છું. પાછો ફરતાં જો તને જીવતી દેખીશ, તો તારે પણ આજ રાતના કારાગૃહમાં શયન કરવું પડશે, અને અંતે એક હલકામાં હલકા ગુન્હેગારની માફક જલ્લાદને હાથે તારે મરવું પડશે. ”

મેડમ વાઇલફોર્ટે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તે ગભરાઇ ગઇ, તેના પગ ગળી ગયા, આખા શરીરે પસીનો છૂટી ગયો. તે જમીન ઉપર પટકાઇ પડી. તેના ધણીના મનમાં ક્ષણભર જરા દયા આવી. તેણે તેના તરફ જરા ઓછી કઠોર દૃષ્ટિથી એકવાર નજર કરી. પણ પછી મેજીસ્ટ્રેટ તરીકેની પોતાની ફરજ, અને પોતાના પિતાને આપેલા વચનનું તેને સ્મરણ થયું. તેણે હૃદયને પાછું અંકુશિત કરી લીધું—કઠોર બનાવ્યું, અને ધીમેથી કહ્યું:

“ ચાલો ત્યારે, હવે હું રજા લઉં છું. લો હવે છેલ્લા પ્રણામ બાઇ સાહેબ ! ”

આ છેલ્લા પ્રણામથી જલ્લાદની તલવારના ઝટકા જેવોજ તેને ઘા પડયો. તે મૂર્છિત થઇ ગઇ. મેજીસ્ટ્રેટ ઓરડાનું બારણું બંધ કરીને ચાલતો થયો.

---

# પ્રકરણ ૫૫ મું.

"બેનીડેટ્ટો" ના મુકદ્દમાથી આખા પેરીસ શહેરના સમાજમાં ખળભળાટ થઇ રહ્યો હતો. પેરીસનાં સુધરેલાં, દ્રવ્યવાન, અને ઉત્તમ પંક્તિનાં કુટુંબોમાં જ્યાં ત્યાં તેજ બનાવની વાતો ચાલી રહી હતી. તેના કેસના દિવસની બધા આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા. "રાજકુમાર કેવલકેન્ટી" તરીકે તેની ટુંક મુદતની કારકીર્દીમાં પેરીસની જનતામાં અગ્રગણ્ય ગણાતાં કુટુંબોમાં તેનો ઝાઝો અવરજવર થતો હતો. દિવસે દિવસે તેનાં ઓળખાણ પીછાન વધતાં ગયાં હતાં. તેની સંપત્તિ અને પદ્વીની ઘણાઓને ઇર્ષા થતી. જાહેર અને ખાનગી જલસાઓમાં તેની હાજરીની આવશ્યકતા ગણાતી. કેટલેક ઠેકાણે અને કેટલાક પ્રસંગે તો તેની માર્ગ-પ્રતીક્ષા પણ થતી. પેરીસનાં મુખ્ય મુખ્ય નિવાસગૃહો, આરામાલયો, અને ભોજનગૃહોમાં તે પોતાની ઉદારતાને માટે જાણીતો થયો હતો.

પાપ હમેશાં છૂપું રહેતું નથી. આખરે "રાજકુમાર કેવલકેન્ટી" નું ભોપાળું ખુલ્લું થઈ ગયું. વર્તમાનપત્રો તેનાં પરાક્રમો તેની ગર્જના કરી ઉઠયાં. જે લોકો "રાજકુમાર કેવલકેન્ટી" ના અંગત સંબંધમાં આવ્યા હતા, તે તમામને તેના કેસનું શું થાય છે, તે જાણવાની ઉત્કટ જીજ્ઞાસા થઇ આવી, અને તેથી તેનું કામ ચાલે તે વખતે કચેરીમાં હાજર રહીને તે નજરે જોવાનો તેઓએ નિશ્ચય કર્યો હતો. ઘણા ખરાનો અભિપ્રાય તો એવો થતો હતો કે કાંતો "બેનીડેટ્ટો"

કોઇ નીચ કાવતરાનો ભોગ થઇ પડયો હોય, અગર તો સત્તાવાળાઓની કાંઇક ભ્રાન્તિના પરિણામે તેના ઉપર આ આફત આવી પડી હોવી જોઇએ. તેનો પિતા મેજર કેવલકેન્ટી પેરીસમાં આવી પહોંચ્યો હતો, એટલે સૌ કોઇ એમ ધારતું હતું કે તે પોતાના પુત્રનું નિર્દોષપણું સાબીત કરીને તેને આફતમાંથી છોડાવશે. "રાજકુમાર બેનીડેટ્ટો"નો માયાળુ સ્વભાવ, તેનો સુંદર ચ્હેરો, તેની અદ્વિતીય ઉદારતા વિગેરેનું જે લોકોને સ્મરણ હતું, તેઓનાં અંતઃકરણ તેને માટે ખોટો અભિપ્રાય બાંધવાને તૈયાર નહોતાં. તેઓ તો ખરેખર જ તેને કોઇ સોનેરી ટોળીના પંજામાં સપડાએલો, અને નીચ કાવતરાનો ભોગ થઇ પડેલો ભલો અને ભોળો યુવાન જ માનતા. કારણ કે આ જગત્માં એવું ઘણી વખત બને છે કે દ્રવ્યવાન, અને નીતિમાન, છતાં ભલા માણસો ઇર્ષ્યા અને દ્વેષના ભોગ થઇ પડે છે, અને નીચ મનુષ્યો તરફથી તેમને ઘણું ખમવું પડે છે.

આથી દરેકે દરેક જણ ન્યાય મંદીરમાં દોડયું. કેટલાંક આદમીઓ જોવાના ઇરાદાથી ગયાં, તો કેટલાંક ટીકા કરવાના હેતુથી ગયાં. સવારના સાત વાગ્યાથી ન્યાયમંદીર આગળ લોકોની ઠઠ જામવા લાગી. કામ શરૂ થવાને હજી તો એક કલાક બાકી હતો, એટલામાં તો ન્યાયાસનવાળું દિવાનખાનું ખાનદાન મનુષ્યોથી ચીકાર ભરાઇ ગયું. બોકેમ્પને એક જાણીતા પત્રકાર તરીકે દરેક જગાએ અગ્રસ્થાન મળતું, એટલે કોર્ટમાં પણ તે દિવસે સ્થાન મેળવવાને તેને જરાપણ હરકત પડી નહિ. ડીબ્રે અને શાતોરીનોડ પણ ત્યાં આવેલા હતા. તેઓ ભેગા થયા એટલે બોકેમ્પે વાત છેડી.

"આજે તો આપણને આપણા જુના દોસ્તનાં ફરીથી દર્શન દર્શન થવાનાં છે."

"હા, હા." ડીબ્રેએ જવાબ આપ્યો. "પેલા રાજકુમારનાં જ તો! સાલ્લો કેવો બદમાસ! જાહન્નમમાં જાય એવા રાજકુમારો!"

"લોકો તો તેના ઉપર ફીદા ફીદા થઇ જતા હતા! જે તે કોઇ તેને ઇટાલીનો પ્રાચીન રાજવંશનો એક કુલદીપક માનતા!" બીજા એક જણે ટાપસી પૂરી.

"ચીનનો શાહુકાર જ તો!"

"તેને સજા તો થવાની જ, નહિ વારૂ?" ડીબ્રેએ બોકેમ્પને પૂછયું.

"અરે યાર, એ પ્રશ્ન તો અમારે તમને પૂછવો જોઇએ. આવી બાબતોની અમારા કરતાં તમને વધારે ખબર હોય! તેના સંબંધમાં પ્રધાન મંડળમાં કાંઇ વાતચીત થતી હતી કે?"

"હા." "શી વાતચીત થતી હતી?"

"એજ કે, તેની બાહોશી અને બ્હાદૂરીનાં જે વખાણ થઇ રહ્યાં છે, તેને તે કોઇ પણ રીતે લાયક નથી. તે તો માત્ર હલકામાં હલકા પ્રકારનો બદમાસ અને ખૂની ગુન્હેગાર છે."

"બાપરે!" બોકેમ્પ બોલ્યો. "પણ સાલાએ રાજકુમારનો વેશ તો આબેહુબ ભજવ્યો હાં!"

"હા, હા. બોકેમ્પ, તમને તેમ લાગતું હશે; કારણકે તમે જૂના રાજવંશો, સરદારો, અને નામાંકિત ઘરાણાંઓની વિરૂદ્ધના પક્ષમાં છો, અને હમેશ તેમના દોષ કાઢવાને તૈયાર રહો છો. પણ હું તો માણસને જોતાંની સાથેજ તે ખરેખર આબરૂદાર અને કુલિન ગૃહસ્થ છે કે નહિ તે પ્રેરણાથી સમજી શકું છું."

"ત્યારે તમે તેને જુના રાજવંશનો રાજકુમાર નહોતા માનતા"

"હું જુના રાજવંશને માનું છું. હજી પણ તે વંશનો કોઈક વંશજ અસ્તિત્વમાં હોવો જોઇએ, એમ મારૂં માનવું છે; પણ આ ભામટાને તો હું રાજકુમાર તરીકે કદીપણ માનતો નહોતો."

"હવે એ તો ઠીક છે; પણ ઘણા લોકો તેને રાજકુમાર માનતા હતા. કેટલાક પ્રધાનો પણ તેની મુલાકાતથી પોતાને માન મળેલું સમજતા!" બોકેમ્પે ટીકા કરી.

"જાણે કે પ્રધાનોને આવી બાબતની સમજણ હોય છે!"

"હા, હા. એ વાત પણ ખરી!"

"પણ" ડીબ્રેએ બોકેમ્પને પૂછ્યું. "ત્યારે તમે મેજીસ્ટ્રેટને મળ્યા હતા કે?"

"ના, ના. એ બની શક્યું જ નહિ. કારણકે કેટલા આઠવાડીઆથી મો. વાઇલફોર્ટ કોઇને મળતા જ નથી. તેના કુટુંબ ઉપર આવી પડેલી ઉપરા ઉપરી વિચિત્ર આફતોથી—"

"વિચિત્ર! કેમ એમ કેમ?"

"વિચિત્ર નહિ તો બીજું શું? ઉપરા ઉપરી ચાર મરણો ઘણી ટુંક મુદતમાં થાય અને તે પણ એકજ રોગથી, એ વિચિત્ર નહિ તો બીજું શું?"

એટલામાં બોકેમ્પની નજર એક સ્ત્રીના ઉપર પડી. તેણે પોતાનું મુખ એક બુરખાથી આચ્છાદિત કરેલું હતું. બીજાઓનું ધ્યાન પણ તે તરફ દોરાયું.

"એ કોણ છે?" "એતો એજ!" "એ જ એટલે કોણ?"

"પણ તે નાસી ગયાંની વાતો ઉડી હતી ને?"

"કોણ યુજીની? બેરન ડેંગ્લર્સની પુત્રી? શું તે પાછી આવી?"

" ના. ના. આતો તેની માતા છે; મેડમ ડેંગ્લર્સ છે."

"મેડમ ડેંગ્લર્સ ? ના! ના! અશક્ય!" રીનોડ બોલ્યો.

"તેની છોકરીને નાસી ગયાને તો હજી દસ બાર દિવસ પણ નથી થયા; તેમજ તેનો ધણી પણ દેવાળુ કાઢીને હમણાં બે દિવસ ઉપર જ નાસી ગયો છે; એટલામાં આવી જાહેર જગાએ આવતાં તેને જરા શરમ પણ આવતી નથી!"

ડીબ્રે જરા શરમાયો. બોકેમ્પે ફરીથી તે બાના તરફ દૃષ્ટિ કરી.

"એ મેડમ ડેંગ્લર્સ જ છે એવું શા ઉપરથી? આપણને તો કાંઇ ઓળખાણ પડતું નથી. બુરખો ઓઢી લીધો છે એટલે આપણાથી ઓળખી શકાતી નથી. કદાચ રાજકુમાર કેવલકેન્ટીની માતા પણ હોય! હશે, આપણે શું? ગમે તે હશે. પણ જુઓ ન્યાયાધીશ સાહેબો આવી પહોંચ્યા લાગે છે. ચાલો, હવે આપણે સૌ પોતપોતાની જગાએ બેસી જઇએ."

બહારની બાજુએ ઘોંઘાટ થઇ રહ્યો હતો. તેનો ચેપ ન્યાયાસનના ઓરડામાં પણ લાગ્યો. એટલામાં એક ચોપદાર દાખલ થયો. બે ત્રણ ચપરાસીઓ બારણા આગળ હાજર થઈ ગયા. ચોપદારે તીક્ષ્ણ અવાજે સર્વ કોઇનું ધ્યાન ખેંચતાં કહ્યું:—

"ન્યાયાધીશ સાહેબ પધારે છે! સૌ કોઇ શાંત થઇ જાઓ! ન્યાયાધીશ સાહેબ પધારે છે!"

પાછળ ન્યાયાધીશો દાખલ થયા. સર્વ કોઇએ ઉભા થઇને નમન કર્યું. ગંભીર ચહેરે અને ધીમે પગલે જઇને તેઓ ન્યાયાસન ઉપર બીરાજ્યા. લોકો પણ પોત પોતાની જગાએ જ્યાં ત્યાં ગમે તેમ ગોઠવાઇ ગયા. એકાદ બે મિનિટમાં ચારે તરફ શાંતિ પ્રસરી રહી. પછી જ્યુરી (પંચ) ના ગૃહસ્થોનાં નામો પોકારવામાં આવ્યાં.

એટલે તેમને તેમના માટે નિયત કરેલા સ્થાન તરફ લઇ જવામાં આવ્યા. તેઓએ પોતાની બેઠકો લીધી. મુખ્ય મેજીસ્ટ્રેટને માટે પણ એક ખાસ સ્થાન નિયત કરેલું હતું. મોં. વાઇલફોર્ટે ત્યાં પોતાની બેઠક લીધી. આજના કેસનો સર્વ આધાર તેની તૈયારી ઉપર હતો. સૌ કોઇનું ધ્યાન તેના તરફ દોરાયું. તેણે પણ પોતાની આસપાસ ચારે બાજુએ એક શાંત દૃષ્ટિ ફેરવી. તેના ગંભીર અને કડક ચ્હેરા તરફ સૌ કોઇ આશ્ચર્યથી જોઇ રહ્યું. તેના ઉપર આવી પડેલી ભયંકર વિપત્તિઓથી તેના ચ્હેરામાં જરા પણ ફેરફાર પડયો નહોતો. માનુષી લાગણીઓના ઉપર–મનોવિકારોના ઉપર આવી રીતનો વિજય મેળવનાર આ અલૌકિક વ્યક્તિએ કેટલાકનાં હૃદયોમાં આશ્ચર્ય અને કેટલાકનાં હૃદયો માન તથા સૌ કોઇના હૃદયમાં એક પ્રકારના ભયની લાગણી પેદા કરી.

" આરોપીને હાજર કરો. " ન્યાયાધીશોના પ્રમુખે શાંત અને ગંભીર અવાજે આજ્ઞા કરી.

આ શબ્દો સાંભળતાં બેનીડેટ્ટો જે દરવાજામાંથી દાખલ થવાનો હતો તે તરફ સૌ કોઇ એકાગ્ર ચિત્તથી અને આતુરતાથી જોઇ રહ્યા. દરવાજો તુરતજ ખુલ્યો, અને આરોપી દાખલ થયો. તેના મુખ ઉપર કોઇ પણ જાતના ભય અગર ચિન્તાની જરા પણ લાગણી જણાતી નહોતી. તે ગંભીર અને સ્થિર પગલાં ભરતો આગળ વધતો હતો. તેની દૃષ્ટિ શાંત હતી. ન્યાયાધીશોને અને ખાસ કરીને પ્રમુખને તે જરા વાર નિહાળી રહ્યો. તે પછી મુખ્ય મેજીસ્ટ્રેટ તરફ થોડીવાર ધારી ધારીને જોઇ રહ્યો.

આન્ડ્રીઆ પાંજરામાં દાખલ થયો એટલે તેના બચાવ માટે

રોકવામાં આવેલો ધારાશાસ્ત્રી ( વકીલ ) તેની તરફ આવીને ઉભો રહ્યો.

જ્યુરી (પંચ)ના સભ્યોએ સોગન લીધા.

આ પછી કેસ શરૂ થયો.

પ્રમુખે પ્રથમ ત્હોમતનામું માગ્યું. મેજીસ્ટ્રેટ મોં. વાઇલફોર્ટે આ ત્હોમતનામું તૈયાર કરવામાં પોતાનાં કાયદાના જ્ઞાનનો, ઘડાએલી બુદ્ધિનો, અને કસાએલી કલમનો સંપૂર્ણ ઉપયોગ કર્યો હતો.

સર ન્યાયાધીશે—પ્રમુખે ત્હોમતનામું વાંચવાનું શરૂ કર્યું. તે જરા વધારે લાંબું હતું. બધા આન્ડ્રીઆના મુખ ઉપર શા શા ફેરફારો થાય છે, તે જાણવાને આતુરતાથી તેના તરફ જોઇ રહ્યા. પણ તે તો શાંતિથી બધું સાંભળી રહ્યો હતો. તેના મુખ ઉપર બેદરકારી સિવાય બીજું કાંઇ પણ દૃષ્ટિગોચર થતું નહોતું. વાઇલ્ફોર્ટે ટુંકામાં પણ અસરકારક ભાષામાં બધો કેસ તૈયાર કર્યો હતો; અને તેમાં આરોપીના આખા જીવન ચરિત્રનું સિંહાવલોકન તેણે ટુંકામાં પણ ઉત્તમ પ્રકારે કરી બતાવ્યું હતું. બચપણથીજ ગુન્હા કરવા તરફ તેના મનનું વલણ હોઇ સમય જતાં તે ભયંકર ગુન્હાઓ કરતો થયો હતો, અને આ પહેલાં તેને તે માટે સજાઓ પણ થઇ ગઇ હતી, એ વાતો વાઇલફોર્ટે સ્પષ્ટ રીતે સાબીત કરી બતાવી હતી. પરિણામ એ થયું કે, કાયદો તેને અપરાધી ઠરાવી સજા ફરમાવે તે પહેલાં તો ત્હોમતનામું વંચાયું કે તુરતજ લોકોએ તેને અપરાધી ઠરાવી કાઢ્યો, અને દેહાન્ત દંડની જ શિક્ષાને તે લાયક હતો એવો સૌ કોઇનો અભિપ્રાય થયો. પણ એક પછી એક તેના વિરૂદ્ધ મૂકાતાં જતાં ત્હોમતો તરફ આન્ડ્રીઆ કાંઇ પણ ધ્યાન આપતા નહોતો. મોં. વાઇલફોર્ટ તેને ખાસ ધ્યાનપૂર્વક નિહાળી

રહ્યો હતો, અને પોતાની તીક્ષ્ણ દૃષ્ટિથી તેને ગભરાવવાને હરેક પ્રયત્ન કરી રહ્યો હતો; પણ આન્ડ્રીઆને તેની લેશ માત્ર પણ દરકાર નહોતી. આખરે ત્હોમતનામું પુરૂં થયું.

"બંધવા," સર ન્યાયાધીશે પૂછ્યું. "તારૂં નામ શું?"

"નામદાર સાહેબ," આન્ડ્રીઆએ શાંતિથી અને સ્પષ્ટ અવાજે ઉત્તર આપ્યો. "બેઅદબી માફ કરશો; પણ મને લાગે છે કે આપ નામદાર સાહેબ મને એવી રીતે પ્રશ્નો પૂછવા માગો છો કે જે મને સમજાવા મુશ્કેલ છે, અને તેથી તેના ઉત્તર મારાથી આપી શકાય તેમ નથી. મારે આપ સાહેબને કોઇ જાતની સુચના કરવી એ વિવેક ભરેલું કહેવાય નહિ; પરંતુ હાલના સંજોગોમાં કાયદાના ઠરેલા અનુક્રમ પ્રમાણે પ્રશ્નો પૂછવાને બદલે તે અનુક્રમને કાંઇક અપવાદ કરવાની જરૂર છે, એમ મને લાગે છે, અને તેનો ખુલાસો હું આગળ ઉપર કરીશ. અવિવેક લાગતો હોય તો તે માટે હું નામદાર કોર્ટની ક્ષમા ચાહું છું; પણ મારી એવી વિનંતિ છે કે ઠરેલા અનુક્રમ કરતાં કાંઇક જુદી રીતે પ્રશ્નોના ઉત્તરો આપવાની મને પરવાનગી મળવી જોઇએ. નહિ તો હું પ્રશ્નોનો બીલકુલ જવાબ જ આપીશ નહિ."

સર ન્યાયાધીશ તો આભો જ થઇ ગયો. તેણે જ્યુરી (પંચ)ના સભ્યો તરફ નજર કરી. જ્યુરીના ગૃહસ્થો મેજીસ્ટ્રેટના સામે જોવા લાગ્યા. કોર્ટ, વકીલ-મંડળ, અને પ્રેક્ષકો, તમામ લોકો આશ્ચર્યમાં ગરક થઇ ગયા; પણ આન્ડ્રીઆના મુખ ઉપર કોઇપણ પ્રકારનો ફેરફાર અગર વિકાર જણાયોજ નહિ. તે તો જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ બેદરકાર બનીને ઉભો રહ્યો, અને ચારે તરફ નજર કરવા લાગ્યો.

" વારૂ, તારી ઉમ્મર ? " સર ન્યાયાધીશે થોડીક ક્ષણુ પછી ફરીથી ગંભીરતા ધારણુ કરી પુછ્યું. " આ પ્રશ્નનો ઉત્તર તો તું આપીશને ? "

" નામદાર સાહેબ, આ પ્રશ્નનો તેમજ બીજા તમામ પ્રશ્નોના ઉત્તર આપવાને મને કાંઇજ વાંધો નથી; પણુ તે પ્રશ્નોના ઉત્તર આપવાનો વારો આવશે એટલે આપીશ. "

" તારી ઉમ્મર ? " સર ન્યાયાધીશે ફરીથી પૂછ્યું.

" મારી ઉમ્મર એકવીસ વરસની છે, અગર ચોક્કસ પૂજતા હોતો થોડાક દીવસમાં મારી ઉમ્મર તેટલી થશે. કારણુ કે સને ૧૮૧૭ ના સપ્ટેમ્બર માસની સત્તાવિસમી તારીખે રાત્રે મારો જન્મ થયો હતો. "

વાઇલફોર્ટ કાંઇક નોંધ કરવામાં રોકાયો હતો, તે આ તારીખ સાંભળીને જરા ચમક્યો, અને તેણે ઉંચું જોયું.

" તારો જન્મ ક્યાં થયો હતો ? " પ્રમુખે બીજો પ્રશ્ન કર્યો.

" આ પેરીસ શહેરની પાસેના 'ઓટવીલ' નામના ગામડામાં."

વાઇલફોર્ટે ફરીથી ડોકું ઉચું કર્યું, અને જાણે કે કોઇ પિશાચ નિહાળી રહ્યો હોય તેમ બેનીડેટ્ટોના તરફ જોઇ રહ્યો. તેનું મ્હો ફીક્કું પડી ગયું. આન્ડ્રીઆએ પોતાના ખીસ્સામાંથી એક સુંદર રેશમી રૂમાલ કાઢીને તેનાથી પોતાનું મ્હો લુછ્યું.

" તારો ધંધો ? "

" બનાવટી દસ્તાવેજો અને ખોટી સહીઓ કરવાના ધંધાથી મેં ઉદ્યોગની શરૂઆત કરી. " આન્ડ્રીઆએ બને તેટલી શાંતિ જાળવતાં ઉત્તર આપ્યો. " તે પછી અનેક પ્રકારના હાથ ચાલાકીના

ધંધામાં મારી બુદ્ધિનો પ્રભાવ મેં અજમાવવા માંડયો. ત્યાર પછી મેં મોટી મોટી ચોરીયો કરવા માંડી, અને હમણાં હમણાં તો હું એક ખૂની બન્યો છું."

આ શબ્દો સાંભળતાં સૌ કોઈનો મીજાજ ગયો. ચારે બાજુએ ગુસ્સાને લીધે ઘોંઘાટ અને ખળભળાટ થઇ રહ્યો. ન્યાયાધીશો પણ સ્તબ્ધ બની ગએલા જણાયા. તેના જેવા સભ્ય અને શિષ્ટાચાર-સંપન્ન જણાતા એક મનુષ્યની આવી પાશવ વૃત્તિ જોઇને જ્યુરીના સભ્યો પણ તેના તરફ તિરસ્કાર બતાવવા લાગ્યા. વાઇલફોર્ટે પોતાના કપાળે હાથ ફેરવ્યો. તેના શરીરમાં ભયંકર જ્વરે પ્રવેશ કર્યો હોય, તેમ તેના કપાળ અને આખા શરીરમાં આગના ભભુકા ઉડતા લાગ્યા. તે એકાએક ઉઠયો, અને જાણે તેની અક્કલ ગુમ થઇ ગઇ હોય—જાણે તેની બુદ્ધિ બ્હેર મારી ગઇ હોય તેમ બ્હાવરો બનીને ચારે બાજુએ જોવા લાગ્યો. તેને ગભરામણ થતી હતી. તેનો શ્વાસ રૂંધાતો હતો.

"કેમ મેજીસ્ટ્રેટ સાહેબ, આપ શું શોધી રહ્યા છો? કાંઇ ખોવાયું છે કે શું?" આરોપીએ મેજીસ્ટ્રેટને હસતાં હસતાં પુછ્યું.

વાઇલફોર્ટે કાંઇપણ જવાબ આપ્યો નહિ. તે પાછો પોતાની ખુરશી ઉપર બેસી ગયો, અગર ફસડાઇ પડયો.

"ચાલ, બંધવા, હવે તારૂં નામ જણાવવાનું તું કબુલ કરે છે કે?" સર ન્યાયાધીશે પુછ્યું. "તે જે અસભ્ય, અને જંગલી રીતે તારા ગુન્હાઓનું વર્ણન કર્યું છે, તે ઉપરથી તારા ઘાતકી હૃદયની કઠોરતા, અને તારી પૈશાચી-રાક્ષસી વૃત્તિઓ સ્પષ્ટ રીતે

વ્યક્ત થાય છે. મનુષ્ય જાતિના માનની ખાતર, અને નીતિના સિદ્ધાંતોના પરિપાલન માટે, તારી આવી વર્તણુંક બદલ કોર્ટ તને સખ્ત ઠપકો આપવાની જરૂર જુએ છે. જે રાક્ષસી આનંદ અને ધૃષ્ટતાથી તેં તારા ધંધાનું વર્ણન કર્યું છે, અને તારા ગુન્હાઓનું વર્ગીકરણ કર્યું છે, તે ઉપરથી સમાજને તારા જેવા પાપાત્માઓના પંજામાંથી સદાને માટે છૂટો કરવાની અવશ્યકતા સ્વીકારવાની જરૂર પડે છે. તારા આત્મા અને હૃદયની અધોગતિ એટલી બધી હદ સુધી પહોંચી ગઇ છે, કે તું આમાં એક પ્રકારનું મોટું માન સમજવા લાગ્યો છે, અને અત્યાર સુધી તું તારૂં નામ જણાવવામાં ઢીલ અને આનાકાની કરે છે. તેનું કારણ પણ કાંઇક તેવુંજ હોવું જોઇએ મને લાગે છે કે તારા નામની આગળ તેં જણાવેલી આ બધી પદ્વિઓ અને ખેતાબો લગાડવાના ઇરાદાથીજ તું હજી સુધી તારૂં નામ જણાવતો નથી."

"આપ નામદાર સાહેબ, મારા હૃદયના આશયો બધા આવી સારી અને સંપૂર્ણ રીતે સમજી ગયા છો, એ જોઇને મને ઘણું આશ્ચર્ય લાગે છે." બેનીડેટ્ટો. પોતાના અતિશય મૃદુ અવાજે અને વિવેકથી કહ્યું. "હા જી, મારે કબુલ કરવું પડે છે કે પ્રશ્નનો અનુક્રમ બદલવાની આપ નામદાર સાહેબને સેવકે તેજ કારણે વિનંતી કરી હતી.

'હવે તો બધાના આશ્ચર્યનો પારજ રહ્યો નહિ. આરોપીનાં શબ્દોમાં હવે કોઇપણ પ્રકારની લુચ્ચાઇ, શેખી, ફીસીઆરી અગર ધમકી જણાતી નહોતી. પ્રેક્ષકોનો દેખાવ આકાશમાંથી ધડાકા અને ભડાકા સાથે તુટી પડવાને તૈયાર થઇ રહેલા મેઘમંડળના જેવો થઇ રહ્યો હતો.

"ઠીક," પ્રમુખે ફરીથી પ્રશ્ન કર્યો. "તારૂં નામ ?"

"મારૂં નામ આપ નામદાર સાહેબને જણાવી શકું તેમ નથી; કારણ કે મને પોતાનેજ તે માલુમ નથી; પણ જો આપને મારા પિતાનું નામ જાણવાની જરૂર હોય, તો તે હું આપ સાહેબને જણાવી શકું તેમ છે, કારણ કે તે મારા જાણવામાં છે."

"વારૂ ચાલ, તારા પિતાનું નામ જણાવ." કોર્ટે હુકમ કર્યો.

એટલી મોટી મેદનીમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી. જરાપણ અવાજ આવતો ન્હોતો. લોકોના શ્વાસોચ્છ્વાસ પણ જાણે બંધ થઇ ગયા હોય તેવી આતુરતાથી સૌ કોઇ આરોપીના મુખમાંથી બહાર પડતા શબ્દો સાંભળવાને કાન માંડવા લાગ્યા.

"મારા પિતાજી અત્યારે આપ નામદાર સાહેબના સામાજ બીરાજે છે. તેઓ આ શહેરના મુખ્ય મેજીસ્ટ્રેટ છે."

"મુખ્ય મેજીસ્ટ્રેટ ?" સર ન્યાયાધીશે પૂછ્યું. તે આશ્ચર્યથી સ્તબ્ધ જ બની ગયો. મોં. વાઇલફોર્ટના મુખ ઉપરનાં ગભરાટનાં ચિન્હો તેના જોવામાં આવ્યાં નહિ.

"મુખ્ય મેજીસ્ટ્રેટ ?" તેણે ફરીથી પુછ્યું.

હાં જી. આપ નામદાર સાહેબને તેઓનું નામ જાણવાની ઇચ્છા હોય તો આપને તે જણાવું. તેઓનું નામ મોં. વાઇલફોર્ટ છે."

ન્યાયની કોર્ટને માટે માનની લાગણીને લીધે જ અત્યાર સુધી શાંતિ જળવાઇ રહી હતી; પણ આન્ડ્રીઆના મુખમાંથી મોં. વાઇ-લફોર્ટનું નામ સાંભળતાંજ ચારે બાજુએ ભયંકર ખળભળાટ થઇ રહ્યો. લોકોની લાગણીને રોકવાને કોર્ટે પણ કાંઇ પ્રયત્ન કર્યો નહિ. ચારે બાજુએથી આરોપીના ઉપર ગાળો, અને તિરસ્કારનો વરસાદ

વરસી રહ્યો. લોકો તેના તરફ અનેક રીતે પોતાની નાખુશી બતાવવા લાગ્યા. એવા પ્રસંગે લોકોના ટોળાને કબજે રાખવું એ ઘણું મુશ્કેલ કાર્ય થઇ પડે છે. પોલીસના સીપાઇઓ, ચપરાસીઓ, જમાદારો અને અમલદારો લોકોને શાંત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ પાંચ દસ મિનિટ સુધી તોફાન શાંત પડયું નહિ. કેટલાક લોકો મોં. વાઇલફોર્ટની પાસે દોડી આવ્યા, અને તેના તરફ દિલસોજી અને સહાનુભૂતિ બતાવવા લાગ્યા. વાઇલફોર્ટ તો બિચારો ઉંચું જ જોઇ શકતો નહોતો. છેવટે ઘણા ઘણા પ્રયત્ને પાછી શાંતિ ફેલાઇ. તો પણ કેટલાક લોકો ગણગણાટ કરી રહ્યા હતા. આ તોફાન દરમ્યાન આન્ડ્રીઆ તો જાણે કે રંગભૂમિ ઉપર ચાલી રહેલો કોઇ નાટય-પ્રયોગ નિહાળી રહ્યો હોય, તેમ આનંદથી હસતો હતો. તે તો લોકોના ટોળા તરફ જોઇ રહ્યો હતો. છેવટે શાંતિ પથરાઇ એટલે પાંજરાના કઠેડા ઉપર હાથ ટેકવીને તે બોલ્યો:—

"ગૃહસ્થો, હું આપને સર્વને ખાત્રીથી જણાવું છું કે નામદાર કોર્ટનું અપમાન કરવાનો, અગર આપ માનવંતા પ્રેક્ષકોની સભામાં ગરબડ મચાવવાનો મારો બીલકુલ ઇરાદો નહોતો. મારી ઉમ્મર પૂછી તો મેં તે જણાવી. મારો જન્મ કયાં થયો હતો? કયારે થયો હતો? એવા મને પ્રશ્ન પૂછવામાં આવ્યા. મેં તેના જવાબ આપ્યા. નામદાર કોર્ટે મારૂં નામ પૂછયું. પણ તેનો જવાબ હું કેવી રીતે આપી શકું? મારાં માતપિતાએ મને રઝળતો છોડી દીધેલો હોવાથી મારૂં ખરૂં નામ શું તે જાણવાની મને તક જ મળી નહોતી. આ બાબતની માહિતી મારાં માતપિતાને હોઇ શકે; પણ તેમણે મને તે જણાવવાની કદી તસ્દી લીધી જ નહોતી. આ રીતે મારૂં નામ મને

માલુમ ન હોવાથી મારાથી તે જણાવી શકાય તેમ નહોતું. છતાં મારા પિતાનું નામ હું જાણતો હોવાથી મેં મારા પિતાનું નામ જણાવ્યું. હું ફરીથી પણ આપને જણાવું છું કે મોં. વાઇલફોર્ટ મારા પિતા થાય છે, અને તે સાબીત કરી આપવાને હું તૈયાર છું."

તે યુવાનની ભાષામાં અને તેની બોલવાની રીતભાતમાં કાંઇક સત્યતા જણાતી હતી. તેથી તોફાન શાંત થઇ ગયું. બધાની દૃષ્ટિ ક્ષણભર મેજીસ્ટ્રેટના તરફ વળી. તે તો બીચારો વજ્રપાતના આઘાતથી શબવત્ બનીને ખુરશીમાં પડયો હતો.

"ગૃહસ્થો, આન્ડ્રીઆએ પોતાના અવાજ અને રીતભાતથી બધાને શાંત કરી નાંખતાં ફરીથી કહ્યું. "મેં તમને જે કાંઇ કહ્યું છે, તેનો મારે ખુલાસો કરવો જોઇએ, અને એ બધી બાબતો મારે સાબીત કરી બતાવવી જોઇએ."

"પણ સર ન્યાયાધીશે ચીડાઇને કહ્યું. "તું પોતાને "બેનીડેટ્ટો" ના નામથી ઓળખાવતો હતો, માતા પિતા વગરનો જણાવતો હતો, અને કોરસીકાનો રહીશ હોવાનો ઢોંગ કરતો હતો ને?"

"હાલમાં મેં જે કાંઇ વાત જાહેર કરી છે, તે જાહેર કરવાની તક મને મળે તેવા હેતુથી હું મારી મરજીમાં આવે તેવી અફવાઓ ઉડાવતો. મારી ઇચ્છામાં આવે તેવાં ગપ્પાં હું ફેંકતો હતો. તેમ ન કર્યું હોત તો આજે મને જે લાગ મળ્યો છે, તે કદી મળત જ નહિં. હું આપ નામદાર સાહેબને ફરીથી જણાવવાની રજા લઉં છું કે આ સેવકનો જન્મ સને ૧૮૧૭ ના સપ્ટેંબર માસની સત્તાવીસમી તારીખે રાત્રે થયો હતો. હું આ શહેરના મુખ્ય મેજીસ્ટ્રેટ વાઇલફોર્ટનો પુત્ર થાઉં છું. વારૂ, આથી વધારે વિગતો જાણવાની આપ નામદાર સાહેબની ઇચ્છા છે? સાંભળો ત્યારે, હું આપને

જણાવું. ઓટવીલમાં નંબર ૨૮ વાળા મકાનમાં મારો જન્મ થયો. મારો જન્મ થતાં જ મારા પિતાએ મને પોતાના હાથમાં ઉપાડી લીધો, અને મારી માતાને જણાવ્યું કે હું જન્મતાજ મરણ પામ્યો હતો. મારા પિતાએ મને એક મોટા રૂમાલમાં લપેટી લીધો. તે રૂમાલ ઉપર "એચ" અને "એન" એવા કોઇકના નામના આદ્યાક્ષરો લખેલા હતા. મારા પિતા પછી મને તે મકાનને લગતા બાગમાં લઇ ગયા, અને ત્યાં મને જીવતો જ દાટી દીધો.

વાઇલફોર્ટનો ગભરાટ વધતો જતો જણાયો. જેમ જેમ તેનો ભય વધતો ગયો, તેમ તેમ કેદીના મનમાં વધારેને વધારે વિશ્વાસ અને બળ આવતાં ગયાં. આ જોઇને પ્રેક્ષકો બધા કંપી ઉઠયા.

"પણ ધારો કે તું કહે છે તે વાત ઘડીભર માનવામાં આવે, તો પણ આ બધી વિગતો તારા જાણવામાં શી રીતે આવી?" સર ન્યાયાધીશે પ્રશ્ન કર્યો.

"તે પણ હું આપને જણાવીશ. નામદાર સાહેબ, એક મનુષ્ય મારા માતપિતાનો કટ્ટો શત્રુ બન્યો હતો. તેણે મારા પિતાના ઉપર વૈર લેવાના સોગન ખાધા હતા. તે મારા પિતાને મારી નાખવાનો લાગ શોધતો હતો. જે દિવસે મારો જન્મ થયો અને મને જીવતો દાટવામાં આવ્યો, તે દિવસે રાત્રે તે પેલા મકાનના બાગમાં આવીને સંતાઈ રહ્યો હતો. તેણે મારા પિતાને જમીનમાં ખાડો ખોદીને કાંઇક દાટતા જોયા, અને તેઓ જ્યારે તે કાર્યમાં મશગુલ થયા હતા. ત્યારે તેમને છરીથી ઘા કર્યો. પછી મારા પિતાએ કાંઇક કિંમતી ખજાનો દાટયો હશે, એમ સમજી તેણે પેલા ખાડામાં ખોદી જોયું તો તેમાંથી એક પેટી તેને જડી, જે ખોલી જોતાં તેમાંથી હું

તેને જીવતો મળી આવ્યો. તેણે મને એક અનાથ બાલકાશ્રમમાં મૂકયો, જ્યાં મને સત્તાવીસમા નંબરે દાખલ કરવામાં આવ્યો. ત્રણ માસ પછી એક સ્ત્રીએ તે અનાથબાલકાશ્રમમાં આવીને મને પોતાના પુત્ર તરીકે કબુલ કર્યો, અને મને પોતાને ત્યાં લઇ જવાની માંગણી કરી. તેણે આપેલી સાબીતી સંતોષકારક જણાવાથી મને તેને સ્વાધીન કરવામાં આવ્યો, અને તે સ્ત્રી મને પોતાની સાથે ફોરસીકામાં પોતાને ગામ લઇ ગઈ. આ રીતે જો કે મારો જન્મ પેરીસમાં થયો હતો; છતાં હું ફોરસીકામાંજ ઉછરીને મોટો થયો હતો."

ક્ષણભર એટલી બધી શાંતિ પ્રસરી રહી કે એક સોય પડે તો તેનો અવાજ પણ સંભળાય. જાણે કે ઓરડો તદ્દન નિર્જન હોય તેવું લાગ્યું.

"વાહ, ચાલ, આગળ ચલાવ." પ્રમુખે કહ્યું.

"હા જી. જે લોકોએ મને પાલક પુત્ર તરીકે સ્વીકાર્યો હતો, તે લોકોનો મારા પર એટલો બધો સ્નેહ હતો, કે જો હું તેમની પાસે રહ્યો હોત, તો ઘણો સુખી થયો હોત; પણ મારો સ્વભાવ જ એટલો બધો દુષ્ટ હતો, કે મારી પાલક માતાએ મારા હ્રદયમાં સદ્દગુણોની ભાવના ઉત્પન્ન કરવાને માટે જે અથાગ પ્રયત્નો કર્યા તે સર્વ પત્થર ઉપર પાણી રેડવા જેવા નિરર્થક નિવડયા. દિવસે દિવસે મારામાં દુર્ગુણોનો એટલો બધો વધારો થતો ગયો કે હું પાપાચરણ માટે પ્રવૃત્ત થયો. મેં ગુન્હા કરવા માંડયા. મને એવો દુષ્ટ બનાવવા માટે એક દીવસે હું ઇશ્વરને દોષ દેવા લાગ્યો, ત્યારે મારા પાલક પિતાએં મને કહ્યું. "ભાગ્યહીન બાલક, ઇશ્વરને દોષ આપતો નહિ; તેની નિન્દા કરીશ નહિ. આમાં તારા પિતાનો દોષ

છે, તારો પોતાનો નથી. તારા પિતાએ તને મરણને સ્વાધીન કર્યો હતો. ભાગ્યવશાત્ કદાચ જો તું મરણના પંજામાંથી બચી જાય તો રવડી રવડીને કષ્ટમય જીવન વ્યતીત કરવાનું તેણે તારે માટે નિર્માણ કર્યું હતું." તે દિવસથી મેં ઇશ્વરની નિન્દા કરવાનું છોડી દીધું, અને મારા જન્મદાતા પિતાને ગાળો આપવા લાગ્યો. જે શબ્દોનો ઉચ્ચાર કરવા માટે આપ સાહેબે મને દોષ દેવા માંડયો છે, તે શબ્દોનો ઉચ્ચાર મેં આ કારણને લીધેજ કર્યો છે. ભરી કોર્ટમાં સર્વ કોઇના મનમાં ભય અને તિરસ્કારની લાગણી ઉત્પન્ન થવાનું કારણ પણ તેજ છે. આથી જો મેં કાંઇ વધારાનો નવો ગુન્હો કર્યો હોય તો મને આપ નામદાર કોર્ટની ઇચ્છામાં આવે તે સજા કરો; પણ જો આપને સર્વને એમ લાગતું હોય કે જન્મથીજ દુઃખ અને શોકમય જીવન ભોગવવાનું કિસ્મતે મારે માટે નિર્માણ કરેલું છે, અને તે પ્રમાણે હું ભાવિએ નિર્માણ કરેલું પ્રારબ્ધ ભોગવી રહ્યો છું, તો મારા તરફ જરા દયાની દૃષ્ટિથી જુઓ."

"વારૂ, પણ તારી માતાનું નામ શું ? તેનું શું થયું ?" પ્રમુખે પૂછ્યું.

"મારી માતાએ તો મને મરેલોજ ધાર્યો હતો; તેનો કાંઇજ દોષ નથી. તેનું નામ જાણવાની મારી ઇચ્છા નહોતી, અને હજી સુધી પણ તે મારા જાણવામાં આવ્યું નથી."

તેજ ક્ષણે પ્રેક્ષકોના ટોળામાંથી એક કાન ફાડી નાંખે એવી ભયંકર ચીચીયારી સંભળાઇ અને તે બંધ થતાં કોઇ ડુસકાં લેતું જણાયું. આ ચીસ પાડનાર બીજું કોઇજ નહી પણ પેલી બુરખાવાળી સ્ત્રી હતી. આન્ડ્રીઆની કર્મકથા ચાલતી હતી તે દરમ્યાન એક વખતતો મૂર્છિત થઇને તે ઢળી પડી હતી, પણ તેની પાસે

બેઠેલી બીજી એક બે સ્ત્રીઓએ તેને સાવધ કરી હતી. આન્ડ્રીઆના આત્મચરિત્રના વર્ણનનો છેવટનો ભાગ જેમાં તેની માતાનો સંબંધ આવ્યો હતો, તે ભાગ કાને પાડતાં તો તે સ્ત્રીનું તમામ ધૈર્ય જતું રહ્યું, અને ભયથી થર થર ધ્રૂજતાં તેના મુખમાંથી એક ચીચીયારી નીકળી ગઇ. પછી તુર્તજ તે બેભાન થઇ ગઇ. તેને ઉંચકીને બ્હાર લઇ જવામાં આવી. તેમ કરતાં તેના મુખ ઉપરનું આચ્છાદન નીકળી ગયું, અને તેથી લોકોએ તેને ઓળખી. તે મેડમ ડેંગ્લર્સ હતી. વાઇલફોર્ટ ગભરાઇ ગએલો હતો. તે ગાંડા જેવો બની ગયો હતો, છતાં મેડમ ડેંગ્લર્સને જોતાંજ તે એકાએક ઉભો થઇ ગયો.

"પુરાવો ! પુરાવો !" પ્રમુખે કહ્યું. "બંધવા, યાદ રાખ કે જે ભયંકર વાતો તું કરી રહ્યો છે તે બધી તારે સાબીત કરી બતાવવી પડશે. તેને માટે ચોક્કસ પુરાવો જોઇએ !"

"પુરાવો ?" બેનીડેટ્ટો હસતાં હસતાં કહ્યું. "તમારે પુરાવો જોઇએ ?"

"હા."

"વારૂ. ત્યારે. 'પ્રથમ મોં૦ વાઇલફોર્ટના મુખનું બારીક નિરીક્ષણ કરવાની આપ નામદાર સાહેબને વિનંતી છે. તે પછી આપને જરૂર જણાય તો મારી પાસે બીજો પુરાવો માંગજો."

દરેક જણનું ધ્યાન મેજીસ્ટ્રેટ મોં૦ વાઇલફોર્ટ તરફ ખેંચાયું. તે બિચારો બધાની દૃષ્ટિ સહન કરી શકયો નહિ. લથડતે પગલે તે આગળ આવ્યો. તેના હોસકોસ ઉડી ગયા હતા, અને માથાના વાળ વિખરાઇ ગયા હતા. સભામાં જયાં ત્યાં બધે આશ્ચર્ય થઇ રહ્યું.

"પિતાજી," બેનીડેટ્ટોએ વાઇલફોર્ટને ઉદ્દેશીને કહ્યું. "નામદાર

કોર્ટ મારી પાસે જે પુરાવો માગે છે, તે પુરાવો મારે આપવો એવી શું આપની ઇચ્છા છે ?"

"ના, ના. એ તદ્દન નિરર્થક છે." વાઇલફોર્ટ ખોખરા અવાજે બોલ્યો. "ના, ના. તેમ કરવું તદ્દન નકામું છે."

"કેમ ? નિરર્થક કેમ ?" પ્રમુખે પુછ્યું. "એટલે તમે શું કહેવા માગો છો ?"

"એજ કે આવા ભયંકર ઘાની સામે મારાથી ટકી શકાય તેમ નથી. ગૃહસ્થો, ઇશ્વરે મને મારાં પાપોની–દુષ્કર્મોની યોગ્ય શિક્ષા કરવા માંડી છે, અને તે શિક્ષાને હું સંપૂર્ણ રીતે લાયક છું, એવી મને ખાત્રી પણ થઇ ગઇ છે. હવે બીજા વિશેષ પુરાવાની કાંઇજ જરૂર નથી. આ યુવાને જે કાંઇ હકીકત જણાવી છે તે અક્ષરશઃ તદ્દન સત્યજ છે."

આકાશમાં ભયંકર તોફાનની શરૂઆત પહેલાં જેમ થોડો વખત શાંતિ પ્રસરી રહે છે, તેવી શાન્તિ કોર્ટમાં પથરાઇ રહી.

"શું ? મોં. વાઇલફોર્ટ," પ્રમુખે પૂછ્યું. "તમે પણ એવી ભ્રાન્તીને વશ થઈ ગયા કે શું ? તમે કાંઇ દીવાના બીવાના તો નથી બની ગયા ને ? મને લાગે છે કે તમારા સામે મુકાએલા આ વિચિત્ર, અણધાર્યા, અને ભયંકર આક્ષેપોને લીધે તમારી બુદ્ધિ બ્હેર મારી ગઈ હોવી જોઇએ."

મેજીસ્ટ્રેટે માથું નીચું ઘાલ્યું. તે થર થર કંપવા લાગ્યો.

"મારૂં મગજ ઠેકાણે છે. મારી અક્કલ જરાપણ ગુમ થઇ ગઇ નથી સાહેબ." તેણે ઉત્તર આપ્યો. "મને જે કાંઇ વેદના થાય છે તે શારીરિકજ છે. આ યુવાને મારા સામે જે આક્ષેપો મૂકયા છે, તે તમામ ગુન્હાઓ હું કબુલ કરૂં છું. મારી પછી મારી

જગોએ આવનાર મેજીસ્ટ્રેટના હુકમને તાબે થવાને હું આ ક્ષણથી તૈયાર છું."

આ શબ્દો બોલતાં બોલતાં તેનો કંઠ રૂંધાઇ ગયો, અને તે લથડીઆં ખાતો બારણા તરફ ગયો. એવા વિચિત્ર પ્રકારના આક્ષેપો અને ગુન્હાનાં વર્ણનો સાંભળીને કોર્ટ અને પ્રેક્ષકો સૌ કોઇ આશ્ચર્યમાં ગરક થઇ ગયાં. છેલ્લા દસ પંદર દિવસથી પેરીસના લોકોએ કોર્ટમાં જે પરિણામ આવવાની આશા રાખી હતી, તેનાથી તદ્દન જુદીજ જાતનું આવું વિચિત્ર અને ભયંકર પરિણામ આવેલું જોઇને બધા સ્તબ્ધ બની ગયા.

"ગૃહસ્થો, આજનું કામ હાલ તુરત મુલતવી રાખવામાં આવે છે." પ્રમુખે જાહેર કર્યું. "આ સંબંધમાં નવેસરથી સંપૂર્ણ તપાસ કરવામાં આવશે. આવતી બીજી સેશન્સ વખતે આ કામ ફરીથી ચલાવવામાં આવશે."

આન્ડ્રીઆ તો પ્રથમના કરતાં પણ વધારે શાન્ત અને આનંદી દેખાયો. તેને તુરંગમાં તરત લઇ જવામાં આવ્યો. પહેરેગીરોના મન ઉપર પણ એટલી બધી અસર થઇ હતી કે તેઓ પણ તેના તરફ જરા માનથી વર્તવા લાગ્યા.

"કેમ, આનું શું પરિણામ ધારે છે દોસ્ત?" એક પહેરેગીરે બીજાને પુછ્યું.

"અરે યાર, જવાદેને બધી વાતો! છેલ્લી આખરે દયા બતાવવામાં આવશે અને આરોપી (આન્ડ્રીઆ) કદાચ થોડીઘણી સજા ખાઇને છૂટી જશે!"

---

# પ્રકરણ ૫૬ મું.

કોર્ટના ઓરડામાં તેમજ બહારની બાજુએ મનુષ્યોની અસાધારણ ગીરદી થએલી હતી, છતાં વાઇલફોર્ટ જે વખતે ત્યાંથી પસાર થવા લાગ્યો, ત્યારે તેને માટે જ્યાં ત્યાં બધે રસ્તો થવા લાગ્યો. અતિશય દુઃખમાં એક પ્રકારનું એવું ગાંભીર્ય રહેલું છે કે તેનાથી પ્રેક્ષકો પણ મૂઢ બની જાય છે, અને તેવા મહા આપત્તિના વખતમાં લોકો સાધારણ રીતે વિપત્તિનો ભોગ થઇ પડેલાના તરફ સહાનુભૂતિ અને દિલસોજીથી વર્તવાને તૈયાર થઇ જાય છે. હુલ્લડ, બખેડા, અગર તોફાનમાં જુસ્સામાં આવી ગએલા ટોળે મળેલા લોકો ઘણાએ નિર્દોષ માણસોને વગર વિચારે રેસી નાંખે છે; પણ ભયંકરમાં ભયંકર દુષ્ટ ગુન્હેગારનું પણ તેના ઉપર મૂકાએલા તહોમતની તપાસ દરમ્યાન ભાગ્યેજ કોઇ અપમાન કરે છે.

આ રીતે વાઇલફોર્ટ લોકો, અમલદારો, અને સિપાઇઓના ટોળામાંથી સહિસલામત રીતે પસાર થઇ ગયો, અને ત્યાંથી બહાર નીકળીને ચાલતો થયો. તેણે પોતાનો ગુન્હો કબુલ કર્યો હતો, તોપણ તેની પડતીના કારણે તેનું તે વખત પુરતું રક્ષણ થયું હતું. સૌ કોઇને તેના પ્રત્યે લાગણી થવા લાગી. કેટલાક સંજોગો અને પરિસ્થિતિઓ એવી છે કે, જેમાં બુદ્ધિ કાંઇ કામ કરી શકતી નથી, પણ જેને માણસ પ્રેરણાથીજ સારી રીતે સમજી શકે છે. એવા પ્રસંગે તર્ક, ન્યાય, અગર વાદવિવાદમાં ન ઉતરતાં પ્રસંગને યોગ્ય સામાન્ય બાબત

વધારેમાં વધારે જોરથી બરાડા પાડીને લોકોના ટોળાને સમજાવી શકે તેજ ખરેખરો મહાન્ વક્તા ગણાય છે. ત્યાંથી પસાર થતી વખતની વાઇલ્ફોર્ટની પોતાની માનસિક તેમજ સારીરિક સ્થિતિનું વર્ણન થઇ શકે તેમ નથી. તેના શરીરમાંની તમામ નાડીઓ જોસથી ધબકારા મારી રહી. તેના જ્ઞાનતંતુઓને એટલું બધું જોર પડવા લાગ્યું કે તેઓ તુટી જવાની તૈયારીમાં જણાયા. તેની નસેનસ રૂધિરના વેગથી ફુલી ગઇ. તેના શરીરનાં દરેક અવયમાં જુદા જુદા પ્રકારની વ્યથા થવા લાગી; જેના પરિણામે તેની શારીરિક તેમજ માનસિક યાતનામાં હજારો ગણો વધારો થયો. તે ચાલતો હોવા છતાં પોતે શું કરી રહ્યો હતો, તેનું તેને બીલકુલ જ ભાન નહોતું. તેણે પોતાનો મેજીસ્ટ્રેટની પદ્દીનો જભ્ભો કાઢીને રસ્તામાંજ દૂર ફેંકી દીધો. તેનો ભાર પણ તેનાથી સહન થઇ શક્યો નહિ. ન્યાયમંદીર (કોર્ટનું મકાન) માંથી તે જેમ તેમ કરીને બહાર નિકળ્યો. ત્યાં ઉભેલી પોતાની ગાડી જોતાંજ તેણે બારણું ખોલીને ગાડીમાં એવા જોરથી પડતું નાંખ્યું કે તેનો ગાડીવાન નિદ્રામાં ઘોરતો હતો તે જાગી ઉઠયો. તેણે તેને ઘર તરફ જેમ બને તેમ જલદીથી હાંકી જવાની આજ્ઞા કરી. વાઇલફોર્ટ તેના અધઃપાત, પડતીના ભાર તળે એવો કચરાઇ ગયો કે ભવિષ્યમાં તેનું શું થશે, તેનો વિચાર કરવા જેટલી પણ તેનામાં શક્તિ રહી નહિ. તેના મગજમાં એકજ વિચાર રમી રહ્યોઃ જે જે કાંઇ બનાવો બન્યા હતા તેમાં ઇશ્વરનોજ સંકેત તેને જ્યાં ત્યાં જણાવા લાગ્યો. ગાડી ઝપાટા બંધ આગળ ચાલી. વાઇલફોર્ટ તકીયા ઉપર પડયો પડયો, બેચેનીમાં આડોઅવળો થવા લાગ્યો. એટલામાં તેને કાંઇક ખુંચતું લાગ્યું. તે વસ્તુ ખસેડી નાંખવાને તેણે હાથ લંબાવ્યો. તે ચીજ તેની પત્નીએ

ગાડીમાં મૂકી રાખેલો એક પંખો હતો. આ પંખાને જોતાંજ તેના મગજમાં વિદ્યુતના વેગે એક બીજીજ બાબતનું સ્મરણ થયું. તેના મનમાં તેની પત્નીના સંબંધના વિચારો ખડા થયા.

"તેની સ્ત્રી ! અરે, તેના તરફ તો થોડીજ વાર ઉપર તેણે અતિશય ક્રૂર વર્તન ચલાવ્યું હતું. તેનો ન્યાય કરવામાં તેણે પોતાના હૃદયમાં લેશ માત્ર પણ દયાનો આવિર્ભાવ થવા દીધો નહોતો. તેને તેણે મોતની સજા ફરમાવી હતી. તે પશ્ચાત્તાપના ભાર તળે છુંદાઇ ગઇ હશે, અને શરમની મારી કદાચ તે જ ક્ષણે પોતાના જીવનનો અંત લાવવાની તૈયારીઓ કરી રહી હશે ! વાઇલફોર્ટે તેને શિક્ષા ફરમાવ્યાને હજી એક કલાક પણ ભાગ્યેજ થયો હશે. આ ક્ષણે કદાચ તે પોતાનાં દુષ્કર્મોનું સ્મરણ કરી કરીને પ્રભુની ક્ષમા માગી રહી હશે; કદાચ પોતાના સદ્‌ગુણી સ્વામી પાસે પત્રદ્વારા મરણ પહેલાં ક્ષમાની યાચના કરી રહી હશે; જે ક્ષમા મેળવવાને તેના જીવનનો ભોગ તેને આપવો પડશે. વાઇલફોર્ટ પાછો દુઃખ અને નિરાશાના નિઃશ્વાસ મૂકવા લાગ્યો.

"અરે !" તે બબડયો. "મારી સ્ત્રી મારા સહવાસને લીધે જ ગુન્હા કરતાં શિખી. જેવી રીતે સહવાસથી પ્લેગ અગર કોલેરા જેવા ચેપી રોગો બીજાને લાગે છે, તેવીજ રીતે આ ગુન્હા કરવાની વૃત્તિનો પણ તેને મારા સહવાસથી જ ચેપ લાગ્યો. આમ છતાં પણ પાછો હુંજ તેને શિક્ષા કરનાર ! હું જ તેને "તારાં પાપોનો—દુષ્કર્મોનો પશ્ચાત્તાપ કર, અને તારા જીવનનો જેમ બને તેમ જલદીથી અંત લાવ." એવું કહેવાની હિંમત ધરાવનાર ! પણ નહિ ! નહિ ! હવે હું તેને મરવા દઇશ નહિ. મારી માફક તે પણ જીવતી રહેશે, અને

તે મારી સાથેજ આવશે; કારણુ તે મારી સહચરી છે! અમે બન્ને ધુર્તાધુર્ત પેરીસ છોડીને દુનીઆના છેડાના કોઇ એકાન્ત અને ગુપ્ત સ્થાનમાં ભરાઇ જઇશું. મેં તેને જલ્લાદની તલવાર બતાવી, પણુ તે વખતે હું ભૂલી ગયો કે તે તો મારે પોતાને માટે પણુ તેટલી જ તૈયાર છે. હા, હા. હવે અહિંથી નાસી જવું એ વાત ચોક્કસ! હું તેના આગળ મારી સર્વ બીના જાહેર કરીશ, એટલું જ નહિ પણુ હર હમેશ હું તેને કહેતો રહીશ કે મેં પણુ ભયંકર ગુન્હા કર્યા છે! અને તેનો બીચારીનો શું વાંક? તેના દુર્ભાગ્યે તેનો સંબંધ મારા જેવા હિંસક પશુ,–કાળા નાગ–રાક્ષસની સાથે થયો! મારા જેવાને માટે તો તે ખરેખરી લાયક પત્ની જ છે! હું તેને મરવા દઇશ નહિ. મારી બદનામી આગળ તેની બદનામી ઢંકાઇ જશે!"

"હા, હા." ઘર નજીક આવતાં તેની વિચારશ્રેણી આગળ ચાલી, "હા. હા. તેને મારે બચાવવી જ જોઇએ. તે પણુ મારી માફક પોતાનાં પાપોનો પશ્ચાત્તાપ કરશે, અને મારા દીકરાને ઉછેરશે. હવે તો કુટુંબના વિનાશમાંથી કાળના ખાધેલા કાગડા (વૃદ્ધ નોરટીઅર–વાઇલફોર્ટનો પિતા) સિવાય મારા આખા કુટુંબમાં–વંશમાં એક મારો બાળક પુત્રજ રહ્યો છે! મારો પુત્ર,–તેનો પોતાનો પુત્ર તો તેને પોતાના જીવન કરતાં પણુ વધારે વહાલો છે! તેની આંખની કીકી જેવો છે! તેને માટે તો પોતાને બચાવવાને તે મને કાલાવાલા કરી રહી હતી! તેની ખાતર જ તે આ સર્વ ગુન્હાઓ અને દુષ્કર્મો કરવાને લલચાઇ હતી! જે માતા પોતાના બાળકને ખરેખરા વાત્સલ્ય પ્રેમથી ચ્હાય છે, તેનું હૃદય પીગળ્યા સિવાય રહેતું જ નથી. તેને પોતાનાં પાપોનો પશ્ચાત્તાપ કરવાની તક મળશે. તેનાં

ગુપ્ત રહસ્યો હું કોઈના પણ જાણવામાં આવનાર દેનાર નથી. મારા કુટુંબમાં બની ગએલા ભયંકર અને અકલિત ગુન્હાઓ હમણાં તો જાહેર ચર્ચાનો વિષય થઇ પડયા છે, પણ વખત જતાં સૌ કોઈ તે વિસરી જશે. તેમ છતાં જો કદાચ કોઇ તે બાબતનું સ્મરણ કરવાની હિંમત કરશે, તો હું તેમને મારા શત્રુની ગણત્રીમાં ગણીશ. આટલા બધા મારા દુષ્મનોનો જ્યારે રાફડો જ ફાટેલો છે, તો તેમાં બાકી બે ચારનો વધારો થવાથી શું બગડી જવાનું હતું? મારી જે કાંઇ ધનસંપત્તિ–માલમિલકત છે તેમાંથી બનશે તેટલું લઇને અમે ધણી-ધણીઆણી અમારા પુત્રને લઇને નાસી જઇશું. તે જીવશે એટલું જ નહિ પણ તેનો પુત્ર તેની પાસેજ હોવાથી તેના સ્નેહને લીધે તે કોઇક વખત સુખી થશે. આ પણ એક મોટું સત્કાર્ય થશે, અને મારા હૃદય ઉપરનો ભાર ઓછો થશે!" આવા વિચારોના પરિણામે તેના ગભરાએલા મનને જરા શાંતિ વળી.

ગાડી મકાન આગળ આવીને ઉભી રહી. વાઇલફોર્ટ ગાડીમાંથી એકદમ બહાર કુદી પડયો. તેને આવી રીતે અનાયક આવી પહોંચેલો જોઇને નોકર ચાકર બધા આશ્ચર્ય પામ્યા. તે એટલો બધો વહેલો આવશે એવી કોઇએ આશા રાખી નહોતી. તેમની કોઇની તેની સાથે બોલવાની હિંમત ચાલી નહિ. તેઓ બધા એક બાજુએ ખસી ગયા, અને તેને માટે જવાને રસ્તો કર્યો. તેના પિતાના ઓરડા આગળથી પસાર થતાં ઓરડામાં તેણે બે જણની આકૃતિઓ જોઇ, પણ ત્યાં કોણું હતું તે જાણવાની તેને જીજ્ઞાસા થઇ નહિ. તે તો પોતાની ચિન્તા, દુઃખ, અને ધૂનમાં જ નિમગ્ન થઇ ગયો હતો.

"આલો," ઉપર પોતાની સ્ત્રીના ઓરડા તરફ જતાં તે બોલ્યો. "અહિંઆં તો કાંઇ ફેરફાર થએલો જણાતો નથી."

"કાઇને અમારી વાતચીતમાં ડખલ કરવા દેવાની જરૂર નથી." તેના પુત્ર એડવર્ડના ઓરડાના બારણા આગળ પહોંચતાં તે પોતાના મન સાથે બોલ્યો. "અમારી વાતમાં કોઇએ વચ્ચે પડવાનું કારણ નથી."

તેણે એડવર્ડના ઓરડાનું બારણું ધકેલ્યું, તો તે તુરત જ ઉઘડી ગયું. "અરે, આ તો ખુલ્લું છે. ઠીક છે." તે અંદર દાખલ થયો.

"અરે, અહિં તો કોઈ નથી. ત્યારે તો નક્કી તે પોતાના શયનગૃહમાં જ હોવી જોઇએ."

તે પોતાની પત્નીના ઓરડા તરફ દોડયો. બારણાને ધકેલ્યું, તો અંદરથી બંધ જણાયું. એકદમ તેના શરીરે કંપારી વછૂટી. "હિલોઇ!" તેણે બૂમ મારી. તેને ઓરડામાંથી કોઇ વસ્તુ ખસેડવાનો અવાજ આવતો લાગ્યો. "હિલોઇ!" તેણે ફરીથી બૂમ પાડી.

"કોણ છે?" તે જેને શોધી રહ્યો હતો તેનો અવાજ આવ્યો. તેને તે અવાજ હમેશ કરતાં વધારે મંદ લાગ્યો.

"અરે બારણું ખોલ!" તેણે મરાડ મારી. "જલદી બારણું ખોલ! એ તો હું છું!"

તેની આવી વિનંતિ છતાં, તેનો એટલો દુઃખી અવાજ છતાં, બારણું બંધજ રહ્યું. આખરે વાઇલફોર્ટે લાતો ઉપર લાતો મારી. બારણું એકાએક ખુલી ગયું.

અંદરના શયનગૃહના ભાગમાં મેડમ વાઇલફોર્ટ ઉભી હતી. તેનું મુખ વિરૂપ થઇ ગયું હતું. તેની આંખો ફાટી જતી હતી. તેનો

દેખાવ અતિ ભયાનક લાગતો હતો.

"હિલોઈ! હિલોઇ!" તે બોલ્યો. "શું છે? શું છે? બોલતો ખરી!"

તે યુવતીએ તેનો અકળાઇ ગએલો હાથ તેના તરફ કર્યો.

"આપના હુકમનો અમલ થઇ ગયો છે સાહેબ." તેણે કહ્યું. તેના ગળામાંથી પરાણે પરાણે તદ્દન અસ્પષ્ટ અવાજ નિકળતો હતો. "હવે વિશેષ તમારે શું કર્તવ્ય છે?" આ શબ્દો સાથે તે જમીન ઉપર પટકાઇ પડી.

વાઇલફોર્ટ તેની મદદે દોડયો, અને તેને ઝાલી લીધી. તેણે તેના હાથમાં એક નાની સરખી શીશી જોઇ. તેના હાથ પગ તણાવા લાગ્યા. ક્ષણ વારમાં તો તે આ ફાની દુનીઆનો ત્યાગ કરી પોતાનાં દુષ્કર્મોનો જવાબ આપવાને ન્યાયાધીશોના ન્યાયાધીશ પરમાત્માના દરબારમાં હાજર થઇ ગઇ.

વાઇલફોર્ટ દુઃખ અને ભયથી ગાંડો થઇને પાછો હઠી ગયો. તેની દૃષ્ટિ પોતાની પત્નીના શબ ઉપર ઠરી ગઇ. "મારો પુત્ર!" તે ક્ષણવાર પછી ભાનમાં આવતાં બોલી ઉઠયો. "મારો દિકરો ક્યાં? એડવર્ડ! એડવર્ડ! એડવર્ડ!" તે પોતાના પુત્રને બૂમો મારતો ઓરડામાંથી બહાર નાઠો. તે એવા ગભરાએલા અવાજે બૂમો પાડવા લાગ્યો કે નોકરો ઉપર દોડી આવ્યા.

"મારો પુત્ર ક્યાં છે?" વાઇલફોર્ટે પૂછયું. "અરે, તેને તુરતને તુરત આ મકાનમાંથી દૂર લઇ જાઓ કે તે પોતાની માતાના–"

"સાહેબ, ભાઇ તો નીચે નથી." એક નોકરે જવાબ આપ્યો.

" ત્યારે તે બાગમાં રમતો હશે. જા, જા, દોડ અને જોઇ આવ."

" ના જી. બાગમાં નથી. બાઇ સાહેબે અડધા કલાક ઉપર તેમને પોતાની પાસે બોલાવ્યા હતા. તેઓ બાઇ સાહેબની પાસે ગયા, ત્યાર પછી ફરી પાછા નીચે આવ્યાજ નથી."

વાઇલફોર્ટના કપાળ ઉપર પરસેવાનાં શીત છાંટાયાં. તેના પગ ગળી ગયા, તેનું મગજ ભમવા લાગ્યું.

" તેની માના ઓરડામાં ? તેની માની પાસે ?" તે બબડયો. એક હાથે કપાળ લૂછતો, અને બીજે હાથે દિવાલનો ટેકો લેતો તે ધીરે ધીરે પાછો પોતાની પત્નીના ઓરડા આગળ ગયો. ઓરડામાં પેસતાંજ તેની કમનસીબ સ્ત્રીનું મડદું તેની નજરે પડે તેમ હતું. ઓરડામાં ગયા સિવાય એડવર્ડને અંદરથી બહાર બોલાવવો એટલે ખૂબ જોરથી બૂમો પાડવી પડે, અને તેનાથી તો શબ્દોચ્ચાર પણ થઇ શકતો નહોતો.

" એડવર્ડ ! એડવર્ડ !" તે લથડતી જીભે બૂમો પાડવા લાગ્યો. બાળકે જવાબ આપ્યો નહિ. " તે ક્યાં હશે !" વાઇલફોર્ટ ઓરડામાં દાખલ થયો. વચમાંજ તેની પત્નીનું શબ પડેલું હતું. તેની ફાટેલી આંખો બારણા તરફ નિહાળી રહી હતી. તેનું મુખ અતિ ભયાનક લાગતું હતું. વાઇલફોર્ટ જેમ તેમ કરીને અંદર દાખલ થયો, તો તેણે પોતાના પુત્રને પલંગ ઉપર સુતેલો જોયો. તે નિંદ્રા-વશ થઇ ગએલો લાગ્યો. દુર્ભાગી વાઇલફોર્ટે એક આનંદની ચીસ પાડી, અને પોતાના બાળક તરફ દોડી ગયો. તેણે તેને પોતાના હાથમાં ઉંચકી લીધો, છાતી સરસો ચાંપ્યો, અને બૂમો પાડી, છતાં

ાલકે જવાબ આપ્યો નહિ. વાઇલફોર્ટ તેને ચુંબન કરવા ગયો, તો ાલકનું શરીર તેને બરફ જેવું થંડું લાગ્યું. તેણે બાલકના હૃદય ઃપર હાથ મૂકયો, તો તે શાંત પડી ગયું હતું. તે નિર્દોષ બાલકનો માત્મા તેના દેહ-પિંજરમાંથી કયારનોએ ઉડી ગયો હતો.! વાઇ-ફોર્ટ એક ભયંકર હાય મારીને કપાળ કુટતો જમીન ઉપર ઢળી ડયો. બાલકનો મૃત દેહ પિતાના હાથમાંથી સરીને માતાના શબ ાસે પડયો. બાલકનાં કપડાંમાંથી એક કાગળનો ટુકડો ઉડીને બાજુએ ડયો. વાઇલફોર્ટે તે ઉપાડી લીધો. તેના અક્ષર તેની પત્નીના હતા. ણે તે પત્ર વાંચ્યો:—

" મારા પુત્રની ખાતરજ મેં એટલાં એટલાં દુષ્કર્મો અને ાપો કર્યાં. તેની ખાતરજ મેં એવા ભયંકર ગુન્હાઓ કર્યા છે. ે ઉપરથી એટલું તો તમારા સમજવામાં આવ્યુંજ હશે કે હું ખરે-ખરી વત્સલ માતા હતી. એક પુત્રવાત્સલ માતા પોતાના પુત્રને ્રીને ચાલી જઇ શકતી નથી. "

વાઇલફોર્ટને જાણે પોતે કોઇ ભયંકર સ્વપ્ન જોઇ રહ્યો ાય તેમ લાગ્યું. તેના મગજમાં એ વાત ઉતરીજ નહિ. તે ફરીથી ાછો પોતાના બાલકના શબ તરફ દોડયો, અને તેને તપાસવા લાગ્યો. ાખરે તેની ખાત્રી થઇ. તેણે ભયંકર પોક મૂકી " અરે આં શો જબ ! મારા ઉપર આ શો પ્રભુનો કોપ ! "

ત્યાં પડેલાં બે શબ તરફ ફરીથી તે જોઇ પણ શકયો નહિ. ોરડો તેને ખાવાને ધાયો. દુઃખના માર્યા તેણે પોતાના પિતાની ાસે જઇ તેના આગળ પોતાનું દુઃખ રોવાનો વિચાર કર્યો. મહા ્સીબતે તે જીનો ઉતરીને વૃદ્ધ નોરટીઅરના ઓરડામાં આવ્યો.

વૃદ્ધ નોરટીઅર આ વખતે પેલા ઇટાલીઅન પાદરી બુસોનીની
ાથે પોતાની ઠરેલી સંજ્ઞાઓથી વાતચીત કરતો હતો. બુસોની તેને
ંધક કહેતો હતો, અને બુઢ્ઢો ધ્યાન દઇને સાંભળતો હતો.

પાદરીને જોઇને વાઇલફોર્ટે કપાળે હાથ ફેરવ્યો. એક દિવસે
પોતે તે પાદરીને ત્યાં ગયો હતો, અને વેલેન્ટાઇનના મરણના
દિવસે તે પાદરી પોતાને ત્યાં આવ્યો હતો તે વાતોનું તેને સ્મરણ
ઇ આવ્યું.

"તમે આજે પણ અહિંજ છો કે ?" વાઇલફોર્ટે તે પાદ-
ીને પૂછ્યું. "તમે મૃત્યુના અનુયાયી થઇનેજ મારા ઘરમાં આવવાનો
નિશ્ચય કર્યો છે કે શું ?"

બુસોની પાછળ ફર્યો. મેજીસ્ટ્રેટના મુખ ઉપરની ગભરામણ,
અને તેની ખુનસભરી આંખો જોઇને પાદરી સમજી ગયો કે કોર્ટમાં
જે નાટક ભજવાવાનું હતું તે બરાબર ભજવાઇ ગયું હોવું જોઇએ.
આ સિવાય બીજી કોઇ પણ બાબતની તેને બિચારાને કાંઇપણ
માહિતી નહોતી. વાઇલફોર્ટના મકાનમાં તે વખતે બનેલા બનાવોનો
ના મગજમાં સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. "આપની પુત્રીના મર-
ણની અંતિમ ક્રિયા કરવાને માટે હું આવ્યો હતો."

"વારૂ, હવે આજે અહિં કેમ આવ્યા છો ?"

"હું તમને એટલું કહેવાને આવ્યો હતો કે તમારૂં દેવું હવે
પૂરેપુરૂં વળી ગયું છે, અને આ ક્ષણથી હું તમને ક્ષમા કરૂં છું; તથા
ાન દયાળ પરમાત્મા તમને ક્ષમા કરે તેવી હમેશાં પ્રભુને હું
ાર્થના કરતો રહીશ."

" અરે ! બાપરે ! " વાઈલફોર્ટ જરા પાછો હઠી જતાં બોલી ઉઠયો. " આ કાંઇ પાદરી બુસોનીનો અવાજ જણાતો નથી ! "

" ના ! " પાદરીએ લાગલોજ પોતાનો ઝભ્ભો તથા માથા ઉપરની ટોપી દૂર ફેંકી દીધાં.

" અરે, આ તો કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો ! " મેજીસ્ટ્રેટ ભયભીત થતાં બોલ્યો.

" મેજીસ્ટ્રેટ સાહેબ, હજી પણ આપનું ધારવું બરાબર નથી. આપ સાહેબને હજી પણ જરા ભ્રાન્તિ થાય છે. મને ઓળખી કાઢવાને આપને એથી પણ પાછળના ભૂતકાળનું સ્મરણ કરવાની જરૂર પડશે. "

" અરે આ અવાજ ! આ અવાજ ! આ અવાજ કાંઇક પરિચિત લાગે છે. મેં તે પ્રથમ કયાં સાંભળ્યો ? " તે અવનવિન વ્યકિતનો બદલાએલો અવાજ સાંભળતાં તે બોલી ઉઠયો.

" મેજીસ્ટ્રેટ સાહેબ, આપે આ અવાજ પ્રથમ માર્સેલ્સ શહેરમાં સાંભળ્યો હતો. આપની પ્રથમ પત્ની સાથે માર્સેલ્સ શહેરમાં આપનાં જે દિવસે લગ્ન થયાં હતાં, તેજ દિવસે પહેલ વહેલો આ અવાજ આપને કર્ણગોચર થયો હતો. જરા સ્મરણ લાવો. મગજને તસ્દી આપીને જરા યાદ કરો. "

" તમે પાદરી બુસોની નથી ? તમે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો પણ નથી ? ઓ પ્રભુ ! ત્યારે તો તમે મારા કોઈ ગુપ્ત, ભયંકર, ક્રૂર, અને કટ્ટા શત્રુ લાગો છો ! માર્સેલ્સમાં મેં તમને કોઇક રીતે નુકસાન કર્યું હોવું જોઇએ ! અરેરે ! મારા તો ચારે બાજુએથી ભોગજ ફરી વળ્યા છે ! "

" હા જી. આપનું ધારવું કેવળ સત્ય છે." કાઉન્ટે તેના સામે દમામથી અદબ વાળીને ઉભા રહેતાં જણાવ્યું. " હા જી. આપે મને ભયંકર ક્રૂર રીતે રીબાવી રીબાવીને મારી નાંખવાની સજા કરી હતી. આપેજ મારા પિતાના જીવનનો અંત આણ્યો હતો. આપેજ મારી સ્વતંત્રતા ખુંચાવી લીધી હતી; મારી પ્રિયતમાથી મને વિયોગ કરાવ્યો હતો, મારા સર્વ સુખનો વિનાશ કર્યો હતો."

" અરે એવા તમે છો કોણ ? તમે કોણ છો ?"

" 'શાતો-દ-ઇફ' ના કિલ્લામાં જેને જીવતોજ ઘોરમાં આપે દટાવેલો હતો તેવા એક નિર્દોષ નિર્ભાગી મનુષ્યનું હું ભૂત છું. છેવટે જ્યારે પ્રભુએ કૃપા કરીને ઘોરમાંથી તેનો છૂટકારો કર્યો, ત્યારે તેજ પરમકૃપાળુ પરમાત્માએ તેને કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોનું સ્વરૂપ આપ્યું, અને તેને તમામ પ્રકારની ઐહિક સંપત્તિઓથી વિભૂષિત કરીને આપની પાસે મોકલ્યો."

" અહા ! હવે મેં તને ઓળખ્યો ! હવે મેં તને બરાબર ઓળખ્યો !" મેજીસ્ટ્રેટ બોલી ઉઠયો. " તું—"

" હું એડમન્ડ દાંતે છું !"

" તું એડમન્ડ દાંતે !" વાઇલફોર્ટે કાઉન્ટનું કાંડું ઝાલતાં બરાડ મારી. " ત્યારે તો મારી સાથેજ ચાલ !" એમ કહીને તે કાઉન્ટને ઉપર ઘસડી ગયો. કાઉન્ટને તો બિચારાને કાંઇપણ ખબર નહોતી; એટલે કાંઇક નવિન વિપત્તિનું ભવિષ્ય ભાખતો અને ચકિત થતો તે વાઇલફોર્ટની પાછળ પાછળ ગયો. "જો, એડમંડ દાંતે, જો !" વાઇલફોર્ટે પોતાની પત્ની અને પુત્રના શબ તરફ આંગળી કરતાં કહ્યું. " જો, હવે તો તારૂં વૈર બરાબર તૃપ્ત થયું ને ?"

તે ભયાનક દૃષ્ય જોતાંજ કાઉન્ટનું મુખ તદ્દન ફીક્કું પડી ગયું. તેને એમ લાગ્યું કે તેનું વૈર હદથી બહાર ગયું હતું. "પ્રભુની દૈવી શક્તિ અને ઇચ્છાનો પોતે એક હથીઆર-નિમિત્ત છે." એવું હવે તેનાથી કહી શકાય તેમ નહોતું. અત્યંત વ્યથિત અંતઃકરણે તે પેલા બાલકના શબ પાસે દોડી ગયો, તેની આંખો તપાસી જોઇ, તેની નાડી તપાસી જોઇ, અને પછી તેને લઇને વેલેન્ટાઇનના ઓરડામાં કાઉન્ટ દોડયો. તેણે બારણું અંદરથી બંધ કરી લીધું.

"મારૂં બાલક!" વાઇલફોર્ટ પોકારવા લાગ્યો. મારા બાલકનું શબ પણ તે ઉપાડી ચાલ્યો! અરે, તારૂં સત્યાનાશ જજો!" એમ કહેતો તે કાઉન્ટની પાછળ દોડવા ગયો, પણ જાણે કે પોતે કોઇ ભયંકર સ્વપ્નજ જોઇ રહ્યો હોય તેમ એક પુતળાની માફક જે જગાએ તે ઉભો હતો, ત્યાંજ ચોટી ગયો. તેની આંખો બ્હેબાકળી બની ગઇ; ફાટી જવા લાગી. તે પોતાના હાથે પગે બચકાં ભરવા તથા ચીમટીઓ ભરવા લાગ્યો. તેના લમણા આગળની નસોમાં લોહી અતિશય જોરથી વહેવા લાગ્યું. તેના મગજમાં આગના ભભુકા ઉઠયા.

આવું કેટલીક ક્ષણો સુધી ચાલ્યું, જેના પરિણામે તેનું મગજ ખસી ગયું. પ્રથમ તો તેણે એક મોટી કારમી ચીસ પાડી, ~~અને~~ પછી અતિ ભયાનક અટ્ટહાસ્ય કરતો નીચે દોડયો.

પાએક કલાક પછી વેલેન્ટાઇનના ઓરડાનું બારણું ખુલ્યું, અને કાઉન્ટ બહાર આવ્યો. તેનું મુખ તદ્દન નિસ્તેજ બની ગયું હતું, તેનો પગ ભારે થઇ ગયો હતો; તેનું હૃદય ખિન્ન બની ગયું હતું; તેની આંખો બ્હાવરી બની ગઇ હતી. તેનો હમેશનો શાંત

અને ગંભીર ચ્હેરો તે વખતે અતિશય વિષાદપૂર્ણ જણાતો હતો. તેના હાથમાં પેલા બાલકનું શબ હતું. કોઈ પણ માનુષી પ્રયાસ નિરર્થક થઇ પડયો હતો. તે નિર્દોષ બાલકનો પવિત્ર આત્મા જગત્‌ના મહાન અને પવિત્ર પિતાના સાંનિધ્યમાં ક્યારનોએ પહોંચી ગયો હતો. કાઉન્ટ તે બાલકના શબને તેની માતાના શબની પાસે લઇ ગયો, અને અતિશય માનપૂર્વક તેની બાજુમાં ગોઠવી દીધું. પછી ત્યાંથી બહાર નિકળ્યો, અને એક નોકર મળતાં તેને પૂછ્યું. "મોં. વાઇલફોર્ટ ક્યાં છે?"

નોકરે જવાબ આપવાને બદલે બાગ તરફ આંગળી કરી. મોન્ટેક્રિસ્ટો ત્યાં દોડયો; તો વાઇલફોર્ટની આસપાસ બધા નોકરો ભરાઇને ઉભા હતા, પણ તે તો કોઇના પણ તરફ લક્ષ ન આપતાં હાથમાં એક પાવડો લઇને રાક્ષસી જુસ્સાથી જમીન ખોદી રહ્યો હતો.

"અહિં તો નથી!" તે બબડતો હતો. "અહિં પણ નથી!" એમ બબડતો બબડતો આગળ ખોદે જતો હતો.

મોન્ટેક્રિસ્ટો તેની પાસે ગયો, અને ધીમેથી અતિશય મૃદુ અવાજે કહ્યું. "સાહેબ, આપે આપનું પુત્રરત્ન ગુમાવ્યું છે; પણ–"

વાઇલફોર્ટે તેને અધવચ અટકાવ્યો. તેણે કાઉન્ટના કહેવા તરફ ધ્યાન પણ આપ્યું નહોતું, તેમ કાંઇ સાંભળ્યું પણ નહોતું.

"અરે હું તેને શોધી કાઢવાનો." તે બોલ્યો. "તમે બધા મને ગમે તેમ સમજાવો, અને તે અહિં નથી એમ ખોટું ખોટું કહો, પણ હું તે માનવાનોજ નથી. હું તેને અહિંથી જ શોધી કાઢવાનો. ભલે મારે જન્મારા સુધી અહિં ખોદ્યા કરવું પડે!"

મોન્ટેક્રિસ્ટો ભયભીત થઇને પાછો હઠી ગયો.

" અરે !" તેણે કહ્યું. " આ તો ગાંડો થઇ ગયો ! એનું મગજ ચસકી ગયું ! "

પછી રખેને તે શાપિત મકાનની દિવાલો :પ્રભુના કોપથી તુટી પડે, અને પોતે પણ કદાચ તેનો ભોગ થઇ પડે, એવા ભયથી કાઉન્ટ ત્યાંથી બહાર દોડયો, અને જ્યારે જાહેર રસ્તા ઉપર પહોંચ્યો ત્યારેજ તેના જીવમાં જીવ આવ્યો.

તે વખતેજ તેના અંતરમાં પહેલ વહેલી શંકા ઉત્પન્ન થઇ કે તેણે જે પ્રકારનું વર્તન ચલાવ્યું હતું, તેવું વર્તન ચલાવવા માટે તેને કાંઇ અધિકાર અગર હક્ક હતો કે કેમ ?

" અરેરે ! આ બધું શું થઇ ગયું ! આવું પરિણામ આવશે, એવો તો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. બસ, બસ. હવે તો હદ વળી ગઇ ! હવે તો હદજ વળી ગઇ ! " તે બબડયો. તેના હૃદયમાં પશ્ચાત્તાપની અતિ તીવ્ર વેદના થવા લાગી. " હવે તો આ કુટુંબની અવશેષ રહેલી માત્ર એક વ્યક્તિ છે; તેને મારે ગમે તેમ કરીને બચાવવી જોઇએ."

તે સીધો પોતાને ઘેર ગયો. ઘરમાં પેસતાંજ તેને મેકઝીમીલીઅન મળ્યો. તે પણ જીવનમાં સર્વ આનંદ–સર્વ રસ ખોઇ બેઠો હતો. એક પિશાચ જેવો તેનો પણ દેખાવ થઇ ગયો હતો.

" મેકઝીમીલીઅન," કાઉન્ટે એક રસ વગરનું ફીકકું હાસ્ય કરતાં કહ્યું," આપણે આવતી કાલે પેરીસ છોડીને જવાનું છે."

" કેમ ? હવે અહિંઆં આપને કાંઇ પણ કર્તવ્ય બાકી રહ્યું નથી ? " મેકઝીમીલીઅને પૂછ્યું.

"ના, ના." કાઉન્ટે જવાબ આપ્યો, "મારા કર્તવ્યની તે હું કયારનીએ હદ કુદાવી ગયો છું, એમ મને ભય લાગે છે. પ્રભુ મને ક્ષમા કરે!"

બીજે દિવસે તેઓ ત્યાંથી નિકળ્યા. તેમની સાથે એકલો બેપ્ટીસ્ટીન હતો. હૈદી અલીને પોતાની સાથે લઇ ગઇ હતી અને બરટુશીઓ નોરટીઅરની પાસે રહ્યો.

---

## પ્રકરણ ૫૭ મું.

---

તે દિવસે બનેલા બનાવોની પેરીસમાં ઘેર ઘેર ચર્ચા થવા લાગી. મેકઝીમીલીઅનની ભગિની જ્યુલી અને તેનો સ્વામી એમેન્યુઅલ પણ સૌની માફક તે વિષય ઉપર ચર્ચા ચલાવતાં હતાં. મોર્સર્ફ, ડેંગ્લર્સ, અને વાઇલફોર્ટ એ ત્રણેના ઉપર એકાએક અણધારી અને ઉપરા ઉપરી ભયંકર આફતો આવી પડી હતી, એ જોઇને તે બન્ને પતિ-પત્નીને ઘણું આશ્ચર્ય લાગ્યું; અને તેમ થવું એ સ્વાભાવિક હતું. મેકઝીમીલીઅન પણ તેઓની આ ચર્ચા વખતે હાજર હતો, પણ તેનું ચિત્ત તો માત્ર પોતાના દુઃખમાંજ પરોવાએલું હતું.

"ખરેખર," જ્યુલીએ કહ્યું. "મને તો એમજ લાગે છે કે તે લોકો પોતાની સુખ સંપત્તિમાં એટલાં બધા નિમગ્ન થઇ ગયાં હશે, કે તેમને માથે આવા પ્રકારનું કાળચક્ર ભમે છે, અગર તેમનો કોઇ

એવો ગુપ્ત શત્રુ છે, કે જે કિનારે આવેલું તેમનું વહાણ ડુબાડશે, અગર ખરા અણીના સમયે તેમના ઉપર ભયંકર વિપત્તિ લાવીને નાંખશે. એવો તેમને કાંઇ ખ્યાલજ રહ્યો નહિ હોય !"

"પણ કેટલી ભયંકર વિપત્તિ !" એમેન્યુઅલે મોર્સર્ફ અને ડેંગ્લર્સનો વિચાર આવતાં કહ્યું.

"અને કેવી ભયંકર યાતના !" જ્યુલી વેલેન્ટાઇનનો વિચાર આવતાં બોલી. માત્ર પોતાના બંધુની હાજરીમાં વેલેન્ટાઇનનું નામ તેણે લીધું નહિ.

"જો પરમાત્માએ આવી ભયંકર વિપત્તિઓ તે લોકો ઉપર નાંખી, એમ માનીએ;" એમેન્યુઅલે કહ્યું, "તો આપણે એમજ માનવું પડશે, કે તેઓના ભૂત કાલના જીવનમાં તેઓએ કાંઇ પણ એવાં સત્કર્મો કર્યાંજ નહિ હોય, કે જેને લીધે તે ન્યાયાધીશોનો ન્યાયાધીશ તેમની શિક્ષામાં ઘટાડો કરે."

"પણ આમ ધારવામાં તમે વગર વિચારે અભિપ્રાય બાંધતા હો, એમ શું તમને લાગતું નથી ?" જ્યુલીએ પૂછ્યું. "એક વખતે મારા પિતા આત્મહત્યા કરવાને તૈયાર થઇ ગયા હતા, તે વખતે જો કોઇએ એમ કહ્યું હોત, કે 'આ માણસ દુઃખ ભોગવવાને— શિક્ષાને પાત્ર છે.' તો તે મનુષ્યની ભૂલ થએલી તમે ગણુત નહિ ?"

"હા, હા. પણ તારા પિતાને પરમાત્માએ છેવટે મરણમાંથી બચાવ્યા હતા. તમને મોતના પંજામાંથી બચાવવાને એકાએક તે દયાળુ પ્રભુએ પોતાનો એક દૂત મોકલી આપ્યો હતો."

એમેન્યુઅલે આ વાક્ય પુરૂં ભાગ્યેજ કર્યું હશે, એટલામાં ઓરડાનું બારણું ખુલ્યું, અને કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો અંદર દાખલ થયો. પેલા યુવાન જોડાએ તેને હર્ષનાદથી વધાવી લીધો.

મેકઝીમીલીઅને જરા ઉંચું જોયું, પણ પછી પાછું ડોકું નીચું નમાવી દીધું.

"મેકઝીમીલીઅન," કાઉન્ટે પોતાની હાજરીની શી અસર થઈ હતી, તે તરફ ધ્યાન ન આપતાં કહ્યું. "હું તમને કાંઇક કહેવા આવ્યો છું."

"મને કાંઈક કહેવા?" મેકઝીમીલીઅને સ્વપ્નમાંથી જાગ્રત થતો હોય, તેવી રીતે સામો પ્રશ્ન કર્યો.

"હા." કાઉન્ટે જવાબ આપ્યો. "આપણે એવું નથી નક્કી કર્યું કે તમારે મારી સાથે આવવું? અને મેં તમને જવાને માટે તૈયાર થઇ રહેવાને માટે ગઇ કાલે ખબર નહોતી આપી?"

"હું તૈયારજ છું." મેકઝીમીલીઅન બોલ્યો. "હું આ બધાની રજા લેવાને માટેજ ખાસ આવેલો છું."

"કાઉન્ટ, આપ ક્યાં જાઓ છો?" જ્યુલીએ પૂછ્યું.

"પહેલાં તો અહિંથી માર્સેલ્સ જવાનો વિચાર છે."

"માર્સેલ્સ?" "હા, અને તમારા ભાઇને સાથે લઇ જવાનો છું."

"કાઉન્ટ, તેના મગજમાંથી શોક દૂર થાય તેવો કાંઇ ઉપાય આપ નહિ અજમાવો?"

મેકઝીમીલીઅને આડું જોયું.

"ત્યારે તે સુખી નથી એ વાત તો તમારા સમજવામાં આવે છે જ?" કાઉન્ટે પૂછ્યું.

"હા." તે યુવતીએ ઉત્તર આપ્યો. "અને મને એવી ભીતિ લાગે છે કે આ ઘરમાં તેના જીવને બીલકુલ ગોઠતું નથી."

"હું આપની સાથે આવવાને તૈયાર છું." મેકઝીમીલીઅને કહ્યું, અને પોતાની બ્હેન તથા બનેવીની રજા માગી.

"એટલામાં જ રજા શાની માગે છે તે ?" જ્યુલીએ પોતાના
ાઇને કહ્યું. "આમ એકાએક કાંઇ જવાય ? મુસાફરી માટે કાંઇ
ારી કરી નથીને ?"

"વિયોગ થવાનોજ હોય તો પછી નિરર્થક વાર લગાડવાથી
ોટા વિયોગના દુઃખમાં વધારો થાય છે." કાઉન્ટે કહ્યું. "બધી
ારી થઇ ગઇ છે. જે જોઇએ તે તમામ તૈયાર છે."

"મારે કાંઇ તૈયારી કરવાની બાકી નથી." મેકઝીમીલીઅને
ગુ શાંત શોકપૂર્ણ અવાજે કહ્યું.

"તમે આવી રીતે ચાલ્યા જાઓ છો ?" જ્યુલીએ કહ્યું.
અમને પ્રથમથી ખબર પણ આપતા નથી. એક દિવસ પહેલાં–
ે એક કલાક પહેલાં તો સુચના આપવી જોઇએ !"

"મારી ગાડી તૈયાર છે. પાંચ દિવસમાં તો મારે 'રોમ'
હોંચી જવાની જરૂર છે." કાઉન્ટે જવાબ આપ્યો.

"મેકઝીમીલીઅન પણ 'રોમ' જવાનો છે કે શું ?"

"કાઉન્ટ મને જ્યાં લઇ જાય ત્યાં મારે જવાનું છે !" ખિન્ન
ખ ઉપર એક સ્મિત–હાસ્ય ફરકાવતાં મેકઝીમીલીઅને કહ્યું.
આવતો એક મહિનો મારે કાઉન્ટની ત્હેનાતમાં હાજર રહે-
ાનું છે."

"મેકઝીમીલીઅન મારી સાથે આવે છે, એટલે તમારે તેના
ષે કાંઇ પણ ચિન્તા કરવાની જરૂર નથી." કાઉન્ટે ખાત્રી આપી.

"તે ઘણો જ બેદરકાર અને નિષ્કાળજીવાળો છે." જ્યુલી
ાલી. "ભાઇ મેકઝીમીલીઅન, તારા મનની વાત તું અમને નહિ
ણાવે ?"

" છે ! છે ! " કાઉન્ટે કહ્યું. " તમે આ બધી વાત અત્યારે ‌રવા દો. તે કેવા આનંદમાં પાછો ફરે છે તે તો જોજો. "

મેકઝીમીલીઅને તો એક તિરસ્કાર અને ક્રોધ ભરેલી દૃષ્ટિ ‌ાઉન્ટ તરફ નાંખી.

" હવે અમારે જવું જોઇએ. " મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. " પણ ‌રતાં જતાં મારે તમને એક ખાસ વિનંતી મારે પોતાને માટે કર-‌ાની છે, તે એ કે મને ભૂલી જતાં નહિ. હું જાઉં છું, અને કદાચ ‌આપણો હવે ફરીથી વખતે મેળાપ ન પણ થાય ! "

" આપનો ફરીને મેળાપ નહિ થાય ! " એમેન્યુઅલ ભ-‌ક્યો. જ્યુલીની આંખોમાંથી આંસુ ચાલ્યાં. " આપનાં ફરીથી દર્શન ‌હિ થાય ? મને તો એમ લાગે છે, કે તમે મનુષ્ય નથી પણ ‌ભુએ પ્રેરેલા એક દેવદૂત છો, અને પ્રભુએ સોંપેલું લોક-કલ્યાણનું ‌ાર્ય પુરૂં થવાથી સ્વર્ગમાં પાછા ફરો છો.—"

" એવું બોલતા નહિ. " કાઉન્ટે તેને અટકાવાને કહ્યું. " એવું ‌હેવું બરાબર નથી. દેવદૂતો ભૂલ કરતા નથી. તેઓ પોતાની ઇચ્છામાં ‌ાવે ત્યાં વિચરે છે. તેઓ પોતે ભવિતવ્યતાને તાબે થતા નથી, પણ ‌ાવિતવ્યતા તેમના કબજામાં રહે છે. ના, ના; મિત્ર, હું તો એક ‌ામર મનુષ્યજ છું, અને જેવા તમારા શબ્દો વગર વિચારના છે, ‌તાંજ તમે મારાં જે વખાણ કરો છો તે અસ્થાને છે. "

પછી તે સુખી અને આનંદી દંપતિની રજા લઇને કાઉન્ટ ‌ાંથી ચાલી નિકળ્યો. મેકઝીમીલીઅન પણ તેની પાછળ પાછળ ‌યો. વેલેન્ટાઇનના મરણ પછી મેકઝીમીલીઅનના હૃદયને થએલા ‌ાઘાતથી તે તદન બેદરકાર બની ગયો હતો.

" મારા ભાઇના હૃદયને શાંતિ મળે તેમ કરજો " વેલેન્ટાઇને તે બન્ને જણને વળાવતી વખતે કહ્યું.

ઉત્તરમાં કાઉન્ટે તેનો હાથ જરા દાબ્યો, અને અગીઆર વરસ પહેલાં બનેલા બનાવનું તેણે સ્મરણ કરાવ્યું.

" બ્હેન, તમને પેલા સિન્બાદ ખલાસી ઉપર વિશ્વાસ નથી શું? "

" હા, હા, છે. મારો સંપૂર્ણ વિશ્વાસ છે. "

" વારૂ ત્યારે, તમે શાંતિ રાખો. પ્રભુના ઉપર શ્રદ્ધા રાખો. "

ગાડી તૈયાર હતી. ઘોડાઓ દોડવાને તલપાપડ થઇ રહ્યા હતા. અલ્લી ગાડીના બારણા આગળ ઉભો હતો. તે કાંઇક ઘણે દૂરથી આવ્યો હોય એમ લાગતું હતું. તેના આખા શરીરે પસીનો થઇ ગયો હતો. "

" કેમ ? " કાઉન્ટે એરેબીકમાં પૂછ્યું. " તે વૃદ્ધની પાસે જઇ આવ્યો ? "

અલ્લીએ હા પાડી.

" તેં પેલો કાગળ મેં તને બતાવ્યું હતું તે પ્રમાણે તેના આગળ મૂકયો હતો કે ? "

અલ્લીએ ફરીથી નમન કરીને હા પાડી.

" તેણે શું કર્યું ? "

જવાબમાં નોરટીઅર પોતાની સંમતિ દેખાડવાને જે સંજ્ઞા કરતો હતો તે અલ્લીએ કરી બતાવી.

" ઠીક, ચાલો ત્યારે, તેણે કબુલ કર્યું ખરૂં ! " કાઉન્ટ

ગાડીમાં બેસતાં બબડયો. " ચાલો, હવે ચાલવા દો. " તેણે આજ્ઞા કરી.

આ શબ્દો તેના મુખમાંથી નિકળ્યા કે ઘોડા પવનવેગે ઉપડયા. મેકઝીમીલીઅન એક શબ્દ પણ બોલ્યા ચાલ્યા સિવાય એક ખૂણામાં પડયો. ગાડી અડધો એક કલાક ચાલી હશે એટલામાં કાઉન્ટે એકાએક ઉભી રખાવી. અલ્લીએ નીચે ઉતરીને બારણું ખોલ્યું.

રાત્રીનો સમય હતો. તારાઓ આકાશમાં ઝળહળી રહ્યા હતા. તેઓએ પેરીસ પાછળ છોડયું હતું, અને 'વીલેજયુફ'ની ટેકરી ઉપર પહોંચ્યા હતા. આ ઉચ્ચ પ્રદેશ ઉપરથી રાત્રીના સમયે જોતાં આંખ આગળ પેરીસ શહેરનું કાંઇ અજબ દૃષ્ય ખડું થયું.

કાઉન્ટ તે જગાએ એકલો ઉભો રહ્યો. તેણે ઇશારત કરી, એટલે ગાડી જરા આગળ ચાલવા લાગી. તે અદબ વાળીને ત્યાંજ તે વિશાળ નગરને નિહાળતો ઉભો રહ્યો. આ અર્વાચીન 'બામીલન' આસ્તિક, ધર્મિષ્ટ, નાસ્તિક, જડવાદી, તેમજ નિન્દક દરેકનું સરખુંજ ધ્યાન ખેંચી રહે છે.

" મહાન નગર ! " કાઉન્ટ જાણે કે તે નગરની પ્રાર્થના કરી રહ્યો હોય તેમ હાથ જોડીને માથું નમાવતાં બબડયોઃ

" તારા દરવાજામાં પ્રવેશ કર્યે મને છ માસ પણ પૂરા થયા નથી. હું ધારૂં છું કે પરમાત્માએજ મને તારા તરફ આવવાની પ્રેરણા કરી હતી. મારા ધારેલા કાર્યમાં તે સર્વ શક્તિમાન પ્રભુએજ મને વિજય અપાવ્યો છે. હવે તને છોડીને જવાને પણ મને તેણેજ પ્રેરણા કરી છે. તારી દિવાલોની અંદર મારી હાજરીનાં ગુપ્ત કારણો મેં તેનેજ જણાવેલાં છે—મારા અંતરનું રહસ્ય એક માત્ર તેજ

જાણે છે. તે સર્વાત્મા, સર્વાન્તર્યામી પ્રભુજ એકલો જાણે છે કે તને છોડીને જતી વખતે મારા હૃદયમાં લેશ માત્ર પણ અભિમાન, દ્વેષ, અગર તિરસ્કારની લાગણી થતી નથી; પણ તારો ત્યાગ કરતી વખતે મને અત્યંત દિલગીરી અને દુઃખ થાય છે. સર્વસાક્ષી પ્રભુને માલુમ છે કે તેણે મને જે શક્તિ આપી છે તેનો ઉપયોગ મેં અત્યાર સુધી મારો પોતાનો સ્વાર્થ સાધવાને અગર નિરર્થક કર્યો નથી. હે મહાન નગર! તારા ધબકી રહેલા અંતરમાંજ મારે જે કાંઇ જોઇએ તે મને મળ્યું છે; મારી ઇચ્છા પરિપૂર્ણ રીતે તૃપ્ત થઇ છે. અસાધારણ પ્રકારની શાંતિ ધારણ કરીને મેં તારા અંતરમાંથી શોધી શોધીને સૃષ્ટિના તે મહાન ન્યાયાધીશની પ્રેરણાથી દુષ્ટોને દંડ આપ્યો છે. હવે મારૂં કાર્ય પુરૂં થયું છે. પ્રભુની ઇચ્છા સફળ થઇ છે. હવે મને તારા તરફ કોઇપણ જાતનો રાગદ્વેષ રહ્યો નથી. પેરીસ! મહાન નગર! તને હવે મારા છેલ્લા પ્રણામ છે!"

કોઇ રાત્રિંચરની માફક તે વિશાળ નગર ઉપર તેણે ચારે તરફ એક દીર્ઘદૃષ્ટિ ફેરવી. પછી પોતાના મુખ ઉપર હાથ ફેરવ્યો, અને ગાડી તરફ ગયો. અલ્લીએ બારણું ખોલ્યું, કાઉન્ટે ગાડીમાં પોતાની બેઠક લીધી, બારણું બંધ થયું, અને ગાડી ત્યાંથી પૂર વેગથી ચાલી. થોડીવારમાં તેઓ પેલી ટેકરી ઉતરીને તેની બીજી બાજુએ ગયા. પેરીસ નગર તેની પાછળ અદૃશ્ય થઇ ગયું.

• • •

---

## પ્રકરણ ૫૮ મું.

ગાડી પૂર વેગમાં ચાલતી હતી. ગાડીમાં કાઉન્ટ તથા મેક્ઝીમીલીઅન બન્ને બેઠેલા હતા. માઇલો પસાર થઇ ગયા પણ કોઇ કાંઇજ બોલ્યું નહિ. મેક્ઝીમીલીઅન સ્વપ્નાવસ્થામાં પડી રહ્યો હતો. કાઉન્ટ તેના તરફ વારંવાર જોયા કરતો હતો. એક શબ્દનો પણ ઉચ્ચાર થયો નહિ.

"મેક્ઝીમીલીઅન," કાઉન્ટે છેવટે તેને કહ્યું. "મારી સાથે આવવા માટે તમારા મનને પશ્ચાત્તાપ થાય છે ?"

"ના, ના. કાઉન્ટ, તેમ નથી. પણ પેરીસ છોડીને જતાં—"

"જો પેરીસમાં રહેવાથી તમારા જીવને સુખ થવાનો સંભવ મારા જાણવામાં હોત, તો હું તમને મારી સાથે લાવત નહિ."

"કાઉન્ટ, તેમ નથી. પણ વેલેન્ટાઇનની કબર પેરીસમાંજ છે, તેથી પેરીસ છોડીને જતાં તેનો મને બીજી વખત વિયોગ થતો હોય એમ લાગે છે."

"મેક્ઝીમીલીઅન," કાઉન્ટે તેને દિલાસો આપવા માંડયો. "આપણા અંતરના જે સ્નેહીઓથી આપણો વિયોગ થાય છે. તેમને ખરૂં જોતાં આપણે ભૂમિદાહ નથી કરતા, પણ આપણા હૃદયમાંજ તેમને સદાને માટે સ્થાન આપીએ છીએ-પુરી દઇએ છીએ મારાં સ્નેહીઓ એવી રીતે મારા હૃદયમાં સ્થાન મેળવી ચુકયાં છે, અને ત્યાંથી તેઓ કદી પણ દૂર જઇ શકે તેમ નથી. તેમાંના એક મારા પિતા હતા, અને બીજા એક મારા ગુરૂ હતા. એક

મને જન્મ આપ્યો હતો, જ્યારે બીજાએ મને જ્ઞાન અને બુદ્ધિ આપ્યાં હતાં. તેઓના આત્માઓ મારા હૃદયમાંજ તત્વરૂપે રહેલ છે. તારા અંતઃકરણને પૂછી જો કે આવી રીતે મારા તરફ તું અતડાશથી વર્તે છે તે બરાબર કરે છે ? "

" મુરબ્બી, " મકઝીમીલીઅને ઉત્તર આપ્યો. " મારૂં અંતર તો શોક અને દુઃખના ઉદ્દગારો કાઢી રહ્યું છે, અને મારી દષ્ટિ આગળ મારા નીરસ અને દુઃખમય ભવ્ય જીવનનો ચિતાર ખડો કરે છે. "

" એ તો એક સાધારણ નિયમ છે. નિર્બલ હૃદય અને અસ્વસ્થ મગજના માણસો હમેશાં જ્યાં ત્યાં બધે દુઃખજ જોઇ રહે છે. જીવાત્મા પોતાની જુદી જુદી અવસ્થા પ્રમાણે જુદી જુદી દૃષ્ટિ મર્યાદા ખડી કરે છે. તારો જીવાત્મા અજ્ઞાન અને અંધકારના આવરણથી છવાઇ રહ્યો છે તેથીજ તને ભાવી નીરસ અને દુઃખમય જણાય છે. "

" આપનું ધારવું કદાચ સત્ય હશે. " મેકઝીમીલીઅને ટુંકેથી પતાવ્યું અને ફરી પાછો પોતાનાં શોકમય સ્વપ્નોમાં નિમગ્ન થઇ ગયો.

કાઉન્ટ હરેક બાબતમાં ઘણી અજબ શક્તિ ધરાવતો હતો. મુસાફરી પણ આશ્ચર્યકારક ઝડપથી થતી હતી. બીજે દિવસે સવારમાં તો તેઓ " શાલોં " જઇ પહોંચ્યા. કાઉન્ટની પોતાની નૌકા ત્યાં તેની રાહ જોઇ રહી હતી. એક ક્ષણ પણ ગુમાવ્યા સિવાય કાઉન્ટ અને મેકઝીમીલીઅન નૌકામાં ચઢી ગયા. કાઉન્ટની ગાડી પણ તેમાં ચઢાવવામાં આવી. ઝડપથી સફર કરવાને માટે તો કાઉન્ટે

તે નૌકા ખાસ પોતાને માટેજ બનાવરાવી હતી. પાણીની સપાટી ઉપર તે એક પક્ષીની માફક ઉડતી લાગી. થંડા પવનની આનંદજનક લ્હેરો આવવા લાગી. નૌકાના વેગે તે આનંદમાં વધારો કર્યો. કોઇ કોઇ વખત તો મેકઝીમીલીઅન પણ તેના હૃદયમાંનો શોક વિસરી જતો. જેમ જેમ પેરીસથી દૂર જતા ગયા તેમ તેમ કાઉન્ટનામાં કોઇ અસાધારણ ગાંભીર્ય આવતું ગયું. કોઇ દેશનિકાલ થએલો મનુષ્ય અતિઘણા લાંબા સમય પછી પોતાના વતનમાં પાછો ફરતો હોય તેના જેવો તેનો દેખાવ જણાવા લાગ્યો.

થોડા સમય પછી માર્સેલ્સ દૃષ્ટિગોચર થયું. કાઉન્ટની નૌકા કિનારે જઇને અટકી. એક વહાણ અલજીઅર્સ તરફ જવાને ઉપડવાની તૈયારીમાં હતું, અને તેની ધમચકડ ચાલી રહી હતી. ચારે બાજુએ ઘોંઘાટ થઇ રહ્યો હતો. મુસાફરીએ જનારાઓના સગાંવહાલાં અને મિત્રો ભેગાં થયાં હતાં. તેઓ પરસ્પરની રજા લઇ રહ્યાં હતાં. ઘણાખરાંનાં નેત્રો અશ્રુપૂર્ણ હતાં. કોઇ કોઇ તો છૂટે મ્હોએ પણ વારંવાર રોતાં હતાં. એ દૃષ્યમાં એવું શોકમય અને દયાજનક હતું કે જેઓને હમેશાંજ તે જોવાનો મ્હાવરો હોય તેમના હૃદયને પણ અસર કરતું હતું, આમ છતાં મેકઝીમીલીઅનના હૃદયને તે દૃષ્ય જરાપણ અસર કરી શક્યું નહિ. તેના મગજમાં ચાલી રહેલા વિચારોમાં તેથી જરાપણ વિક્ષેપ પડયો નહિ.

“ આ જગાએ, ” મેકઝીમીલીઅન કાઉન્ટના હાથનો ટેકો લેતાં બોલ્યો. “ જ્યારે અમારા, ‘ફેરેઓન’ વહાણે બંદરમાં પ્રવેશ કર્યો, ત્યારે મારા પિતા આ જગાએજ ઉભા હતા. આ જગાએજ તે વૃદ્ધ પુરૂષ, જેને આપે અપકીર્તિ અને મૃત્યુના મુખમાંથી બચાવ્યા

હતા, તેઓ તે વહાણુ નજરે પડતાં આ જગાએજ મને ભેટી પડયા હતા. તે વખતે તેમની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલતો હતો, અને તેનાં બિંદુઓ મારા મુખ ઉપર પડયાં હતાં. હજી પણ મને તે અશ્રુબિંદુઓની ઉષ્ણતા લાગે છે—યાદ છે; અને તેઓ એકલાજ કાંઇ અશ્રુપાત કરી રહ્યા નહોતા; કારણુ કે જેઓ તે દૃષ્ય જોઇ રહ્યા હતા તેમાંના ઘણાખરાનાં નેત્રો અશ્રુપૂર્ણ બની ગયાં હતાં."

મોન્ટેક્રિસ્ટોએ એક મૃદુ હાસ્ય કરીને કહ્યું:

"હું પોતે તે વખતે પણ ઉભો હતો." એમ કહીને તેણે સડકનો એક ખૂણો બતાવ્યો. તે આ વાત કરતો હતો તે વખતે જે દિશા તેણે બતાવી તે દિશામાંથી કોઇકના રોવાનો અવાજ આવતો સંભળાયો અને એક સ્ત્રી વહાણુ ઉપર વિદાય થતા એક મુસાફરના તરફ હાથ હલાવીને તેની રજા લેતી જણાઇ. કાઉન્ટે તે સ્ત્રીના તરફ એવી ભાવપૂર્ણ દૃષ્ટિથી જોયું કે જો મેકઝીમીલીઅનનું ધ્યાન વહાણુ તરફ રોકાએલું ન હોત તો તેના જોવામાં પણ તે આવ્યું હોત.

"અરે!" મેકઝીમીલીઅન ચમકી ઉઠયો. "પેલો યુવાન જે ટોપી હલાવી રહ્યો છે, અને જે એક લશ્કરી અમલદારના પોષાકમાં સજ્જ થએલો છે, તે આલ્બર્ટ મોર્સર્ફ જ છે; મને ખાત્રી છે કે મારી કાંઇ ભૂલ થતી નથી."

"હા, હા, તેજ છે. મેં તેને કયારનોએ ઓળખ્યો." કાઉન્ટે જવાબ આપ્યો.

"શા ઉપરથી? કેવી રીતે? તમે તો બીજી દિશામાં કયારના જોઇ રહ્યા હતા."

કાઉન્ટે સ્મિત હાસ્ય કર્યું. જ્યારે તે કાંઇ પણ ઉત્તર આપવાની

ઇચ્છા ન હોય, ત્યારે તે તેમજ કરતો. તેણે ફરીથી પેલી સ્ત્રીના તરફ દૃષ્ટિ કરી. તે ત્યાંથી ચાલતી થઇ હતી.

"મેકઝીમીલીઅન," કાઉન્ટે કહ્યું. "તમારે શું આ શહેરમાં કાંઇજ કામ નથી?"

"મારે માત્ર એકજ કર્તવ્ય કરવાનું છે. મારા વહાલા પિતાની કબરની મુલાકાત લઇ ત્યાં આંસુ ઢાળવાનાં છે."

"ઠીક ત્યારે, જાઓ. હું ત્યાં જ તમને આવી મળીશ; માટે મારી ત્યાજ રાહ જોજો."

મેકઝીમીલીઅન ખિન્ન હૃદયે કાઉન્ટથી જુદો પડયો. તે અદૃષ્ય થયો, ત્યાં સુધી કાઉન્ટ ત્યાંજ ઉભો રહ્યો. તે પછી તે ધીરે ધીરે "એલી-દ-મીલાન" ના મોહોલ્લા તરફ વળ્યો. તે મોહોલ્લામાંના એક નાના સરખા મકાનમાં તેને જવાનું હતું. એ મકાનથી વાંચક સારી રીતે વાકેફ છે. જે મકાનમાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોના-એડમન્ડના-વૃદ્ધ પિતા રહેતા હતા તેજ એ મકાન હતું. ફેર માત્ર એટલો જ હતો કે તે વૃદ્ધ બિચારો તે મકાનના ઉપરના ભાગમાં માળીઆમાં પડી રહેતો હતો, જયારે આજે તે આખું મકાન કાઉન્ટે મર્સીડીસને સોંપી દીધું હતું.

જે સ્ત્રીને અતિશય શોક અને દિલગીરીથી પેલા મુસાફરથી (આલ્બર્ટથી) છુટી પડતાં કાઉન્ટ અને મેકઝીમીલીઅને જોઇ હતી, તે સ્ત્રી આ જ મકાનમાં દાખલ થઇ. તેણે મકાનમાં દાખલ થઇને બારણું ભાગ્યેજ બંધ કર્યું હશે, એટલામાં કાઉન્ટ ત્યાં જઇ પહોંચ્યો. તે મકાનથી તેના જેટલો વાકેફદાર બીજો કોઇ ભાગ્યે જ હશે. તે મકાનનું બંધ બારણું કેવી રીતે ખોલવું એ તેને અગમ્ય નહોતું.

તે મકાનનું બારણું ખખડાવ્યા સિવાય અગર પોતાના આવી પહોંચ્યાની કાંઈપણ ખબર આપ્યા સિવાય, જાણે કે તે પોતે તે મકાનનો માલિક હોય અગર માલિકનો ખાસ સંબંધી અગર મિત્ર હોય તેવી રીતે મકાનમાં દાખલ થયો. પાછળની બાજુએ એક બાગ હતો. મર્સીડીસને તે બાગમાંથી કાઉન્ટે દાટી મૂકેલા પૈસા તેના કહેવા પ્રમાણે મળી આવ્યા હતા.

મોન્ટેક્રિસ્ટોએ મકાનની અંદર દાખલ થતાં રોવાનો અવાજ સાંભળ્યો. તે અવાજ બાગમાંથી આવતો હતો. જે દિશામાંથી અવાજ આવતો હતો, તે તરફ તપાસ કરતાં તેણે મર્સીડીસને એક લતામંડપ નીચે બેસીને આક્રંદ કરતી જોઇ. પોતાના પુત્રની હાજરીમાં મહા પ્રયાસે આંસુને તે ખાળી રાખતી હતી; પણ આજે તેનાથી વિયોગ થતાં તેની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. કાઉન્ટ આગળ આવ્યો. તેનાં પગલાંનો અવાજ સંભળાયો. મર્સીડીસે ઉંચું જોયું, તો પોતાની પાછળ કોઇ પુરૂષને ઉભેલો જોઇને તે ભયભીત થઇ ગઇ.

"મર્સીડીસ," કાઉન્ટ અતિશય મૃદુ અવાજે બોલ્યો "મર્સીડીસ, તારૂં ગએલું સુખ તને પાછું આપવાની તો મારામાં શક્તિ નથી; હું તો માત્ર તને દિલાસો આપી શકું તેમ છે. મારા જેવા એક મિત્ર તરફથી તેનો સ્વીકાર તું કરીશ ?"

"અરેરે, મારા દુઃખનો તો કાંઇ પાર જ રહ્યો નથી." મર્સીડીસે ઉત્તર આપ્યો. "જગતમાં મારા પુત્ર સિવાય મારે બીજું કોઇ જ નહોતું, તે પુત્ર પણ મને છોડીને મુસાફરીએ ચાલ્યો ગયો. હવે હું તેના વિયોગે કેવી રીતે દિવસો ગાળીશ ?"

"મર્સીડીસ, તારો પુત્ર અતિ ઉદાર અંતઃકરણવાળો છે." કાઉન્ટે કહ્યું. "તેણે જે કાંઇ કર્યું છે, તે સમજીને કર્યું છે, અને તે બરાબર જ કર્યું છે. તે એમ સમજે છે, કે દરેક મનુષ્યે પોતાના દેશની સેવા કરવી જ જોઇએ. જો તે તારી પાસેજ રહ્યો હોત, તો જીવન તેને એક બોજારૂપ થઇ પડત, અને તેને તેનો કંટાળો અને તિરસ્કાર આવત. તારા દુઃખમાં તેનાથી કાંઇ ભાગ લઇ શકાત નહિ. વિપત્તિની સાથે બાથ ભીડતાં તેના બળ અને માનમાં વધારો થશે, અને પરિણામે તેની ચઢતી જ થશે. તેનું ભાવી ઘણું ઉજવલ છે, માટે તેને રોકતી નહિ. તેને પોતાનું પરાક્રમ અજમાવી વિજય મેળવવા દે."

"અરે," તે દુર્ભાગી સ્ત્રીએ શોકથી ડોકું ધુણાવતાં કહ્યું. "જે ઉદયની વાત તમે કરો છો, અને જે મારા પુત્રને આપવા માટે ઇશ્વરને હું નિરંતર પ્રાર્થના કરી રહી છું, તે હું પોતે કદી પણ અનુભવી અગર જોઇ શકનાર નથી. મારા ઉપર વિપત્તિ પડવામાં કાંઇ પણ હવે બાકી રહી નથી. મને લાગે છે કે મારો અંત-મારૂં મૃત્યુ હવે ઘણું દૂર નથી. કાઉન્ટ, આ સ્થાનમાં એક વખત મને મનમાન્યું સુખ મળતું. જે જગાએ મારી ઇચ્છા ~~પ્રમાણે~~ સુખ મળી શકતું હતું, તે જ જગાએ મારૂં મૃત્યુ થાય એવી મારી ઇચ્છા હતી."

"હાય!" કાઉન્ટનું હૃદય હવે તેના કબજામાં રહી શક્યું નહિ. "મર્સીડીસ, તારા આટલા મૃદુ શબ્દો પણ મારા અંતઃકરણને બાળી મૂકે છે. મારા હૃદયને વધારે વ્યથા થવાનું કારણ તો એ છે કે મને ધિક્કારવાનું મેં તને દરેક કારણ આપેલું છે. તારા ઉપર

પડેલી તમામ વિપત્તિઓનું કારણ તું પોતે જ છું. પણ તું તો મને ધિક્કારવાને બદલે મારા તરફ દયા બતાવે છે. મને વધારે દુઃખ તો–"

"તમને ધિક્કારૂં !" મર્સીડીસ તેને અટકાવીને વચમાં જ બોલી. "તમને ધિક્કારૂં ! તમારો તિરસ્કાર કરૂં ! તમને ઠપકો દઉં ! તમને, એડમન્ડ, તમને ગાળો આપું ! મારા પુત્રને જેણે જીવિતદાન આપ્યું તેને હું ઠપકો દઉં. તેને હું ધિક્કારૂં ? તેના પિતા પોતાના પુત્રને માટે ઘણી મગરૂરી ધરાવતા હતા, એટલે વૈર વાળવાની ખાતર તેમના પુત્રના જીવનનો અંત લાવવાની શું તમને સત્તા નહોતી ? અને તેમ કરવાનો તમારો ઇરાદો પણ શું નહોતો ? તેવો તમારો ઇરાદો હોય જ એ સ્વભાવિક છે; છતાં તમે માત્ર મારી ખાતર જ મારા પુત્રને જીવિતદાન આપ્યું. છતાં હું તમને ધિક્કારૂં ? એડમન્ડ, મારા સામું બરાબર જુઓ, અને મને કહો કે તમને ઠપકો પણ આપવાનો મારો હેતુ હોય એવું તમને લાગે છે ?"

કાઉન્ટે ઉંચું જોયું, અને મર્સીડીસનું મુખ નિહાળી રહ્યો. તેણે ઉઠીને તેના તરફ પોતાના બન્ને હાથ લંબાવ્યા.

"જુઓ, જુઓ." તેણે અતિ શોકપૂર્ણ અવાજે કહ્યું. "મારી આંખોમાં હવે પહેલાંના જેવું તેજ રહ્યું નથી, તેમજ મારા એડમન્ડને લજ્જાપૂર્ણ દૃષ્ટિથી મંદ હાસ્ય કરી નીહાળવાનો સમય અગર અધિકાર હવે રહ્યો નથી. મારો એ હક્ક ઘણા લાંબા સમયથી નષ્ટ થઇ ગયો છે. સામેના તેમના પિતાના મકાનની બારીમાંથી એડમન્ડ મારી આતુરતાથી રાહ જોયા કરતા, તે વાતો પણ હવે માત્ર સંભારવાની જ રહી છે ! તે ભૂતકાલના દિવસો અને હાલના દિવસો વચ્ચે દુઃખ અને શોકનાં વર્ષોનું અંતર છે. એડમન્ડ, મિત્ર, તમારો મારાથી કદી તિરસ્કાર થાય જ નહિ; તમને હું કદી ઠપકો આપી

શકું જ નહિ. અરે, મારા જેવું દુઃખી અને કંગાલ પ્રાણી તે બીજું કોણ હશે!" તે હાથ જોડીને ઉંચે આકાશ તરફ જોઇને રોવા લાગી. "એક વખતે મારામાં પવિત્રતા, નિર્દોષપણું, પ્રેમની લાગણીઓ ઉભરાઇ રહેતી. આ ત્રણ ગુણો દૈવી સંપત્તિનાં લક્ષણો છે. અરે પણ હવે આ મારી શી દશા!"

મોન્ટેક્રિસ્ટો તેના પાસે આવ્યો, અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય તેનો હાથ પોતાના હાથમાં લીધો.

"ના, ના." તેણે હળવેથી પોતાનો હાથ પાછો ખેંચી લેતાં અતિ મૃદુ અવાજે કહ્યું. "ના, ના. મારા મિત્ર, મને સ્પર્શ કરતા નહિ. તમે મારા પોતાના ઉપર દયા બતાવી છે; છતાં પણ ખરૂં જોતાં જેમના જેમના ઉપર તમારે વૈર લેવાની જરૂર પડી છે, તેમાં હું સર્વ કરતાં વિશેષ અપરાધી છું. બીજા બધાઓએ તો દ્વેષ, લોભ, અને સ્વાર્થની ખાતર તમારૂં અનિષ્ટ કર્યું હતું, પણ હું તો ખરેખરી પાતકી છું, કારણ કે હું ધૈર્ય રાખી શકી નહિ, અને વગર વિચાર્યું કામ કરી બેઠી. ના, ના, એડમન્ડ, મારો હાથ છોડી દો! મને ખાત્રી છે કે તમારો હેતુ મને દિલાસો આપવાને એ સ્નેહના શબ્દો કહેવાનો છે. પણ તેમ કરતા નહિ; કારણ હું તેને માટે જરા પણ લાયક નથી. જુઓ, (તેણે પોતાનું મુખ તેના આગળ ધર્યું,) જુઓ, મારા કેશ તો જુઓ, ચિન્તા અને દુઃખના પરિણામે અત્યારથી જ શ્વેત બની ગયા છે. રોઇ રોઇને મારી આંખો ઉંડી પેસી ગઇ છે; તેનું તેજ ઘટી ગયું છે; મારા મુખ ઉપર કરચલીઓ પડી છે. એડમન્ડ, મારી આ સ્થિતિ છે. જ્યારે તમે પોતે હજી યુવાન છો, સ્વરૂપવાન છો, અને હરેક પ્રકારનું શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક, બલ ધરાવો છો. આ બધાનું કારણ એ છે કે તમને પ્રભુની

કૃપાના ઉપર પૂર્ણ વિશ્વાસ છે, અને તેણે તમને બધી આપત્તિઓમાં તે ભોગવવાનું બલ આપીને તમારૂં રક્ષણ કર્યું છે.

મર્સીડીસના મુખમાંથી આ છેલ્લા શબ્દો બહાર પડયા તે વખતે તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં, અને તેના ગાલ ભીંજાઇ ગયા. જીવનના ભૂતકાલના બનાવોનાં દશ્યો તેની દૃષ્ટિ આગળ ખડાં થયાં. મોન્ટેક્રિસ્ટોએ, તો પણ તેનો હાથ પોતાના હાથમાં લઇને તેના ઉપર એક ચુંબન કર્યું; પણ મર્સીડીસને એમ લાગ્યું, કે એકાદ પાષાણની પ્રતિમાને કાઉન્ટ ચુંબન કરતો હોય તેવાજ પ્રકારનું તેનું તે ચુંબન હતું. તેમાં કોઇ પ્રકારની રસિકતા, માધુર્ય અગર લાલિત્ય જણાતું નહોતું.

"ઘણી વખત એવું બને છે," તેણે આગળ ચલાવ્યું. "કે માત્ર એકજ દોષને લીધે આખા જીવનનું સુખ અને તેનો રસ નષ્ટ થઇ જાય છે. તમારા અવસાનના મને સમાચાર મળ્યા; મેં તે વાત માની; તો પછી હું પોતે પણ જીવતી શા માટે રહી? તેમ કર્યું હોત, તો મારાં સર્વ દુઃખનો અંત એકી વખતે આવી ગયો હોત. તેને બદલે હું જીવતી રહી, અને મારા અંતરના ઉંડાણમાં તમારે માટે શોક કરતી રહી, તેમાં મને શો લાભ થયો? એટલો જ કે પાંત્રીસ સાડત્રીસ વરસની ઉમ્મરે મારો દેખાવ એક સાઠ વરસની ડોસી જેવો થઇ ગયો. તમને ઓળખીને–માત્ર હું જ તમને ઓળખી શકી હતી–તમને ઓળખીને મારા પુત્રનું એકલાનું જીવન બચાવવાને જ મેં કેમ પ્રયાસ કર્યો? જેનો મેં મારા સ્વામી તરીકે સ્વીકાર કર્યો હતો, તે મનુષ્ય ગમે તેવો અપરાધી હતો, તોપણ તેને બચાવવાને તમને વિનંતિ કરવાની મારી ફરજ હતી. તે પ્રમાણે મેં શા માટે કર્યું નહિ? તમને વિનંતિ કરી હોત તો મારી વિનંતિ માન્ય

થાત એવી મને ખાત્રી છે, છતાં મેં તેને મરવા દીધો. શા માટે? હે પ્રભુ! તેમાં મારો કેટલો દોષ છે તે માત્ર પરમાત્મા જ જાણે છે. તેણે મારી ખાતર જ એ બધા ગુન્હા કર્યા હતા, એ મારા જાણવામાં નહોતું. મારા પુત્રની સાથે અહિં સુધી આવવાથી પણ મને શો લાભ થયો? તે પુત્ર પણ હવે મને તજીને આફ્રીકાના જંગલી પ્રદેશો તરફ ચાલતો થયો. અરે, હું ઘણી જ દુષ્ટ છું. મેં મારી પ્રતિજ્ઞાઓનો ભંગ કર્યો છે અને સ્વધર્મ અને પ્રતિજ્ઞાઓનો ભંગ કરનાર તમામ મનુષ્યો જ્યાં જાય ત્યાં દુઃખ, અશાંતિ, અને કલેશ ઉભો કરે છે! એવાં મનુષ્યો અપશુકનીઆળ હોય છે!"

"ના, ના. મર્સીડીસ," મોન્ટેક્રિસ્ટોએ કહ્યું. "ના, ના. તું પોતાની જાતના તરફ ઘણા જ અન્યાયથી, ઘણી જ કડક દૃષ્ટિથી જુએ છે. તું એક ઘણી જ ઉદારહૃદયી અબલા છે, અને તારૂં દુઃખ જોઇને જ મારૂં અંતઃકરણ પીગળ્યું છે પ્રભુના અદૃષ્ય કોપનો હું માત્ર એક નિમિત્ત બનેલો હતો. મેં ઉગામેલો ઘા અટકાવવા જેટલી મારામાં સારાસાર–વિચારની શક્તિ રહી નહોતી. જે પ્રભુનું આજે દસ વરસથી હું અહોનિશ અંતરથી ચિંતન કરી રહ્યો છું, તે પ્રભુને સાક્ષી રાખીને હું કહું છું, કે તારી ખાતર મારા જીવનનો ભોગ આપવાને હું ખુશીથી તૈયાર હતો, અને જીવનના ભોગની સાથે તેના હેતુઓનો ભોગ તો આપોઆપ જ થઇ જાત. પણ મર્સીડીસ, પ્રભુની કાંઇ એવી જ મરજી હશે! ભૂત, ભવિષ્ય, અને વર્તમાન ત્રણે કાલનો તું પોતે જ વિચાર કરી જો, તો તને પોતાને પણ એમ લાગ્યા સિવાય રહેશે નહિ, કે મેં પોતે કાંઇ કર્યું નથી, અગર હું પોતે કાંઇ કરી શકતો પણ નથી. હું તો માત્ર પ્રભુની પ્રેરણાના એક હથીઆર રૂપ છું. મારા ઉપર શું શું વીત્યું છે? ભયંકરમાં

ભયંકર વિપત્તિઓ, અને અતિશય કષ્ટમય યાતનાઓ મેં ભોગવી છે. મારાં અંતરનાં સ્નેહીઓએ મારો ત્યાગ કર્યો, અને મારા શત્રુઓએ મને અનહદ કષ્ટ આપ્યું. મારી યુવાની બધી આવાં દુઃખોમાં વ્યતીત થઇ ગઇ, એકાએક અચનાક જ્યારે મારો કષ્ટ અને બંધનમાંથી છુટકારો થયો—કેદમાંથી હું મુક્ત થયો, ત્યારે મને અનાયાસે એટલું બધું દ્રવ્ય મળયું, અને હું એવી ઉચ્ચ સ્થિતિ ઉપર મૂકાઇ ગયો કે જેનો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ આવી શકે નહિ! આવું થતાં મારા મનને એમ નક્કી ખાત્રી થઇ કે પરમાત્માએ મને પોતાની ખાસ ઇચ્છાઓ અને હેતુઓ બર લાવવાની ખાતર જ તે સ્થિતિમાં આણી મૂક્યો હતો. તે સમયથી મારી સંપત્તિ પ્રભુએ મને અમુક ખાસ હેતુથી જ આપી છે, એમ હું સમજવા લાગ્યો. મર્સીડીસ, એક વખતે જે શાંતિમય જીવન હું ભોગવતો હતો, અને જે જીવન તારા સહવાસને લીધે અલૌકિક આનંદથી ભરપુર હતું, તે જીવનનો મારા મનમાં વિચાર સુદ્ધાં પણ આવતો નહિ. મને એક ક્ષણ માત્ર પણ શાંતિ મળતી નહોતી. એક ઇશ્વરી શક્તિથી પ્રેરિત યમદૂતની માફક હું દુષ્ટોને દંડ દેવાના કાર્યમાં હરેક ક્ષણે આગળ ધપ્યા જતો હતો. મારો હેતુ બર લાવવાને મેં ધીરે ધીરે સંપૂર્ણ તૈયારીઓ કરી. અતિશય કષ્ટ સહન કરીને ગમે તેવું શારીરિક દુઃખ સહન કરવાને મારો દેહ ટેવાઇ ગયો હતો. માનસિક કષ્ટ સહન કરવાને મારા હૃદયને મેં તૈયાર કરી દીધું. મારા હાથને મેં ઘા કરવાનું શિક્ષણ આપ્યું, અને પ્રભુએ તેને શક્તિ આપી, બીજાનું કષ્ટ જોઇ શકવાને મારી આંખોને મેં ટેવ પાડી. ભયંકરમાં ભયંકર યાતના ભોગવતા મનુષ્યનું દૃષ્ય જોઇને તે તરફ સ્મિત—હાસ્ય કરવાની રાક્ષસી શક્તિ મેં કેળવી. પ્રથમ હું ભલો, ઉદાર હૃદયનો, વિશ્વાસુ, અને ક્ષમાવાન

હતો; તેને બદલે હું દુષ્ટ, દ્વેષી, ઘાતકી, વ્હેમી, અને ક્રૂર, બની ગયો. ભાવીના જેટલો જ દૃઢ, નિર્દય, અને ધ્રુવ હું બની ગયો. આ પછી હું મારા પ્રેરિત કાર્યમાં–ધારેલા કર્તવ્યમાં પ્રવૃત્ત થયો. અડચણોને અને વિપત્તિઓને મેં લાતો મારીને બાજુ પર હઠાવી દીધી, અને મારો હેતુ પાર પડયો. પણ આ મારી કારકીર્દી દરમ્યાન જે કોઇ મારા માર્ગમાં આવ્યું, તેના ભોગજ ફરી વળ્યા!"

"બસ, એડમન્ડ, બસ." મર્સીડીસ બોલી. "જેણે તમને ઓળખી કાઢયા છે તે જ તમને બરાબર સમજી શકી છે. તે પણ જો તમારા માર્ગમાં આડે આવી હોત, તો તેની પણ તેજ દશા થાત; પરંતુ તેમ થયું હોત, તો પણ તેણે તો તમારી પ્રશંસા જ કરી હોત. જેવી રીતે મારા જીવનમાં ભૂતકાળ અને વર્તમાનકાળ વચ્ચે મોટું અંતર પડી ગયું છે, તેવી જ રીતે એડમન્ડ તમારી અને મનુષ્ય જાતિની વચ્ચે મોટું અંતર પડી ગયું છે. ભલમનસાઇ અને ઉદારતામાં જગત્‌માં તમારી સાથે કોઇની તુલના કરી શકાય તેમ નથી. પણ હવે તો, એડમન્ડ, આપણે એકબીજાથી છૂટાં પડવું જોઇએ; આપણે એકબીજાની રજા લેવી જોઇએ."

"પણ આપણે છૂટાં પડીએ તે પહેલાં, મર્સીડીસ, તારે કાંઇ પણ કહેવાનું નથી?"

"એડમન્ડ, આ જગત્‌માં હવે માત્ર મને એક જ આકાંક્ષા છે: મારા પુત્રને હું સુખી જોઉં."

"મર્સીડીસ, તું અહોરાત્ર પ્રભુની પ્રાર્થના કર કે પ્રભુ તેને આરોગ્ય અને સુરક્ષિત રાખે, અને તેની ઉન્નતિ અને સુખશાંતિની કાળજી રાખવાનું હું માથે લઉં છું."

"તમારો મહાન ઉપકાર! એડમન્ડ, તમારો મોટો આભાર!"

"પણ તારે તારે પોતાને માટે કાંઇ પણ કહેવાનું નથી ?"

"મારે પોતાને તો કાંઇ પણ કમી નથી. હવે હું તો જાણે બે કબરોની વચમાં બેઠેલી છું. એક કબર એડમન્ડની છે—એડમન્ડ જેનો મને વર્ષો પહેલાં–યુગો પહેલાં હમેશને માટે વિયોગ થયો છે. મારા હૃદયના સત્ય પ્રેમનું પાત્ર તો તે જ હતો ! પ્રેમ એ શબ્દ હવે આ ઉમ્મરે અને આ અવસ્થામાં મારા મુખમાં શોભતો નથી; પણ તેનું સ્મરણ મારા અંતરને અતિ પ્રિય છે, અને ગમે તે કિંમતે પણ તે સ્મરણ મારા સ્મૃતિપટ ઉપરથી ન ભૂસાઇ જાય એવી મારી ઇચ્છા છે. બીજી કબર જે મનુષ્યે એડમન્ડના હાથે યોગ્ય દંડ ભોગવ્યો છે, તેની છે. તે મનુષ્ય મારા શરીરનો માલિક હતો; જગતના વ્યવહારથી તે મારો સ્વામી હતો; પણ મારા હૃદયનો માલિક, મારા અંતરનો સ્વામી તો પ્રથમથી એડમન્ડ જ હતો. મારો સ્વામી પોતાનાં દુષ્કર્મોને લીધે શિક્ષાને પાત્ર હતો; અને એડમન્ડે તેને જે શિક્ષા કરી છે, તે યોગ્ય જ કર્યું છે. જે બન્યું છે તે ન્યાયપુરઃસર જ છે, એમ હું કબુલ કરું છું; છતાં મરનાર મારો સ્વામી હતો, એટલે તેના આત્માને શાંતિ આપવા સર્વ શક્તિમાન દયાળુ પ્રભુની પ્રાર્થનામાં જ હવે મારે નિમગ્ન રહેવું જોઇએ."

"હા, હા. મર્સીડીસ, તારો પુત્ર સુખીજ થશે. તું તેને માટે જરા પણ ચિન્તા રાખતી નહિ." કાઉન્ટે તેને ખાત્રી આપી.

"ત્યારે તો મારે જગતમાં બીજા કાંઇ સુખની હવે આપેક્ષા નથી. મારો પુત્ર સુખી થશે, એટલે મને પણ સુખ થશે જ."

"પણ હવે તારો શો ઇરાદો છે ? તું શું કરવા માગે છે ?"

"જો હું એમ કહું કે બાલ્યાવસ્થાની માફક અહિંઆં રહીને મંજુરી કરીને હું મારા દિવસો નિર્ગમન કરીશ, તો તે બરાબર થશે

નહિ, અને તમારા તે માનવામાં પણ આવશે નહિ. હવે તો મારામાં પ્રભુની પ્રાર્થના કરવા સિવાય બીજું કાંઇ પણ કરી શકવાની શક્તિ નથી. તો પણ હવે મારે મજુરી કરવાની કાંઇ જરૂર પડે તેમ નથી; કારણ આ બાગમાં જે પૈસા તમે દાટેલા હતા, તે તમારી આજ્ઞા પ્રમાણે મેં શોધી કાઢ્યા છે. તે પૈસામાં મારો સારી રીતે નિર્વાહ ચાલી શકે તેમ છે. મારા વિષે લોકોમાં અનેક પ્રકારની વાતો ચાલશે, પણ તેની મને હવે કાંઇ પણ દરકાર નથી !"

"મર્સીડીસ," કાઉન્ટે કહ્યું. "હું કાંઇ તને ઠપકો આપવાના ઇરાદાથી કહેતો નથી, પણ તારા સ્વામીની મિલકત ઉપરથી તેં સદંતર હાથ ઉઠાવી લીધો એ કાંઇ ડહાપણનું કામ કર્યું નહિ. એવો ભોગ આપવાની કાંઇ જ જરૂર નહોતી. તેનો અડધો ભાગ તો કાયદા પ્રમાણે તારો જ હતો."

"તમે શું કહેવા માગો છો તે હું ઘણી સારી રીતે સમજું છું, એડમન્ડ, પણ મારાથી તેનો સ્વીકાર થઇ શકે તેમ નથી. મારો પુત્ર પણ તેમ કરવા દે નહિ."

"તારા પુત્રની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કરવાનું નથી. તેની ઇચ્છા જાણી લઇને તે પ્રમાણે જ હું સર્વ વ્યવસ્થા કરીશ. પણ જો તે કબુલ કરે, તો તું તેની વિરૂદ્ધ તો પડીશ નહિ ને ?"

"એડમન્ડ, મારી તો બુદ્ધિ જ બ્હેર મારી ગઇ છે. વિપત્તિઓને લીધે મારૂં હૃદય શૂન્ય બની ગયું છે. હવે તો પરમાત્માની ઇચ્છાને હું તાબે થાઉં છું. હું અત્યારે જીવતી છું, તેનું કારણ એટલું જ છે કે પ્રભુએ મને હજી પોતાના દરબારમાં બોલાવી લીધી નથી. તમારી મરજીમાં આવે, તમને અને આલ્બર્ટને જેમ યોગ્ય લાગે તેમ કરજો."

" મર્સીડીસ, " કાઉન્ટે તેને શાંત પાડતાં કહ્યું. "તારે આવી રીતે બોલવું યોગ્ય નથી. તું તારી ઇચ્છામાં આવે તેમ વર્તવાને સ્વતંત્ર છે. "

" મારી બુદ્ધિ ઠેકાણે હોત, તો તમારૂં કહેવું ઠીક હતું; પણ મારૂં મગજ બ્હેર મારી ગયું છે. "

તેનું દુઃખ જોઇને કાઉન્ટને કંપારી વછૂટી.

" આપણો ફરીથી મેળાપ થશે કે નહી તે પણ તું મને નહિ કહે, મર્સીડીસ ? "

" ના, ના. તેમ નથી. ઉલટું આપણે ફરીથી જરૂર મળીશું. " તેણે આકાશ તરફ આંગળી કરીને જવાબ આપ્યો. " આપણે ફરીથી ચોક્કસ મળીશુંજ. " આટલું કહીને કાઉન્ટના હાથ ઉપર પોતાનો ધ્રુજતો હાથ જરા દબાવીને મર્સીડીસ ઘરમાં દોડી ગઇ; મેડા ઉપર ચઢી ગઇ. તેનું હૈયું હાથ રહ્યું નહિ. ઉપર ઓરડામાં દાખલ થઇને બારણું બંધ કરી તે છૂટે મ્હોએ રોઇ પડી.

મોન્ટેક્રીસ્ટો ધીમે પગલે તે મકાનમાંથી નિકળ્યો, અને મેક્ઝીમીલીઅનને પોતાને માટે જ્યાં રાહ જોવાને કહ્યું હતું તે સ્થાન તરફ ગયો. મર્સીડીસે તેને જતાં જોયો નહોતો. તેને રજા આપવાની તેની હીંમત ચાલી નહોતી, છતાં તેનું હૃદય તો એડમન્ડનું—કાઉન્ટનુંજ નામ પોકારી રહ્યું હતું. કાઉન્ટ પણ તેનાથી અતિશય ખિન્ન અંતઃકરણે જુદો પડયો હતો. ફરીથી તેની સાથે મેળાપ થવાની હવે તેના મનને આશા નહોતી.

જે કબરસ્તાનમાં મેક્ઝીમીલીઅન હતો, તે કબરસ્તાનમાં તે ગયો. તે યુવાન પોતાના માતા પિતાની કબર આગળ ધુંટણીએ

પડીને પ્રાર્થના કરી રહ્યો હતો. કાઉન્ટ પણ દસ વરસ પહેલાં જ્યારે લક્ષાધીશ થઇને ફ્રાંસ પાછો આવ્યો હતો, ત્યારે તેના મનને પણ પોતાના પિતાની કબર શોધીને ત્યાં ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવાની એટલીજ આતુર ઉત્કંઠા થઇ આવી હતી. પરંતુ તેની ઇચ્છા તો સફળ થઇ શકી નહોતી. તેના પિતાની કબર તેને મળી આવી નહોતી.

" મેકઝીમીલીઅન, " કાઉન્ટે તે યુવાનને કબરના સામે નિહાળી રહેલો જોઇને કહ્યું. " તારે કબરના સામે જોઇ રહેવાનું નથી, પણ ઉપર પણે દૃષ્ટિ કરવાની છે. " એમ કહીને કાઉન્ટે આકાશ તરફ આંગળી કરી.

" મરણ પામેલાઓ તો સર્વત્ર હાજર હોય છે. " મેકઝીમીલીઅન બોલ્યો. " તમે પોતેજ પેરીસથી આવતાં રસ્તામાં મને એવું કહ્યું નહોતું ? "

" મેકઝીમીલીઅન, " કાઉન્ટે કહ્યું. " માર્સેલ્સમાં થોડા દિવસ રહેવાની તારી પ્રથમ ઇચ્છા હતી, તો હજી શું તારો અહીં થોડા દિવસ રહેવાનો વિચાર કાયમ છે ? "

" કાઉન્ટ, મારી ઇચ્છા તો કાંઇ છેજ નહિ; પણ હું ધારૂં છું કે બીજી કોઇ જગાના કરતાં અહીંયાં મારો સમય જરા ઓછા શોકમાં પસાર થશે. "

" ઠીક, ત્યારે તો વાંધો નહિ. તું અહીં રહેજે. મારે તો ગયા સિવાય ચાલે તેમ નથી; પણ તેં મને જે વચન આપ્યું છે, તેનું સ્મરણ રાખજે. "

" હા, હા. મારૂં વચન હું પાળીશ. " તે યુવાને જરા ખમચાતાં કહ્યું. " પણ એટલું માત્ર યાદ—"

" જો, મેકઝીમીલીઅન, પાંચમી ઓકટોમ્બરે મોન્ટેક્રિસ્ટોના ટાપુમાં હું તમારી રાહ જોઇશ. ચોથી તારીખે " એસ્ચીઆ " બંદરે તમારે માટે એક નૌકા તૈયાર રહેશે. તેનું નામ 'યુરસ' હશે. તમારે તેના નૌકાધ્યક્ષને માત્ર તમારૂં નામજ આપવું, એટલે તુરતજ તે તમને લઇ આવશે. કેમ ? ત્યારે હવે નક્કી ને ? "

" પણ કાઉન્ટ તમને યાદ છે કે પાંચમી ઓકટોમ્બરે—"

" કેવો નાદાન ! " કાઉન્ટે જવાબ આપ્યો. " જાણે કે હું વચનની કીંમતજ સમજતો નહિ હોઉં ! મેં તને પચીસ વખત કહ્યું છે, કે તે દિવસે જો તારો આત્મહત્યા કરવાનો વિચાર નક્કી રહેશે, તો હું પોતેજ તને મદદ કરીશ. લો, ચાલો, ત્યારે સાહેબજી. "

" કેમ ત્યારે જશોજ ? "

" હા, હા. કારણ મારે ઇટાલીમાં કાંઇક ખાસ જરૂરનું કામ છે. "

" પણ તમે અહીંથી કયારે ઉપડવાના છો ? "

" હમણાંજ. તુરતજ. નૌકા તૈયારજ છે. કલાકેકમાં હું ઘણે દૂર નિકળી ગયો હોઇશ ! ચાલ, બંદર ઉપર આવે છે ? "

" હું તમારી સેવામાં હાજર છું, કાઉન્ટ ! "

મેકઝીમીલીઅન કાઉન્ટની સાથે બંદર ઉપર ગયો. નૌકા ઉપડવાને માટે તૈયારજ હતી. કાઉન્ટની પોતાનીજ નૌકા હતી. નૌકાધ્યક્ષ પોતાના માલિકની રાહ જોઇ રહ્યો હતો. કાઉન્ટ અને મેકઝીમીલીઅને એક બીજાની રજા લીધી. નૌકા ઉપડી, અને એક કલાકમાં તો તે દૃષ્ટિ-મર્યાદાની પેલી બાજુએ અદૃષ્ય થઇ ગઇ.

# પ્રકરણ ૫૯ મું

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો માર્સેલ્સથી ઉપડી ગયો. તેની નૌકા મેકઝીમીલીઅનને ક્ષિતિજ બહાર અદ્દશ્ય થઇ જતી જણાઇ. તેજ વખતે એક માણસ ઘણી ત્વરાથી ભાડુતી ગાડીમાં ફ્લોરેન્સથી રોમ જવાના રસ્તા ઉપર મુસાફરી કરી રહ્યો હતો. તેના પોષાક અને બોલવાની ઢબ તથા ઉચ્ચાર ઉપરથી તે ફ્રાંસનો વતની લાગતો હતો. તે છેવટે "લાસ્ટોર્ય" જઇ પહોંચ્યો. આ ગામ એક ટેકરી ઉપર હોઇ ત્યાંથી મુસાફરોને રોમ શહેરનાં દર્શન થાય છે. એ જગાએ પહોંચતાંજ ઘણાખરા મુસાફરો તો હંમેશાં ઉભા થઇ જઇને રોમ અને તેની આસપાસનો રમણીય દેખાવ જોવાને મંડી પડે છે; પણ આ મુસાફરે તો તેવી કાંઇ જીજ્ઞાસા બતાવી નહિ. તેણે તો માત્ર પોતાના ખીસ્સામાંથી એક પાકીટ કાઢયું, અને તેમાંથી એક કાગળ કાઢીને તે અતિશય કાળજીપુર્વક તપાસી જોયો.

"ઠીક! ઠીક! હજી તે કાગળ મારી પાસે છે." તે મનમાંજ બબડયો.

ગાડી "પોપોલો"ના દરવાજેથી શહેરમાં દાખલ થઈ. ડાબી બાજુએ વળી, અને એક નિવાસગૃહ આગળ આવીને ઉભી રહી. આ નિવાસગૃહ તેજ હતું, કે જેમાં આલ્બર્ટ અને ફ્રાંઝે તથા મોન્ટેક્રિસ્ટોએ પોતાની રોમની મુલાકાત દરમ્યાન નિવાસ કર્યો હતો. તેના માલિકે મુસાફરનો યથાયોગ્ય આદરસત્કાર કર્યો. મુસાફરે ઉતરવાની સાથેજ ભોજનની માગણી કરી, અને રોમના પ્રખ્યાત શરાફ "ટામ્સન અને

ફ્રેંચ'ની પેઢીનું સરનામું પૂછ્યું. તે માહિતી તેને તુરતજ મળી; કારણ રોમ શહેરમાં તે પેઢીના નામ અને ઠેકાણાથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હતું.

મુસાફરની ગાડી આવીને નિવાસગૃહના બારણા આગળ ખડી થઇ, એટલામાં તો તેની આસપાસ પાંચ પચીસ નિરૂદ્યમી અને ભિખારીઓનું ટોળું ભરાઇ ગયું. રોમના તે વર્ગના લોકો બીજા દેશના તેમના મિત્રોના કરતાં વધારે ભાગ્યશાળી હોય છે; કારણ તોઓમાંનો દરેક જણ યુરોપની લગભગ ઘણીખરી ભાષાઓ જાણે છે; અને તેમાં પણ ખાસ કરીને ફ્રેંચ ભાષા તો વિશેષ જાણતા હોય છે.

તેઓએ મુસાફરને પોતાને માટે એક ખાસ ઓરડી કાઢી આપવાને, અને ભોજન લાવીને હાજર કરવાને હુકમ આપતાં સાંભળ્યો. એ ઉપરાંત 'ટોમ્સન અને ફ્રેંચ'ની પેઢીનું ઠેકાણું તેણે પૂછ્યું તે વાત પણ તેમના જાણવામાં આવી. પરિણામ એ થયું કે કલાકેક પછી જ્યારે પેલો મુસાફર જમી પરવારીને નિવાસગૃહમાંથી બહાર નીકળ્યો, ત્યારે પેલા ભટકતા ભામટાઓના ટોળામાંનો એક પેલા મુસાફરને માલુમ ન પડે તેવી રીતે તેની પાછળ લાગ્યો. પોલીસના ગુપ્તચરની માફક તે ઘણી સાવધાનીથી મુસાફરની પૂઠે પૂઠે જતો હતો.

મુસાફરને એટલી બધી ઉતાવળ હતી કે ગાડી જોડાતા સુધી પણ તે થોભ્યો નહિ. તેણે આગળ ચાલવા માંડયું, અને ગાડીને પોતાની પાછળ મોકલવા આજ્ઞા કરી, કે જેથી ગાડી રસ્તામાં તેને પકડી પાડે, અગર તે પહેલાં પોતે પોતાના નિયત સ્થાને પહોંચી

જાય, તો તે પેઢી આગળ તે મુસાફરની રાહ જોતી ઉભી રહે; અને થયું પણ તેમજ. ગાડીના પહેલાંજ તે ત્યાંજ જઇ પહોંચ્યો.

તેને રસ્તો બતાવવાને તેની સાથે આવેલા ભોમીયાને બહાર ઉભો રાખીને પેલો મુસાફર તે મકાનની અંદર ગયો. પેલો ભોમીયો તેના જેવાજ ત્યાં ઉભેલા તેના બીજા દોસ્તોની સાથે વાતોમાં ભળ્યો. રોમ શહેરમાં જ્યાં ત્યાં આવા ભામટા અને નિરૂદ્યમી મનુષ્ય ભટકતા હોય છેજ. પેલો બીજો ભામટો જે તે મુસાફરની પાછળ નિવાસગૃહ આગળથી લાગુ થયો હતો, તે પણ તેની પાછળ પાછળ તે મકાનમાં દાખલ થયો. મુસાફરે અંદર જઇને પૂછ્યું: આ "ટોમ્સન અને ફ્રેંચ"ની પેઢી છે ?"

એક નોકરે આગળ આવીને "હા" પાડી, અને તેનું નામ પુછ્યું.

"બેરન ડેંગ્લર્સ."

"મારી પાછળ પાછળ ચાલ્યા આવો સાહેબ." પેલા નોકરે કહ્યું, અને બેરન તેની પાછળ પાછળ એક ઓરડામાં દાખલ થયો.

બેરન ડેંગ્લર્સની પાછળ પાછળ આવેલો ભામટો એક જગાએ બેસી ગયો. પાંચેક મિનિટ પછી તે જગાએ કામ કરતા એક કારકુને પોતાની કલમ નીચે મૂકીને ઉંચે જોયું. આસપાસ બીજું કોઇજ નહોતું, એવી ખાત્રી થતાં તેણે પેલા ભામટાને પૂછ્યું: "આહો ! પેપીનો તુંજ છે કે ?" "હા." પેલાએ ટુંકોજ જવાબ આપ્યો.

"આ મુસાફરની પાછળ પાછળ ફરે છે, તે તેમાં કાંઇ મોટો શિકાર રહ્યો લાગે છે ?"

"હા, હા. એમ છે તો ખરૂં; પણ તેનું માન કાંઇ મને ઘટવું

નથી. મને તો બાતમી મળી છે, અને તે ઉપરથી મારે તો મારી ફરજ બજાવવાની છે."

"ત્યારે તો તે અહિં શા કામે આવ્યો છે, તે પણ તારા જાણવામાં હશે?"

"તે કાંઇક પૈસા લેવા આવ્યો છે, એટલુંજ હું જાણું છું. કેટલી રકમ લેવાને, તે કાંઇ મને માલુમ નથી."

"ઠીક ત્યારે, હમણાં તને ખબર પડશે."

"વારૂ, પણ ગઇ વખતે જેવી ખોટી બખર આપી હતી, તેવી ન આપતો."

"એટલે? તું શું કહેવા માગે છે? પેલા અંગ્રેજના સંબંધમાં વાત કરે છે?"

"ના, ના. તેના સંબંધમાં તો તેં બરાબર ખબર આપી હતી; અને અમને તેના પૈસા તો મળી ગયા હતા; પણ પેલા રશીઅનની પાસેથી માત્ર બાત્રીસ હજાર લીવરજ મળ્યા, જ્યારે તેં તો ત્રીસ હજારની તોપ મારી હતી."

"તમે તેની ઝડતી લેવામાં ભૂલ કરી હશે."

"અરે, અમારા સરદાર, લુઇજી વેમ્પાએ પોતે તેની ઝડતી લીધી હતી."

"એમ! ત્યારે તો એ જરા આશ્ચર્યની વાત લાત લાગે છે. પણ હવે મને મારા કામે લાગવા દે, નહિ તો આ મુસાફર પોતાનું કામ કરીને ચાલ્યો જશે, અને કેટલા પૈસા લઇ ગયો તેની મને બીલકુલ ખબર નહિ પડે."

" પેપીનો " એ માથું હલાવી તેને તેમ કરવાને રજા આપી, અને પોતાના ખીસ્સામાંથી એક માળા કાઢીને એક ધર્મચુસ્ત કેથોલીક ખ્રિસ્તીની માફક માળા ફેરવવા મંડી પડયો. પેલો કારકુન ડેંગ્લર્સ જે ઓરડા તરફ ગયો હતો તે દિશામાં ગયો. દસેક મિનિટ પછી તે પાછો આવ્યો. તેના મુખ ઉપર આનંદ છવાઇ રહ્યો હતો.

" કેમ ?" પેપીનોએ તેને પૂછ્યું.

" દોસ્ત, બેડો પાર ! રકમ ઘણી મોટી છે."

" પચાસ, સાઠેક લાખ છે નહિ વારૂ ?"

" હા, હા. હું ના કહેતો હતો, પણ તને તો રકમ પણ ખબર છે."

" કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની સહી ઉપર ?"

" હા, હા. પણ આ બધી ખબર તને કયાંથી ?"

" મેં તને કહ્યું ને કે અમને પ્રથમથી બાતમી મળી છે."

" ત્યારે તું મારી પાસે શા માટે આવ્યો ?"

" એટલાજ માટે કે માણસ ભૂલાય નહિ."

" હા, હા. આ માણસજ તે ! પચાસ લાખ ! આ વખતે શિકાર અચ્છો હાથ લાગ્યો છે !"

" છાનો મર ! જો, તે આવ્યો !"

પેલો કારકુન કલમ લઇને લખવા મંડી પડયો. પેપીનો ઝડપથી માળાના મણકા મૂકવા લાગ્યો. એટલામાં બારણું ખુલ્યું.

ડેંગ્લર્સનું મુખ પણ આનંદથી અતિ પ્રફુલ્લિત થઇ ગયું હતું. બેંકનો માલીક તેને બારણા સુધી વળાવવા આવ્યો.

પેપીનોએ પણ ડેંગ્લર્સની પૂઠ પકડી.

પ્રથમ ગોઠવણ કર્યા પ્રમાણે ગાડી બારણા આગળ ઉભી હતી. પેલા ભોમીયાએ બારણું ખોલ્યું. એ લોકો ગમે તેવું કામ કરવાને પણ તૈયાર હોય છે. ડેંગ્લર્સ તો એક યુવાન માણસની માફક ગાડીમાં કુદી પડયો. પેલો ભોમીયો આગળની બાજુએ ગાડીવાનની સાથે બેઠો. પેપીનો ગાડીની પાછળ ચઢી બેઠો.

" નામદાર સાહેબની ઇચ્છા સેન્ટ પીટરનું દેવળ જોવા જવાની હશે ? " ભોમીયાએ પૂછ્યું.

" ના, ના. હું કાંઇ અહિં સ્હેલ કરવા આવ્યો નથી. હું તો કાંઇક ખાસ કામે આવેલો છું, અને વધારે રોકાવાનો નથી. "

" ત્યારે હવે કયાં જવાનું છે ? " " પાછા મુકામ ઉપર. "

ગાડી આગળ ચાલી.

દસ મિનિટમાં બેરન ડેંગ્લર્સ નિવાસગૃહમાં પોતાની ઓરડીમાં દાખલ થયો. પેપીનો નિવાસગૃહના દરવાજા આગળ અટકયો. ત્યાં એક તેના જેવા બીજા રખડતા ભામટાને તેણે જોઇને ઓળખ્યો, એટલે તેના કાનમાં કાંઇ કહ્યું. પેલો બીજો માણસ ત્યાંથી એક તીરની માફક દોડયો. પેપીનો બારણા આગળ દેખરેખ રાખવા રહ્યો.

ડેંગ્લર્સ ઉજાગરાથી થાકી ગયો હતો, તેથી પેલા પૈસા પોતાના માથા તળે મૂકીને સુઇ ગયો.

પેપીનોએ તે પછી થોડોક વખત જુગાર રમી નસીબ અજમાવવામાં ગાળ્યો, અને પછી એક પીઠામાં જઇને હાથ લાગેલા શિકારના માનમાં યથેચ્છ મદ્યપાન કર્યું.

ડેંગ્લર્સ બીજે દિવસે જરા મોડો ઉઠયો. એટલો બધો વ્હેલો સુઇ ગયો હતો, છતાં તેને પાંચ છ રાત્રીનો ઉજાગરો હતો. નાસ્તા

પાણી લીધા પછી મિજાજ ઠેકાણે આવતાં તેણે ગાડી તૈયાર કરાવી. તેને રોમ શહેરમાં કાંઇ ખાસ જોવાની ઇચ્છા નહોતી. પણ મુસાફરી માટે પરવાનો મેળવતાં તથા બીજી તૈયારીઓ કરતાં બે વાગ્યા. તે જવાને તૈયાર થઇને બારણા આગળ આવ્યો, તો તે વખતે પણ એક ટોળું તૈયારજ ઉભેલું હતું. તે લોકોએ તેની આજીજી કરવા માંડી. ડેંગ્લર્સે તેમને કાંઇક પૈસા વહેંચી આપ્યા. તેઓ તેને " મહારાજ, રાજકુમાર, " એવી પદ્દીઓ આપીને તેની ખુશામદ કરવા લાગ્યા.

ડેંગ્લર્સે ગાડીમાં બેસી વેનીસ તરફ હાંકવા હુકમ કર્યો. ત્યાંથી પણ થોડાક પૈસા લઇને " વીએના " જવાનો તેણે વિચાર કર્યો હતો. ભવિષ્યમાં તે સુંદર નગરમાં પોતાનું રહેઠાણ રાખીને મોજ-મજાહ ઉડાવવાનો તેણે ઠરાવ કર્યો હતો.

આઠ દસેક માઇલ ગયા એટલામાં સાંજ પડી. એટલું બધું મોડું નિકળવાનું થશે, એમ ડેંગ્લર્સે ધાર્યું નહોતું; નહિતો તે નિકળતજ નહિ. તેણે બીજો મુકામ કેટલોક દૂર હતો, એવો ગાડીવાનને પ્રશ્ન કર્યો. " હવે બહુ દૂર નથી " એવો જવાબ મળ્યો.

ગાડી આગળ ચાલી.

તે જરા ખુશ મિજાજમાં હતો. તેનો ધારેલો હેતુ પાર પડયો હતો, અને તેથી તેને રાતના નિદ્રા પણ ઘણી સારી આવી હતી. તે જે ગાડીમાં મુસાફરી કરતો હતો તે ગાડીની ગોઠવણ ઘણી સરસ હતી. એવી સ્થિતિમાં ડેંગ્લર્સના મનમાં શા વિચારો રમી રહ્યા હતા ?

ઘડીકમાં તે પોતાની પત્નીના વિચારોમાં નિમગ્ન થઇ જતો, તો ઘડીકમાં તેના મગજમાં તેની પુત્રીના વિચારો રમી રહેતા. કેટલીક

વખત હવે ભાવિષ્યમાં શું કરવું તેના ઉપર તે વિચાર કરતો. આખરે વિચાર કરી કરીને થાકયો, અને નિદ્રાવશ થઇ ગયો.

વખતો વખત મોટા આંચકા લાગતા, ત્યારે તેની આંખો ઉઘડી જતી, અને ત્યારેજ તેને ખ્યાલ થતો, કે પોતે મુસાફરી કરી રહ્યો હતો. પણ રાત અંધારી અને થંડી હતી. વળી વચમાં વચમાં વરસાદનાં ઝાપટાં પણ આવતાં. એવા સંજોગોમાં ગાડીની બહાર ડોકું કાઢીને જોવા કરતાં મુસાફરને ગાડીની અંદર ભરાઇ રહેવું વધારે પસંદ પડે તેમ હતું. તે કોઇક કોઇક વખત ગાડીવાનને " હવે કેટલુંક દૂર છે." એવો ગાડીની અંદરથી પ્રશ્ન કરતો તો જવાબ મળતો કે " હવે ઘણું દૂર નથી."

આથી ડેંગ્લર્સ તો ગાડીમાં અર્ધનિદ્રિત અવસ્થામાં પડી રહ્યો.

છેવટ ગાડી અટકી. ડેંગ્લર્સે જાણ્યું કે વિશ્રામનું સ્થાન આવી પહોચ્યું. તેણે આંખો ખોલીને ગાડીની બહાર ડોકીયું કર્યું. કોઇક શહેર અગર ગામડામાં તે આવી પહોંચ્યો હોવો જોઇએ, એમ ડેંગ્લર્સનું ધારવું હતું. પણ ચારે બાજુએ નજર કરતાં ત્યાં જુનાં ખંડેરોજ માલુમ પડયાં. ત્રણ ચાર માણસો છૂપી રીતે ત્યાંથી પસાર થઇ જતાં જણાયાં. ત્યાંથી ગાડી બદલાવાની હશે એમ ડેંગ્લર્સનું ધારવું હતું. તેણે ફરીથી ગાડીમાંથી માથું બહાર કાઢયું; પણ કોઇકે તેને ગાડીમાં પાછો હડસેલી દીધો.

હવે ડેંગ્લર્સ નિદ્રામાંથી બરાબર જાગ્રત થયો. તેણે ફરીથી માથું બહાર કાઢીને તે કયા ગામમાં આવી પહોંચ્યો હતો, એવો ગાડીવાનને પ્રશ્ન કર્યો. જવાબમાં, ગાડીવાન ઇટાલીઅનમાં કાંઇક બોલ્યો, અને પાછો તેને અંદર ધકેલ્યો.

તે ધમકીનો તુર્ત અમલ થયો. હવે ડેંગ્લર્સના મનમાં નવિન

જાતના વિચારો આવ્યા. કાંઇક પણ નવાજુની હતી એવું ભાન થતાં તે ચિન્તાગ્રસ્ત બની ગયો. તેને ભય લાગ્યો. તેણે છૂપી રીતે જરા બહાર ડોકીયું કર્યું, તો ગાડીની જમણી બાજુએ એક મોટા કાળા ઝભ્ભામાં સજ્જ થએલા ઘોડેસ્વારને તેણે જોયો.

"આ તો પોલીસનો માણસ જણાય છે!" તે મનમાંજ બબડ્યો. "ફ્રેંચ સત્તાવાળાઓએ ઇટાલીઅન પોલીસને મારા સંબંધમાં બાતમી આપી હશે કે શું?" તેણે પોતાની ચિન્તાનો અંત લાવવાનો નિશ્ચય કર્યો.

"મને ક્યાં લઇ જાઓ છો?" તેણે પૂછ્યું.

"ચુપ રહો!" ફરીથી ધમકી ભરેલો જવાબ મળ્યો.

"ખરેખર," ડેંગ્લર્સ મનમાં વિચારવા લાગ્યો. "આખરે પોલીસે મને પહેરેજ કર્યો ખરો!" તેના કપાળ ઉપર પસીનો વળી ગયો. તે ઉંડા વિચારમાં પડી ગયો. એટલામાં ચંદ્રનો ઉદય થયો. હવે જ ચંદ્રના પ્રકાશમાં તેના સમજવામાં આવ્યું કે આગળ જવાને બદલે તેને રોમ ભણી જ પાછો હાંકી લાવવામાં આવતો હતો.

"અરે, કમનસીબી! કેવું દુર્ભાગ્ય! ખરેખર મને પોલીસ પકડીને રોમ શહેરમાં જ પાછો લઇ જાય છે."

ગાડી ઘણીજ ઝડપથી આગળ વધતી હતી. એક કલાક એવી રીતે ચિન્તામાંને ચિન્તામાં પસાર થયો. છેવટે રોમ શહેરનો કોટ દેખાયો. હવે ગાડીની દિશા બદલાએલી જોઇને તેણે મનમાં વિચાર કર્યો: "આ ઉપરથી એમ જણાય છે કે આપણે પાછું રોમ જવાનું નથી. હાં, હાં. ત્યારે તો એ ઉપરથી એમ સાબીત થાય છે, કે

આપણે કાંઇ કાયદાની ચુંગલમાં સપડાયા નથી. ઓ પ્રભુ ! જો આ લોકો—"

તેનાં રોમાંચ ખડાં થયાં. રોમન લુટારાઓના સંબંધમાં પેરીસમાં ચાલતી નાના પ્રકારની વાતો તેને યાદ આવી. એક વખતે આલ્બર્ટે પોતેજ એવા એક પ્રસંગનું ડેંગ્લર્સ આગળ વર્ણન કરી બતાવ્યું હતું.

" આ લોકો લુંટારા, ધાડપાડુઓ જણાય છે !"

હવે ગાડી પથ્થરવાળી અને ખાડા ટેકરાવાળી જમીન ઉપર ચાલતી લાગી. ડેંગ્લર્સે બન્ને બાજુએ નજર કરી. આલ્બર્ટે જે રસ્તાનું વર્ણન કર્યું હતું તેને તે રસ્તો મળતો આવતો જણાયો. કેટલેક દૂર ગયા પછી સાથેના ઘોડેસ્વારના હુકમથી ગાડી એકાએક થોભી, ગાડીનું બારણું ખુલ્યું, અને તેને નીચે ઉતરવાની આજ્ઞા થઇ.

ડેંગ્લર્સ બીચારો ઉતર્યો. તેને જો કે ઇટાલીઅન બોલવાનો મહાવરો નહોતો, તો પણ તે ભાષા તે થોડી ઘણી સમજતો હતો ખરો. તે બ્હાવરો, અને બેભાન બની ગયો. ચાર માણસો તેની આસપાસ ફરી વળ્યા.

" ચાલો, આગળ થાઓ," ફરીથી હુકમ થયો. ડેંગ્લર્સ ટેકરી ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. બે માણસો તેની આગળ અને ત્રણ પાછળ ચાલતા હતા. સંત્રીઓની વચમાં ચાલતા કેદી જેવી તેની સ્થિતિ હતી. આશરે દસેક મિનિટ આવી રીતે આગળ ચાલ્યા. તે સમય દરમ્યાન કોઇ કાંઇ બોલ્યું નહિ. એટલામાં ગાઢ જંગલ આવ્યું. ડેંગ્લર્સે કાંઇક બોલવાનો વિચાર કર્યો, પણ તે ટોળીનો નાયક તેનો વિચાર પ્રથમથીજ સમજી ગયો હતો. તેણે ડેંગ્લર્સને જંગલી રીતે

એક એવા જોરથી ધક્કો માર્યો, કે આગળ ચાલતા માણુસની સાથે તે અથડાયો. આગળ ચાલનાર બીજો કોઇ જ નહિ પણ પેપીનો હતો. હવે તો તેઓ ઝડપથી આગળ ચાલ્યા. એક ઘણી જ સાંકડી નેળ આવી, તેમાં તેઓ વળ્યા. વળી થોડી વાર આગળ ચાલતાં એક ખાડો આવ્યો. પેપીનો તેમાં દાખલ થયો, અને અદૃષ્ય થઇ ગયો. ડેંગ્લર્સને પણુ પેપીનોની પાછળ જવાનો હુકમ થયો. હવે કાંઇ પણુ શંકા રહી નહોતી. ડેંગ્લર્સ રોમન લુંટારાઓના હાથમાં સપડાયો હતો. બન્ને બાજુએથી ભયમાં આવી પડેલો હોવાથી તેણે જરા હિંમત આણી. તે પણુ પેપીનોની પાછળ પેલા ખાડામાં ઉતર્યો. તેની અંદર ઉતરી જમીન ઉપર પગ મૂકતાં જ તેણે આસપાસ નજર કરી તો અંદરનો રસ્તો જરા પહોળો પણ અંધારો હતો. પેપીનો હવે પોતાની હદમાં હતો. લુટારાના રહેઠાણમાં આવી પહોંચેલા હોવાથી હવે તેને કોઇ જાતનો ભય નહોતો, તેથી તેણે એક કાકડો કરીને સળગાવ્યો ડેંગ્લર્સની પાછળ બીજા પણુ માણુસો ઉતર્યા. વચમાં ડેંગ્લર્સ જો જરા પણુ અટકી જતો, તો તે લોકો તેને ધક્કો મારતા. તેઓ નીચાણુના ભાગમાં થોડેક ઉતર્યા એટલે ત્યાંથી બે ત્રણ ગલીઓ જેવા માર્ગ દેખાયા. આ રીતે આખરે એકાદ જુના પુરાણા કબરસ્તાનમાં તેઓ આવી પહોંચ્યા.

એટલામાં સામેથી પ્રશ્ન થયોઃ "કોણુ છે ?"

"મિત્ર ! મિત્ર !" પેપીનોએ બૂમ પાડી. એટલે પેલો માણુસ જે સંત્રી તરીકે પહેરો ભરી રહ્યો હતો, તેણે આ નવીન આવનારી ટોળીને આગળ વધવાને પરવાનગી આપી. "દોસ્ત, આપણા નાયક ક્યાં છે ?" પેપીનોએ પૂછ્યું.

" પણે ?" સંત્રીએ આંગળી બતાવી. તે જગાએથી અજવાળું આવતું હતું. ડુંગરમાંથી જ એક મોટો ઓરડો કોતરી કાઢયો હોય એમ જણાયું.

પેપીનો આગળ વધ્યો. તેના નાયકનું તે નવિન આવનારી મંડળી તરફ ધ્યાન ખેંચાયું.

" શિકાર તો ઘણો મજાનો છે સાહેબ ! ઘણો મજાનો શિકાર !" પેપીનોએ ઇટાલીઅન ભાષામાં કહ્યું, અને ડેંગ્લર્સનું ગળચું પકડીને તેને પોતાના નાયકના આગળ ધર્યો.

" આ માણસ જ કે ? " નાયક એક પુસ્તક વાંચવામાં નિમગ્ન હતો, તેમાંથી ડોકું ઉંચું કરતાં તેણે પૂછયું.

" એ જ ! સાહેબ, એ પોતે જ !"

" ઠીક. તેનું મ્હોં મને બરાબર દેખાતું નથી તે જરા જોવા દો."

આજ્ઞા અવિવેક ભરેલી હતી; પણ વિવેક અવિવેકનો ત્યાં વિચાર શો ? પેપીનોએ કાકડો લઇને ડેંગ્લર્સના મુખ આગળ ધર્યો. તેના તેજમાં આંખોને નુકસાન થવાના ભયને લીધે ડેંગ્લર્સને મ્હો જરા ખસેડી લેવું પડયું. તેનો ચ્હેરો ફીક્કો, ગભરાએલો, અને ભયભીત દેખાયો.

" આ માણસ થાકી ગએલો લાગે છે." નાયકે કહ્યું, " જાઓ, એને સુવાને લઇ જાઓ."

" મને લાગે છે કે મારે સદાને માટે શયન કરવાને માટેની

પથારીની વાતો ચાલે છે." ડેંગ્લર્સ મનમાં જ બોલ્યો. "એટલે હવે છેવટની નિદ્રાનો સ્વાદ લેવાનો વખત આવી લાગ્યો છે."

થોડે થોડે બીજા લુટારાઓ નિદ્રામાં ખલેલ પડવાથી જાગ્રત થયા, અને ત્યાં આવવા લાગ્યા. ડેંગ્લર્સે નિઃશ્વાસ મૂકયો, અને સંત્રીઓની પાછળ ચાલ્યો. તે કાંઇ જ બોલ્યો નહિ, તેમ તેણે કાલાવાલા પણ કર્યા નહિ; કારણ અહિં તેનો કાંઇ ઉપયોગ થાય તેમ નહોતો. તેની ઇચ્છા અથવા લાગણીની કોઇ દરકાર કરે તેમ નહોતું. તેઓ તેને દોરી ગયા. થોડેક દૂર જતાં પાંચ છએક પગથીઆં ચઢવાનાં આવ્યાં. તે પછી એક નાની બારી ખુલી, અને ડેંગ્લર્સને તેમાં દાખલ થવાનો હુકમ મળ્યો. તેમાં દાખલ થયો તો એક ખડકમાંથી કોતરી કાઢેલી તે એક નાની સરખી ઓરડી હતી. ઓરડીમાં બીજો કોઇ શૃંગારનો સામાન નહોતો, તો પણ તે ઘણી સ્વચ્છ હતી; તેમજ તેમાં જરા પણ ભેજ કે ભીનાશ નહોતી. તેની વચમાં એક સાદી પણ સ્વચ્છ પથારી પડેલી હતી. ડેંગ્લર્સ તે જોઇને આશ્ચર્ય પામ્યો.

"ઓહો ! પ્રભુ કેવો દયાળુ છે !" તે બબડયો. "મને ખરેખર જ નિદ્રાનો લાભ મળશે !"

તેના સાબતીઓએ તેને અંદર ધકકેલી દીધો, અને બારણું બંધ કર્યું. તે પછી બારણાને તાળું વસાયું.

આ રીતે ડેંગ્લર્સ બંદીવાન થયો. બારણાને તાળું વસાયું ન હોત, તો પણ પ્રખ્યાત લુંટારા વેમ્પા અને તેના સોબતીઓના હાથમાંથી છટકી જવા જેટલું તેનું ગજું નહોતું. ડેંગ્લર્સે પણ વેમ્પાને ઓળખ્યો. આલ્બર્ટે તેનું કરેલું વર્ણન ડેંગ્લર્સને બધું યાદ

આવ્યું. પેરીસમાં વાત સાંભળી, ત્યારે તો તેણે તે વાતને એક ઠંડા પહોરની ગપ માની તે હસી કાઢી હતી. હવે તો પોતે જે ઓરડીમાં પૂરાયો હતો તે ઓરડી પણ તેને ઓળખાઇ. લુટારાઓએ તેનો તરતને તરત નિકાલ કરી નાંખવાને બદલે તેને સુવાની વ્યવસ્થા કરી આપી તેથી ડેંગ્લર્સના મનને જરા આશા પડી. તેને એમ લાગ્યું કે તેઓની ઇચ્છા તેને મારી નાંખવાની નહોતી. તેઓએ તેને લુંટવો ધાર્યો હતો, એટલે કાંઇક દંડ લઇને તેનો છૂટકારો કરવામાં આવશે. આલ્બર્ટના છૂટકારા માટે ચાર હજાર ક્રાઉન માગવામાં આવ્યા હતા, તો પોતાને માટે ઘણું ઘણું તો આઠ હજાર માગવામાં આવશે, એમ ડેંગ્લર્સને લાગ્યું. તેટલી રકમ જવાથી તે કાંઇ છેકજ ભીખારી થઇ જવાનો નહોતો. બાકી રહેલી રકમથી તે પોતાનો ચરિતાર્થ સારી રીતે ચલાવી શકશે.

આવી રીતે છૂટકારા માટેના નાના પ્રકારના વિચારો અને ભાવી જીવન માટેની પોતાના મનમાં અનેક પ્રકારની યોજનાઓ ઘડતો ઘડતો ડેંગ્લર્સ પથારીમાં પડયો, અને થોડીવાર આમનેમ આળોટયા પછી થાકને લીધે નિદ્રાવશ થઇ ગયો.

---

# પ્રકરણ ૬૦ મું.

મૃત્યુ સિવાયની ગમે તેવી નિદ્રામાંથી પણ આપણે આખરે જાગ્રત થઇએ છીએ. ડેંગ્લર્સનું પણ તેમજ થયું. લાંબા વખત સુધી નિદ્રાનું સુખ લીધા પછી આખરે તે જાગ્યો. મૃદુ શય્યા, સુંદર રેશમી પડદા, મખમલના ગાલીચા, અને ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરનારા અનેક પ્રકારના સુગંધી પદાર્થોથી ટેવાએલા તેના જેવા એક પેરીસના ઉત્તમ વર્ગના મનુષ્યને, લુટારાનાં તાપણાંની ધુણી, પથ્થર ઉપરની પથારી, અને ઓરડીની પથ્થરની દિવાલો, એ બધું પ્રથમ તો એક પ્રકારનું દુઃસ્વપ્ન જ લાગ્યું. તે આંખો ચોળીને બેઠો થયો. મગજને ઠેકાણે લાવતાં, અને બરાબર શુદ્ધિમાં આવતાં તેની ખાત્રી થઇ કે તે કાંઇ સ્વપ્ન નહોતું.

"હા, હા." તે બબડયો. "હું લુટારાના હાથમાં સપડાએલો છું. આ કોઇ સ્વપ્ન નથી. આલ્બર્ટે જે લુટારાની ટોળીની વાત કરી હતી, તે જ ટોળીના હાથમાં હું સપડાયો છું."

પ્રથમ તો પોતે સાજો તાજો હતો કે નહિ તેની તેણે પોતાના આખા શરીર તરફ નજર કરીને ખાત્રી કરી જોઇ.

"ના, ના." તે બોલ્યો. "તેઓએ હજી મને જીવતો રાખેલો છે, તેમાં તો લેશ માત્ર પણ શંકા હવે રહેતી નથી. મ્હારા શરીરને કાંઇ પણ ઇજા થએલી જણાતી નથી; પણ કદાચ તેઓએ મને લુંટી લીધો હશે!" છેલ્લો વિચાર આવતાં તેણે પોતાનાં ખીસ્સાં સંભાળ્યાં, તો તે જેમનાં તેમજ જણાયાં. રોમથી વેનીસ સુધી મુસાફરી કરવાને માટે તેણે પોતાના પાસે એકસો લુઈ રાખ્યા

હતા, અને બીજી પચાસ લાખ ફ્રાંકની હુંડી લીધી હતી. આ બધું તેના ખીસ્સામાં હજી સુરક્ષિત હતું.

આ લુટારા પણ બડા વિચિત્ર ! " તે ફરીથી બોલ્યો. " મારાં ખીસ્સાં પાકીટ પણ તેમણે સંભાળ્યાં નથી ! આ ઉપરથી હવે મારી ચોક્કસ ખાત્રી થાય છે કે તેઓની ઇચ્છા મારી પાસેથી દંડ લેવાની છે. વારૂ કેટલા વાગ્યા છે તે તો જોઇએ, કારણ આપણી ઘડીઆળ સુરક્ષિત છે."

તેણે ઘડીઆળ જોઇને સમયની ખાત્રી કરી લીધી, કારણકે તે સિવાય તેને દિવસ રાત કાંઇપણ સમજાય તેમ નહોતું. ખરા બપોરે પણ તેની ઓરડીમાં સૂર્યનાં કિરણો પ્રવેશ કરી શકવાને અસમર્થ હતાં. હવે તેને બીજો વિચાર આવ્યો. તેણે પોતે થઇને લુટારાઓને પૂછીને ખુલાસો મેળવવો ? કે તે લોકોનેજ દરખાસ્ત લાવવા દેવી ? આખરે લુટારા દરખાસ્ત લઇ આવે તોજ ઠીક થાય, એવા નિશ્ચય ઉપર તે આવ્યો: અને એ વિચારમાંને વિચારમાં બપોરના બાર વાગ્યા સુધી પથારીમાં પડી રહ્યો. આઠ વાગે પહેરેગીર બદલાયો હતો.

પહેરેગીર કોણ અને કેવોક હતો તે જાણવાની ડેંગ્લર્સને ઇચ્છા થઇ આવી. બારણાની તડમાંથી દીવાનો કાંઇક પ્રકાશ આવતો હતો. સૂર્યનાં કિરણોનાં તો દર્શનજ દુર્લભ હતાં. તે બારણા આગળ ગયો. પેલો પહેરેગીર એક ચામડાની મશકમાંથી અમૃત ( મદ્ય )નું પાન કરી રહ્યો હતો. બારણાની તડમાંથી એવી દુર્ગંધ આવી કે ડેંગ્લર્સ ત્યાંથી એકદમ દૂર હઠી ગયો. તે પાછો આવીને પથારીમાં પડયો.

બાર વાગે પાછો તે બદલાઇને બીજો પહેરેગીર આવ્યો. ડેંગ્લર્સ વળી પાછો બારણાની તડમાંથી જોવા લાગ્યો.

"અરે આ તો ખરેખરો પિશાચ-રાક્ષસજ લાગે છે; પણ મારા જેવા વૃદ્ધ અને હાડપિંજર બની ગએલા માણસને ખાઇ જઇને તેને કાંઇ મજાહ પડવાની નથી." ડેંગ્લર્સ હસવા લાગ્યો.

પેલો પહેરેગીર જાણે કે ડેંગ્લર્સને જોયા સિવાય પણ તેના મનનો ભાવ સમજી ગયો હોય, અને પોતે રાક્ષસ-મનુષ્યભક્ષી પ્રાણી નથી, એમ તેની ખાત્રી કરી આપવા માગતો હોય, તેમ પોતાના ખીસ્સામાંથી એક બળી ગએલો કાળો રોટલો, જરા માંખણ, અને ડુંગળીના ડુચકાં કાઢીને તે એક ભૂખ્યા વરૂની માફક ખાવા લાગ્યો.

"છે! છે! છે!" ડેંગ્લર્સને સુગ ચઢી. "આ લોકો આવા પ્રકારનો ખોરાક શી રીતે ખાઇ શકતા હશે?"

આવો મનમાં પ્રશ્ન કરતો વળી પાછો તે આવીને પોતાના પથારી ઉપર પડયો.

પણ કુદરતની ખુબીઓ કાંઇ ઓરજ પ્રકારની હોય છે! તે સમજવી મુશ્કેલ હોય છે! ગમે તેવો હલકામાં હલકો અને ખરાબ-માં ખરાબ ખોરાક જોઇને પણ ક્ષુધાતુર મનુષ્યના મુખમાં પાણી છૂટે છે. ડેંગ્લર્સની પણ, આખરે તેવીજ સ્થિતિ થઇ. તેની સુગ બધી ઉડી ગઇ. પહેરેગીરની વિરૂપતા ધીરે ધીરે ડેંગ્લર્સના મનમાંથી ખસવા લાગી. પેલો રોટલો તેને હવે એટલો બધો કાળો અને બળી ગએલો ન લાગ્યો. માંખણ પણ સડી ગએલું અને ગંધાતું લાગ્યું નહિ. એ તો બધી તેના પોતાનાજ મગજની ભ્રાન્તિ હતી એવી તેને ખાત્રી થઇ. તે ફરીથી પાછો ઉઠયો, બારણા આગળ ગયો, અને બારણું ખખડાવ્યું. પહેરેગીરે ઉંચું જોયું. ડેંગ્લર્સે વધારે જોરથી બારણું ખખડાવવા માંડયું.

"કેમ? શું છે?" પહેરેગીરે પ્રશ્ન કર્યો.

"જો દોસ્ત," ડેંગ્લર્સે જવાબ આપ્યો. "હવે તો હું ધારૂં છું કે મને કાંઇક ભોજન આપવાનો સમય થઇ ગયો હશે !"

પણ કાતો તેણે ડેંગ્લર્સનો પ્રશ્ન સાંભળ્યો નહિ, અગર તો તેવી બાબત ઉપર ધ્યાન ન આપવું એવી તેને સુચના મળેલી હશે; પણ પેલો રાક્ષસ તેને કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં પોતાની ભો· જનક્રિયામાંજ પ્રવૃત્ત રહ્યો.

ડેંગ્લર્સ માનભંગ થયો, અને પાછો જઇને પથારીમાં પડયો. એવા જંગલીને એક શબ્દ પણ કહેવો નહિ એવો તેણે નિશ્ચય કર્યો. તેઓ પોતે થઇને ગમે ત્યારે પણ તેને માટે ખાવાનું લઇ આવશેજ એમ તેને લાગ્યું.

વળી બીજા ચાર કલાક નિકળી ગયા. વળી પહેરેગીર બદલાયો. હવે તો ડેંગ્લર્સના પેટમાં ભૂખને લીધે બીલાડાં બોલવા લાગ્યાં. વળી પાછો ઉઠીને તડમાંથી જોવા લાગ્યો. નવા પહેરેગીરને તેણે ઓળખ્યો. તે પેપીનો હતો. તે બારણા તરફ મુખ કરીને બારણાની બરાબરજ સામે બેઠો હતો. તેની પાસે એક ટોપલીમાં થોડાંક ફળ પડેલાં હતાં, અને તેના હાથમાં અમૃત (મદ્ય)ની શીશી હતી.

આ જોઇને તો ડેંગ્લર્સનું મન હાથ રહી શકયું નહિ. તેના મ્હોમાં પાણી છૂટયું. "જોઇએ તો ખરા." તે બબડયો; "આ કાંઇ દાદ દે છે કે કેમ !" તેણે બારણા ઉપર ધીમેથી આંગળીથી અવાજ કર્યો.

"આવ્યો." પેપીનો બોલ્યો. તે ફ્રેંચ ભાષા સારી રીતે સમસમજતો હતો.

"દોસ્ત," તેને આગળ આવેલો જોઇને ડેંગ્લર્સે કહ્યું. "હજી મને કાંઇ ખોરાક આપવાનો કેમ કોઇ વિચાર કરતું નથી !"

"શું આપ નામદાર સાહેબને ક્ષુધા લાગી છે ! પેપીનોએ પૂછયું.

"ક્ષુધા લાગી છે? આ પ્રશ્ન ખરો! છેલ્લો ખોરાક મળ્યે ચોવીસ કલાક તો ક્યારનાએ થઇ ગયા, છતાં હજી ક્ષુધા લાગી છે કે કેમ ! એવો પ્રશ્ન થાય છે! હા જી, મને ક્ષુધા લાગી છે. અતિશય ક્ષુધા લાગી છે."

"આપ નામદારની શું ભોજન કરવાની ઇચ્છા છે?" પેપીનોએ પેલી ફળની ટોપલી હાથમાં લેતાં પૂછ્યું. ફળ ડેંગ્લર્સની દૃષ્ટિ આગળ લાવીને તેની ક્ષુધા વધારે સતેજ કરવાનો તેનો ઇરાદો હતો. "શી આજ્ઞા છે?"

"આવો પ્રશ્ન કરે છે તે હું માગું તેવું ભોજન મને આપી શકીશ? અહિંઆં તમે રસોડાં તૈયાર રાખ્યાં છે કે શું?"

"રસોડાં? હા, હા. રસોડાં તૈયાર છે." જવાબ મળ્યો.

"રસોઇઆ પણ રાખો છો કે શું?"

"અરે ઉત્તમ ઉત્તમ પાકશાસ્ત્રીઓ અમારી પાસે હાજર છે!"

"ત્યારે તો થોડું મરઘીનું માંસ, માછલી અગર એવું કાંઇક લાવ. ગમે તે હશે તે ચાલશે."

"જેવી નામદાર સાહેબની ઇચ્છા! આપે મરઘી માગી હું ધારૂં છું કે?"

"હા, હા."

પેપીનોએ પાછા ફરીને મોટેથી બુમ મારી: "નામદાર સાહેબને માટે એક મરઘી લાવો."

હજી તો તેના અવાજનો પ્રતિઘોષ થતો હતો, એટલામાં તો એક સુંદર નાજુક છોકરાએ માથા ઉપર મૂકીને ચાંદીની રકાબીમાં માગેલી ચીજ હાજર કરી.

"અરે આ શું ? શું પેરીસના કોઇ ઉત્તમ ભોજનગૃહમાં તો હું નથી ?" ડેંગ્લર્સને શંકા પડી. પેપીનોએ ઓરડીનું બારણું ખોલી નાંખ્યું, અને પેલી થાળી ડેંગ્લર્સના મુખ આગળ ધરી. ડેંગ્લર્સે છરી કાંટાની માગણી કરી.

"લો હજુર, આ રહ્યાં." એમ કહીને પેપીનોએ એક બુઠ્ઠી છરી અને લાકડાનો કાંટો આગળ ધર્યો.

ડેંગ્લર્સ એક હાથમાં છરી અને બીજા હાથમાં કાંટો લઇને ખાવાની શરૂઆત કરવા ગયો.

"માફ કરજો હુજુર," પેપીનોએ તેના ખભા ઉપર હાથ મૂકીને તેનો હાથ અટકાવતાં કહ્યું. "નિવાસગૃહો, ભોજનાલયો, અને વીશીઓમાં જમ્યા પછી પૈસા આપવાનો રીવાજ હોય છે, પણ અમારે ત્યાં પ્રથમથીજ પૈસા લેવાનો રીવાજ છે. અહિંઆં લોકો ભોજન શરૂ કરતા પહેલાંજ પૈસા આપી દેછે."

"હાં હાં." ડુંગ્લર્સે વિચાર કર્યો. "આ રીત પેરીસના જેવી લાગતી નથી. હવે આ લોકો ગમે તેવી કિંમત માગીને મને લૂટવાના હશે ! માગી માગીને શું માગવાના છે ? આ બધી ચીજો અહિં ઇટાલીમાં તો ઘણીજ સસ્તી હોય છે."

"લે." એમ કહીને ડેંગ્લર્સે એક લુઇ પેંપીનો તરફ ફેંકયો.

પેપીનોએ પેલો સોનાનો સિક્કો ઉપાડી લીધો. ડેંગ્લર્સે ફરીથી ખાવાની શરૂઆત કરી.

"જનાબ, જરા આસ્તેથી." પેપીનો બોલ્યો. "હજી પુરા પૈસા આપે આપ્યા નથી. હજી કાંઇક બાકી રહે છે."

"હું ધારતો જ હતો કે આ લોકો મને લુંટવાના જ!" ડેંગ્લર્સ મનમાં જ બબડયો, અને બને તેટલી રકઝક કરવાના વિચારથી બોલ્યો. "કેમ? શું બાકી રહ્યું?"

"હજુરે મને એક લુઇ હિસાબ પેટે બાના તરીકે આપ્યો છે."

"એક લુઈ આ ચીજને માટે હિસાબ પેટે બાના તરીકે ગણાય છે?"

"હા જી. હજુર, અને હજી બીજા ચાર હજાર નવસોને નવ્વાણું લુઇ બાકી રહ્યા."

આવડી મોટી ઠઠ્ઠા મશ્કરીથી ડેંગ્લર્સ તો ડોળા ફાડીને જોવા લાગ્યો.

"ઠીક, ઠીક. આવી મશ્કરી હવે જવા દે! આ તો બહુ થઇ ગયું! મશ્કરીની પણ હદ હોવી જોઇએ. હવે તો મને ઘણી જ ક્ષુધા લાગી છે, તો આ નકામી ઠઠ્ઠા મશ્કરી જવા દઇને મને ખાવા દે. લે આ બીજો એક લુઇ જોઇએ તો લઇ જા."

"ઠીક ચાલો; હવે ચાર હજાર નવસોને અઠ્ઠાણું લુઇ રહ્યા. ધીરે ધીરે બધાએ આપજો."

"હવે તો એ આશા જ રાખતો નહિ." ડેંગ્લર્સ હજી પણ મશ્કરી સમજતો હતો. "તારે ફાવે તો જહન્નમમાં જા! જોઇએ તો માથું કુટીને મરી જા, પણ હવે કાંઇ જ મળવાનું નથી. બચ્ચા, તને ખબર નથી કે તારે કોની સાથે કામ લેવાનું છે!"

પેપીનોએ ઇશારત કરી, અને પેલો છોકરો પેલી ભોજનની થાળી ડેંગ્લર્સના મુખ આગળથી ઉઠાવીને ઝડપથી ચાલતો થયો. ડેંગ્લર્સ ભૂખ અને ક્રોધને લીધે ઘણુંએ ચીઢાયો, પણ ત્યાં કોઇ તેનું

સાંભળે તેમ નહોતું. પછી તે પોતાની પથારીમાં જઇને પડયો અને પેપીનો બારણું બંધ કરી પોતાની પહેરો ભરવાની જગાએ જઇને બેઠો, અને પાસેની ટોપલીમાંથી ફળ તથા બીજા ખાદ્ય પદાર્થો ખાવા લાગ્યો. આ બધો ડેંગ્લર્સને ચીઢવવાનો પ્રયત્ન હતો.

" સાળો કેવો જંગલી ! " ડેંગ્લર્સ બબડયો.

પેપીનો તો જાણે કે કાંઇ બન્યું જ ન હોય તે પ્રમાણે પોતાના ખાવાના કાર્યમાં જ પ્રવૃત્ત રહ્યો.

ક્ષુધા ડેંગ્લર્સને અતિશય કષ્ટ આપી રહી હતી. તેમ છતાં તેણે અડધા કલાક સુધી તો જેમ તેમ કરીને ધૈર્ય રાખ્યું. તે અડધો કલાક તેને એક યુગ જેવો લાગ્યો. તે પાછો ઉઠીને બારણા આગળ ગયો.

" જો દોસ્ત, હવે મને વધારે લાંબો વખત ભૂખે મારીશ નહિ. તમારે લોકોને શું જોઇએ છીએ, તે એકી વખતે સ્પષ્ટ જણાવી દો.

" નહિ હજુર, અમારે તો કાંઇ જ કહેવાનું નથી. આપને કાંઇ કહેવું હોય તે આપે અમને ફરમાવવાનું છે. આપ ફરમાવો એટલે ગુલામ આપના હુકમનો તુર્તજ અમલ કરે. "

" ત્યારે એકદમ બારણું ખોલ. "

પેપીનોએ આજ્ઞાનું પાલન કર્યું.

" બાપરે ! ડેંગ્લર્સ બોલ્યો. " તમને લોકોને તે કાંઇ જરા પણ દયા છે કે નથી ? હું ભૂખે મરી જાઉં છું–મરી–સમજ્યા ? મારે કાંઇક પણ ખાવાનું જોઇએ ! ખાવાનું જોઇએ–ખાવાનું ! કેમ સાંભળે છે કે નહિ ?

" હજુરને ભૂખ લાગી છે ? "

"કેમ, હું કહું છું તે તારા સાંભળ્યામાં અગર સમજ્યામાં આવતું નથી?"

"ત્યારે આપ નામદારની શું ભોજન કરવાની ઇચ્છા છે?"

"જો, તમારે ત્યાં ખાવાની ચીજો જ્યારે આટલી આટલી બધી મોંઘી છે ત્યારે તો એક ટુકડો સુકો રોટલો આપશો તો તે-નાથી મારી ક્ષુધા શાંત કરીશ.

"રોટલો! ઠીક. અરે, કોણ છેરે? હજુરને માટે રોટલો લાવ."

પેલો છોકરો તરતજ રોટલો લઇ આવ્યો.

"શું આપવાનું?" ડેંગ્લર્સે પોતે જ સમજીને પ્રશ્ન કર્યો.

"ચાર હજાર નવસોને અઠ્ઠાણું લઇ." પેપીનોએ જવાબ આપ્યો. "કારણ કે બે લુઇ તો આપ આગળથી આપી ચુકયા છો; તે આપને મજરે મળશે. હિસાબે જે થાય તે લેવું દેવું! બક્ષીસ લાખની, હિસાબ કોડીનો"

"શું? એક રોટલાના ટુકડાના એક લાખ ફ્રાંક?"

"હાજી, એક લાખ ફ્રાંક!" પેપીનોએ જવાબ આપ્યો.

'પણ તમે તો મરઘીના એક લાખ ફ્રાંક માગતા હતા ને?'

"અમારે ત્યાં ભોજનની તમામ ચીજોનો એક જ ભાવ રાખેલો છે. ઓછું વધતું જેટલું આપની ઇચ્છામાં આવે તેટલું જમો. આપને ચાહે તો તે ચીજ એક વખત માગો; આપને જોઇએ તો તે ચીજ દસ વખત લો; પણ અમારે તો એક જ કિંમત ઠરેલી છે તે લેવાની."

"આ શું? હજી પણ આ ફારસ કયાં સુધી આગળ ચાલ્યા કરશે? અલ્યા, ભલા આદમી, આ તો કેવળ મૂર્ખાઇ જ કહેવાય!

ત્યારે તો એમ જ કહેને કે મને ભૂખે મારવાનો જ તમે લોકોએ નિશ્ચય કર્યો છે ?'

"નહિ જનાબ, સેવકોનો તો તેવો કાંઇ જ વિચાર છે જ નહિ; પણુ જો આપને પોતાને આત્મહત્યા કરવી હોય તો તે આપ નામદારની મરજીની વાત છે. બાકી પૈસા આપો તો ખાવાનું આપના મ્હોં આગળ તૈયાર જ છે."

"પણુ પૈસા હું કયાંથી લાવીને આપું ?" ડેંગ્લર્સનો મિજાજ ગયો. "એવા એક લાખ ફ્રાંક કાંઇ મારા ખીસ્સામાં હું લઇ લઇને ફરૂં છું ?

"એક લાખ નહિ પણુ પચાસ લાખ અને પચાસ હજાર ફ્રાંક આપ નામદારના ખીસ્સામાં છે. એ રકમથી પચાસ ચીજો આપથી ખરીદી શકાશે; અને બાકીના વધતા ઉપરના પૈસાથી કોઇ અડધી ચીજની માગણી કરી શકાશે."

ડેંગ્લર્સ કંપવા લાગ્યો. તેની દૃષ્ટિ આગળથી પડદો ખસી ગયો. આંખો ઉઘડી જતાં આ ફારસનું ખરૂં રહસ્ય તેના સમજવામાં આવ્યું. અત્યાર સુધી તે તેના સમજવામાં કેમ નહોતું આવ્યું તેનું તેને આશ્ચર્ય લાગ્યું.

"ઠીક. જો ત્યારે, એક લાખ ફ્રાંક આપું તો તું મને નિરાંતે ખાવા દઇશ ?"

"જરૂર ચોક્કસ."

"પણુ મારે પૈસા કેવી રીતે આપવા ?"

"અરે, એ તો સ્હેલી વાત છે. આપના શરાફ ઉપર અમને બાકીની ચાર હજાર નવસોને અઠ્ઠાણું લુઇની રકમની એક હુંડી

લખી આપો, એટલે અમે તે અમારા શરાફ તરફ મોકલાવી આપીશું, અને તે તેનાં નાણું વસુલ કરશે. "

હવે તો પેપીનોની વિનંતિ રાજીખુશીથી સ્વીકારવા સિવાય બીજો માર્ગ જ નહોતો; આથી પેપીનોએ કાગળ કલમ અને ખડીઓ આગળ ધર્યાં, તે લઇને ડેંગ્લર્સે પોતાના શરાફ ઉપર હુંડી લખી, અને તેના ઉપર સહી કરી.

" લે, જો, આ હુંડી દેખાડતાં તુરત જ નાણું મળશે. "

" ત્યારે આપની ભોજન સામગ્રી પણ ક્યાં વેગળી છે તે? હવે આપ આનંદથી ભોજન કરો. "

ડેંગ્લર્સ ભોજન કરવા બેઠો. આટલી ભારે કિંમતે આવું ભોજન મળે, એ કિસ્મતની બલીહારીનો વિચાર કરતો, નિઃશ્વાસ મુકતો તે ખાવા લાગ્યો. પેપીનોએ પેલી હુંડી લઇને બરાબર કાળજી પૂર્વક વાંચી જોઇ, અને પોતાના ખીસ્સામાં મુકી. પછી બારણું બંધ કરીને તે પણ પોતાની જગ્યાએ બેસીને મોટા આનંદથી પોતાનો ખોરાક ખાવા લાગ્યો.

---

## પ્રકરણ ૬૧ મું.

---

બીજે દિવસે ડેંગ્લર્સને ફરીથી પાછી ભૂખ લાગી. તેને કારાગૃહની હવાથી પોતાની ભૂખ ઉઘડતી લાગી. ત્યાંનાં હવાપાણીથી ખોરાક ઘણો જલદી પચી જતો હતો. છતાં તેણે એવો વિચાર કર્યો કે તે દિવસે તો વધારે ખર્ચમાં ઉતરવાની તેને જરૂર પડશે નહિ. પહેલે દિવસે જે ખોરાક મળ્યો હતો, તેમાંથી

તેણે કરકસર કરીને થોડોક બચાવી ઓરડીના એક ખૂણામાં સંતાડી રાખ્યો હતો. પણ તેને પાણીની જરૂર પડી. પાણી બચાવી રાખવાની તેણે કાળજી રાખી નહોતી. જીભ સુકાઈને તાળવે ચોંટી ત્યાં સુધી તો તેણે હિંમત રાખીને પાણી વગર ચલાવ્યું, પછી તો તેનાથી બીલકુલ રહેવાયું નહિ. તે ગભરાયો, અને પહેરેગીરને હાંક મારી. બારણું ખુલ્યું, અને એક નવિન માણસ તેની નજરે પડયો. તેને એમ લાગ્યું કે આ નવા માણસ સાથે માથાફોડ વધારે કરવી પડશે, એટલે તેણે પેપીનોને બોલાવવાનો હુકમ કર્યો.

"કેમ જનાબ, શો હુકમ છે?" પેપીનોએ આવીને એવી આતુરતાથી પૂછ્યું કે ડેંગ્લર્સને કાંઈક આશા પડી.

"કાંઈક પીવાનું જોઈએ."

"હજુરને માલુમ તો હશે જ કે અહિં રોમ શહેરની આસપાસ મદ્ય મળવું તો ઘણું મુશ્કેલ છે."

"તો મને સાદું પાણી જ આપો, એટલે ચાલશે."

"પણ હજુર, પાણીની તો અહિંઆં મદ્ય કરતાં પણ વધારે કિંમત છે. આ વરસે બીલકુલ વરસાદ જ પડ્યો નથી એટલે પાણીની ખરેખરી તંગી છે."

"જો, પાછી કાલના જેવી વાત તેં કરવા માંડી ખરી?" ડેંગ્લર્સે હસવાનો પ્રયત્ન કર્યો, પણ તેને આખે શરીરે પસીનો છૂટયો. "ચાલ, દોસ્ત, હવે બધી ઠઠ્ઠા મશ્કરી જવા દે. હું ધારૂં છું કે એક પાણીના પ્યાલાને માટે તો તું મને બીલકુલ ના કહેનાર નથી."

"મેં આપ નામદારને પ્રથમથી જ અહિંના નિયમો જણાવી દીધા છે. વળી અમે છૂટક માલ તો કદી વેચતા જ નથી."

"ત્યારે તો મને હલકામાં હલકી કિંમતની ગમે તેવા મધની એક શીશી આપ."

"હલકો, ભારે, ગમે તે લો. અમારે ત્યાં તો એક જ ભાવ ઠરેલો છે."

"શું કિંમત છે ?" "પચીસ હજાર ફ્રાંક."

"જો, દોસ્ત," ડેંગ્લર્સે ચીઢાઇને કહ્યું. "તમારે મને લુંટવો જ હોય તો આવી રીતે કકડે કકડે શા માટે લુંટો છો ? એકી વખતે બધું જ લઇ લો એટલે આ નાટકનો અંત આવે."

"એમ પણ કદાચ હોય ! અમારા નાયકનો ઇરાદો કદાચ તેમ પણ હોય !"

"નાયક ! તે વળી કોણ છે ?"

"ગઇ કાલે આપને જેમની પાસે લઇ જવામાં આવ્યા હતા તે !"

"તે કયાં છે ?" "અહિંયાં જ છે."

"ત્યારે મારો તેની સાથે મેળાપ કરી આપશો ?"

"હા, હા. ઘણી ખુશીથી."

પેપીનો ક્ષણ માત્રમાં પોતાના નાયકને બોલાવી લાવ્યો.

"કેમ ! હજુર, મને બોલાવ્યો હતો ?" નાયકે આવીને પૂછયું.

"હા, હા. જે લોકો કાલે મને પકડી લાવ્યા છે તેના નાયક તમેજ છો ?"

"હા નામદાર ! કેમ શું છે ?"

"મારા છૂટકારા માટે તમારે શો દંડ રાવવાનો વિચાર છે ?"

"આમની પાસે જેટલી રકમ છે તેટલીજ. માત્ર પચાસ લાખ ફ્રાંક."

ડેંગ્લર્સના હૃદયને એક ભયંકર આઘાત લાગ્યો. "પણ મારી પાસે જગતમાં તે સિવાય બીજું કાંઇજ નથી. મારી બેસુમાર દોલતમાંથી મહા પ્રયાસે આટલી રકમ બચી છે. જો તે લઇ લેવાની તમારી ઇચ્છા હોય, તો મને પણ સાથે સાથે પુરો કરી નાંખો."

" પણ આપનો વાળ પણ વાંકો ન થવો જોઇએ એવી અમને સખ્ત તાકીદ છે. "

" એવી તમને તાકીદ કરનારો વળી કોણ છે ?"

" જેની આજ્ઞા અમારે માનથી પાળવી પડે છે, તેણે તેવા પ્રકારની મનાઇ કરેલી છે. "

" ત્યારે તો તમારે પણ કોઇકની આજ્ઞા પાળવી પડે છે ખરી ? તમે પણ કોઇકના તાબેદાર જણાઓ છો ?"

" હા જી. અમારા સરદારના–"

" મને લાગે છે કે તમેજ સરદાર છો, એવું મને સમજાવવામાં આવ્યું હતું ?"

" હા જી. તે બરાબર છે. આ બધાં માણસો મારા પોતાના તાબામાં હોવાથી હું તેમનો નાયક છું: પણ મારો સરદાર પાછો બીજો એક છે તો !"

" અને તમારા ઉપરીએ મારી સાથે આવી રીતનું વર્તન રાખવાની તમને આજ્ઞા કરી છે ?"

" હા જી."

" પણ એથી તો મારી તમામ મિલકત ખલાસ થશે !"

" કદાચ થાય પણ ખરી !"

" ચાલો ચાલો, હવે દસ લાખથી પતવશો ?"

" ના, નહિ બને." વીસ લાખથી ?" "ના."

"ત્રીસ? ચાળીશ? જુઓ ચાળીસ લાખ, મને છૂટો કરવાની શરતે ચાળીસ લાખ ફ્રાંક આપવા હું તૈયાર છું!"

"હજુર, જેની કીંમત પચાસ લાખ ઠરીજ ચુકેલી છે, તેના આપ ચાલીસ લાખ આપો છો, તે અમારાથી શી રીતે લઈ શકાય? આવી ખેંચતાણ કરવી એ તો મારવાડીઓનું કામ! અમે તેમાં કાંઇ સમજીએ નહિ!"

"ત્યારે તો મારૂં સર્વસ્વ લુંટી લો, અને મને મારી નાંખો એટલે થયું!"

"જુઓ સાહેબ, એમ મિજાજ ખોવાનું કાંઇજ કારણ નથી. જરા શાંત થાઓ. તમારૂં લોહી ઉકળશે તો વળી પછી વધારે ભૂખ લાગશે, અને તે શાંત કરવાને રોજના દસ લાખ ફ્રાંક ખરચવા પડશે. માટે જરા સાવધ રહેો!"

"પણ મારી પાસે પૈસા થઈ રહેશે, અને બીલકુલ નહિજ હોય ત્યારે?"

"ત્યારે તમારે ભૂખે મરવું પડશે."

"ભૂખે મરવાનું?" ડેંગ્લર્સ ગભરાયો.

"હા; ઘણું કરીને તો તેવુંજ પરિણામ આવશે."

"પણ મને મારી નાંખવાનો તો તમારો ઇરાદો નથી, એમ તમે મને હમણાં કહેતા હતા ને?"

"એ વાત તો જુદી છે!"

"ઠીક ત્યારે બદમાસો, જાઓ. હું તમારી ઇચ્છા બર આવવા દેનાર નથી! આના કરતાં તો એકી વખતે મરવાનું હું વધારે પસંદ કરૂં છું. હવે તમારે જોઇએ તેવી રીતે રીબાવી રીબાવીને મને મારો;

પણ હવે ફરીથી હું પૈસાને માટે સહિ કરી આપનાર નથી."

"જેવી હજુરની ઇચ્છા." એમ કહીને વેમ્પા ત્યાંથી ચાલતો થયો.

ડેંગ્લર્સ તો ગાંડા જેવો થઇને પથારીમાં પડયો.

"આ માણસો કોણ હશે? તેમનો અદૃષ્ય નાયક વળી કેવોક હશે? તેનો હેતુ શો હશે? દરેક જણને દંડ લઇને તેઓ છોડી મૂકે છે, ત્યારે મને કેમ છૂટો કરવામાં આવતો નથી? હા, હા. આવા નિર્દય રાક્ષસોના હાથમાંથી છુટવાને તો એકાએક મરણ આવે તોજ સારૂં. આ દુષ્ટો આવી રીતે ખાઇપીને મારી પાછળ કેમ લાગ્યા હશે? તેમને મારા ઉપર આટલું બધું વૈર કયાંથી? પણ મારે મરવાનું?" આવી રીતના અનેક વિચારોએ ડેંગ્લર્સના મગજમાં તોફાન કરી મુકીને તેને ગભરાવવા માંડયો. જીંદગીમાં પહેલીજ વખત ડેંગ્લર્સના મગજમાં મૃત્યુનો વિચાર આવ્યો, અને તેની યાતના ખડી થઇ. તેના કાનમાં યમદૂતનાં પગલાંના ભણકારા થવા લાગ્યા.

ડેંગ્લર્સની સ્થિતિ એક ગરીબ સસલાના જેવી થઇ. શિકારી પાછળ પડતાં પ્રથમ તો તે નિર્દોષ, અને બીકુ પ્રાણી દોડે છે, પછી નિરાશ થાય છે; છતાં નાસી છુટવાને બને તેટલાં ફાંફાં મારે છે. ડેંગ્લર્સે પણ નાસી જવાનો વિચાર કર્યો; પણ કોટડી ખડકોમાંથી કોતરી કાઢેલી હતી. તેમાંથી બહાર નિકળવાનો માત્ર એકજ રસ્તો હતો, અને ત્યાં આગળ ભરેલી બંદુક સાથે એક લુટારો સતત પહેરો ભરી રહ્યો હતો.

ડેંગ્લર્સે પોતાનો નિશ્ચય જેમ તેમ કરીને બે દિવસ તો ટકાવ્યો,

પછી તો તેનાથી રહી શકાયું નહિ, અને તેણે ગમે તે કીંમતે પણ અન્ન પાણીની માગણી કરી.

લુટારાઓએ મ્હો માગ્યા પૈસા લઇને તેને ખોરાક પુરો પાડયો.

હવે પછી એવું દુઃખ ન ભોગવવું, એવો કેદીએ ઠરાવ કર્યો. બારેક દિવસ પસાર થયા પછી તેણે ખીસ્સું તપાસી જોયું તો તેમાં માત્ર પચાસ હજાર ફ્રાંક રહેલા માલુમ પડયા; એટલે વળી પાછો તેનો વિચાર બદલાયો. જેણે પચાસ લાખ ફ્રાંકની દરકાર નહોતી કરી, તે પાછો પચાસ હજારની કાળજી કરવા લાગ્યો. તે રકમ પણ લુટારાઓને પચવા દેવી તેના કરતાં ભૂખમરો તેને વધારે સારો લાગ્યો. તેની આશા એટલી બધી ઉત્કટ બની કે તેણે ગાંડપણનું સ્વરૂપ પકડયું. જેણે પ્રભુને લાંબા સમયથી વિસારી મૂકયો હતો, તે ઇશ્વરી ચમત્કારમાં માનવા લાગ્યો. તેના મનમાં એવી આશા ઉત્પન્ન થઇ કે લુટારાઓનું રહેઠાણ સત્તાવાળાઓના જાણવામાં આવશે, અને તે બાતમી મળતાં તેઓ તેને જરૂર કારાગૃહમાંથી છોડવશે. તેવા પ્રસંગે તેની પાસે પચાસ હજાર ફ્રાંક બચેલા હોય તો તેને ભુખે મરવાનો પ્રસંગ આવે નહિ. એટલી રકમ બચાવવાને તેણે પ્રભુને પ્રાર્થના કરવા માંડી, અને પ્રાર્થનાને અંતે થોડોઘણો અશ્રુપાત થયો.

આ રીતે ત્રણ દિવસ પસાર થયા; જે દરમ્યાન તેણે ખસ અંતરથી તો નહિ પણ વારંવાર પ્રભુની પ્રાર્થના કરી. તે પછી તે ભૂખથી મરવાની અણી ઉપર આવી ગયો.

ચોથે દિવસે તો તે કેવળ શબવત્ બની ગયો, અને એટલી બધી અધમ સ્થિતિએ પહોંચ્યો કે કોટડીમાં પાથરેલી સાદડીનું ઘાસ

તે ખાવા લાગ્યો. પેપીનો જાણે કોઇ દેવ હોય તેમ રોટલાના એક ટુકડા માટે ડેંગ્લર્સ તેને વિનવા લાગ્યો, અને તેને માટે એક હજાર ફ્રાંક આપવા કબુલ થયો.

પણ પેપીનોએ તો તેને ઉત્તરજ ન આપ્યો.

પાંચમે દિવસે તે ઘસડાતો ઘસડાતો કોટડીના બારણા સુધી ગયો.

" અરે, તમે બધા તે મનુષ્ય છો કે રાક્ષસ ?" તે ઘુંટણીએ પડીને હાથ જોડીને બોલ્યો: " તમારીજ જાતના તમારાજ ભાઇને–એક મનુષ્યને–ભૂખથી રીબારી રીબાવીને મારી નાંખવાનો તમારો વિચાર છે ? અરે, તમે પોતે બધા ખ્રીસ્તી હોવાનો દાવો કરો છો. ખ્રીસ્તીઓનો મુખ્ય સિદ્ધાંત ભૂતમાત્ર ઉપર દયા રાખવાનો છે, અને તમારા હૃદયમાં દયાનો તો અંશ પણ જણાતો નથી !" આટલું બોલતાં બોલતાં તો તે જમીન ઉપર ઢળી પડયો. થોડીવારે અતિ પ્રયાસે બેઠો થયો, અને લુટારાના સરદારને હાંક મારી.

હજુર, સેવક હાજર છે." વેમ્પાએ તુર્તજ ત્યાં આવીને કહ્યું, " તાબેદારને શો હુકમ છે ?"

" મારૂં અવશેષ રહેલું તમામ દ્રવ્ય લઇ લો." ડેંગ્લર્સે પોતાના ખીસ્સામાંથી પૈસા કાઢીને તેના તરફ ધરતાં કહ્યું. " મને જીવતો રાખો ! મારે સ્વતંત્રતા નથી જોઇતી ! માત્ર જીવતો રાખો એટલે બસ !"

" ત્યારે હવે તમને ઘણી યાતના થાય છે ? તમને શું ઘણું કષ્ટ પડે છે ?"

" હા, હા. અતિશય કષ્ટ પડે છે."

" તેમ છતાં કેટલાક માણસોને તમારા કરતાં પણ વધારે કષ્ટ ભોગવવાના પ્રસંગ આવ્યા હતા."

" ના, ના. મારા જેવું કષ્ટ કોઇને પણ પડયું નહિ હોય. "

" હા. હા. કેટલાક મનુષ્યો ભૂખથી મરી પણ ગયા હતા. "

ડેંગ્લર્સ કેટલીક વખત મગજની સાન્નિપાતિક સ્થિતિમાં એક વૃદ્ધ મનુષ્યને પથારીમાં આમ તેમ તરફડીઆં મારતો જોતો હતો. તે મનુષ્ય વૃદ્ધ દાંતે. હતો એ બધું સ્વપ્ન છતાં તેના નબળા મનને અત્યારે સત્ય લાગવા માંડયું.

" હા, હા. " તે બોલ્યો. " મારા કરતાં પણ વધારે દુઃખ કેટલાકને પડેલું છે, એમ હવે મને યાદ આવે છે ખરૂં. "

" ત્યારે હવે તમને તેનો પશ્ચાત્તાપ થાય છે ખરો કે ? " કોઇકે ભારે અને ગંભીર અવાજે પૂછયું. અવાજ સાંભળતાં ડેંગ્લર્સનાં રોમાંચ ખડાં થયાં. તેણે પોતાની નબળી દૃષ્ટિ આમ તેમ ફેરવી, તો પેલા લુટારાના સરદારની પાછળ એક મોટો ઝભ્ભો વીંટાળેલા મનુષ્યને થાંભલાની ઓથે ઉભેલો જોયો.

" મારે પશ્ચાત્તાપ કરવા જેવું શું છે વળી ? "

" તેં જે જે પાપ કર્યાં હોય તેજ. " પેલા અવાજે જવાબ આપ્યો.

" હા, હા. હવે મને ખરેખર પશ્ચાત્તાપ થાય છે. " એમ કહીને ડેંગ્લર્સ છાતી અને માથું કુટવા લાગ્યો.

" તો હવે હું તને ક્ષમા કરૂં છું. " પેલા માણસે પોતાનો ઝભ્ભો એક બાજુએ ફેંકી દઇને આગળ આવતાં કહ્યું.

" કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો ! " ભૂખ અને કષ્ટના કરતાં પણ વધારે કષ્ટ પામતો ડેંગ્લર્સ બોલી ઉઠયો.

" તારી ભૂલ થાય છે. હું કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો નથી. "

" ત્યારે તમે કોણ છો ? "

" હું કોણ છું ? તું શું હજી મને ઓળખતો નથી ? જેના માથા ઉપર તેં અને તારા બદમાસ મિત્રોએ ખોટું ત્હોમત મૂક્યું હતું, અને જેને કાંઇપણ દોષ વિના કારાગૃહમાં પૂરાવ્યો હતો; જેને તમે બેઆબરૂ અને પાયમાલ કર્યો હતો; અને જેની વિવાહિતા પત્નીને તમે બધાએ બલાત્કારે બીજાના ઘરમાં ઘાલી હતી; તે જ હું છું:—તારી પોતાની ઉન્નતિ કરવાના હેતુથી જે નિરપરાધી અને નિર્દોષ મનુષ્યને તેં અન્યાયથી અને નિર્દયપણે તારા પગ તળે ખુંદી નાંખ્યો હતો, તેજ મનુષ્ય હું છું:—જેના પિતાને તેં ભૂખે મારી નાંખ્યો હતો તેજ હું છું;—હું તેજ મનુષ્ય છું કે જેને કેદખાનાની ભયંકર અંધકારવાળી કોટડીમાં પૂરાવીને ભૂખથી અને કષ્ટથી રી-બાવી રીબાવીને મારવાનો તેં પેંતરો રચ્યો હતો. કેમ હવે હું કોણ છું તે શું હજી તને યાદ આવતું નથી ? હું બીજો કોઇ જ નથી પણ એડમન્ડ દાંતે છું ! અને તારા આટલા આટલા અપરાધો છતાં તને ક્ષમા કરૂં છું. "

ડેંગ્લર્સે એક ચીસ પાડી, અને કાઉન્ટના પગે પડયો.

" ચાલ ઉઠ. " કાઉન્ટે કહ્યું " તારી જીંદગી બચી ગઇ છે. તું તારા બદમાસ દોસ્તો કરતાં વધારે નસીબદાર છે. તારા મળતી-આઓનું સદ્‌ભાગ્ય તારા જેવું નહોતું. તેમાંનો એક તો ઉન્મત્તાલય ગાંડાના દવાખાનાનો મેહેમાન બની ગયો છે. બીજો પોતાનાં દુષ્ટ કર્મોનો જવાબ આપવાને ન્યાયાધીશોના ન્યાયાધીશ અને બાદશા-હોના બાદશાહના દરબારમાં કયારનોએ હાજર થઇ ગયો છે. તારી પાસે જે પચાંસ હજાર ફ્રાંક રહ્યા છે તે હવે તારી પાસે જ રહેવા દે. જા, તે રકમ હું તને બક્ષીસ આપું છું. દવાખાનાંઓના ધર્માદા પૈસાની જે પચાસ લાખ ફ્રાંકની રકમ તું ઉચાપત કરી ગયો હતો—ખાઇ ગયો હતો, તે અમે તારી પાસેથી ઓકાવી છે, અને તે પાછી

દવાખાનાંઓને પરત કરવામાં આવી છે. ચાલ, હવે જમવા બેસ. આજે હું તને મારા તરફથી જમણુ આપું છું. જા, યથેચ્છ ભોજન કરી લે." પછી પેલા લુટારાના સરદાર તરફ ફરીને બોલ્યોઃ " વેમ્પા, આ માણુસને યથેચ્છ ભોજન કરાવજો, અને તે સંપૂર્ણ રીતે સંતુષ્ટ થાય, એટલે તેને છોડી મુકજો. "

કાઉન્ટની હાજરીમાં આ બધો વખત ડેંગ્લર્સ જમીન ઉપર પડીને તેને પ્રણામ કરી રહ્યો હતો. કાઉન્ટ જવા લાગ્યો. ડેંગ્લર્સે બેઠા થઇને નજર કરી તો કાઉન્ટને ત્યાંથી ઉતાવળે જતાં જોયો. તમામ લુટારાઓ તેને નીચા નમી નમીને સલામો ભરતા હતા.

કાઉન્ટની સુચના પ્રમાણે વેમ્પા પોતે ડેંગ્લર્સની તહેનાતમાં હાજર રહ્યો. ઇટાલીમાં પાકતાં ઉત્તમમાં ઉત્તમ પ્રકારનાં ફળ, ઉત્તમમાં ઉત્તમ પ્રકારનાં ભોજન, અને અતિ સ્વાદિષ્ટ અને મધુર મધુપાનની વ્યવસ્થા તેને માટે એક ક્ષણુ માત્રમાં થઇ ગઇ. ડેંગ્લર્સે યથેચ્છ ભોજન કર્યું. એટલે તેના જીવમાં કાંઇક જીવ આવ્યો. ભોજન પૂરૂં થયું એટલે વેમ્પા તેનો હાથ ઝાલીને તેને તે ગુફામાંથી બહાર લઇ ગયો, અને પોતે જંગલમાંથી બહાર કાઢી સરીયામ રસ્તા ઉપર લાવીને તેને મૂકી દીધો. તેની ગાડી ત્યાં તૈયાર જ હતી. વેમ્પા તેને ગાડી આગળ છોડીને પાછો જતો રહ્યો. ડેંગ્લર્સ આખી રાત ત્યાં આગળ એમને એમ પડીજ રહ્યો. તેને બીલકુલ ભાન નહોતું. છેવટે જ્યારે પ્રાતઃકાળ થયો, ત્યારે તેને માલુમ પડયું કે એક વ્હેળાના કિનારા ઉપર તે પડેલો હતો. તેને તૃષા લાગી હતી તેથી ધીરે ધીરે તે વ્હેળા પાસે ગયો, અને પાણી પીધું. પાણી પીવાને નીચે નમતાં તેણે તે સ્વચ્છ પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું, તો તેને માલુમ પડયું કે તેના કાળા કેશ બધા તદ્દન સફેદ થઇ ગયા હતા.

---

# પ્રકરણ ૬૨ મું.

સાયંકાળના ૭ વાગ્યાનો સુમાર થયો હતો. સ્ફટીકના જેવા સ્વચ્છ આકાશમાંથી અસ્તાચલ તરફ જતા ભગવાન્ સૂર્યનારાયણનાં કિરણો સમુદ્રના આસમાની રંગનાં જલ ઉપર નૃત્ય કરી રહ્યાં હતાં. દિવસની ગરમી ધીરે ધીરે ઓછી થતી હતી. મંદ મંદ પવનની લ્હેરો આવવા લાગી. ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર મધુર, સુગંધિત, અને શીતળ વાયુ મંદ મંદ ગતિથી વહેવા લાગ્યો, અને એક કિનારાનાં પુષ્પો, અને છોડવાઓની સુગંધી બીજે કિનારે પહોંચાડવાના કાર્યમાં પ્રવૃત્ત થયો.

આ વખતે એક સુંદર નાજુક નૌકા ભૂમધ્ય સમુદ્રના તરંગોમાં ઝોલાં ખાતી ખાતી ઝડપથી આગળ વધતી હતી. પાણી ઉપર તરતા હંસોની માફક તેની ગતિ હતી. ધીરે ધીરે સૂર્ય ભગવાન્ પશ્ચિમ દિશામા ક્ષિતિજની પાછળ અદૃશ્ય થઇ ગયા. પવન મંદ મંદ હોવા છતાં પણ નૌકા ઘણી ઝડપથી આગળ વધવા લાગી. એના આગલા ભાગમાં એક ઉંચો શ્યામવર્ણ મનુષ્ય ઉભેલો હતો; જે આંખો તાણીને દૂરથી સમુદ્રનાં મોજાં ઉપર દૃષ્ટિગોચર થતા એક ટાપુના તરફ જોઇ રહ્યો હતો.

"પેલો જ મોન્ટેક્રિસ્ટોનો દ્વીપ કે?" તે નૌકામાંના પ્રવાસીએ દિલગીરી ભરેલા અવાજે પેલા મનુષ્યને પ્રશ્ન કર્યો. તે પ્રવાસી એ નૌકાનો તે સમયે નાયક હતો, અને તેની આજ્ઞા પ્રમાણે જ નૌકા ગતિ કરી રહી હતી.

"હા નામદાર." પેલા નૌકાધ્યક્ષે જવાબ આપ્યો. "હવે આપણે આવી પહોંચ્યા છીએ."

"આવી પહોંચ્યા ખરા!" પ્રવાસી વિષાદપૂર્ણ અવાજે બબડયો. "હા, હા. પેલો તે ટાપુ દેખાય!" આ પછી તે ફરીથી પાછો ઉંડા વિચારમાં નિમગ્ન થઇ ગયો, આ વિચારો કેવા પ્રકારના હતા તે તેના મુખ ઉપર ફરકી રહેલા સ્મિત–હાસ્યથી જણાઇ આવતું હતું. થોડીક ક્ષણ પછી તે ટાપુ ઉપર કોઇ પ્રકાશનો ચમકારો થતો જણાયો, અને ધડાકો સંભળાયો.

"હજુર, ટાપુ ઉપરથી આપણી નૌકા જોવામાં આવી છે, અને તેઓ સંજ્ઞાથી આપણને પ્રશ્ન કરે છે; તો આપ નામદાર પોતેજ તેનો પ્રત્યુત્તર આપો તો ઠીક."

"કેવી સંજ્ઞા?"

નૌકાધ્યક્ષે પેલા ટાપુ ઉપરથી ફરીથી થતા પ્રકાશ, અને અવાજ તરફ પ્રવાસીનું ધ્યાન ખેંચ્યું.

"હા, હા." તે સ્વપ્નમાંથી જાગ્રત થતાં બોલ્યો. "લાવો, લાવો."

નૌકાધ્યક્ષે તેને એક ભરેલી બંદુક આપી. પ્રવાસીએ ધીમેથી તે ઉંચી કરી, અને હવામાં એક બ્હાર કર્યો. પાએક કલાકમાં તો બધાં સઢ લપેટી લેવામાં આવ્યાં, અને ટાપુના કિનારાથી આશરે સોએક ડગલાં દૂર તે નૌકાએ લંગર નાંખ્યું. હોડી તૈયાર જ હતી. પ્રવાસી તેમાં કુદી પડયો, પણ તેમાં બેઠક લેવાને બદલે અદબ વાળીને ઉભો રહ્યો. ચાર ખલાસીઓ હાથમાં હલેસાં લઇને તેની આજ્ઞા થવાની રાહ જોતા ઉભા હતા.

"ચાલવા દો!" પ્રવાસીએ હુકમ કર્યો. આઠ હલેસાંનો ઝપાટો એકી વખતે શરૂ થયો. હોડી પૂર જોસથી આગળ વધવા લાગી, છતાં પાણીમાં બીલકુલ અવાજ થતો નહોતો. ક્ષણ માત્રમાં તો તેઓ કિનારે પહોંચી ગયા. પેલો યુવાન પ્રવાસી હવે કયી દિશામાં જવાનું હશે, એમ વિચાર કરતો એક ક્ષણ માત્ર આમતેમ દૃષ્ટિ ફેરવતો હતો, એટલામાં કોઇકે તેના ખભા ઉપર હાથ મૂક્યો, અને કહ્યું: "મેકઝીમીલીઅન, ચાલ તું આવી પહોંચ્યો ખરો. બરાબર વખતસર આવી પહોંચ્યો છે."

"ઓહો! કાઉન્ટ!" મોન્ટેક્રિસ્ટોનો હાથ લઇને પોતાના બન્ને હાથમાં દબાવતાં પેલો યુવક આનંદમાં આવીને બોલી ઉઠયો.

"હા, હા. હું જ છું. જો હું પણ તારા જેવો જ નિયમિત છું. પણ દોસ્ત, તારાં કપડાં બધાં ભીનાં છે. હવે કપડાં બદલી નાંખ. ચાલ, મેં તારે માટે એવી સુંદર વ્યવસ્થા કરી રાખી છે કે તારી ટાઢ, અને થાક બન્ને એક ક્ષણમાત્રમાં ઉડી જશે. ચાલ, જો તો ખરો!"

મેકઝીમીલીઅને પાછા ફરીને નજર કરી તો કોઇ નજરે પડયું નહિ. ખલાસીઓ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય ગુપચુપ ત્યાંથી ચાલ્યા ગયા હતા. તેઓએ પૈસા લેવાની પણ દરકાર કરી નહોતી. તેઓની હોડી લગભગ નૌકા સુધી જઇ પહોંચી ગઇ હતી. આ જોઇને મેકઝીમીઅનને ઘણું આશ્ચર્ય લાગ્યું.

"હાં, હાં." કાઉન્ટે કહ્યું. "તમે પેલા ખલાસીઓને શોધી રહ્યાં છો કેમ?"

"હા, હા. મેં તેમને કાંઇ પણ આપ્યું નથી, અને તેઓ તો ચાલ્યા ગયા!"

" કાંઇ ફીકર નહિ. " કાઉન્ટે હસતાં હસતાં કહ્યું. " તમામ ખલાસીઓની જોડે મેં એવી ગોઠવણ કરી છે કે આ ટાપુના કિનારે જે કોઇ ખલાસી આવે તેણે કાંઇ પણ પૈસા લેવા નહિ. અમારો એવો કરાર છે. આ ટાપુ મારી માલકીનો છે. હું અહિંઆં રાજા છું. મારી ઇચ્છામાં આવે તેને જ આ કિનારે આવવાની પરવાનગી મળે. "

મેકઝીમીલીઅન કાઉન્ટના તરફ અચંબાથી જોઇ રહ્યો.

" કાઉન્ટ, " તે બોલ્યો. " તમે પેરીશ હતા, તેવા અહિંઆં નથી જણાતા. "

" કેમ, એમ કેમ ? "

" અહિં તો તમે હસો છો, બોલો છો અને આનુંદ કરો છો. "

કાઉન્ટનું મ્હો ઉતરી ગયું.

" મેકઝીમીલીઅન, " તારૂં કહેવું સત્ય છે. તને ફરીથી જોઇને મને એટલો બધો આનંદ થાય છે કે સુખ કેવળ ક્ષણિક છે એ વાત મારા લક્ષ બહાર જ જતી રહી. "

" ના, ના, કાઉન્ટ " મેકઝીમીલીઅને કાઉન્ટનો હાથ ઝાલતાં કહ્યું. " તમે જરૂર હસજો. તમે પોતાના દાખલા ઉપરથી બીજાને એમ સાબીત કરી બતાવો કે ગમે તેવું દુઃખ પડે તો પણ તે સહન કરવું જોઇએ. અરે, તમે કેવા ભલા સદ્‌ગુણી, અને પરોપકારી છો. મારા મનને આનંદ કરાવવાને, અને મને હિંમત આપવાને તમે પોતે આનંદમાં હોવાનો ઢોંગ કરો છો. "

" તારી ભૂલ છે. મેકઝીમીલીઅન, હું ખરેખર જ સુખી હતો. "

" ત્યારે તમને મારૂં તો વિસ્મરણ જ થયું હોવું જોઇએ. એ પણ ઠીક જ છે. "

"કેમ વારૂ એમ ?"

"હા. જુના વખતમાં હિંસક પ્રાણીઓની સાથે સાઠમારીમાં ઉતરતી વખતે બાદશાહની પાસે આવીને નમન કરતાં ગુલામ કહેતો કે "મૃત્યુના મુખમાં પ્રવેશ કરતો એક ક્ષુદ્ર ગુલામ આપ નામદારને નમન કરે છે."

"ત્યારે હજી તારા મનનું સમાધાન થયું નથી, કેમ ?"

"ઓહ !" મેકઝીમીલીઅને શોક અને ઠપકા ભરેલા અવાજે કહ્યું. "તમે એમ ધારો છો કે મારા મનનું સમાધાન થઇ શકે ?"

"સાંભળ," કાઉન્ટે જવાબ આપ્યો. "તું મારા શબ્દોની–મારા કહેવાની મતલબ તો સમજી શકે તેમ છે ને ? તું મને સાધારણ મૂર્ખ અજ્ઞાન માણસ તો સમજતો નથી ને ? બીજા મૂર્ખ માણસોની પેઠે ગમે તેવો બકવાદ કરવાની મને ટેવ નથી. તારા મનનું સમાધાન થયું છે કે નહિ એમ જ્યારે હું તને પ્રશ્ન કરૂં છું, ત્યારે હું એક સાધારણ મનુષ્ય તરીકે નથી પૂછતો; પણ મનુષ્ય–હૃદયનાં રહસ્યો–દરદો સમજનાર વૈદ્ય તરીકે તને પ્રશ્ન કરૂં છું. મેકઝીમીલીઅન, ચાલ, આપણે તારા અંતરનું ઉંડાણ તપાસીએ. એકાદ ઘાયલ થએલો સિંહ જેવી રીતે ચમકી ઉઠે, તેવી રીતે હજી પણ તું તારા દુઃખના ઘાથી ચમકી ઉઠેલો જ રહે છે ? હજી પણ તારી તૃષ્ણા તેવીને તેવી જ છે ? હજી પણ તારો આત્મહત્યા કરવાનો વિચાર જેવોને તેવોજ કાયમ છે ? કે માત્ર આશાભંગ થવાને લીધેજ તારૂં મન આવી રીતે શોકાતુર રહે છે ? મારા છેલ્લા પ્રશ્ન પ્રમાણે જ તારા મનની સ્થિતિ હોય, અને દોસ્ત, જો હવે તને વધારે શોક થતો ન હોય, જો હવે માત્ર પ્રભુ ઉપર જ તારો વિશ્વાસ હોય, તો તો મેકઝીમીલીઅન, તારે ફરીઆદ કરવી યોગ્ય નથી."

"કાઉન્ટ," મેકઝીમીલીઅને મૃદુ અવાજે પણુ દ્રઢતાથી જવાબ આપ્યો. "મારૂં કહેવું તમે બરાબર સાંભળો. આ પૃથ્વી ઉપર છતાં હવે મને માત્ર પરલોકના જ વિચારો આવ્યા કરે છે. મારો આત્મા તમારા જેવા એક મિત્રના હાથમાં જ દેહત્યાગ કરવાને તલ્પી રહ્યો છે. હજી પણુ જગતમાં કેટલાંક મારાં સ્નેહી સંબંધીઓ છે, જેમને હું ખરા અંતરથી ચાહું છું. મારી ભગિની જ્યુલીના ઉપર મારો ઘણો સ્નેહ છે; તેના પતિ–એમેન્યુઅલને હું ચાહું છું. પણુ મારા જીવનના અંત સમયે મારા તરફ આનંદથી જોઇ રહે, અને મને મરવાની હિંમત આપે એવા કઠિણુ હૃદયના સ્નેહીની મારે હાલમાં જરૂર છે. મારી બ્હેન તો તે દૃશ્ય નજરે પડતાં રડારોળ કરી મુકે અને મૂર્છિત જ બની જાય; તેનું કષ્ટ મારાથી સહન થઇ શકે નહિ. એમેન્યુઅલ પણુ મારા હાથમાંથી હથીઆર ઝુટાવી લે, અને બૂમરાણુ કરી મુકે. કાઉન્ટ, માત્ર તમે એકલા જ મને આનંદમાં મરવા દો તેમ છો; તમે જ મારા મૃત્યુના માર્ગને આનંદમય બનાવી શકો તેમ છો."

"દોસ્ત," કાઉન્ટ બોલ્યો. "મારા મનમાં હજી એક જ શંકા છે. તું મૃત્યુની સાથે બાથ ભીડવાને માગે છે, પણુ હજી તારામાં તે માટે જરૂરનું મનોબળ મને દેખાતું નથી. હજી તો તારામાં માનસિક નિર્બલતા હોવાનું સમજાય છે."

"ના, ના. મારૂં મન સ્થિર છે. મારૂં હૃદય મજબુત છે. હું કેવળ શાંત છું. મારી નાડીઓ હમેશ કરતાં વધારે ઉતાવળી અગર વધારે ધીમી દોડતી નથી. તેમાં રૂધિરનો વેગ સાધારણુ છે. મને લાગે છે કે હવે મારો અંતિમ હેતુ સિદ્ધ થવાને કાંઇપણુ વાંધો આવે તેમ નથી. તમે મને થોડા દિવસ થોભી જવાને–આશામાં ને

આશામાં થોડા દિવસ નિર્ગમન કરી નાંખવાને કહ્યું હતું. પણ મારા કમનસીબ સલાહકાર, આપના ઉપદેશનું શું પરિણામ આવ્યું તે આપ જાણો છો? મેં એક માસ સુધી રાહ જોઇ, અગર ખરૂં જ પૂછો તો એક માસ સુધી અનહદ કષ્ટ ભોગવ્યું. તમારાં વચનથી ભોળવાઇ જઇને મેં પણ ખોટી ખોટી આશાઓમાં દિવસ વ્યતીત કર્યા. મનુષ્યના જેવું કમનસીબ પ્રાણી બીજું કોઇ જ નથી. આશા જેવી એક કેવળ કાલ્પનિક વસ્તુના મોહમાં તે અંધ બની ફસાઇ રહે છે. મેં પણ એક માસ આશામાં ને આશામાં ગાળ્યો. શાની આશામાં તે હું કહી શકતો નથી. મેં કાંઇ અલૌકિક, અસાધારણ ચમત્કારની આશા રાખી. મારી પણ કેવી મૂર્ખાઇ! મારી પણ અક્કલ બ્હેર મારી ગઇ અને અશકય બાબત શકય થવાની આશા અને માન્યતામાં નિરર્થક કષ્ટ વેઠયું, અને સમય ગુમાવ્યો! મારી આશા કેવા પ્રકારની હતી તેનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી. જેણે આપણા મગજમાં બુદ્ધિની સાથે આશા જેવી વિચિત્ર અને કાલ્પનિક મૂર્ખાઇ પણ ભરી છે, તેજ માત્ર તેનો પ્રકાર સમજી શકે અને જણાવી શકે! હા, હા. મેં રાહ જોયા કરી, અને સમય ગુમાવ્યો. હા, હા; કાઉન્ટ, હું પણ તમારા શબ્દો ઉપર ખરો ઉલ્લુ બની ગયો, અને અશકયની આશા રાખીને બેઠો. કાઉન્ટ, આપણે પાએક કલાકથી આ વિષયની વાત કરી રહ્યા છીએ. અત્યારે જ મારી આંખો ઉઘડી. મને ખરેખરૂં ભાન થયું, કે હું તો કેવળ વ્યર્થ આશામાં વખત ગુમાવી રહ્યો છું. કાઉન્ટ, અત્યારે તમે અજાણતાં મારા હૃદયમાં સખ્તમાં સખ્ત ઘા લગાવ્યા છે. તમારા આ સખ્ત ફટકાથી મારૂં હૃદય વિદીર્ણ થઇ ગયું છે; છિન્ન ભિન્ન બની ગયું છે. તમારા દરેક શબ્દથી હવે મારી ખાત્રી થઇ ગઇ છે કે

મારી આશા સઘળી વ્યર્થ છે. કાઉન્ટ, હું ઘણી જ શાંતિથી, ઘણા જ આનંદથી, મૃત્યુને ભેટવાને તૈયાર છું." મેકઝીમીલીઅન એટલા જુસ્સાથી આ શબ્દો બોલ્યો કે કાઉન્ટ પોતે પણ કંપી ઉઠયો.

"મિત્ર, મુરબ્બી," મેકઝીમીલીઅને આગળ ચલાવ્યું. "તમે મને પાંચમી ઓકટોબર સુધી રાહ જોવાને આજ્ઞા કરી હતી. આજે ઓકટોબર માસની પાંચમી તારીખ જ થઇ છે. અત્યારે રાતના નવ વાગેલા છે. બાર વાગે પાંચમી તારીખ પૂરી થશે અને તે સાથે મારા જીવનનો પણ અંત આવશે. હવે મારે માત્ર ત્રણ જ કલાક જીવવાનું છે."

"ઠીક, જેવી તારી ઇચ્છા." કાઉન્ટ બોલ્યો. "હશે, હાલ તો મારી સાથે ચાલ."

મેકઝીમીલીઅન વિચારમાં ને વિચારમાં કાઉન્ટની પાછળ ચાલ્યો. જોઇ અગર જાણી શકે તે પહેલાં તો તેઓ એક ગુફામાં દાખલ થયા. આ ગુફાથી વાંચક પરિચિત છે જ. જે ગુફામાં ફ્રાંઝ અને 'સીન્બાદ ખલાસી'–(કાઉન્ટ) ની મુલાકાત થઇ હતી, અને જેના વૈભવનું વર્ણન પ્રથમ આવી ચુકયું છે, તે જ આ ગુફા હતી. મેકઝીમીલીઅનના પગને મૃદુ ગાલીચાનો સ્પર્શ થયો, બારણું ખુલ્યું, ચારે બાજુએથી ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરી નાંખે, તેવી અત્યંત સુવાસિત પદાર્થોની સુગંધી આવવા લાગી, અને રોશનીના સુંદર પ્રકાશથી–ઝગઝગાટથી તેની આંખો અંજાઇ ગઇ. મેકઝીમીલીઅન ખમચાયો; આસપાસના દૃષ્યથી મૂઢ બની ગયો. કાઉન્ટ તેને ધીમેથી અંદર લઇ ગયો.

"મેકઝીમીલીઅન," કાઉન્ટે તેને મૃદુ અવાજે સમજાવતાં કહ્યું. "જ્યારે ત્રણજ કલાક બાકી રહ્યા છે ત્યારે જીવનના તે છેલ્લા ત્રણ

કલાક આનંદમાં શા માટે પસાર ન કરવા ? પ્રાચીન રોમન લોકોનો ક્રૂર, અને ઘાતકી બાદશાહ 'નિરો' જ્યારે તેમને દેહાન્ત દંડની સજા ફરમાવતો, ત્યારે તે લોકો પોતાના જીવનનો અંતિમ સમય નાના પ્રકારના ભોગ વિલાસોમાં વ્યતીત કરતા, અને અનેક પ્રકારનાં ઉત્તમોત્તમ સુગંધી પુષ્પોના પુંજમાં ભરાઇ રહેતા. કે જેથી અંત સમયે મૃત્યુની દુર્ગંધ તેમને કષ્ટ આપી શકતી નહિ."

મેકઝીમીલીઅન જરા હસ્યો. "ઠીક, જેવી તમારી ઇચ્છા." તે બોલ્યો. "મૃત્યુ એ મૃત્યુ જ છે. તે માત્ર એક પ્રકારની વિસ્મૃતિ–શાંતિ છે. મૃત્યુ એ જીવનનાં બંધનોમાંથી, અને તેથી કરીને નાના પ્રકારના શોક અને કષ્ટમાંથી મુક્તિ છે." મેકઝીમીલીઅને એક સુંદર વિરામાસન ઉપર બેઠક લીધી. મોન્ટેક્રિસ્ટો તેની સામે બેઠો. પ્રથમ જે અદ્ભુત પ્રકારના વૈભવવાળા શયનગૃહનું વર્ણન આવી ગયું છે, તેજ દિવાનખાનામાં તેઓ બેઠા હતા. મેકઝીમાલીઅન તો પોતાની વિચારસૃષ્ટિમાં જ નિમગ્ન હતો. તેણે બેદરકારીથી એક વખત ચારે બાજુએ દૃષ્ટિ ફેરવી, પણ કોઇ પણ ચીજ તરફ તેનું ધ્યાન ખેંચાયું નહિ.

"હવે હવામાં ઉડવાનું–મિથ્યા બકવાદ કરવાનું છોડી દઇને મુદ્દાની વાત ઉપર આવીએ. આપણે પરસ્પર મનુષ્ય તરીકે એક બીજાના વિચારોનો વિનિમય કરીએ." કાઉન્ટના તરફ જોઇને મેકઝીમીલીઅને કહ્યું.

"ઠીક. ચાલવા દો ત્યારે." કાઉન્ટે તેને તેમ કરવા પરવાનગી આપી.

"કાઉન્ટ, હું તમને સર્વજ્ઞ જેવા સમજું છું. સૃષ્ટિની શરૂઆતથી આજ સુધીમાં આખી મનુષ્ય જાતિએ મહાપ્રયાસે જે કાંઇ જ્ઞાન સંપાદન કર્યું છે, તે સર્વનો તમારામાં સંગ્રહ થએલો છે. તમે આ પૃથ્વીના–મૃત્યુલોકના સાધારણ માનવી નથી, પણ કોઇક અલૌકિક પ્રદેશમાંથી ઉતરી આવ્યા લાગો છો."

" મેક્ઝીમીલીઅન, તારૂં કહેવું કેટલેક દરજ્જે સત્ય છે." કાઉન્ટે કહ્યું. આ વખતે તેના મુખ ઉપર એક સુંદર હાસ્ય છવાઇ રહ્યું. " હું એક એવા ગ્રહમાંથી—એવી સૃષ્ટિમાંથી ઉતરી આવેલો છું કે જેને તમે મૃત્યુલોકના માનવીઓ 'શોક'ના નામથી ઓળખો છો."

" મને તમારે માટે એટલું બધું માન છે—મારી તમારા ઉપર એટલી બધી શ્રદ્ધા છે, કે તમે જે કાંઇ કહો છો તે હું કાંઇ પણ આશંકા લાવ્યા સિવાય માનું છું. હું તમને તે સાબીત કરી આપું. તમે મને આત્મહત્યા કરતાં રોક્યો, અને મૃત્યુનો વિચાર મુલતવી રાખવાને મને આજ્ઞા કરી; અને હું અત્યાર સુધી આશા રાખીને હું બેસી રહ્યો. તમને સર્વ બાબતોનો અનુભવ છે, તો મૃત્યુનો પણ અનુભવ હશે, એમ સમજીને હું તમને પૂછું છું: " મૃત્યુ કષ્ટમય છે કે ? "

કાઉન્ટે તેના તરફ એક અવર્ણનીય સ્નેહાળ દૃષ્ટિપાત કર્યો. " હા. " તેણે જવાબ આપ્યો. " હા. મૃત્યુ કષ્ટમય છે, એમાં જરા પણ શંકા નથી. આવેશના પરિણામે જબર જસ્તીથી સ્થૂલ શરીરનો વિનાશ કરતાં મૃત્યુ કષ્ટમય થઇ પડે છે. જે શરીરમાં જરા ફાંસ વાગવાથી દુઃખ થાય છે, તે જ શરીરમાં છરી કે કટાર ખોસી દેવાથી કષ્ટ નહિ થાય, એ માનવું મૂર્ખાઇ ભરેલું છે; જે મગજને સ્હેજ ધક્કો લાગવાથી તેમાં વિકૃતિ થાય છે—વ્યથા થાય છે, તે જ મગજને પિસ્તોલ—ગોળીથી વીંધી નાંખવા છતાં પણ દુઃખ થાય નહિ એ વાત માનવી શક્ય નથી. તેવી જ રીતે પરાણે પ્રાણ કાઢતાં મહાવ્યથા અને અતિતીવ્ર શારીરિક તેમજ માનસિક યાતના ભોગવવી પડે છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. તેમ છતાં એટલા બધા ભોગે, એટલા બધા કષ્ટ અને પ્રયાસે, જે શાંતિ મળે છે, તે એવી હોય છે કે તેને ખાતર આવા અમૂલ્ય જીવનનો ત્યાગ કરવા માટે પાછળથી પસ્તાવાનો સમય આવે છે. "

"હા, હા. હવે મને એમ સમજાય છે કે મૃત્યુમાં પણ સુખ અને દુઃખનું રહસ્ય રહેલું છે; માત્ર તે સમજાવું જોઇએ."

"હવે તું જે બોલ્યો તે બરાબર છે, મેકઝીમીલીઅન," કાઉન્ટે આગળ ચલાવ્યું. "મૃત્યુ આપણી બે પ્રકારની ગરજ સારે છે. જ્યારે તે આપણને શાંતિ આપે છે, ત્યારે તે મિત્રની ગરજ સારે છે; પણ જ્યારે પરાણે પ્રાણ ત્યાગ કરવાનો પ્રસંગ ઉભો થાય છે, ત્યારે તે કેવળ શત્રુની ગરજ સારે છે. આનો આધાર મૃત્યુનું સ્વરૂપ પસંદ કરવાની આપણી પોતાની કાળજી ઉપર રહે છે. ભવિષ્યમાં કોઇક વખત જ્યારે મનુષ્યજાતિ હાલના, કરતાં પણ વધારે જ્ઞાન અને ડહાપણ મેળવશે, જ્યારે જગત્‌ના કલ્યાણ માટે કુદરતની તમામ પ્રકારની વિનાશની શક્તિઓ ઉપર મનુષ્ય કાબુ મેળવશે; અને જ્યારે મૃત્યુનું ખરૂં રહસ્ય મનુષ્યના જાણવામાં આવશે, ત્યારે મૃત્યુ પણ પ્રિયતમાના આલિંગન જેટલું જ મધુર અને આનંદદાયક લાગશે."

"ત્યારે કાઉન્ટ, કદાચ તમારી પોતાની ઇચ્છા જો મૃત્યુને ભેટવાની થાય તો તમે આવા પ્રકારનું મૃત્યુ પસંદ કરો, કેમ?"

"હા."

મેકઝીમીલીઅને પોતાનો હાથ લંબાવ્યો. "સમુદ્રના મધ્યમાં, આવા નિર્જન પ્રદેશમાં, આ ગુફાની અંદર તમે મને શા માટે લઇ આવ્યા એ વાત હવે મારા સમજવામાં બરાબર આવી. તમારો મારા ઉપર નિઃસીમ સ્નેહ છે, તેને લીધે જ. નહિ કાઉન્ટ?" તે બોલ્યો. "તમારો મારા ઉપર નિઃસીમ સ્નેહ હોવાને લીધે તમે હમણાં જે પ્રકારના મૃત્યુની વાત કરી, તેવા મૃત્યુનો ઉપાય મને બતાવવાને જ તમે મને અહિંઆં લઈ આવ્યા છો; કારણ, કાઉન્ટ, મને કષ્ટ પડે તે તમારાથી સહન થાય તેમ નથી. જે મૃત્યુમાં શારીરિક તેમજ

માનસિક કોઇ પણ પ્રકારની યાતના હોય નહિ, જેમાં વેલેન્ટાઇનના નામનું ભજન કરતાં અને તમારો ઉપકાર માનતાં હું આ ફાની દુનીઆને છેલ્લા પ્રણામ કરીને સ્વર્ગે જઇ શકું, તેવા મૃત્યુનો માર્ગ બતાવવાના હેતુથી જ મારા ઉપર કૃપા કરીને તમે મને અહિં આણેલો છે, એમ હવે મને ખાત્રી થાય છે."

"હા, હા. મેક્ઝીમીલીઅન," કાઉન્ટે કહ્યું. "તારૂં ધારવું બરાબર છે. મેં તને અહિંઆં તેવા હેતુથી જ આણેલો છે."

"આપનો ઘણો ઉપકાર થયો ! આવતી કાલે મારૂં તમામ કષ્ટ વિનાશ પામશે, એ વિચારથી મારા હૃદયને ઘણો જ આનંદ થાય છે."

"ત્યારે, હવે તને કાંઇ મોહ રહ્યો નથી ? આ દુનીઆનો ત્યાગ કરતાં તારા હૃદયને કાંઇ શોક—કાંઇ દિલગીરી થતી નથી ?"

"ના, ના. બીલકુલ નહિ."

"મને છોડીને જતાં પણ તને કાંઇ દિલગીરી થતી નથી ?"

મેક્ઝીમીલીઅનનું મુખ એકાએક શોકાતુર બની ગયું, અને તેની આંખમાંથી એક બે અશ્રુબિંદુઓ ટપક્યાં.

"આ શું ?" કાઉન્ટ બોલ્યો. "તને જગતમાં કાંઇક પણ મોહ રહેલો જણાય છે, અને તેમ છતાં પણ તું મરવાને તૈયાર થાય છે ?"

"કાઉન્ટ, હું આપને વિનંતિ કરૂં છું." તે યુવાને અતિ ધીમા અવાજે ગદ્ ગદ્ કંઠે જવાબ આપ્યો. "હવે એક શબ્દ પણ વધારાનો તમે બોલતા નહિ. મારા દુઃખમાં વધારો કરતા નહિ."

કાઉન્ટને હવે પોતાનું ધૈર્ય પણ ગબડવું લાગ્યું, અને તેના

મનમાં શંકા ઉત્પન્ન થઇ. "આ માણસના સુખની ખાતર હું આટલો બધો પ્રયત્ન કરી રહ્યો છું." તેણે વિચાર કર્યો. "મારા હાથે જે જે અનર્થો થયા છે, તેના બદલામાં આ એક સત્કાર્ય કરવાને હું તૈયાર થયો છું. હવે ધારો કે હું છેતરાતો હોઉં અને આ માણુસ તેવા સુખને માટે લાયક ન હોય તો! અરેરે! તો તો પછી મારો આ બધો પ્રયત્ન ધૂળ મળી જાય!" પછી તેણે મેકઝીમીલીઅનને કહ્યું. "મેકઝીમીલીઅન, તારૂં દુઃખ, તારો શોક, નિઃસીમ જણાય છે, છતાં તું જીવ આપવાને તૈયાર હોય એમ મને લાગતું નથી."

"કાઉન્ટ," મેકઝીમીલીઅને એક વિષાદપૂર્ણ હાસ્યથી જવાબ આપ્યો. "હું પ્રતિજ્ઞા ઉપર તમને જણાવું છું, કે હવે મારા જીવ ઉપર મારો કોઇ પણ જાતનો અધિકાર રહ્યો નથી."

"મિત્ર," કાઉન્ટે તેની વધારે પરીક્ષા કરવાના હેતુથી કહ્યું. "તું જાણે છે કે જગત્માં મારે કોઇ સગું વહાલું રહ્યું નથી. હું તને મારા પોતાના પુત્ર તરીકે માનતો આવ્યો છું. જો, ત્યારે હવે મારા પુત્રને બચાવવાની ખાતર મારી સર્વ સંપત્તિ, અરે મારા જીવનનો પણ ભોગ આપવાને હું તૈયાર છું."

"એટલે તમે શું કહેવા માગો છો?"

"ભલા યુવાન, તું જીવનનો ત્યાગ કરવાને તૈયાર થયો છે, કારણકે અઢળક દ્રવ્ય અને સંપત્તિમાં શું શું સુખ રહેલું છું, કેવા કેવા પ્રકારના ભોગવિલાસો લક્ષ્મી મનુષ્યને આપી શકે છે, તે હજી તારા જાણવામાં અગર સમજવામાં આવ્યું જ નથી. મેકઝીમીલીઅન, મારી પાસે મારી સાધારણ ગણત્રી પ્રમાણે ઓછામાં ઓછી દસ

કરોડની મિલકત છે. આ બધી મિલકત હું તને આપું છું. એટલી સંપત્તિથી તો જગત્માં તું તારી કોઇ પણ ઇચ્છાને તૃપ્ત કરી શકીશ. તને મહત્વાકાંક્ષા હશે તો તારી તે ઇચ્છા તૃપ્ત કરવાને હરેક માર્ગ ખૂલ્લો થશે. તું જગતને ઉંધું વાળી શકીશ. પૂર્વના સૂર્યને ધારીશ તો પશ્ચિમમાં ઉગાડવાને પણ તારામાં સામર્થ્ય આવશે. સૃષ્ટિ માત્રને તું તારી આંગળીના ટેરવા ઉપર નચાવી શકીશ. મોહરૂપ મદીરા પીને ઉન્મત્ત બનેલા જગત્માં તું પણ ઉન્મત્ત થઇને વિચરણ કરી શકીશ. તો હવે આત્મહત્યાના–મૃત્યુના અશુભ વિચારોને તારા હૃદયમાંથી દૂર કર. ”

“ કાઉન્ટ, ” મેકઝીમીલીઅને આ બધાનો કાંઇ પણ જવાબ આપવા પોતાના ખીસ્સામાંથી ઘડીઆળ કાઢીને જોઇને ઉદાસીનતાથી કહ્યું: “ તમે મને વચન આપેલું છે. સાડાઅગીઆર થયા છે. ”

“ મેકઝીમીલીઅન, મારા જ ઘરમાં, મારી જ નજર આગળ, એવું અઘટ કર્મ કરવાનો તારો વિચાર છે ? ”

“ ત્યારે મને અહિંથી ચાલ્યો જવાદો. ” તે યુવાન ઉભો થતાં બોલ્યો. “ નહિ તો હું એમ માનીશ કે તમે મને મારા પોતાની ખાતર ચ્હાતા નથી, પણ તમારા પોતાના સ્વાર્થની ખાતર જ મારા ઉપર સ્નેહ રાખો છો. ”

“ ઠીક. ” ઉપરના શબ્દો સાંભળીને કાઉન્ટનું મુખ પ્રફુલ્લિત થઇ ગયું. “ તારી ઇચ્છા એવી જ જણાય છે. ” તે બોલ્યો. “ તું દૃઢ નિશ્ચયી છે એમ ખાત્રી થાય છે. વારૂ તારા કહેવા પ્રમાણે તારા હૃદયનો રોગ અસાધ્ય છે, અને માત્ર કોઇક અલૌકિક ચમત્કારથી જ તારૂં દુઃખ ટળી શકે તેમ છે. ઠીક. બેસ, નીચે બેસ, એક જરાક થોભી જા. ”

મેકઝીમીલીઅને કાઉન્ટની આજ્ઞા પાળી. કાઉન્ટ ઉઠયો, અને પોતાના ગળામાંની સોનેરી સાંકળીમાં પરોવેલી નાની સરખી કુંચીથી એક બાજુની દિવાલમાંનું એક કબાટ ખોલ્યું. તેમાંયો એક ચાંદીની સુંદર કોતરકામવાળી નાજુક ડબ્બી બહાર કાઢી. તેના ઉપરનું નકશીકામ ઘડીભર જોનારની આંખ ઠરી જાય તેવું હતું. કાઉન્ટે તે ડબ્બી લાવીને ટેબલ ઉપર મૂકી. તેને ધીમેથી ખોલી તો તેમાંથી તેના કરતાં પણ ચઢીઆતી કારીગીરીના નમુનાની એક સોનાની ડબ્બી નિકળી તેની ચાંપને જરાક આંગળીનો સ્પર્ષ કરતાં તેનું ઢાંકણું ખુલી ગયું. તેમાં કાંઇક ઔષધ જેવો પદાર્થ હતો, જેનો રંગ પણ સમજી શકવો મુશ્કેલ હતો. સોનાની ડબ્બી અને તેને જડેલા હિરા માણેક વિગેરેની લીધે તે લાલ, ભૂરા, અને સોનેરી રંગનું કાંઇક મિશ્રણ હોય એમ લાગતું હતું. કાઉન્ટે એક સોનાના ચમચામાં તેમાંથી થોડોક પદાર્થ લઇને મેકઝીમીલીઅનને આપ્યો, અને તેના તરફ એક દીર્ઘ દ્રષ્ટીથી નિહાળી રહ્યો. તે ઔષધનો રંગ લીલો હતો, એમ મેકઝીમીલીઅનને હવે સ્પષ્ટ જણાયું.

" જો દોસ્ત, તું કયારનો જે ચીજની માગણી કરી રહ્યો છે, અને જે તને આપવાનું મેં વચન આપ્યું હતું તેજ આ છે "

" કાઉન્ટ, હું મારા ખરા અંતરથી તમારો આભાર માનું છું. હું તમારો અતિઋણી છું. " મોન્ટેક્રિસ્ટોના હાથમાંથી ઔષધીનો ચમચો લેતાં મેકઝીમીલીઅન બોલ્યો.

કાઉન્ટે બીજા એક ચમચો લઇને પેલી ડબ્બીમાંથી તેમાં તેટલી બીજી ઔષધી લીધી.

" અરે, કાઉન્ટ, તમે આ શું કરો છો ! " તેનો હાથ ઝાલીને તેમ કરતાં તેને અટકાવતાં તે યુવાને પુછ્યું.

" મેકઝીમીલીઅન, હું પણ હવે જીંદગીથી તારી માફક ખરેખર કંટાળી ગયો છું, અને અત્યારે જ્યારે લાગ મળ્યો છે ત્યારે-"

" અરે, થોભો થોભો, " મેકઝીમીલીઅને કહ્યું. " તમને જીંદગીનો કંટાળો આવવાનું કાંઇપણ કારણ નથી. મારા જેવાં કેટલાંએ તમારા સ્નેહનાં પાત્રો જગત્માં છે; તેમજ તમને અંતરથી ચ્હાનાર મનુષ્યો પણ છે. તમને શ્રદ્ધા છે, તમને સારી સારી આશાઓ પણ છે. તમારે મારૂં અનુકરણ કરવું યોગ્ય નથી. તમારાથી તેમ કરી શકાય નહિ. તમે જો મારો દાખલો લઇને જીવતનો અંત લાવશો, તો તે એક ભયંકર ગુન્હો, અને મહાપાપ થશે. પ્રણામ, મારા ઉદાર હૃદયી દયાળુ મિત્ર, છેલ્લા પ્રણામ. હું જઇને વેલેન્ટાઇનને સ્વર્ગમાં મળીશ, અને મારે માટે તમે જે જે તકલીફ લીધી છે, તે સર્વ હકીકત તેને નિવેદન કરીશ. "

અને પછી ધીમે ધીમે પણ જરાપણ ખમચાયા સિવાય, સ્નેહપૂર્વક કાઉન્ટનો હાથ દબાવતાં, તે યુવાન પેલી ચમત્કારિક ઔષધિ ગળી ગયો. પછી બન્ને જણા શાંત થઇને બેઠા. મૂગો અલી ત્હેનાતમાં હાજર હતો. તે કોફીના પ્યાલા અને હુક્કા મૂકીને જતો રહ્યો. આરસની પુતળીઓના માથા ઉપરના દીવાનો પ્રકાશ મેકઝીમીલીઅનને ધીરે ધીરે ઝાંખો થતો લાગ્યો, અને આસપાસનાં સુગંધી દ્રવ્યોમાંથી સુગંધ પણ ઓછી થતી જણાઈ. મોન્ટેક્રિસ્ટો જરાક અંધકારમાં લપાઇને મેકઝીમીલીઅનની સામે બેઠો હતો, અને તેને બારીકીથી નીહાળી રહ્યો હતો. મેકઝીમીલીઅનને માત્ર કાઉન્ટની ચળકતી આંખો જ દેખાતી હતી. પ્રથમ તો તે યુવાનને કાંઇક ઉદાસી લાગવા માંડી. તે પછી ધીરે ધીરે તેના મગજમાં જાડયતા આવવા લાગી. તેના હાથ પગ તદ્દન ઢીલા થઇ ગયા, અને વિરામાસન ઉપર

તે ઢળી પડયો. ઓરડામાંની વસ્તુઓના રંગ અને સ્વરૂપનું ભાન તે ધીરે ધીરે ભૂલવા લાગ્યો. તેના અવ્યવસ્થિત અને ભ્રમિષ્ટ ચિત્તને લીધે તેની દૃષ્ટિ આગળ ઓરડામાં હાજર નહિ એવા અનેક પદાર્થો અને દૃષ્યો ખડાં થયાં. ગુફાની દીવાલોમાં સંખ્યાબંધ દ્વાર અને પડદા ખૂલતા તેને જણાયા.

" કાઉન્ટ, હવે હું શાંતિમાં આ અસાર સંસારનો ત્યાગ કરૂં છું. મારા ઉદાર મિત્ર, હવે હું રજા લઉં છું. મારો અંત સમય હવે આવી પહોંચ્યો છે.—હું જાઉં છું. હું તમારો અત્યંત ઋણી છું." મેકઝીમીલીઅને ધીમે ધીમે મહા પ્રયાસે શબ્દો ઉચ્ચાર્યા. તેણે પોતાના હાથ લંબાવવાનો એક છેલ્લો પ્રયત્ન કરી જોયો, પણ તે બીલકુલ ઉંચો થઇ શકયો જ નહિ. તે વખતે તેને મોન્ટેક્રિસ્ટો મંદ મંદ હાસ્ય કરી રહેલો જણાયો, પણ કાઉન્ટના તે હાસ્યમાં હંમેશની માફક વિષાદ, ઉપહાસ, અગર ભયાનકતા જેવો કાંઇપણ પ્રકાર દૃષ્ટિગોચર થયો નહિ. પિતાનું પોતાના બાલકના પ્રતિ જેવું વાત્સલ્યનું હાસ્ય હોય છે તેવું તે હાસ્ય હતું. સાથે સાથે કાઉન્ટના શરીરનું કદ તેને બેવડું થઇ ગએલું લાગ્યું.

મેકઝીમીલીઅનની સર્વ ઇન્દ્રિઓ શિથિલ બની ગઇ: તે તદ્દન અશક્ત બની ગયો; તેની નસેનસમાં જાડયતા વ્યાપી ગઇ; અનેક પ્રકારના નવા નવા વિચારો ઉપરાછાપરી તેના મગજમાં ઉભરાવા લાગ્યાં; તેની દૃષ્ટિ આગળ ચિત્રવિચિત્ર નાના પ્રકારનાં દૃષ્યો ખડાં થવા લાગ્યાં, અને જોતજોતામાં અદૃષ્ય પણ થઇ જવા પણ લાગ્યાં. વિચારો અને દૃષ્યોનું કોઇક વિચિત્ર પ્રકારનું સંમિશ્રણ થવા લાગ્યું. આ રીતે ધીરે ધીરે તે નિર્બળ, અશક્ત, અને નિશ્ચેષ્ટ બની ગયો, અને આખરે તેની શુદ્ધિ બુદ્ધિ જતી રહી. બહારના પદાર્થોનું તેને

કોઇપણ પ્રકારનું જ્ઞાન, અગર ભાન રહ્યું નહિ, અને મૃત્યુ પહેલાંની સાન્નિપાતિક સ્થિતિનો તે અનુભવ કરવા લાગ્યો. ફરીથી એક વખત કાઉન્ટનો હાથ પકડવાની તેને ઇચ્છા થઇ, પણ તેનો પોતાનો હાથ જરાપણ ખસી શકયો નહી; છેલ્લા પ્રણામ કહેવાની ફરીથી ઇચ્છા થઇ આવી, પણ જીભ જરાપણ હાલી શકી નહી. તેની ઇચ્છા વિરૂદ્ધ તેની ભારે થએલી સુસ્તીમાં આવેલી આંખો આપોઆપ બંધ થઇ ગઈ. પોતે કોઇ ગાઢ અંધકારમાં નિમગ્ન થઇ ગયો હોય એવી તેને ખાત્રી થઇ, છતાં તે અંધકારમાં પણ તેની નજર આગળ એક પરિચિત આકૃતિ રમી રહી.

કાઉન્ટે પાસેનું એક દ્વાર ખોલી નાંખ્યું. સાથેના દિવાનખા-નામાંથી આંખોને આંજી નાંખે એવો પ્રકાશ આવવા લાગ્યો. ક્ષણવાર પછી તે દિવાનખાનાના ઉંમરા ઉપર એક અનુપમ સુંદરી આવીને ઉભી રહેલી જણાઇ. મધુર હાસ્ય અને અમી-દષ્ટિથી તેને નીહાળી રહેલી કોઇ સાક્ષાત્ દયાની દેવી હોય એવી તે યુવતી મેકમોલીઅનને જણાવા લાગી.

" આ શું ? મારે માટે આ સ્વર્ગનાં દ્વાર ખુલે છે કે શું ? આ દેવી-આ સ્વર્ગીય સુંદરી તો મારી સ્વર્ગસ્થ પ્રિયતમાના જેવીજ આબેહુબ લાગે છે ! "

મોન્ટેક્રિસ્ટોએ આંગળી કરીને પેલી યુવતીનું ધ્યાન મેકઝીમી-લીઅન તરફ ખેંચ્યું; એટલે તે મંદ મંદ હાસ્ય કરતી, હાથ જોડીને તેના તરફ આગળ વધવા લાગી.

" વેલેન્ટાઇન ! આ તો વેલેન્ટાઇન !" મેક્ઝીમીલીઅન મન-માં જ બબડવા લાગ્યો, પણ શબ્દોચ્ચાર કરવાને તે પોતાના હોઠનો ઉપયોગ કરી શકયો નહિ. આંતરિક આવેશમાં જાણે તેનું બધું

સમાએલું હોય, તેમ તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો, અને આંખો પાછી બંધ કરી.

વેલેન્ટાઇનથી તે બીલકુલ જોઇ રહેવાયું નહિ. તે તેના તરફ દોડી. ફરીથી તેના હોઠ ફફડયા.

" તે તને બોલાવે છે. વેલેન્ટાઇન, " કાઉન્ટ બોલ્યો. "જેના હાથમાં તારૂં ભાવી સોંપેલું છે, અને જેનાથી મૃત્યુએ તારો વિયોગ કરાવ્યો હોત, તે તને બોલાવી રહ્યો છે. તારા નામનું રટણ કરી રહ્યો છે. સુભાગ્યે આ વખતે મૃત્યુને મ્હાત કરવાને હું ભાગ્યશાળી થયો છું. વેલેન્ટાઇન, એક બાબતની તો હવે તું સંપૂર્ણ ખાત્રી રાખજે, કે આ દુનીઆમાં તો તેનાથી વિયોગ થવાનો તારે કદી પણ ભય રાખવાનો નથી; કારણ કે તારી ખાતર તો તે મૃત્યુના મુખમાં જઇને પડયો છે.

મારા હાથે જાણ્યે અજાણ્યે જે જે અનર્થો ઘડાયા છે, તેના પ્રાયશ્ચિત્ત તરીકે મેં એ નિર્દોષ પ્રેમીઓની જીંદગીઓ બચાવી છે. આ મારા સત્કાર્યનો પ્રભુ મારા પાપના પ્રાયશ્ચિત્ત તરીકે સ્વીકાર કરે !"

વેલેન્ટાઇને કાઉન્ટનો હાથ પોતાના બન્ને હાથમાં લીધો, અને એક પુત્રીના જેટલા ભક્તિ અને વ્હાલથી તે હાથ ઉપર એક ચુંબન કર્યું. તેનું કોમળ હૃદય ઉપકારના આનંદથી ઉભરાઇ જવા લાગ્યું.

" હા, બ્હેન, હા." કાઉન્ટનું હૃદય પણ ભરાઇ આવ્યું. "મારો ઉપકાર માન ! તારી જીભ થાકે ત્યાં સુધી તું મને કહ્યા કર કે મેં તમને બન્ને જણને પાછાં સુખમાં લાવી મુકયાં છે. તારા તેવા શબ્દોની મારે અત્યારે કેટલી જરૂર છે તે તને માલુમ નથી. "

" હા. હા. મારા અંતરના ઉંડાણમાંથી–મારા ખરા જીગરથી હું આપનો આભાર માનું છું." વેલેન્ટાઇને કહ્યું. "મારા હૃદયની લાગણીની સત્યતા વિષે હજી આપના મનમાં કાંઇ શંકા રહેતી હોય તો આપ હૈદીને પુછો. મારી વ્હાલી ભગિની હૈદીને પુછો. ફ્રાન્સ છોડીને અમે નિકળ્યાં ત્યારથી તે આ ક્ષણ સુધી અમે માત્ર આપની જ વાતો કર્યા કરી છે. અમારા વાર્તાલાપનો વિષય આપના સિવાય બીજો કોઇજ હતો નહી. હૈદીએ આજના શુભ દિવસ અને આ શુભ ઘડી માટે શાંતિથી રાહ જોવાનો મને ઉપદેશ આપ્યા કર્યો છે."

" ત્યારે હૈદીની સાથે તારે બને છે ખરૂં કે ?" કાઉન્ટે એવી આતુરતાથી પુછ્યું, કે તેના હૃદયનો ભાવ તે ગુપ્ત રાખી શકયો નહિ.

" અરે, આપ તો બનવાની વાત કરો છો; પણ હું તો તેને ખરા અંત:કરણથી મારી બ્હેનના જેવી ચાહું છું."

" વારૂ, ત્યારે વેલેન્ટાઇન, સાંભળ." કાઉન્ટે કહ્યું. "મારે પણ તારી પાસે એક મહેરબાની માગવાની છે."

" મેહેરબાની ? મારી પાસે ? કાઉન્ટ, આપ ભૂલી જાઓ છો કે હું તો આપની પુત્રી છું. આપની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. શું આપના ઉપર વળી મહેરબાની કરવાનું સદ્ભાગ્ય મને મળેલું છે ?"

"હા, હા. હૈદીને તું તારી બ્હેન કહે છે, તો મારી તને એજ ખાસ વિનંતિ છે, કે તું તેને તારી પોતાની બ્હેન પ્રમાણેજ હમેશાં ગણતી રહેજે. મેં તારા ઉપર કાંઇક પણ ઉપકાર કર્યો છે, એમ જો તારી માન્યતા થતી હોય, તો તેનો બદલો તારાથી બને તેટલો તું હૈદીને આપજે. તેનું રક્ષણ કરવાનું કાર્ય તારે માથે આવી

પડ્યું છે." કાઉન્ટનું હૃદય ભરાઇ આવ્યું; તે ગળગળો થઇ ગયો. "કારણકે હવેથી તે બિચારી નિર્દોષ બાલા આ જગત્‌માં અસહાય અને એકલી રહેશે"

"હૈદી જગત્‌માં એકલી અને અસહાય્ય ?" કાઉન્ટની પાછળથી એક અવાજ આવ્યો. "અને તેનું કારણ ?"

કાઉન્ટ ચમક્યો. તે પાછો ફરીને જુએ છે તો હૈદીને ત્યાં ઉભેલી જોઇ. તેના મુખ ઉપરનો તમામ રંગ ઉડી ગયો હતો. ભય અને આશ્ચર્યથી સ્તબ્ધ બનીને તે એક પૂતળાની માફક ઉભી હતી.

"કારણકે," કાઉન્ટે તેને કહ્યું. "હૈદી, આવતી કાલે તને સંપૂર્ણ સ્વતંત્રતા મળશે. સમાજમાં તારી ઉચ્ચ પદ્વીને ઘટે તેવું યોગ્ય સ્થાન તારે સ્વીકારવું પડશે; કારણકે મારા પ્રારબ્ધ સાથે તારૂં ભાવી જોડીને તારા ભાવીને હું કદી અંધકારમાં નાંખી દેનાર નથી. રાજકુમારી ! તારા પિતાની સંપત્તિ અને નામ હું તને પાછું સોંપું છું."

હૈદીનું મુખ પ્રથમના કરતાં પણ વધારે ફીક્કું પડી ગયું. તેનાં નેત્રમાંથી ચોધાર અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. બે હાથ જોડીને ગદ્‌ગદ્ કંઠે તે બોલી:—

"પ્રભુ, સ્વામિન્, ત્યારે શું આપ મારો ત્યાગ જ કરવા માગો છો ?"

"હૈદી ! હૈદી ! તું યુવાન છે, સૌન્દર્યવતી છે. મારી તને એક વિનંતિ છે કે હવે તું મારૂં નામ પણ ભૂલી જા, અને સુખી થા !"

કહ્યું.

"વારૂ, જેવી આપની ઇચ્છા." હૈદી બોલી. "સ્વામિન,

આપની આજ્ઞા પળાશે. આપના હુકમનો જરૂર અમલ થશે. હું આપનું નામ વિસરી જઇશ, અને સુખી થઇશ."

આટલું કહીને તુર્તજ તે પાછી ફરી.

"અરરર!" વેલેન્ટાઇન જે મેડમ્ઓીમીલીઅનની પાસે બેસીને તેના કપાળ ઉપર હાથ ફેરવી રહી હતી તે બોલી ઉઠી. "હે પ્રભુ! કાઉન્ટ, આપ એટલું પણ જોઇ શકતા નથી કે હૈદીનું મુખ કેવું ફીકકું પડી ગયું છે? તેના હૃદયમાં કેટલું દુઃખ થાય છે તે શું તમને હજી પણ સમજાતું નથી?"

હૈદીએ ગમે તેવા પાષાણ હૃદયને પણ ભેદી નાંખે એવા અવાજે રોતાં રોતાં જવાબ આપ્યો.

"બ્હેન, તેમને એ સમજવાનું શું કારણ? તેઓ તો મારા માલિક છે, અને હું તેમની દાસી—ના—ગુલામડી છું. પૈસા આપીને તેઓએ મને ખરીદેલી છે. તેઓને મારી દરકાર શા માટે હોય? મારા જેવી અનેક ગુલામડીઓ તેઓ દરરોજ ખરીદી શકે તેમ છે; એટલે મારા માલિક કાંઇ મારા જેવી એક તુચ્છ ગુલામડીની દરકાર કરવાને બંધાએલા નથી. ગુલામડીના તરફ ગમે તેવું વર્તન ચલાવવાનો તેમને અધિકાર છે."

હૈદીના અવાજે, આવેશપૂર્ણ રૂદને, કાઉન્ટના હૃદયને ભેદીને ચૂર્ણ કરી નાંખ્યું. હૈદીની અને તેની દૃષ્ટોદૃષ્ટ મળી. તેનાં નેત્રનું તેજ તેનાથી સહન થઇ શકયું નહિ.

"હે પ્રભુ!" કાઉન્ટ પોતાના મનમાંજ બબડયો. "મારા મનની શંકા ખરી ઠરશે કે શું? મારા સંશયમાં કાંઇ સત્યતા હશે કે શું?" પછી હૈદી તરફ જોઇને તેણે હૈદીને પૂછ્યું: "હૈદી, શું તારી એવીજ ઇચ્છા છે કે મારાથી તારો કદીજ વિયોગ થાય નહિ?"

"પ્રભુ," હેદીએ જરા મૃદુ અવાજે ઉત્તર આપ્યો. "હું તો હજી બાલક છું. આપે મારા જીવનમાં માધુર્ય રેડ્યું છે, એટલે તે જીવનનો ત્યાગ કરતાં પણ મારા હૃદયને અસહ્ય કષ્ટ થવાનું છે."

"એટલે તારૂં કહેવું એવું છે, હેદી, કે જો હું તારો ત્યાગ કરૂં તો—"

"તો હું આ જીવનનો તુરતજ ત્યાગ કરવાની. હા, સ્વામિન્, હા. મારા જીવનનો હું તે જ ક્ષણે અંત લાવવાની."

"ત્યારે શું તારો પ્રેમ મારા ઉપર ચોંટ્યો છે?"

"વેલેન્ટાઇન, બ્હેન, જો તો ખરી! કાઉન્ટ આ પ્રશ્ન કરે છે, તે તો તું જરા સાંભળ! મારો તેમના ઉપર પ્રેમ છે કે કેમ એવો તેઓ મને પ્રશ્ન કરે છે. બ્હેન, હું ધારૂં છું કે આનો જવાબ મારા કરતાં તુંજ મારા તરફથી વધારે સારી-રીતે આપી શકીશ. વેલેન્ટાઇન, બીજી વખત કદાચ તને પણ તેઓ એમ પૂછશે, કે મેકસીમીલીઅન ઉપર તારો પ્રેમ છે કે કેમ? જો તું તેને ચ્હાતી હોય તો તારે પણ તે કહી બતાવવું પડશે."

હૈદીનો આવો ઠપકો કાઉન્ટનાથી સાંભળી શકાયો નહિ. તેનાં નેત્રમાંથી ચાલી રહેલો અશ્રુપ્રવાહ તેનાથી વધુ વખત જોઇ રહી શકાયો નહિ. તેનું હૃદય ઉભરાળા મારી રહ્યું. તે હાથ પ્રહોળા કરીને હૈદીને પોતાની બાથમાં લેવાને આગળ આવ્યો. એક ધીમી હર્ષશોક મિશ્રિત ચીસ પાડતી હૈદી તેની બાથમાં લપાઇ ગઇ.

"હા, હા." તે ડુસકાં ખાતી કહેવા લાગી. "હું આપનેજ ચાહું છું. મારો પ્રેમ આપનામાંજ સ્થિતિ થયો છે. મારા હૃદયમાં હું આપનીજ મનોહર મૂર્તિનું પૂજન કર્યા કરૂં છું. મારાં ચક્ષુ આપના દિદારનાં દર્શનને માટેજ પ્રતિક્ષણ તલસે છે. આપના ક્રમે

મારા દેહ ઉપર સ્વામિત્વ મેળવ્યું છે, પણ મારૂં હૃદય તો મેં પોતેજ આપની પાસેથી કાંઇ પણ બેહલાની આશા રાખ્યા સિવાય મારી મેળેજ આપને અર્પણ કર્યું છે. આપના ઉપકાર અને સ્નેહે મને ઘેલી કરી મૂકી છે. મારે આ જગતમાં કોઇજ નથી. જેમાં ગણું તેમાં માત્ર આપજ છો. આપના ઉપર મારો કાંઇ પણ અધિકાર નથી, તે હું સારી પેઠે સમજું છું, છતાં હુ આપનેજ ચાહું છું. આપની ગુલામ હોવાથી આપનો પ્રેમ મેળવવાના અધિકારની હું સ્વપ્ને પણ આશા રાખી શકું તેમ નથી; તો પણ એક પુત્રી જેવા રીતે પોતાના પિતાને ચ્હાય છે, એક ભગિની જેમ પોતાના બંધુને ચ્હાય છે, તેવીજ રીતે હું આપને ચાહું છું. અરે, તે કરતાં પણ આપને માટેનો મારો પ્રેમ અધિક છે. હું પોતે તે સમજી અગર સમજાવી શકતી નથી. મારા પોતાના જીવન કરતાં પણ હું આપને અધિક ચાહું છું; કારણકે મનુષ્ય જાતિમાં આપ એક અતિ ઉદારચરિત, અદ્વિતીય, અને ઉત્તમ પુરૂષ છો. હવે આપ આપની ઇચ્છામાં આવે તેવી રીતનું મારી સાથે વર્તન રાખવાને મુખત્યાર છો.”

“જો એમજ હોય, તો તો સુંદરી, તારી ઇચ્છા તૃપ્ત થાય! શત્રુઓ સાથેના યુદ્ધમાં મારૂં સંરક્ષણ કરી, જે પરમકૃપાળુ પરમાત્માએ મને મારા હરેક કાર્યમાં વિજય અપાવ્યો છે, તેની ઇચ્છા હવે મારી પાસે વધુ પ્રાયશ્ચિત્ત કરાવવાની નથી એવું આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે! મારી ઇચ્છા મારી કાયાને કષ્ટ આપી, જાણ્યે અજાણ્યે મારાં હાથે ઘડાએલા અનર્થો માટે પોતે અતિ શિક્ષા ખમી પશ્ચાત્તાપ કરવાની, અને એ રીતે પ્રભુની ક્ષમા મેળવવાનો પ્રયત્ન કરવાની હતી; પણ તેણે પોતેજ મને જ્યારે આ શુભ ઘડી

બતાવી છે, અને મારા ઉપર આવી કૃપા કરી છે, ત્યારે તે ઉપરથી તેણે મારા અપરાધોની મને ક્ષમા આપી દીધી છેજ, એમ સાબીત થાય છે! હૈદી, મારી મધુરી પ્રાણપ્રિય હૈદી, તારા આવા પ્રેમનો મારાથી અસ્વીકાર થઇ શકે તેમ નથી. પરમાત્માની શું મરજી હશે તે કોણ જાણે? જે બાબતો વિસરી જવાની મારી ઇચ્છા છે, તે બાબતો આપોઆપ વિસારે પડે તેવા હેતુથીજ કદાચ તારા હૃદયમાં મારે માટે આવા પ્રેમની પરમાત્માએ પ્રેરણા કરી હશે તો?"

"પ્રભુ, આપ શું કહેવા માગો છો તે મારાથી સમજાતું નથી."

"હૈદી, મારૂં કહેવું એટલુંજ છે કે તારા માત્ર એકજ શબ્દથી મારા હૃદયમાં અત્યારે જે ભાવ ઉત્પન્ન થયો છે, તેવો ભાવ વર્ષોના અનુભવથી કદી પણ ઉત્પન્ન થયો નહોતો. હૈદી, મારે પણ જગત્‌માં હવે તારા સિવાય બીજું કોઇજ નથી. તારી ખાતરજ હવે હું જીવનમાં રસ લેતો થઇશ; તારે લીધેજ હવે હું સુખ દુઃખનો અનુભવ લઇશ."

"વેલેન્ટાઇન, તું સાંભળે છે કે બ્હેન?" હૈદીએ વેલેન્ટાઇનને ઉદ્દેશીને કહ્યું. "કાઉન્ટ કહે છે કે મારે લીધે હવે તેમને દુઃખ ભોગવવું પડશે. તેમને માટે મારી જીંદગીનો ભોગ આપવાને હું તૈયાર છું, છતાં તેઓને મારે લીધે કષ્ટ ભોગવવું પડે છે! આ ન્યાય જોયો કે બ્હેન?"

કાઉન્ટ જરા ખમચાયો.

"ત્યારે શું ખરેખરજ પ્રભુએ મારા ઉપર કૃપા કરી છે?" તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો. તેના અંતરાત્માએ તે બાબતની સાક્ષી પૂરી. "ગમે તેમ હોય:—પ્રભુની કૃપા તરીકે હોય, અગર તો અવકૃપા તરીકે હોય, ગમે તેમ હોય, પણ પ્રભુની પ્રેરણાને માન આપી આનો હું સ્વીકારજ કરીશ. પ્રભુ દયાળુ છે; તેણે મને ક્ષમા

કરી છે; એટલે મારૂં ભાવી ઉજ્વલજ છે." "હેદી, હેદી," તેણે તે સુંદરીને ફરીને બાથમાં લેતાં કહ્યું: "ચાલ, ચાલ, હવે એ બધી વાતો જવાદે. મેં તારા પ્રેમનો સ્વીકાર કર્યો છે." આટલું કહીને કાઉન્ટ હૈદીને લઇને ત્યાંથી ચાલતો થયો.

કાઉન્ટ અને હૈદીના ત્યાંથી ગયા પછી વેલેન્ટાઇન મેકઝીમીલીઅનની પાસે તેની તપાસ રાખતી હાલ્યા ચાલ્યા સિવાય બેસી રહી. લગભગ કલાકેક તેવી રાતે પસાર થયો. ત્યાં સુધી મેકઝીમીલીઅન તદ્દન બેભાન અવસ્થામાં નિશ્ચેષ્ટ પડી રહ્યો. આખરે વેલેન્ટાઇને ફરીથી તેના હૃદય ઉપર હાથ મૂકી જોયો, તો તેમાં ધબકારા થતા તેને લાગ્યા. તેના હોઠ જરા જરા ફરકવા લાગ્યા, અને તેના શરીરમાં સ્હેજ કંપારીઓ આવતી જણાઇ, આથી તેનામાં ફરીથી ચૈતન્ય આવતું હોવાની તેને ખાત્રી થઇ અને તેના મનને જરા શાંતિ વળી. થોડીક ક્ષણ પછી તેનો શ્વાસોચ્છ્વાસ જરા જોસથી ચાલતો માલુમ પડયો. આ સ્થિતિમાં વળી પાછો કેટલોક સમય પસાર થયો.

આખરે તેની આંખો ખુલી, પણ તેમાં શરૂઆતમાં કાંઇ પણ જોવાની અગર ઓળખવાની શક્તિ ન હોય તેમ તે સ્થિર અને ચેતન સિવાયની જણાઇ. થોડી વાર પછી તેની દૃષ્ટિ ચારે બાજુએ ફરતી થઇ, અને આસપાસના પદાર્થો તેને ઓળખાવા લાગ્યા; એટલે તે કયાં પડયો હતો તેનું તેને ભાન થયું, અને તે સાથે તેની લાગણીઓ અને દુ:ખ તાજાં થયાં.

"અરેરે!" તે નિરાશા ભરેલા અવાજે બોલી ઉઠયો. "હું તો અહિંઆં કાઉન્ટની ગુફાવાળા દિવાનખાનામાંજ હજી રહ્યો છું. કાઉન્ટે મને છેતર્યો! તેની ચમત્કારિક ઔષધીનો માત્ર કેવળ ઢોંગજ હતો, એમ હવે મારી ખાત્રી થાય છે. હજી હું જીવતોજ છું. હવે

તેના નાદે ચાલવાની કાંઇજ જરૂર નથી. તેવા લુચ્ચા માણસને— ઠગારાને વિશ્વાસ ન રાખતાં હવે મારી જાતેજ મારો છુટકારો કરી લેવો જોઇએ." એમ કહેતાં ટેબલ તરફ તેની નજર ગઇ. ત્યાં એક કટાર પડેલી જોઇને તે લેવાને તેણે હાથ લંબાવ્યો.

તે ભાનમાં આવતાં વેલેન્ટાઇન તેની પાછળ એવી રીતે ઉભી રહી હતી કે મેકઝીમીલીઅન તેને એકાએક જોઇ શક્યો નહિ. તેને છરી તરફ હાથ લંબાવતાં વેલેન્ટાઇને જોયો, એટલે વધુ વખત તે શાંત રાખી શકી નહિ.

"વ્હાલા," તેણે અતિ મધુર અને શાંત અવાજે કહ્યું. "જાગ્રત થઇને તે બાજુએ હાથ લંબાવતા પહેલાં જરા મારા તરફ તો દૃષ્ટિ કરો !"

અવાજ સાંભળતાંજ મેકઝીમીલીઅન ચમકયો અને તે દિશા તરફ વળ્યો. વેલેન્ટાઇન મંદમંદ હાસ્ય કરતી તેને નિહાળી રહી હતી. તેનાં નેત્રમાંથી અમૃત વરસી રહ્યું હતું.

મેકઝીમાલીઅનની બુદ્ધિ બ્હેર મારી ગઇ, તેની આંખો અંજાઇ ગઇ, અને તેનું મગજ ભમવા લાગ્યું. થોડીક ક્ષણ સુધી તો પોતે મૃત્યુ લોકમાં હતો કે સ્વર્ગમાં, જીવતો હતો કે મરણ પામ્યો હતો, અને પોતે જે દૃશ્ય જોઇ રહ્યો હતો, તે સ્વપ્ન હતું કે સત્ય હતું, તેનો તેને સંશય આવ્યો; અને પોતાના ભ્રમિત મગજને ઠેકાણે લાવવાના હેતુથી ઘુંટણીએ પડીને પ્રભુને વિનવવા લાગ્યો.

વેલેન્ટાઇન તેની પાસે આવી; અને તેના ખભા ઉપર તેણે હાથ મૂકયો. હવેજ તેની ખાત્રી થઇ કે તે જે દૃશ્ય જોઇ રહ્યો હતો તે સ્વપ્ન નહોતું, પણ સત્ય હતું; તે મરણ પામીને સ્વર્ગમાં નહોતો આવ્યો, પણ મૃત્યુ લોકમાંજ હતો. મોન્ટેક્રિસ્ટોના ટાપુ ઉપરની કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટોની ગુફાના દિવાનખાનામાંજ તે હતો. વેલેન્ટાઇન

પણ મરી ગઇ નહોતી, પણ જીવતી, જાગતી, સહિસલામત, તેના આગળજ ઉભી હતી. એટલુંજ નહિ પણ તેના આરોગ્ય અને સાન્દર્યમાં કાંઇક અલૌકિક વધારો થયો હતો. તે ઉભો થયો.

લાંબા વિયોગ પછી મળેલું આ પ્રેમી યુગલ એક બીજાના દૃઢ આલિંગનથી બદ્ધ થયું.

તે રાત્રી તેમની કેવી રીતે પસાર થઇ હશે?

*   *   *   *

બીજે દિવસે પ્રાતઃકાલમાં અરૂણોદય સમયે વેલેન્ટાઇન અને મેકઝીમીલીઅન એક બીજાંના હાથમાં હાથ મિલાવીને સમુદ્ર કિનારે ફરતાં હતાં. વેલેન્ટાઇન પોતાના પ્રિયતમને ભૂતકાલના કેટલાક બનાવોના સંબંધમાં ખુલાસા કરી રહી હતી. તેના પિતાના ઘરમાં તેની માંદગી દરમ્યાન એક દિવસે રાતના વખતે મોન્ટેક્રિસ્ટો તેના દિવાનખાનામાં કેવી રીતે દાખલ થયો; તેને સર્વ હકીકત તેણે કેવી રીતે સમજાવી: વેલેન્ટાઇનના ઉપર કોણ કેવી રીતે વિષ-પ્રયોગ કરી રહ્યું હતું, તે તેણે કેવી રીતે પકડી કાઢયું; તે વાત તેણે વેલેન્ટાઇનને કેવી રીતે સમજાવી, અને પાછળથી કેવી રીતે સાબીત પણ કરી બતાવી; છેવટે તેને કાઉન્ટે કોઇક પ્રકારની ચમત્કારિક ઓષધી આપીને ડોકટરને તથા આસ પાસનાંઓને કેવી રીતે છેતર્યા; અને તેની જીંદગી બચાવવા માટે તે જાણે તદ્દન મરીજ ગઇ હોય, એવી સ્થિતિમાં તેણે વેલેન્ટાઇનને કેવી રીતે આણી મૂકી હતી, તે સર્વ બાબતોનું સવિસ્તર વર્ણન કરી બતાવ્યું. અંતમાં કાઉન્ટે તેને કબરમાંથી કેવી રીતે કાઢી સારવાર કરી ભાનમાં આણી, અને હેદીની સાથે મોન્ટેક્રિસ્ટોના ટાપુમાં કેવી સાવચેતીથી અને સુરક્ષિત રીતે મોકલાવી આપી હતી, તે તમામ હકીકત કહી બતાવી.

તેઓ જે ગુફામાં હતાં તેનું દ્વાર ખુલ્લું હોવાથી પ્રાતઃકાળ

ચએલો જોઇને તેઓ આવી રીતે ફરવા નિકળી પડેલાં હતાં. આગળ જતાં એક ખડક ઉપર એક મનુષ્ય ઉભેલો મેકઝીમીલીઅને જોયો. તે તેઓની આતુરતાથી રાહ જોઇ રહ્યો હોય એમ લાગતું હતું. મેકઝીમીલીઅને વેલેન્ટાઇનનું લક્ષ તે માણસ તરફ ખેંચ્યું.

"ઓહો !" તે પેલા માણસને જોતાંજ બોલી ઉઠી. "અરે એ તો જેકોપો છે. એ તો કાઉન્ટની નૌકાનો નૌકાધ્યક્ષ છે." એમ કહીને તેણે જેકોપોને પાસે આવવાને ઇશારત કરી.

"કેમ તમારે અમને કાંઇ કહેવું છે ?" વેલેન્ટાઇને પૂછ્યું.

"મારે આપને કાઉન્ટનો પત્ર આપવાનો છે !"

"કાઉન્ટનો પત્ર !" મેકઝીમીલીઅન અને વેલેન્ટાઇન બન્ને ચમક્યાં.

"હા, હા. આપ વાંચો એટલે સમજાશે." પેલા નૌકાધ્યક્ષે ઉત્તર આપ્યો.

"પ્રિય ભાઇ મેકઝીમીલીઅન—

"આ પત્ર તમને જેકોપો પહોંચાડશે. તે એક ઘણો નિપુણ નૌકાધ્યક્ષ છે. મારો વિશ્વાસુ નોકર હોવાથી તેના ઉપર વિશ્વાસ મુકવાને તમારે જરા પણ આશંકા લાવવાનું કારણ નથી.

"તમારે માટે એક નૌકા તૈયાર રહેશે. જ્યારે તમારી ઇચ્છા થાય ત્યારે જેકોપોને તમારે આજ્ઞા કરવી, એટલે તે તમને લેઘોર્ન પહોંચાડી દેશે; જ્યાં વૃદ્ધ મોં. નોઇર્ટીઅર પોતાની પૌત્રીનાં લગ્ન પહેલાં તેને આશિષ આપવાને માટે તમારી બન્ને જણાની અતિ આતુરતાથી રાહ જોઇ રહ્યા છે."

"મિત્ર, મોન્ટેક્રિસ્ટોના ટાપુ ઉપરની ગુફામાં, પેરીસમાંના મારા મહેલમાં અને ટ્રીપોર્ટમાંના મારા બંગલામાં જે કાંઇ મીલકત છે, તે સર્વ મીલકત પોતાના જુના શેઠ મોરેલના પુત્ર મેકઝીમીલીઅન અને તેની પ્રિયતમા વેલેન્ટાઇનને તેમના લગ્નની સંયુક્ત ભેટ તરીકે એડમંડ દાંતે તેમને બન્ને જણને આપી જાય છે.

"દોસ્ત, વેલેન્ટાઇનનો પિતા દીવાનો બની ગયો છે. તે ઉન્મત્તાશ્રમનો નિવાસી થયો છે. તેનો ભાઇ ( નાનો એડવર્ડ ) સપ્ટેંબર માસમાં માતાની સાથેજ ગુજરી ગયો છે; એટલે તેના પિતાની તમામ મીલકતનો વારસો કાયદેસર રીતે વેલેન્ટાઇનનેજ મળવાનો છે. મીલકત બેશુમાર છે તેમાં કાંઇ પણ પ્રશ્ન નથી; પરંતુ તે સદ્‌ગુણી યુવતીને મારી એક ખાસ નમ્ર વિનંતિ છે કે તેણે તે વારસામાંથી એક પાઇ પણ પોતાના ઉપભોગમાં ન લેતાં ગરીબ અનાથોને ધર્માદા કરી દેવું.

"ભાઈ, એક વખત હું પણ સેતાનની માફક પ્રભુની સાથે મારી પોતાની તુલના કરતો હતો, અને તે મહાન જગતપિતાની બરાબર હું મને પોતાને સમજતો હતો. પણ આજે તે સર્વાન્તર્યામી પરમાત્માની પાસે હું દીન અને વિનીત ભાવથી ક્ષમાની યાચના કરી રહ્યો છું; અને કબુલ કરૂં છું કે સમસ્ત બ્રહ્માંડમાં માત્ર તે પરમાત્માજ એકલો સર્વવ્યાપી સર્વશક્તિમાન અને સર્વજ્ઞ છે. કાંઇ પણ કરવાની, નહિ કરવાની અગર કરેલું અન્યથા કરવાની શક્તિ માત્ર તેનામાંજ છે. હું એક કેવળ ક્ષુદ્ર જંતુ હોઇ તેની આજ્ઞા કરી મહાપાતકમાં પડયો છું.

"તારા ભાવીનું સંરક્ષણ કરનારી—તારા હૃદય મંદીરની અધિષ્ઠાત્રી દેવીને તું વિનંતિ કરજે કે તે મારે માટે તે પરમ કૃપાળુ પ્રભુની પ્રાર્થના કરતી રહે. પરમાત્મા દયાળુ છે. તે કદાચ તેની પ્રાર્થનાઓ સાંભળશે, અને તેના પરિણામે મારા હૃદયનો સંતાપ ઓછો થશે.

"મેકશ્રીમીલીઅન, મનુષ્યનું પોતાનું મન એજ તેના સુખ દુઃખ અને બંધ મોક્ષનું કારણ છે. ખરૂં જોતાં જગતમાં સુખ દુઃખ જેવું કાંઇ છેજ નહિ. સુખ દુઃખ એ તો માત્ર એક સ્થિતિની બીજી સ્થિતિની સાથેની તુલનાનું પરિણામ છે. બીજું કાંઇજ નથી.

"જેણે ભારેમાં ભારે દુઃખ સહન કર્યું હોય છે તેજ ઉત્તમમાં ઉત્તમ પ્રકારના સુખને સારી રીતે સમજી શકે છે, અને તેનો બરાબર અનુભવ લઇ શકે છે. જીવનનાં આનંદ અને સુખની ખરી કિંમત બરાબર સમજવાને મરણ એ શું ચીજ છે તેનું મનુષ્યને બરાબર ભાન થવું જોઇએ. આપણને તે અનુભવ થોડે ઘણે અંશે થએલો છે."

"મારાં વ્હાલાં બચ્ચાંઓ, ત્યારે હવે, તમે દીર્ઘાયુ અને સુખી થાઓ અને જીવનના નાના પ્રકારના આનંદ અને રસનો લ્હાવો લો. પણ એટલી વાત તમે બન્ને જણ કદી પણ વિસરતાં નહી કે, ભાવી જાણવાની અને તે સમજવાની શક્તિ પ્રભુએ મનુષ્યને આપી નથી ત્યાં સુધી તો "ધૈર્ય અને આશા" એ બે શબ્દોના સૂત્રના પરિપાલનમાંજ મનુષ્યનું મોટામાં મોટું ડહાપણ સમાએલું છે.

"લી. તમારો મિત્ર,

"એડમન્ડ દાંતે,

"કાઉન્ટ ઓફ મોન્ટેક્રિસ્ટો."

આ પત્ર વાંચ્યો ત્યારેજ વેલેન્ટાઇનને પોતાના પિતાના ગાંડપણના, અને પોતાની અપરમાતા, તથા ભાઇના મરણની પહેલ વહેલી ખબર પડી. તેનું મુખ ફીક્કું પડી ગયું, હૃદયમાંથી શોકના ઉદ્ગાર નિકળી ગયા, અને આંખોમાંથી અશ્રુપ્રવાહ ચાલ્યો. તેને છેલ્લી આખરે સુખ તો મળ્યુ, પણ તે ઘણું મોઘું મળ્યું. કુટુંબના ક્ષયને અંતેજ તેના મનના મનોરથો સફલ થયા, જો કે તેને માટે તે પોતે કોઇપણ રીતે દોષને પાત્ર નહોતી.

મેકઝીમીલીઅન પણ શોકાતુર દૃષ્ટિથી ચારે બાજુ જોઇ રહ્યો.

"પણ," તે બોલ્યો." કાઉન્ટની ઉદારતા ભલભલાને મ્હાત કરી નાંખે તેવી છે. મારી સામાન્ય સ્થિતિથી વેલેન્ટાઇન સંતુષ્ટજ હશે. દોરત," તેણે જેકોમોને પૂછ્યું. " કાઉન્ટ ક્યાં છે? ચાલ, ને તેમની પાસે લઇ જા."

જેકાપોએ ક્ષિતિજ તરફ આંગળી બતાવી.

"એટલે શું ?" વેલેન્ટાઇને પૂછ્યું. "કાઉન્ટ કયાં છે ? હૈદી કયાં છે ? તું શું કહેવા માગે છે ?"

"પણે નજર કરો. જુઓ, જુઓ."

તે નાવિકે જે જગા બતાવી તે તરફ બન્ને જણે નજર કરી. તેમના દૃષ્ટિ સ્થિર થતાં ક્ષિતિજમાં એક સફેદ સઢ તેમને દૃષ્ટિગોચર થયું.

" ગયો !" મેકઝીમીલીઅન ગભરાતો બોલી ઉઠયો. " ગયો ! કાંઇ પણ કહ્યા અગર ખબર આપ્યા સીવાય એમને એમ ચાલ્યો ગયો ! મિત્ર, તને મારા છેલ્લા પ્રણામ છે ! શુભેચ્છક હિતસ્વી, તને મારા છેલ્લા પ્રણામ ! "

" ગયા !" વેલેન્ટાઇન અશ્રૂપાત કરતી શોકાતુર ચ્હેરે બબડી. " ગયા ! કાઉન્ટ ! મિત્ર ! મારા છેલ્લા પ્રણામ ! હૈદી ! સખી ! બેન ! મ્હારા છેલ્લા પ્રણામ !"

" હવે આપણો તેમની સાથે ફરીથી કોઇ વખત મેળાપ થશે કે કેમ તે કોણ કહી શકે ?" મેકઝીમીલીઅનનું હૈયું ભરાઇ આવ્યું. તેનાં નેત્ર ભીનાં થઇ ગયાં, અને રોતાં રોતાં તેણે વેલેન્ટાઇનને પ્રશ્ન કર્યો.

" વ્હાલા, " અશ્રુપૂર્ણ ચક્ષુથી ડુસકાં લેતાં લેતાં વેલેન્ટાઇન મેકઝીમીલીઅનને દિલાસો આપવા લાગી. " વ્હાલા,. કાઉન્ટે આપણને પોતાના પત્રમાં શિખામણ દીધી નથી કે 'ધૈર્ય અને આશા' એ બે શબ્દના સૂત્રના પરિપાલનમાંજ મનુષ્યનું મોટામાં મોટું ડહાપણ સમાએલું છે. "

સમાપ્ત.

